શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થાવલિ અંક : ૩૭

# વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ

એના ભિન્નભિન્ન મતોના મુખ્ય સિદ્ધાન્તો
તથા ગુજરાતમાં પ્રચારના નિરૂપણ સાથે

લેખક :
શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

પ્રકાશક :
અંબાલાલ બુલાખીરામ જાની, બી એ.
શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રન્થાવલિ અંક : ૩૦

# વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ

[ એના ભિન્ન ભિન્ન મતોના મુખ્ય સિદ્ધાન્તો
તથા ગુજરાતમાં પ્રચારના નિરૂપણ સાથે ]

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।

ગીતા અ. ૮, શ્લો. ૨૨

લેખક :

રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

શૈવધર્મનો ઇતિહાસ, પુરાણવિવેચન,
વગેરે ગ્રન્થોના લેખક

પ્રકાશક :

અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

મૂલ્ય રૂ. ૨–૦–૦

પ્રકાશક :
રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા
શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર
૩૬૫, કૉંગ્રેસ હાઉસ લેઈન, વિઠ્ઠલભાઈ રોડ, મુંબઈ નં. ૪

શોધિતવર્ધિત — વિ. સં. ૧૯૯૫
પ્રત ૫૦૦
દ્વિતીયાવૃત્તિ — ઈ. સ. ૧૯૩૯

મુદ્રક :
મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.
આદિત્યમુદ્રણાલય : રાયખડ : અમદાવાદ

# પ્રકાશકના બે બોલ

## ગુજરાતના ધર્મો અને સંપ્રદાયો સંબંધી

ગ્રંથાવલિ—અં. ૩

**શ્રી** ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ—એ ગુજરાતના "મુખ્ય મુખ્ય ધર્મો વા સંપ્રદાયોના સિદ્ધાન્તો, ગુજરાતમાં તેના પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર" એ નામની ઐતિહાસિક તેમ જ સૈદ્ધાન્તિક દૃષ્ટિએ, નહીં કે ખંડનાત્મક કે વિવાદાત્મક પણ મંડનાત્મક શૈલીએ લખાવેલી, ગ્રંથાવલિ પ્રકટ કરવાનો ઉપક્રમ ઈ. સ. ૧૯૧૩ થી આદરેલો છે.

(૧) તેને અનુસરીને પ્રસ્તુત ગ્રંથાવલિના પહેલા ગ્રન્થ તરીકે "જૈન અને બૌદ્ધ ધર્મ, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર" એ નામનો નિબંધ હરીફાઈથી લખવા વિદ્વાનોને આમંત્ર્યા હતા. એ આવેલા નિબંધો માંથી રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઈ, બી. એ., એલએલ. બી. વકીલનો નિબંધ પસંદ થયો હતો; અને તેમને એ ગ્રંથ યોજના પ્રમાણે ઠરાવેલું છાપવાનું પારિતોષિક રૂા. ૫૦૦ લઈ પોતાને ખર્ચે પોતાના માલિકી હક્કથી છપાવવા વારંવાર જણાવાયું હતું, પરંતુ અનેક ઘટતી તાકીદો કર્યા છતાં તેમ તેમણે માગેલી બીજી સવળતાઓનો લાભ લેવા દેવાનું ઠરાવ્યા છતાં, તેમણે એ નિબંધ છાપવાની વ્યવસ્થા કરીજ નહીં. એટલે સને ૧૯૩૪ માં પં. બેચરદાસ જીવરાજ દોશીને "જૈન ધર્મ, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને તેની ગુજરાતી સાહિત્ય ઉપર અસર" એ વિષે એક ગ્રંથ લખવાનું સભાએ સોંપેલું છે.

(૨) ઉપરાંત "બૌદ્ધ ધર્મ, તેના સિદ્ધાંતો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર" એ વિષે એક અલગ ગ્રન્થ કોઈ વિદ્વાન પાસે લખાવવાનો વિચાર ચલાવ્યો હતો, પણ એવો કોઈ વિદ્વાન્ તત્પર ન હોવાથી હજુ સુધી એ કાર્ય ચીલે ચઢયું નથી.

(૩) તે પછી "વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર" એ વિષયના નિરૂપણનો એક નિબંધ હરિફાઇથી લખવા સભાએ વિદ્વાનોને આમંત્ર્યા હતા. તેમાંથી રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો નિબંધ પસંદ થયો હતો. અને તે તેમણે સભાની યોજના પ્રમાણે રૂા. ૫૦૦ લઇ પોતાને ખર્ચે પોતાના માલીકી હક્કથી સને ૧૯૧૭ માં છપાવ્યો હતો. એ પ્રથમ આવૃત્તિ ખપી જતાં સભાએ તેના માલીકી હક્ક તેમની કનેથી ખરીદી લીધા અને દ્વિતીય સુધારેલી આવૃત્તિ તૈયાર કરવાનું તેમને સોંપવામાં આવ્યું હતું. એ ગ્રંથ હવે સુધારેલા–વધારેલા સ્વરૂપમાં વિવિધ ચિત્રો સાથે ગુજરાતી વાચક સમૂહ સમક્ષ પ્રકટ થાય છે.

(૪) "વૈષ્ણવ ધર્મ, આદિ" સંબંધી એક ગ્રંથની યોજના થયા પછી ઉપલા જણાવેલા ધોરણે જ "શૈવધર્મનો ઇતિહાસ, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર" એ નિબંધ પણ હરીફાઈથી લખવા વિદ્વાનોને આમંત્ર્યા હતા; એ આવેલા નિબંધોમાંથી રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીનો નિબંધ પસંદ થયો હતો. અને તે તેમણે રૂા. ૫૦૦ નું પારિતોષિક લઈ પોતાના માલિકી હક્કથી સને ૧૯૨૧ માં છપાવ્યો પણ હતો. તેની પહેલી આવૃત્તિ ખપી જતાં, સભાએ તેના માલિકીહક્ક ખરીદ્યા, અને તે સુધારી–વધારી અદ્યતનીય કરવાનું કામ તેમને જ સોંપવામાં આવ્યું હતું. એમણે એમ તૈયાર કરેલો ગ્રંથ ગુજરાતી વાચક સમૂહ સમક્ષ ૧૯૩૬ ના વરસમાં રજુ થઇ ગયો છે.

(૫) તે પછી "અહુનવર, એ નામનો સર્જનજૂનો મંત્ર–પારસી ધર્મતત્ત્વનું વૈદિક દ્રષ્ટિએ અવલોકન " એ નિબન્ધ રા. રા. માનશંકર પિતાંબરદાસ મહેતાનો સભાએ પ્રકટ કરેલો છે.

(૬) તે પછી " શાક્ત સંપ્રદાય, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર " એ વિષે એક ગ્રંથ દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ., માજી દિવાન સાહેબ ખંભાત, એમણે તૈયાર કરી આપતાં સભાએ સને ૧૯૩૨ માં પ્રકટ કર્યો છે.

(૭) "કબીરસંપ્રદાય, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર" એ ગ્રંથ રા. રા. કિસનસિંહ ગો. ચાવડાએ લખેલો પ્રકટ થયો છે.

આ ઐતિહાસિક, સૈદ્ધાન્તિક અને સાહિત્યિક દૃષ્ટિએ લખાવાતી ગ્રંથાવલિને પૂરતું પ્રોત્સાહન અને ઉત્તેજન વાચનરસિક ગુજરાતી જનસમૂહો તરફથી સવેળા મળતું જશે, તો ગુજરાતમાં અને ગુજરાતી જનસમૂહોમાં પ્રચલિત આવા બીજા ધર્મો–ઈસ્લામ, જરથોસ્ત, ખ્રીસ્ત–તેમ જ મોટા ધાર્મિક સંપ્રદાયો, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર ' એ વિષે ગ્રંથો લખાવવાનો પોતાનો ઉપક્રમ ચાલુ રાખવા શ્રી ફાર્બસ ગુજરાતી સભાની ધારણા છે; અને તે સંબંધમાં તજ્જ્ઞ વિદ્વાનો સાથે પત્રવ્યવહાર પણ ચાલે છે. પ્રભુઈચ્છા હશે તો સભાનો એ મનોરથ પાર ઉતરશે. વાચનરસિક જનસમૂહ આ ગ્રંથાવલિનો લાભ સહેલાઈથી લઈ શકે તે માટે તેની કિમ્મત પડતર ભાવે રખાયલી છે, એ અત્રે જણાવવાની જરૂર જણાય છે.

મુંબઈ, આષાઢ સુદિ ૪ } અંબાલાલ બુ. જાની
બુધવાર તા. ૨–૬–૩૯ } સહાયક મન્ત્રી : શ્રી. ફા. ગુ. સભા.

# શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં નવાં પ્રકાશનો

૧ **જીવન અને ઉત્ક્રાન્તિ** (જીવનવિજ્ઞાન, રસિક) સચિત્ર ૧૧ આકૃતિઓ. મૂ. રૂા. ૦–૧૨–૦

૨–૩ **ગુજરાતના ઐતિહાસિક લેખો**, ભાગ ૧–૨ દરેક ૪૦૦ રૉયલ પેજી. દરેકનું મૂ. રૂા. ૪–૮–૦

૪ **હવામાન**: ગુજરાતની સ્થિતિ. મૂ. રૂ. ૦–૧૨–૦

૫ **શૈવધર્મ**: ગુજરાતમાં પ્રચાર, ગુજરાતી સાહિત્ય પર અસર. મૂ. રૂા. ૧–૦–૦

૬ **ગુજરાતી ભાષા ને સાહિત્ય**, સ્વ. નરસિંહરાવનાં યુનીવર્સિટીનાં અંગ્રેજી વ્યાખ્યાનોનું ભાષાન્તર. મૂ. રૂા. ૩–૦–૦

૭ **કબીરસંપ્રદાય**, ગુજરાતમાં પ્રચાર, ગુજરાતી સાહિત્ય પર અસર. મૂ. રૂા. ૧–૦–૦

૮ **કૃષ્ણક્રીડાકાવ્ય**: (દશમસ્કંધ, ભાગવત પદબંધ પ્રાચીન) મૂ. રૂા. ૦–૧૨–૦

૯ **મહાભારત.** ભા. ૧–૨–૩, પદબંધ, આદિ, સભા, વિરાટ અને ઉદ્યોગપર્વ. દરેકનું મૂ. રૂા. ૧–૦–૦.

૧૦ **વૈષ્ણવધર્મ**: સિદ્ધાન્ત, ગુજરાતમાં પ્રચાર, ગુજરાતી સાહિત્ય પર અસર, નવી દ્વિતીય આવૃત્તિ, સચિત્ર. મૂ. રૂા. ૨–૦–૦

● **ત્રૈમાસિક**–મુખપત્ર. દર અંક ૧૫–૧૭ ફારમનો સચિત્ર લવાજમ રૂા. ૩–૦–૦

બુકસેલરોને જથાબંધ લેતાં કમીશન ૨૦ ટકા મળશે.

● સભાનાં પુસ્તકો લાઇબ્રેરીઓ ને ઇનામો માટે અડધી કિમ્મતે મળશે.

**અંબાલાલ બુ. જાની, બી. એ.**
સહાયક મંત્રી, શ્રી. ફા. ગુ. સભા
૩૬૫, શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, કૉંગ્રેસ લેઇન,
વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ નં. ૪

# પ્રસ્તાવના

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

શ્રી. ફાર્બસ ગુજરાતી સભાની જાહેર માગણીથી આ પુસ્તકની પ્રથમાવૃત્તિ લખાઈ હતી અને એ પુસ્તકની પ્રસિદ્ધિ પછી બાવીશ વર્ષે એની પુષ્કળ સુધારાવધારાવાળી આ નવી આવૃત્તિ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા તરફથી પ્રકાશિત થાય છે.

સનાતન હિન્દુ ધર્મના કર્મ, યોગ, જ્ઞાન અને ભક્તિ, એ ચાર પ્રસિદ્ધ માર્ગો છે. તેમાં ભક્તિમાર્ગના વૈષ્ણુવ, શૈવ, શાક્ત, ગાણુપત્યાદિ જે અનેક ફાંટાઓ છે, તેમાંથી ગાણુપત્યાદિ અલ્પતર પંથોનો ગુજરાતમાં વિરલ પ્રચાર છે, અને તેમાંના કેટલાકનો સમાવેશ વૈષ્ણુવ, શૈવ કે શાક્તમાં થઈ જાય છે. 'શાક્તસંપ્રદાય'નું શ્રી. દિ. બા. ન. દે. મહેતાએ લખેલું પુસ્તક શ્રી. ફા. ગુ. સભાએ જ ઈ. સ. ૧૯૩૨માં પ્રસિદ્ધ કર્યું છે. શૈવધર્મના સંક્ષિપ્ત ઇતિહાસની પ્રથમાવૃત્તિ ઈ. સ. ૧૯૨૧માં મેં શ્રી. ફા. ગુ. સભા તરફથી પ્રકટ કરી હતી અને તેની સુધારાવધારાવાળી આવૃત્તિ ૧૯૩૬માં શ્રી. ફા. ગુ. સભાએ પ્રસિદ્ધ કરી છે. અને આ વૈષ્ણુવધર્મનો ઇતિહાસ છે. મતલબ કે ભક્તિમાર્ગના લગભગ સંપૂર્ણ પ્રવાહને અવલોકવાની અનુકૂળતા શ્રી. ફા. ગુ. સભાએ ગુજરાતી જનતાને કરી આપી છે.

વૈષ્ણુવધર્મના આ સંક્ષિપ્ત ઇતિહાસની (તેમ જ મારા શૈવધર્મના સંક્ષિપ્ત ઇતિહાસની પણ) પ્રથમાવૃત્તિની સંકલના એ વખતના શ્રી. ફા. ગુ. સભાના માનદ મંત્રી સ્વ. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીની

સૂચનાને અનુસરી, ડૉ. રા. ગો. ભાંડારકરના "વૈષ્ણુવીઝમ, શૈવીઝમ એન્ડ માઇનોર રીલીજીઅસ સીસ્ટીમ્સ" એ નામના "એન્સાઇકિલો-પીડીઆ ઑફ ઇન્ડો આર્યન રીસર્ચ"ની માળામાં તરતમાં છપાયેલા પુસ્તકને અનુસરીને રાખી હતી. વૈષ્ણુવધર્મની ચર્ચા બીજી રીતે પણ શક્ય છે, છતાં ઐતિહાસિક અવલોકન માટે એ સંકલના સારી છે, એમ હું હજી માનું છું અને તેથી વર્તમાન આવૃત્તિમાં પણ સામાન્ય સંકલના પહેલી આવૃત્તિવાળી જ રાખી છે. છતાં છેલ્લાં વીશ બાવીશ વર્ષમાં વૈષ્ણુવ ધર્મ અને પુરાતત્ત્વ સંબંધી ગ્રન્થો તથા સામયિકો દ્વારા જે કાંઈ મારા જાણવામાં આવ્યું તેનો લાભ લઇને ઐતિહાસિક નિરૂપણમાં નાનામોટા આવશ્યક સુધારાવધારા કર્યા છે.

વળી પ્રવેશકમાં ભક્તિવૃત્તિનું સંક્ષેપમાં પણ માનસશાસ્ત્રીય વિવેચન; હરિવંશ, વિષ્ણુપુરાણુ, ભક્તિમીમાંસાના ગ્રન્થો, વૈષ્ણુવ સ્તોત્રો વગેરેનું વિવેચન; અલ્પજ્ઞાત વૈષ્ણુવપન્થો અને તેના પેટા ફાંટાઓ સંબંધી નવી માહિતી; વૈષ્ણુવધર્મની ગુજરાતી સાહિત્ય ઉપર અસરનું સવિસ્તર વર્ણન; નરસિંહ મહેતા સંબંધી, ગુજરાતમાં છેલ્લાં બારેક વર્ષ દરમીઆન ચાલેલી ચર્ચાની તદ્વિષયક ઉલ્લેખો સાથે નોંધ; વગેરે પુષ્કળ નવા ઉમેરા કર્યા છે.

બીજું વૈષ્ણુવમાર્ગના ઇતિહાસમાં, જૂદે જૂદે કાળે જેને પરિણામે ચિત્તની અમુક એક જ વૃત્તિનો વિશેષ વિકાસ થાય એ પ્રકારનો ભક્તિના લક્ષણુમાં ભાર મૂકાતાં, સામાજિક ચિત્તના સ્વાસ્થ્ય ઉપર કેવી અસર થઈ છે તેનું પ્રવેશક સૂચિત દૃષ્ટિથી વર્ણન તથા પ્રજાના જીવન ઉપર ભક્તિમાર્ગે કરેલી શુભાશુભ અસરનું વર્ણન, એ બે નવા વિષયો પણ ઉમેર્યા છે.

આ રીતે ઉમેરાઓ થઇને પુસ્તકનું કદ પહેલી આવૃત્તિ કરતાં લગભગ બમણું થઇ ગયું છે. છતાં આ પુસ્તકનો સર્વસંગ્રહનો દાવો નથી. ઇતિહાસ માટે એવો દાવો શક્ય જ નથી. વળી અહીં

વૈષ્ણુવધર્મના ભિન્ન ભિન્ન સંપ્રદાયના લાંબા ઇતિહાસો છે; પ્રત્યેક સંપ્રદાયમાં સ્વસિદ્ધાન્તોના વર્ણનના અનેક ગ્રન્થો છે;[1] દેવપૂજન તથા વૈષ્ણુવ વેષ–તિલક–આચારના વિષયમાં ભિન્ન ભિન્ન સંપ્રદાયોમાં ઘણી ભિન્નતા છે.[2] વૈષ્ણુવ અને શૈવ મૂર્તિવિદ્યાનો પણુ સ્વતંત્ર વિષય છે. પણુ આવી વસ્તુઓને તે તે સંપ્રદાયના પોતાના ઇતિહાસમાં સંગ્રહાવા યોગ્ય, અને વૈષ્ણુવધર્મના સમસ્ત ઇતિહાસને દૃષ્ટિફલકમાં ઉતારવામાં બાધક જાણીને તેમ જ આ પુસ્તકના કદની મર્યાદા ધ્યાનમાં રાખીને છોડી દીધી છે.

બીજી તરફથી પ્રચારની દૃષ્ટિથી કે દાર્શનિક અથવા ભક્તિ-વિષયક સિદ્ધાન્તની દૃષ્ટિથી કોઇ પણુ સંપ્રદાય કે પંથની ખંડનાત્મક અથવા મંડનાત્મક ચર્ચાને બીલકુલ સ્પર્શ કર્યો નથી. તેમ જ રામાનુજાદિ સંપ્રદાયોએ શાંકર અદ્વૈતવાદનું ખંડન કરવાનો ભારે પ્રયત્ન સ્વગ્રન્થોમાં કર્યો છે, પણુ મેં એ વસ્તુને તદ્દન છોડી દીધી છે.

ઉલ્લિખિત ગ્રન્થોની સૂચી ગ્રન્થાન્તે આપી છે.

ગ્રન્થાન્તે આપેલ શુદ્ધિપત્રક જો કે સંપૂર્ણુ નહીં હોય છતાં તેને અનુસરી ગ્રન્થ સુધારી લેવાથી વાંચવામાં સરળતા થશે.

આ આવૃત્તિમાં થોડાં ચિત્રો મૂકયાં છે અને તેનો ટુંકો પરિચય નીચે આપ્યો છે.

વીલેપાર્લે — દુર્ગાશંકર કે. શાસ્ત્રી

શ્રાવણુ, ૧૯૯૫

---

૧ ફર્કુહરે "આઉટ લાઇન ઓફ ધી રીલીજીઅસ લીટરેચર ઓફ ઇન્ડીઆ" ના પુસ્તકમાં જૂદાજૂદા સંપ્રદાયનાં સાહિત્યની યાદી આપવાનો પ્રયાસ કર્યો છે. અલબત્ત પ્રત્યેક સંપ્રદાયની તેણે આપેલી યાદી સંપૂર્ણ હોવાનો સંભવ થોડો છે.

૨ આ દેશના જૂદા જૂદા પંથોના સાધુઓનાં વેષ, તિલક, વગેરેનાં વર્ણન માટે ડી. એન પૈ નું "મોનોગ્રાફ ઓન ધી રીલીજીઅસ સેક્ટસ એમન્ગ ધી હિન્દુઝ" નું સચિત્ર પુસ્તક (૧૯૨૮) જુઓ.

# પ્રકરણાનુસાર વિષયાનુક્રમણિકા

# વિષયાનુક્રમણિકા

# ચિત્રપરિચય

**૧. વિદિશાનો ગરૂડધ્વજ**—પૃ. ૩૯ સામે જે ચિત્ર છે, તે સ્તંભ બેસનગર કે બીસનગર (સંસ્કૃત સાહિત્યનું વિદિશા) પાસે મળી આવ્યો છે. એ સ્તંભ ઉપર બ્રાહ્મી અક્ષરમાં જે લેખ છે તે પૃ. ૪૦ માં ટિ–૧ માં ઉતાર્યો છે અને તેનો અનુવાદ મૂળમાં આપ્યો છે.

**૨. ગોવર્ધનધારી કૃષ્ણ**—પૃ. ૧૪૮ સામે જે ગોવર્ધનધારી શ્રીકૃષ્ણની મૂર્તિવાળા થાંભલાનું ચિત્ર છે તે થાંભલો મન્દોર પાસેથી ખોદી કાઢવામાં આવ્યો છે. એ ફોટો મૂળ આ–સ–ઈ. એન્યુઅલ રિપોર્ટ ૧૯૦૫–૦૬ માં છપાયો છે. આ થાંભલા ઉપરનું કોતરકામ તદ્વિદો ઇ. સ. પાંચમા શતકનું ધારે છે, મતલબ કે ગોવર્ધનધારીની આ મૂર્તિ જૂનામાં જૂની છે. મૂર્તિ વિદ્યાના તથા ધર્મના ઇતિહાસમાં ગોવર્ધનધારી શ્રીકૃષ્ણની મૂર્તિનું વિશિષ્ટ સ્થાન છે. ગોવર્ધનધારી કૃષ્ણના જૂદાજૂદા કાળના અને જૂદી જૂદી કળાજાતિના નમુનાઓનો સંગ્રહ કરવામાં આવે તો અભ્યાસવિષય થઈ શકે એટલો વિશાળ સંગ્રહ થાય, પણ અહીં તો ત્રણ જ નમુનાનાં ચિત્રો છાપ્યાં છે. [1]શ્રીનાથદ્વારાવાળા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોના સેવ્ય સ્વરૂપનું ચિત્રદર્શન તો ઘણું સુલભ છે, એમ ધારી અહીં નથી છાપ્યું.[1]

**૩. ગોવર્ધનધારી કૃષ્ણનું બીજું ચિત્ર**—જે પૃ. ૨૪૯ સામે છાપ્યું છે તે ભાગવતના ફારસી ભાષાન્તરની સચિત્ર પોથીમાં

---

૧ ગુજરાતમાં જ જૂના વખતમાં વિષ્ણુની કેવી મૂર્તિઓ પૂજાતી એનો કાંઈ ખ્યાલ આવવા માટે જુઓ 'ગુજરાત રીસર્ચ સોસાઈટીના જર્નલ'ના પં. ભગવાનલાલ સ્મારક અંકમાં શ્રી. મં. ર. મજમુદારનો 'સ્ટડીઝ ઈન વેરાઈટીઝ ઓફ વિષ્ણુ ઇમેજીસ ફ્રોમ ગુજરાત.'

છે. આ ફારસી પ્રત ૧૮૫૩ માં લખાયેલ છે. એટલે ચિત્ર પણ તે જ કાળનું મુસ્લીમ કલમનું મનાય. આ ફારસી પોથી ભાંડારકર ઈન્સ્ટીટયુટ(નં. ૮૧૯ સને ૧૮૭૫-૭૬)માં છે અને તેના ક્યુરેટર શ્રી. પી. કે. ગોડે પાસેથી શ્રી. વિ. પ્ર. વૈદ્ય, બાર–એટ–લો. મારફત એ પોથી મેળવી હતી.

૪. **ગોવર્ધનધારી કૃષ્ણનું** ત્રીજું ચિત્ર જે પૃ–૨૦૮ સામે છાપ્યું છે તે બિલ્વમંગળની બાળગોપાલ સ્તુતિની ગુજરાતમાંથી મળેલી સચિત્ર હાથપ્રતનું છે. એ ચિત્ર ઈ. સ. પંદરમા શતકનું ગુજરાતી કલમનું છે એવો શ્રી. મં. ર. મજમુદારનો મત છે અને તેઓએ જ મને મોકલ્યું છે.

૫. **રાસલીલા** પૃ. ૧૦૪ સામે. આ ચિત્ર ઉપર કહેલ બિલ્વ મંગલની બાલ ગોપાલ સ્તુતિની હાથપ્રતનું જ છે.

૬. **શેષશાયી વિષ્ણુ**—પૃ. ૧૪૯–૫૦ માં કરેલી નોંધો ઉપરથી શેષશાયી વિષ્ણુની મૂર્તિઓ ઇ. સ. પાંચમા છઠ્ઠા શતકથી મળે છે, એ સમજાશે. આ શિલ્પ ઐહોલ ગુફાનું છે. એનો સમય ઈ. સ. છઠ્ઠું શતક છે, અને હાલમાં એ મુંબઇના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમમાં છે.

૭. **વરાહમૂર્તિ**—વિષ્ણુના દશ અવતારોમાંથી વરાહ, વામન અને નૃસિંહની પૂજા જૂના વખતમાં ઘણી પ્રચલિત હતી. એ વખતની મૂર્તિઓ પણ મળે છે તેમાંથી નમુના રૂપે વરાહની પ્રાચીન મૂર્તિનું ચિત્ર પૃ. ૧૫૬ સામે છાપ્યું છે. એ પણ પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમમાં છે, ત્યાં વિકટોરીઆ અને આલ્બર્ટ મ્યુઝિયમમાંથી આવેલ છે. ક્યાંથી મળેલ છે એ ખબર નથી. પણ ૧૩ મા શતકનું ગુજરાતનું શિલ્પ હોવાનો સંભવ શ્રી. ગિ. વ. આચાર્ય માને છે.

૮. **શ્રીરામાનુજાચાર્ય**—પૃ. ૧૬૩ સામે

૯. **શ્રી નિમ્બાર્કાચાર્ય**—પૃ. ૧૮૩ સામે

૧૦. **શ્રી મધ્વાચાર્ય**—પૃ. ૧૯૩ સામે

૧૧. **શ્રી ચૈતન્ય**—પૃ. ૨૭૬ સામે

ઉપરનાં ૪ ચિત્રો ૮–૯–૧૦–૧૧ ગીતા પ્રેસ ગોરખપુરનાં છે. જો કે ચૈતન્યનો તો બ્લોક જ જે પ્રેમાવતાર ચૈતન્ય દેવમાં છપાયો છે તે એના પ્રકાશક તરફથી મળ્યો હતો.

૧૨. **શ્રીમદ્‌વલ્લભાચાર્ય**—પૃ. ૨૪૩. આ ચિત્ર પૃ. ૨૫૪માં જેનું વર્ણન કર્યું છે તે મૂળ ચિત્રની અનુકૃતિ છે અને તેનો બ્લોક શ્રી વસંતરામ શાસ્ત્રી પાસેથી મળ્યો છે.

૧૩. **દધિમંથન–મોઢેરાનું શિલ્પ**—પૃ. ૩૫૨ સામે જે ચિત્ર છાપ્યું છે તેનો ફોટો શ્રી. મં. ર. મજમુદાર તરફથી મળ્યો છે. મોઢેરાના મંદિરના રંગમંડપમાં સ્તંભ ઉપર આ કોતરણી છે.

૧૪. **કવિ દયારામ**—કવિ દયારામનું આ ચિત્ર 'ગુજરાતી' પ્રીં. પ્રેસના માલીક શ્રી. ન. ઈ. દેશાઈના સૌજન્યથી મળ્યું છે.

૧૫. **શ્રી સહજાનંદ સ્વામી**—પૃ. ૪૧૪. આ બ્લોક અમદાવાદના સ્વામીનારાયણ મંદિરના વ્યવસ્થાપક પાસેથી એક મિત્ર મારફત મળ્યો છે.

ઉપર પ્રમાણે ચિત્રો, ફોટાઓ કે બ્લોકો આપવાના જેઓના સૌજન્યથી આ પુસ્તક સચિત્ર થઈ શક્યું છે તે સહુનો અહીં ઉપકાર માનું છું.

---

## શુદ્ધિપત્રકમાં ઉમેરો

| | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| પૃ–૪૩ ફુટનોટ ૧ | પૃ–૫ | ૩ |
| પૃ–૫૩ ફુટનોટ ૧ | કર્ણભંગ | કર્ણભાર. |
| પૃ–૫૪ પં. ૧૬ | र | ह |
| પૃ–૬૧ પં. ૧ | ૧–૫૨ | ૧–૫૧ |
| પૃ-૬૨ પં. ૮ | છતાં | જો કે |



# વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ.

## પ્રવેશક

'શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' અને 'આ વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ,' એ બન્ને ગ્રન્થોની યોજનામાં મારું લક્ષ્ય તે તે ધર્મના વિચારોમાં કાલક્રમે થયેલાં પરિવર્તનોનું નિરૂપણ કરવા તરફ જ રહ્યું છે. એ વિચારોની યોગ્યતાની દાર્શનિક દૃષ્ટિએ, પ્રમાણશાસ્ત્રીય દૃષ્ટિએ, પરસ્પર તુલના દ્વારા અથવા આ દેશના કે અન્ય દેશોના ઇતર ધર્મોના વિચારો સાથે તુલના દ્વારા પરીક્ષા કરવાનો પ્રયાસ મેં કર્યો નથી. એ પ્રકારના પ્રયાસમાં પરીક્ષા કરનારના વલણની અસર થઇને ઐતિહાસિક તટસ્થતાનો ભ્રંશ થવાનું બહુ ભય છે અને એ ભય ઉપરાંત મારી શક્તિની તથા પુસ્તકના કદની મર્યાદા પણ એ દિશામાં પ્રયાસ ન કરવામાં કારણભૂત છે. એટલે એ પ્રકારની તુલના તથા પરીક્ષા માટે આવશ્યક સામગ્રી પૂરી પાડીને મેં સંતોષ માન્યો છે.

પણ ભક્તિમાર્ગના સામાજિક મૂલ્ય વિષે તથા તેના પ્રાણભૂત વિચારોની માનસિક પીઠિકા વિષે સંક્ષેપમાં પણ કાંઇક વિવેચન આ પ્રવેશકમાં જ કરી લેવું, એ મને યોગ્ય લાગે છે. આધુનિક માનસશાસ્ત્રના ગ્રન્થો જેવા ચિત્તના બંધારણની અને કાર્યની ચર્ચા કરનારા જુદા જ ગ્રન્થો રચવાનો જો કે જૂના જમાનામાં સંપ્રદાય ન હતો, પણ એ ચર્ચાનો અભાવ ન હતો. ભક્તિમાર્ગીય સાહિત્યમાં

ભક્તિમીમાંસાના ત્રણ ચાર ગ્રન્થો મળે છે. અને એ શિવાય પણ ભક્તિમાર્ગીય ગ્રન્થોમાં ભક્તિનું લક્ષણ કે સ્વરૂપ દર્શાવતાં આધુનિક પરિભાષામાં માનસશાસ્ત્રીય કહેવાય એવી થોડી ઘણી ચર્ચા કરેલી હોય છે. આમાંથી સાંપ્રદાયિક કે પુરાણાદ્યુક્ત ચર્ચા તે તે સંપ્રદાયના કે પુરાણાદિના સિદ્ધાન્તોના વર્ણનમાં આવી જ ગઇ છે અને ભક્તિમીમાંસાના ગ્રન્થો સંબંધી એક પ્રકરણ – જે પ્હેલી આવૃત્તિમાં ન હતું તે આ આવૃત્તિમાં નવું જ ઉમેર્યું છે. આ પ્રાચીન મીમાંસા ઉપરાંત શ્રીયુત કનૈયાલાલ મુનશી જેવા પ્રભાવશાળી લેખકે ગુજરાતીમાં ભક્તિવૃત્તિની થોડી આધુનિક મીમાંસા કરી છે. ( જુઓ એમનું ' થોડાંક રસદર્શનો, સાહિત્ય અને ભક્તિનાં ' ).

અને બધું જોતાં આ દેશના વૈષ્ણવ ભક્તિમાર્ગ સંબંધી ટુંકામાં પણ લગભગ બધી માહીતી આપનારા આ ગ્રન્થમાં આધુનિક માનસશાસ્ત્રની દૃષ્ટિનું પણ કાંઈક વિવરણ હોવું, એ મને જરૂરનું લાગે છે. પણ સામાન્ય માનસશાસ્ત્રનું પાશ્ચાત્ય દેશમાં ઉત્પન્ન થયેલું સાહિત્ય ઘણું વિશાળ છે અને ધાર્મિક માનસશાસ્ત્ર ( Religious Psychology ) જો કે છેલ્લાં ૩૫–૪૦ વર્ષમાં જ વિકાસ પામ્યું છે, છતાં તે એ અતિ વિપુલ છે. વળી આ અતિ ગુંચવણવાળા વિષયમાં જુદા જુદા અભ્યાસીઓએ પોતપોતાની દૃષ્ટિથી ઘણું સૂક્ષ્મ વિવેચન કર્યું છે, પણ છેવટના કહેવાય એવા નિર્ણયો હજી થયા નથી. અને આ પુસ્તકના કદની મર્યાદા જોતાં ભક્તિવૃત્તિના પૃથક્કરણ સંબંધી ભિન્ન ભિન્ન મતોની સમીક્ષા કરવી કે તેનાં વિવિધ તત્ત્વોની ઊંડા ઉતરીને વિગતવાર ચર્ચા કરવી અહીં શક્ય નથી. એ માટે તો એ વિષયનો જુદો જ ગ્રન્થ લખાય, એ ઇષ્ટ છે. એટલે આ પ્રવેશકમાં તો ભક્તિમાર્ગના – વિશેષતઃ વૈષ્ણવ ભક્તિમાર્ગના સાહિત્યને તથા ઈતિહાસને ધ્યાનમાં રાખીને આધુનિક માનસશાસ્ત્રના બહુમાન્ય સિદ્ધાન્તોની દૃષ્ટિથી પણ સ્વતંત્ર રીતે

આ દેશમાં ચાલેલા ભક્તિના પ્રવાહનું અતિશય ટુંકામાં વિવેચન કરવાનો આશય રાખ્યો છે.

**ધર્મ–સામાન્ય માનુષવૃત્તિ**—ધાર્મિકવૃત્તિ સામાન્ય માનુષવૃત્તિ છે. અપવાદરૂપ દાખલાઓને બાદ કરતાં દુનીઆભરમાં એ વૃત્તિ વ્યાપક છે. એટલું જ નહિ પણ ભૂતકાળમાં ઊંડા ઉતરતાં જ્યાં સુધી કોઈ પણ જાતનું, ગમે તેટલું જંગલી પણ માણસ કહેવાતું પ્રાણી મળે છે ત્યાં સુધી એનામાં કોઈક પ્રકારની–ગમે તેટલી સાદી કે જાડી પણ ધાર્મિક વૃત્તિ જોઈ શકાય છે. અને જો કે અઢારમા શતકથી યૂરોપમાં ધર્મનાં નુકશાનો ઉપર ભાર દેનારૂં સાહિત્ય પ્રગટ થતું રહ્યું છે, અને એ સાહિત્યની અસરથી સ્વાર્થી બ્રાહ્મણોએ પેટ ભરવા માટે ધર્મનું ધતીંગ ચલાવ્યું છે, ધર્મે ભિક્ષાવૃત્તિને તથા ગુરૂઓના અનાચાર અને ઘમંડને પોષ્યાં છે. વગેરે નિન્દાપ્રચુર સાહિત્ય આ દેશમાં પણ ઉત્પન્ન થયું છે અને હમણાં હમણાં રૂશીઆનો પવન વાઈને બુદ્ધિવાદને નામે ઈશ્વર અને ધર્મનો ઈન્કાર કરવાનો પવન પણ આપણે ત્યાં ચાલ્યો છે.

**ધર્મનાં હાનિલાભ**—ભયંકર યુદ્ધો, અતિશય કનડગત, ભારે અનાચાર વગેરે હાનિઓ ધર્મને નામે થયાના પુષ્કળ દાખલા ઇતિહાસમાં છે તેની ના પડાય એમ નથી. એથી ઉલટું એ પણ ઐતિહાસિક હકીકત છે કે ધર્મની પ્રેરણાથી પ્રજાઓએ સંગઠિત થઈને મુશ્કેલ અને મોટાં કામો કર્યાં છે. એટલું જ નહિ પણ જુદી જુદી પ્રજાઓને જીવનનો આદર્શ અને નૈતિક ભાવનાઓ પૂરાં પાડી તથા નૈતિક જીવનને વળગી રહેવાનું બળ આપી, સ્વભાવથી સ્વાર્થ અને વાસનાના જીવોને સંયમ અને વિશાળતા તરફ દોરી, પ્રજા તરીકેનું સંગઠન ધર્મે આપ્યું છે. આ વાત બીજી પ્રજાઓ માટે જેટલી સાચી છે તેટલી જ કે તેથી વધારે હિંદુ પ્રજા માટે સાચી છે. રાજકીય અસ્મિતા જેનામાં બીલકુલ જાગી જ નથી એવી હિંદુપ્રજામાં જે કાંઈ એકતા કે હિંદુપણાની અસ્મિતા છે તે ધર્મે આપેલી છે. અને આ હિંદુધર્મ

એટલે યજ્ઞાત્મક વૈદિકધર્મ નહિ, પણ વાવ, કુવા, તળાવ, બગીચા, ધર્મશાળા, પાંજરાપોળ, ઈસ્પીતાલ વગેરે લોકોપકારક સંસ્થાઓ બંધાવવામાં તથા નભાવવામાં અને તીર્થયાત્રામાં પુણ્ય મનાવતો તથા નાનાં મોટાં–કેટલાંક તો નાનાં ગામ જેવાં વિશાળ મંદિરો બાંધી તેમાં તેમ જ ઘરમાં નાના પાલખામાં શિવવિષ્ણુની ભક્તિ કરતાં શીખવતો અને નીતિમય કૌટુમ્બિક જીવન જીવવાની શિક્ષા ગૃહ્યસૂત્રો અને ધર્મશાસ્ત્રો દ્વારા આપતો, વર્ણાશ્રમવ્યવસ્થા દ્વારા પ્રજાને એક તાંતણે બાંધતો તથા નીચી ઉંચી સર્વ સ્થિતિનાં માણસોને સંતોષ આપવાનો દાવો કરતો પૌરાણિક ધર્મ.

**ધર્મે આપેલી એકતા**—આ દેશની આર્ય, અનાર્ય, સંસ્કારી જંગલી બધી જાતની વસ્તીને તથા પરદેશથી આવેલાં યવન, શક, હૂણ વગેરે ટોળાંઓને આ પૌરાણિક ધર્મે હિંદુ પ્રજામાં સમાવી દીધાં છે. આ રીતે હિંદુ ધર્મે અતિશય ભિન્નકક્ષાના સંસ્કારોવાળા અને રંગ, આકૃતિ, ભાષા, વેષ, ખોરાક વગેરેના દેખીતા ભેદવાળા વ્યક્તિ-સમૂહોને એક સૂત્રે બાંધી એક હિંદુ પ્રજા બનાવી છે. છતાં આ ધાર્મિક એકતા ખ્રીસ્તી ધર્મની કે મુસ્લીમ ધર્મની એકતા જેટલી પ્રબળ નથી અને એ નિર્બળતાને પરિણામે હિંદુ પ્રજાને નુકશાન પણ થયું છે, એ ઈતિહાસપ્રસિદ્ધ છે.

વર્ણભેદે તથા રોટીવ્યવહાર અને બેટીવ્યવહારના અનેક પ્રકારના ભેદોએ હિંદુ પ્રજાની ધાર્મિક એકતાને મોળી પાડી છે, પણ ભક્તિમાર્ગે પ્હેલેથી જ અને પછી પણ દરેક પગથીએ સ્ત્રી-શૂદ્રને જ નહિ પણ અન્ત્યજોને તથા યવન શકહૂણોને પણ ભક્તિનાં અધિકારી ગણી, એ રીતે પોતાના વાડામાં સંઘરી, આ એકતાને મજબુત બનાવવાનો કેવો પ્રયાસ કર્યો છે તથા ફરી ફરી એ એક એકતા મોળી પાડનાર સ્માર્ત યજ્ઞધર્મે કેવી રીતે જોર કર્યું છે, તેનો બોધક વૃત્તાન્ત આ ઈતિહાસમાં છે.

**ભક્તિમાર્ગ અને પૂર્તધર્મ**—વળી આ ભક્તિમાર્ગનું વધારે

વલણ મંદિરો બંધાવવા તરફ હોવા છતાં, વાવ, કુવા, તળાવ, ધર્મશાળા, પાઠશાળા, ગૌશાળા વગેરે લોકોપકારક જૂની પરિભાષાના પૂર્તધર્મને ભક્તિમાર્ગે પોતાનું અંગ કરી લીધો હતો. બળદગાડીના જમાનામાં—જ્યારે એ ધીમા વાહનનો પણ ઉપયોગ ન કરવામાં—પગે ચાલીને જાત્રા કરવામાં પુણ્ય મનાતું ત્યારે વાવ, કુવા, તળાવ, ધર્મશાળા વગેરેની આવશ્યકતા કેટલી હતી એનો આ રેલ્વે–મોટર એરોપ્લેનના જમાનામાં ખ્યાલ આવવો મુશ્કેલ છે. અને પ્રસિદ્ધ તીર્થોનાં મોટાં મંદિરો તો સ્વતંત્ર કિલ્લાવાળાં ગામ જેવાં હોઈને એની અંદર જ બજારો, તળાવ, ધર્મશાળાઓ, પાઠશાળાઓ, જેમાં કથાવાર્તા, નાટક, કીર્તન, નાચ વગેરે થાય એવા રંગમંડપો, સ્વતંત્ર ચોકીદારો વગેરે બધાંનો સમાવેશ થતો.[1]

**ભક્તિમાર્ગે આપેલું વિદ્યાકલાને ઉત્તેજન**—પણ આ પૂર્તધર્મને પોષણ આપવા કરતાં વધારે મોટું કામ જે ભક્તિમાર્ગે કર્યું છે તે વિદ્યાકલાને ઉત્તેજન આપવાનું છે. નાનાં મોટાં મંદિરો બંધાવી તેમાં મૂર્તિઓની સ્થાપના કરવી એ ઇષ્ટદેવનો અનુગ્રહ મેળવવાનું સાધન છે એવું માનનારો માર્ગ સ્થાપત્ય અને શિલ્પકળાને ઉત્તેજન આપે, એ સ્વાભાવિક છે. અને ભક્તિમાર્ગે આ બન્ને કળાને આપેલા ઉત્તેજનના દાખલા શૈવધર્મના તથા વૈષ્ણવધર્મના સંક્ષિપ્ત ઇતિહાસોમાં સંક્ષેપમાં પણ નોંધ્યા જ છે. એ ઉપરાંત સંગીત, ચિત્રકળા, નૃત્યકળા અને જડતરકામ, વગેરે નાની નાની લલિત કળાઓને ભક્તિમાર્ગે–મુખ્યત્વે વૈષ્ણવ ભક્તિમાર્ગે પુષ્કળ પોષણ આપ્યું છે. અને અત્યારે પણ સંગીતાદિ કળાઓને વૈષ્ણવ મન્દિરોમાં ઉત્તેજન મળે છે, એ પ્રસિદ્ધ છે. મંદિરોનો ચિત્રકળા સાથે સંબંધ તો એટલો સર્વવિદિત છે કે એનો ખાસ નિર્દેશ

૧ તાંજોરના બૃહદીશ્વર મંદિરના સેવકોમાં નાચ શીખવનારા, મૃદંગ વગાડનારા, ગાનારા, હિસાબ રાખનારા, દીવાબત્તી કરનારા, પાણી ભરનારા, કુંભાર, ધોબી, વાળંદ, સુતાર, સોની વગેરેનો સમાવેશ થતો. જુઓ સાઉથ ઇન્ડીઅન ઇન્સ્ક્રીપ્શન્સ, ૨ પૃ. ૨૫૦.

કરવાની જરૂર નથી. જોકે જૂનાકાળનાં ચિત્રોવાળાં વૈષ્ણવ કે શૈવ મન્દિરો જીવતાં રહ્યાં નથી. પણ મંદિરોની દિવાલો ઉપર અજન્તાની ગુફાઓ પેઠે ચિત્રો ચીતરવાનો રિવાજ ઘણો જૂનો હોવા વિષે શંકા નથી. અને પાછલા કાળનાં–૧૪મા શતકથી આગળનાં કૃષ્ણચરિત્રનાં ચિત્રો તો મોટી સંખ્યામાં મળે છે.[1]

સંગીતને અત્યારે વૈષ્ણવ મન્દિરોમાં ઉત્તેજન મળે છે. ભક્તિ સાથે મોટે ભાગે સંગીત જોડાયેલું હોય છે, એ તો પ્રસિદ્ધ જ છે. વળી દયારામ કવિ, અકબરના સમયના હરિદાસ, કવિ સૂરદાસ વગેરે સંગીતાચાર્યો વૈષ્ણવ ભક્તો હતા.

સંગીતાદિ કળાઓ પેઠે કવિત્વકળાને પણ ભક્તિમાર્ગે છેક જૂના કાળથી ઉત્તેજન આપ્યું છે. મહાકવિ કાલિદાસ જેવાને પણ શૈવકથાએ કુમારસંભવનું વસ્તુ આપ્યું છે એ અને એવા બીજા અનેક દાખલાઓને બાજુ ઉપર રાખતાં પણ સંસ્કૃતમાં તથા દેશી ભાષાઓમાં જે પુષ્કળ સ્તોત્રરચના થઈ છે તે ધ્યાનમાં લેવા સાથે સૂરદાસાદિની વ્રજ ભાષાની કવિતા અને કવિ દયારામ જેવાની ગુજરાતી કવિતાનું ઉગમસ્થાન અને પોષકબળ વૈષ્ણવ ભક્તિમાં જ છે, એ યાદ રાખવાનું છે.

ભક્તિમાર્ગે સંસ્કૃત વિદ્યાના અભ્યાસને પણ કેટલીક વાર ખાસ ઉત્તેજન આપ્યું છે. (દા. ત. રામાનુજ મતે ન્યાયશાસ્ત્રના અભ્યાસને) પણ વધારે મોટું કામ તો ભક્તિમાર્ગે સંસ્કૃતમાં અને દેશી ભાષામાં વિશાળ સાહિત્યની ઉત્પત્તિ કરાવી છે, એ છે. અને કેટલીક દેશી ભાષાઓ તો ભક્તિ દ્વારા જ ખૂબ ખેડાઈ છે. દાખલા તરીકે ચૈતન્ય અથવા ગૌડીય વૈષ્ણવ ભક્તિએ બંગાળી ભાષા તથા સાહિત્યના ખેડાણમાં અને વલ્લભ સંપ્રદાયે વ્રજ ભાષાના સાહિત્યના ખેડાણમાં આપેલો ફાળો ખાસ ધ્યાન ખેંચે એટલો મોટો છે.

---

૧ શ્રી. આનંદકુમાર સ્વામી, શ્રી. નાનાલાલ ચી. મહેતા વગેરેનાં જૂની ચિત્રકળા સંબંધી પ્રસિદ્ધ પુસ્તકો જોવાથી આ કથનનું સત્ય સમજાશે.

**ભક્તિમાર્ગ અને નીતિ**—સહજીયા પન્થ જેવા બૌદ્ધ તાંત્રિક પન્થો, પંચમકારના ઉપાસક શાક્ત વામ માર્ગો, કાપાલિકાદિ શૈવ વામપંથો અને રાધાકૃષ્ણના નામથી વ્યભિચારમાં ખૂડેલા સહજીયા વગેરે ગૌડીય વૈષ્ણવ ભેદો તથા બીજા વૈષ્ણવો વગેરેના દાખલા- ઓથી ધર્મ અનીતિને પોષે છે એવી દલીલ ઘણી વાર કરવામાં આવે છે. પણ ધર્મનું આ સામાન્ય રૂપ નથી. શાક્ત વામમાર્ગ, કાપાલિક સંપ્રદાય વગેરે સામાન્ય ધર્મનાં અપવાદ રૂપ, વિકૃત રૂપો છે. એ ઉપરાંત નૈતિક આદર્શવાળા ધર્મના પણ કેટલાક અનુયા- યીઓ એક જાતની ચોરીથી અનીતિ આચરે તો એમાં ધર્મનો દોષ ન ગણાય. રાજ્ય, વ્યાપાર, વગેરે કોઈ પણ મોટી સંસ્થામાં આવી રીતે ચોરી કરનારા તો નીકળવાના જ. પણ આ વિષયની વધારે વિસ્તારથી ચર્ચા અહીં અસ્થાને છે. અહીં પ્રસ્તુત તો એટલું જ છે કે ભક્તિમાર્ગે આદેશમાં સામાન્ય રીતે નીતિને ઉત્તેજન આપ્યું છે કે અનીતિને ? અને આ પ્રશ્નનો જવાબ જરાય અચકાયા વગર હું તો આપું છું કે ભક્તિમાર્ગે એકંદર નીતિને ઉત્તેજન આપ્યું છે. ભક્તિમાર્ગે યુગેયુગે નીતિના ખાસ વિચાર વગરનાં—ઘણી વાર હિંસક સ્વભાવનાં પણ મોટાં ટોળાંઓને પોતાની છાયામાં લઈ ને વ્યવસ્થિત નીતિમય સામાજિક જીવનને રસ્તે વાળ્યાં છે. ભગવદ્ગીતામાં:—

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मन्तव्य: सम्यग्व्यवसितो हि स : ॥**
**क्षिप्रं भवति धर्मात्मा**

અ. ૯ શ્લો. ૩૦, ૩૧

એમ જે કહ્યું છે તે ભક્તિમાર્ગના સમગ્ર પ્રવાહ માટે ઐતિહાસિક સત્ય છે. અને છેક છેલ્લો દાખલો જોવો હોય તો સ્વામીનારાયણ પંથે કાઠીઆવાડના કાઠીઓ વગેરે ઉપર કરેલી અસર જુઓ. મતલબ કે દુરાચારના—અનીતિના જે દાખલાઓ

જોવામાં આવે છે તે સમાજના સ્વચ્છ–નીતરેલા ભાગથી જુદો પડેલો–વધેલો કચરો છે. અને એ કચરો સામાન્ય સમાજથી જુદો પડતો હોવાથી તરત નજરે ચઢે છે. પણ ભક્તિમાર્ગ અને નીતિનો આ વિષય સ્વતંત્ર અભ્યાસની વાટ જુએ છે.

આ ઈતિહાસમાં તો ભક્તિમાર્ગના જુદા જુદા સંપ્રદાયોની સામાન્ય નૈતિક સ્થિતિ સ્વાભાવિક ગણી લઈને નોંધી નથી, પણ અપવાદભૂત સ્થિતિ જ ટુંકામાં નોંધી છે. બાકી આ વિષયના સૂક્ષ્મ તથા સવિસ્તર વિવેચન માટે જુદો ગ્રન્થ જ લખવો જોઈએ. બધું જોતાં ધર્મ–પ્રસ્તુતમાં ભક્તિમાર્ગ વિઘાતક કે વિનાશક કરતાં સમાજની સંઘાતક તથા સંરક્ષક શક્તિ છે. વળી વર્તમાનકાળ કરતાં ભૂતકાળમાં એ શક્તિ વધારે સજીવ હતી. અને એનું મૂળ માનવચિત્તના બંધારણમાં જ છે.

**ભક્તિવૃત્તિનું માનસિક બંધારણમાં સ્થાન**—જીવન માત્રના પાયામાં રહેલી જિજીવિષારૂપી આદિવાસનાનાં જે બે મૂળ રૂપો (૧) અહંભાવ ઉલ્લાસ–આનંદ–તૃપ્તિ મમતારૂપે પ્રગટ થતું રૂપ અને (૨) ભય–ગભરામણ દીનતા વગેરે રૂપે પ્રગટ થતું રૂપ–તે બેય જેમ માનવ જીવનના રાજકીય, સામાજિક વગેરે બીજા વ્યવહારમાં મુખ્ય પ્રેરક બળો રૂપે કામ કરે છે,તેમ જ ધાર્મિક લાગણીના પ્રથમ ઉદ્ભવથી જ ધાર્મિક વ્યવહારમાં પ્રેરક બળરૂપે કામ કરે છે. શૈવ ધર્મના સંક્ષિપ્ત ઈતિહાસના આરંભમાં ભક્તિવૃત્તિના વિકાસમાં આ બે સહજ વૃત્તિઓ પ્રેરક બળરૂપ હોવા વિષે વૈદિક પુરાવાઓ સાથે સૂચન કર્યું જ છે. પણ ભક્તિનો એક માર્ગ બંધાતાં ધર્મમાર્ગ તરીકે એ સંસ્થા એટલી સંકુલ અને માનવજીવનમાં વ્યાપક બની જાય છે કે માનવચિત્તની અનેક અને બધા પ્રચલિત ધર્મોને દૃષ્ટિમર્યાદામાં લેવામાં આવે તો તો કદાચ લગભગ બધી જ સહજવૃત્તિઓ ધાર્મિક જીવનમાં ક્યાંક કોઈક જાતનો ભાગ લે

છે, એમ સિદ્ધ થવાનો સંભવ છે. પણ આ પ્રવેશકમાં એટલા ઊંડા પાણીમાં ઉતરવાનો વિચાર નથી.[1] ફક્ત વૈષ્ણવ ભક્તિમાર્ગના લાંબા વિકાસ દરમીયાન વિકાસ પામેલાં ભક્તિવૃત્તિનાં રૂપોને ધ્યાનમાં રાખીને તેનું દિક્ માત્ર માનસ શાસ્ત્રીય (Psychological) વિવેચન કરવાનો વિચાર છે.

૩ ઉપર કહેલી બે સહજવૃત્તિઓ ઉપરાંત ત્રીજી આત્મરક્ષણની આદિવાસના સાથે જ સંકળાયેલી **આરામની વાસના** પણ ભક્તિવૃત્તિના બંધારણમાં રહેલી દેખાય છે. આ આરામની વાસના જીવનના શ્રમથી થાકીને જેમ ઉંઘને શોધે છે તેમ જ મોક્ષની પરમ શાન્તિને–નિર્વાણને શોધે છે અને બાળક જેમ આરામ માટે માના ખોળાને શોધે છે તેમ જ ભક્તિમાર્ગમાં ઈશ્વરનો અને પાછળથી ગુરૂનો આશ્રય શોધે છે. ભક્તિ શબ્દમાં જ આશ્રયનો અર્થ છે, એ આગળ જોશું.

૪ **સ્નેહ** જેવી કોમળ લાગણી ભક્તિવૃત્તિના બંધારણમાં છે, એટલું તો આ દેશના ભક્તિપ્રવાહના છેક આદિ મૂળમાં એટલે કે વૈદિક ઋષિઓની સ્તુતિઓમાં પણ જોઈ શકાય છે. આ સ્નેહ રૂપ

---

૧ E. D. Starbuckના The Psychology of Religion, 1899 અને William Jamesના The varities of Religious Experience, 1902થી આરંભી, આ વિષયના અનેક ગ્રન્થો યુરોપની ભાષાઓમાં લખાયા છે. અહીં ધર્મ સાથે સંબંધવાળી મુખ્ય સહજવૃત્તિઓની નોંધ લખવામાં W. P. Patersonના Nature of Religion 1925ના ત્રીજા પ્રકરણનું અનુસરણ કર્યું છે. પણ જેને ઉપર કહેલ સહજવૃત્તિઓનું આ માનસશાસ્ત્રીઓને માન્ય સ્વરૂપ બરાબર સમજવું હોય તેણે Dr. Dreverનું Instinct in Man. કે Dr. Mc Dougallનું Outline of Psychology 1923 તથા An Introduction to Social Psychology જેવાં પુસ્તકો જોવાં. પેટર્સને પણ એ બાબતમાં તેનો જ આધાર લીધો છે.

સહજવૃત્તિ પ્રાણીસૃષ્ટિમાં પણ ઘણે સુધી વ્યાપક છે અને તેનું ખાસ રૂપ માતાના વાત્સલ્યમાં દેખાય છે. એ વાત્સલ્ય વગર બચ્ચાં ઉછરી જ ન શકે માટે એ વૃત્તિ જીવન માટે નિતાન્ત આવશ્યક છે. માનવ જીવનમાં વાત્સલ્યનું અસાધારણ સ્થાન છે જ, પણ સામાજિક વ્યવહારનાં સ્પર્ધા અને સ્વાર્થની મારામારીના ક્લેશને સહ્ય બનાવી, જીવનને સુખયુક્ત બનાવવામાં આ સ્નેહવૃત્તિનાં વિવિધ રૂપો ઘણો ભાગ લે છે. છેક વેદના મંત્રોથી આરંભી પાછળના સંપ્રદાયો સુધી આપણા ભક્તિમાર્ગમાં ઈશ્વર અને જીવના સંબંધને વાત્સલ્ય સાથે સરખાવ્યાના દાખલા આ ઇતિહાસમાં નોંધ્યા જ છે. વાત્સલ્ય ભક્તિ પેઠે જ શૃંગાર ભક્તિ પણ આ વૃત્તિનું રૂપાન્તર છે, પણ એ વિષે વધારે વિચાર આગળ કરશું.

૫ **કુતૂહલવૃત્તિ**—આત્મરક્ષણ માટે ક્યાંથી પોતાને ભય છે અને ક્યાં ખોરાક વગેરેની અનુકૂળતા છે વગેરે જાણવાની જરૂર હોવાથી આ કુતૂહલવૃત્તિ સહજવૃત્તિ છે. આ વૃત્તિ મનુષ્યમાં નવીન કે આશ્ચર્યોત્પાદક વસ્તુ કે પરિસ્થિતિ દેખાતાં, એ શું છે? એવી જિજ્ઞાસા રૂપે જાગૃત થાય છે. એ જિજ્ઞાસા સાથે જ આશ્ચર્યનો અહોભાવ પણ જાગે છે. બાળકમાં આ કુતૂહલવૃત્તિનું ઘણું જોર જોવામાં આવે છે અને માનુષસમાજમાં જ્ઞાનનું તથા ખેતી અને વસ્ત્રથી આરંભી આધુનિક રેલ્વે–એરોપ્લેન–રેડીઓ સુધીની સર્વ સભ્યતાનું મૂળ આ કુતૂહલવૃત્તિ છે. અગમ્ય તરફની આ બાલસ્વભાવસહજ આશ્ચર્યભાવયુક્ત કુતૂહલવૃત્તિ ધાર્મિક વૃત્તિના બંધારણમાં પણ સ્પષ્ટ દેખાય છે. ભક્તોનાં સ્તોત્રોમાં આશ્ચર્યભાવને ભક્તિપોષક ગણીને તે ઉપર ખૂબ ભાર મુકેલો છે.

૬ **ઈતરદ્વેષ**—ઘણા ખરા ધર્મોમાં આ વૃત્તિનો પરચો જોવામાં આવે છે. મુસલમાન ધર્મે અને ખ્રિસ્તી ધર્મે ઇતર ધર્મદ્વેષની પ્રેરણાથી મોટી ખૂનખાર લડાઇઓ, ભયંકર કતલો અને ભારે જુલ્મો કર્યા છે. આપણે ત્યાં પણ બૌદ્ધ અને જૈન ધર્મની હિન્દુ

ધર્મે કનેડગત કર્યાના અરે એટલું જ નહિ પણ વૈષ્ણવો અને શૈવોએ પરસ્પર દ્વેષથી પરસ્પર જૂલમ કર્યાના દાખલા મળે છે. ભક્તિમાર્ગમાં વ્યાપી રહેલી અવ્યભિચારી ભકિતની તથા અનન્યાશ્રયની ભાવના પણ આ વૃત્તિનું પરિણામ છે. અલબત્ત એ માનસિક એકાગ્રતાની પોષક છે.

૭ **યૂથવૃત્તિ** (Gregarious instinct) જે વૃત્તિથી લોકો એકદમ ટોળું બની જાય છે, ટોળાંની સૂચનાને દરેક માણસ અનુસરવા ઇચ્છે છે તથા એથી જુદું પડતાં ડરે છે, એ ઘેટાં વગેરે પ્રાણીઓમાં ઘણી સ્પષ્ટ દેખાતી સહજવૃત્તિના બળથી જેમ રાજકીય ક્ષેત્રમાં પોતાના પક્ષને તથા એ પક્ષના નેતાને આંખ મીંચીને અનુયાયીઓ અનુસરે છે, જેમ લશ્કરમાં શિસ્તપાલન થાય છે, તેમ ધર્મમાં સંપ્રદાયો અને વાડાઓ બંધાય છે. આચાર્ય કે ગુરૂની ભકિત—કેટલીક વાર અંધભકિત એ પણ આવૃત્તિનું જ પરિણામ છે. કેટલાક ઇશ્વરની ભાવનાનું મૂળ પણ આ વૃત્તિમાં શોધે છે.

ઉપર ધર્મના વિકાસમાં મુખ્ય સહજવૃત્તિઓનું સ્થાન ટુંકામાં બતાવ્યું છે, પણ એ ઉપરાંત અનેક વૃત્તિઓ વિવિધ ધાર્મિક પ્રવૃત્તિઓમાં પ્રસંગે ભાગ લે છે. પણ એ સર્વનો વિચાર કરવાની એવી સંપૂર્ણતા લાવવાની અહીં જરૂર નથી. પરન્તુ ધર્મની પોતાની કોઇ સ્વતંત્ર સહજવૃત્તિ છે કે ઉપર જણાવેલી વૃત્તિઓનું કોઇક પ્રકારનું રૂપાન્તર કે મિશ્રણ જ છે? એ પ્રશ્ન વિચારવાનો રહે છે. ડા. મેકડુગલ જેવો પ્રતિષ્ઠિત માનસશાસ્ત્રી તો ધર્મરૂપ જુદી સહજવૃત્તિના અસ્તિત્વની ના પાડે છે.[૧]

અને જે વૃત્તિનો સદ્ભાવ મનુષ્યેતર પ્રાણીમાં સિદ્ધ ન થઇ શકે તે સહજવૃત્તિ ન ગણાય એ વ્યાખ્યા જો સ્વીકારીએ, તો

---

૧ An Introduction to social Psychology. P. 16

ડા. મેકડુગલનો વાદ કબુલ કરવો પડે. પણ બીજાં પ્રાણીઓમાં જેનું બીલકુલ અસ્તિત્વ ન હોય એવી અમુક સહજવૃત્તિઓ મનુષ્યમાં તેના આદિકાળથી દેખાય છે, એમ માનવામાં આવે તો ધર્મને પણ વૃત્તિ કહી શકાય. જેમ આંચળવાળાં પ્રાણીઓમાં, તેથી ઉતરતી કક્ષાનાં પ્રાણીઓમાં નથી એવી નવી સહજવૃત્તિઓ જોવામાં આવે છે, તેમ જ મનુષ્યમાં નીતિની લલિતકલાની અને ધર્મની વૃત્તિ સહજ વિકસી છે, એવો પણ એક મત છે. પ્રોફેસર એલેકઝાન્ડર કહે છે કે "આપણા સ્વભાવમાં ઈશ્વરની ભૂખ ખોરાકની ભૂખ કરતાં જરાય ઓછી વાસ્તવિક નથી"[૧] અને ડા. લોર્ડ માર્ગન "નૈતિક અને ધાર્મિક ભાવનાનું મૂળ માનવ બંધારણની વિશિષ્ટ સહજ વૃત્તિમાં છે."[૨] એ મતલબનો અભિપ્રાય આપે છે. ખરી વાત એટલી જ છે કે આ વિષયમાં જેને કાંઈ કે અનુભવ હોય તેના અનુભવના ઉદ્ગારો ને સ્વાભાવિક મહત્ત્વ મળવું જોઇએ. અને જુદા જુદા દેશકાળના ભક્તો–સન્તો ભૂખ અને તૃષા જેવી આ ઈશ્વરને મળવાની વાસનાને ગણે છે, જોન રૂશ બ્રુક (John of Ruysbroeck) કહે છે કે "ઈશ્વર માટે શાશ્વત ભૂખ છે. અને જેમ પરમાત્મચેતન જીવચેતનનો વધારે વધારે સ્પર્શ કરે છે તેમ તેમ એની ભૂખ વધતી જાય છે."[૩] અને અત્રત્ય ભક્તિ મીમાંસકો (હરિભક્તિ રસામૃતસિન્ધુ, પૂર્વ વિભાગ દ્વિતીય લહરી શ્લો. ૬૨) "ઈષ્ટદેવમાં સ્વાભાવિક પરમાવિષ્ટતા એનું નામ રાગાત્મિકા ભક્તિ" એ રીતે રાગાત્મિકા ભક્તિનું લક્ષણ આપે છે. પેટર્સન તો ધારે છે કે ડા. મેકડુગલે આપેલાં સહજવૃત્તિનાં

---

૧ જુઓ Space, Time and Deity 1920 Vol. ii p. 432

૨ Encyclopaedia of Religion and Ethics, Art. Instinct.

૩ The Adornment of the Spiritual Marriage (Eng. tra.) 1919 p. 121.

લક્ષણો ધાર્મિક વૃત્તિમાં મળી રહે છે.[1] એ ગમે તેમ હો. ધાર્મિક વૃત્તિ સહજવૃત્તિ (instinct) ગણાય કે નહિ, એ મને તો વ્યાખ્યાનો પ્રશ્ન લાગે છે. મનુષ્યેતર પ્રાણીઓમાં એ વૃત્તિ ન હોવા છતાં મનુષ્યમાં છે અને કામ, ભય, યૂથવૃત્તિ, વગેરે સહજવૃત્તિઓ સાથે ગાઢ સંબદ્ધ છે એટલું નિઃસંશય છે. ભાગવતકાર તો "કામથી દ્વેષથી, ભયથી અને સ્નેહથી મન ઈશ્વરમાં પેસે છે" એમ કહે છે. (ભા. ૭–૧–૩૩–૩૪)

ભાગવતકારની આ કામરૂપ ભક્તિનો વિચાર આધુનિક માનસશાસ્ત્રીઓ જેને ચિત્તની અજાગૃત ભૂમિકા (Subconscious levels of the mind) કહે છે તેના વિચાર સાથે કરવો, એ જ યોગ્ય છે.

**અજાગૃતચિત્ત અને કામવૃત્તિ**—આ જમાનામાં ચિત્તની અજાગૃત ભૂમિકા વિષે માનસપૃથક્કરણ (Psycho-Analysis) નામથી ઘણો વિચાર થયો છે. ચિત્તની વિવિધ ભૂમિકાઓ હોવાની માન્યતા કાંઈ નવી નથી. પ્રાચીન કોષવાદમાં એ માન્યતા છે જ પણ આધુનિક માનસ પૃથક્કરણનું દષ્ટિબિન્દુ તદ્દન જુદું છે. અને અહીં આધુનિક દૃષ્ટિથી ચિત્તની અજાગૃત ભૂમિકાના ભક્તિવૃત્તિ સાથેના સંબંધનો વિચાર કરવાનો છે.

પ્હેલું તો ચિત્તની અજાગૃત સ્થિતિમાં પણ તારતમ્ય જોવામાં આવે છે. તદ્દન સુપ્ત સ્થિતિ, અર્ધજાગૃત સ્થિતિ અને અજાગૃત તથા જાગૃત સ્થિતિની વચ્ચે રહેલી સાંધ્યસ્થિતિ, આ ત્રણેય ભૂમિકાઓ ચિત્તની સંપૂર્ણ જાગૃત સ્થિતિથી જુદી પડે છે. પણ એ ભૂમિકાઓમાં જાગૃત સ્મૃતિમાં બીલકુલ ન જણાતા અનુભવોના ભંડારો ભર્યા છે, અને પ્રાણી સૃષ્ટિના અનેક જન્મો(આધુનિક

---

1 The Nature of Religion p. 101.

વિજ્ઞાન માનવ જીવાત્માના પુનર્જન્મને નથી માનતું, પણ પુનર્જન્મ વાદ પેઠે જ પ્રાણી સૃષ્ટિના સંસ્કારો[1] માનવજીવનમાં ઉતરે છે એમ માને છે)ના સંસ્કારો કે એ સંસ્કારોનાં સત્ત્વો આ અજાગૃત ભૂમિકામાં વસે છે. અને ગમે ત્યારે જાગૃત ભૂમિકા ઉપર હુમલો કરે છે. વધારે ખુબી તો એ છે કે અજાગૃત ભૂમિકાનાં દુષ્ટ સત્ત્વો પોતાનું મૂળ સ્વરૂપ ન ઓળખાય એવા વિચિત્ર ઘણી વાર તો ધાર્મિક વેષધારણ કરીને જાગૃત ભૂમિકામાં આવે છે. પણ આધુનિક માનસપૃથક્કરણે આ વેષધારીઓને પકડી કાઢ્યા છે. ફ્રોઈડ નામના માનસપૃથક્કરણશાસ્ત્રીના માનવા પ્રમાણે સ્વાર્થવાસના ( Self interest ) અને કામવૃત્તિ ( Sexual lust ) એ બે, અજાગૃત ભૂમિકામાં વસતાં સત્ત્વોમાં સૌથી બળવાન સત્ત્વો છે અને એ બે વચ્ચે વિગ્રહ ચાલ્યાં જ કરે છે.[2] આ બેમાંથી સ્વાર્થી વાસનાને દબાવવાનો ધર્મમાત્રનો ખાસ પ્રયાસ હોવા છતાં ધાર્મિક ઈતિહાસમાં એનું રૂપાન્તરે પ્રાગટ્ય થાય છે અને ધર્મને નામે અસંખ્ય માણસોએ પોતાનાં પેટ ભર્યા છે અને ભરે છે એ નિઃસંદેહ છે અને કામવૃત્તિ આકિશોરવૃદ્ધ અને આગોપાલ પંડિત મનુષ્યોનાં આચરણો અને અનુભવો ઉપર ગૂઢ રીતે અસર કરે છે અને વિચિત્ર વેષો ધારણ કરીને પ્રગટ થાય છે, એમ જે આ માનસપૃથક્કરણશાસ્ત્રીઓ તરફથી કહેવામાં આવે છે તે પણ સામાન્ય રીતે માનવામાં વાંધો નથી. હીસ્ટીરીઆ જેવા રોગોનાં નિદાનચિકિત્સામાં અજાગૃત ચિત્તનાં પૃથક્કરણથી ઘણો પ્રકાશ મળ્યો છે અને કેળવણી વગેરે ક્ષેત્રોમાં ઘણી ગુંચો ઉકલી છે, એની યે ના નથી. પણ કોઈ પણ વિચિત્ર કે ન સમજાતા વર્તનનો

---

૧ Atavistic tendencies.

૨ જુઓ, Introductory Lectures on Psycho-Analysis (Eng. tr.) 1921 p. 122 તથા p. 292.

ખુલાસો આ રીતે અજાગૃત ચિત્તમાં અને કામવૃત્તિમાં શોધવા જવું, એ તો એ પદ્ધતિની અતિશયતા કે ઘેલછા જ ગણાય.[૧]

પ્રસ્તુત વિષયમાં એટલે કે ધાર્મિક પ્રદેશમાં કામવૃત્તિનું સ્થાન છે જ, એ તો ભાગવત અને ભાગવતથી ચાલેલો ભક્તિસંપ્રદાય સ્પષ્ટ સ્વીકારે છે અને મધુસૂદન સરસ્વતી જેવા માનસશાસ્ત્રીમીમાંસક એના આધુનિક ભાઇઓપેઠે જ કામાદિવૃત્તિથી ચિત્ત દ્રવભાવને પામતાં એમાં ઈશ્વર સંબંધી વાસના જાગે તો એ સ્થિર થાય એમ જે કહે છે, એમાં વાંધો નથી. કોઈ પણ જાતના ઉગ્ર ધાર્મિક અનુભવવખતે ચિત્તની સ્થિતિ અતિશય ક્ષુબ્ધ તથા દ્રવીભૂત હોય છે એટલી વાત સર્વમાન્ય છે. રસદૃષ્ટિથી ભક્તિનું વિવેચન કરનારાઓએ ભકિતમાં રોમાંચ, અશ્રુ, કંપ, ગદ્ગદતા વગેરે ભાવો પ્રગટ થાય છે એમ માન્યું જ છે.

પણ ધર્મનું મૂળ આ કામવૃત્તિ જ છે, ભક્ત સંતોને ઇશ્વર ભજનથી મળતો અલૌકિક આનંદ એ અતૃપ્ત કામવાસનાની તૃપ્તિ જ છે વગેરે પ્રવાદ જે પ્હેલાં કેટલાક યુરોપીય અર્ધદગ્ધ પંડિતોએ ચલાવેલો તે હવે સારા વિચારકોને માન્ય નથી.[૨] પણ ધર્મમાં અમુક એક જ સહજવૃત્તિ કાર્ય નથી કરતી પણ અનેક સહજવૃત્તિઓ કાર્ય કરે છે, એવો મત બહુમાન્ય છે.[૩] વળી ધર્મના કે ભકિતમાર્ગના જે પ્રકારમાં કામવૃત્તિનો વધારે પડતો વ્યાપાર જોવામાં આવે ત્યાં એને રોગિષ્ઠ સ્થિતિ જ ગણવી

---

૧ 'પ્રસ્થાન'ના ૧૯૯૧ના વૈશાખના અંકમાં પૃ. ૫૫ થી ૫૮ રા. રા. નટવરલાલ પ્રભુલાલ બુચે માનસશાસ્ત્રી તરીકના પોતાના બે અનુભવો વર્ણવી આ અતિશયતા સરસ રીતે દર્શાવી છે.

૨ જુઓ, Professor Leuba's Revue Philosophique 1902 ii & 1904 i The Nature of Religion p. 302.

૩ જુઓ, The Psychology of Religion by G. A. coe. 1916 p. 92.

પકડી અને જેમ વ્યક્તિમાં તેમ વ્યક્તિઓની બનેલ દીર્ઘજીવી સંસ્થાઓમાં આરોગ્યવાળી અને રોગવાળી બન્ને સ્થિતિ હોય, એ સ્વાભાવિક છે. શૈવ અને વૈષ્ણવ ભક્તિમાર્ગના લાંબા ઇતિહાસમાં પણ કામવૃત્તિએ ઉત્પન્ન કરેલાં કેટલાંક રોગલક્ષણો જોવા મળે છે.

આ અજાગૃત ચિત્તનું અવલોકન પૂરૂં કર્યા પહેલાં એક બીજી વાત પણ નોંધવાની છે અને તે એ કે ચિત્તની અજાગૃત ભૂમિકામાં કેવળ દુષ્ટ સત્ત્વો જ વસે છે, એમ નથી, શુભ સત્ત્વો પણ વસે છે અને ધાર્મિક ગુંચો ઉકેલવામાં, ધર્મમાર્ગમાં શ્રદ્ધા સ્થાપવામાં અને દૃઢ રાખવામાં તથા અશાંતકર પરિસ્થિતિમાં શાંતિ આપવામાં તેઓ ઘણી મદદ કરે છે. અંતર્યામીની માન્યતાનું તથા ધાર્મિક ચમત્કારોનું મૂળ પણ આ અજાગૃત ભૂમિકામાં જ છે. ધર્મ ઉપરાંત વિદ્યા અને કળાના પ્રદેશોમાં પણ અજાગૃત ચિત્તદ્વારા ઉંઘમાં અને ઉંઘ પછી તરત ગુંચો ઉકલ્યાના, સમાધાનો સ્ફુર્યાના, કાવ્યરચના થયાના દાખલાઓ છે. આ અજાગૃત ચિત્તભૂમિકાના અનુભવોના ખુલાસાની બાબતમાં મતભેદ ઘણો છે. એક તરફથી આ અનુભવોને શરીરની ગ્રન્થીઓની ક્રિયાનું પરિણામ ગણવામાં આવે છે, તો બીજી તરફથી દૈવી સત્ત્વો–ફિરસ્તાઓની કે પરમેશ્વરની સાક્ષાત્ કૃપાનું ફળ મનાય છે. આ બે અંતિમ બિન્દુઓ વચ્ચે પણ ખુલાસાના કેટલાક પ્રયાસો થયા છે. એ ગમે તેમ હો પણ સામાન્યથી જુદી જાતના અનુભવો ધાર્મિક માણસોને–ખાસ કરીને ભક્તોને સર્વ દેશકાળમાં થયા છે, એટલું ચોક્કસ છે.

**ભક્તિભાજન ઈષ્ટદેવ–ઈશ્વરના અસ્તિત્વની શ્રદ્ધાઃ—**

ઈશ્વર પ્રત્યક્ષ નથી તેમ જ અનુમાન ગમ્ય નથી, એટલું તો ઈશ્વરના ભક્તો પણ માને છે, પણ ઈશ્વરના અસ્તિત્વની માન્યતા ઘણા ખરા ધર્મમાર્ગોએ સ્વીકારી છે અને ભક્તિ તો ભક્તિભાજન ઈશતત્ત્વની માન્યતા વગર સંભવિત જ નથી. આ રીતે ઈશ્વરનું

અસ્તિત્વ બધા માર્ગોને સમાન રીતે માન્ય હોવા છતાં ઈશ્વરના સ્વરૂપ બાબત પ્રત્યેક માર્ગનો મત જુદો છે. સમસ્ત હિંદુ જાતિના ધાર્મિક ઈતિહાસ ઉપર દૃષ્ટિ નાખીને જોવામાં આવે તો ઈશ્વરના સ્વરૂપ સંબંધમાં અતિશય ક્ષુદ્ર અને બાલિશ-પછીના જમાનાનાં બાળકોને પણ ઉપહસનીય લાગે એવા ખ્યાલોથી આરંભીને ઉંચામાં ઉંચી બુદ્ધિશક્તિ જેથી ચકિત થાય એવા ગંભીર વિચારો પર્યંત સર્વકોટિના ખ્યાલો પ્રચલિત છે. અને એક છેડે ક્ષુદ્ર, વિરૂપ કવચિત્ ભયંકર આકૃતિવાળી અને ગંદી કલ્પનાએ નીપજાવેલ, તો કવચિત્ છોકરાંનાં રમકડાં જેવી મૂર્તિમાં ઈશ્વરને જોનારો વર્ગ છે; તો બીજી તરફ આધ્યાત્મિક અગાધ સુન્દરતા, અપાર ભવ્યતા અને અનંતતાની ભાવનાનું-પ્રાચીન પરિભાષામાં અનન્ત કલ્યાણગુણોનું નિરતિશય અધિષ્ઠાન ઈશ્વરને માનનારો વર્ગ છે. અગ્નિ, મરૂત, સૂર્ય, દ્યૌઃ વગેરે પ્રાકૃતિક શક્તિઓ, પથ્થર વૃક્ષ, પશુ, મનુષ્ય વગેરે પોતે બનાવેલા કે સ્વાભાવિક નિર્જીવ-સજીવ પદાર્થો, પ્રેતજીવો, ભૂતો, પિતૃઓ, વિશ્વની શક્તિઓ, વિશ્વાન્તર્ગત નિયમો, સર્વવ્યાપી સર્વેશ્વર તત્ત્વ, અજ્ઞેયતત્ત્વ વગેરે જે અસંખ્ય રૂપમાં ઈશ્વરની માન્યતા જુદાજુદા દેશકાળમાં ચાલી છે તેની નોંધ કરવાની અહીં જરૂર નથી. જેની ઇચ્છા હોય તે તદ્વિષયક ગ્રન્થોમાં જોઈ શકે છે. અને આ દેશના ભક્તિમાર્ગના જુદાજુદા ફાંટાઓમાં ઇશ્વરનું સ્વરૂપ કેવું કેવું મનાયું છે તેનું નિરૂપણ શૈવ તથા વૈષ્ણવ ધર્મના જુદા જુદા ભેદોના વર્ણન પ્રસંગે કરેલું જ છે.

**ભક્તિના ભેદો**-કોઈપણ ધર્મના અનુયાયીઓના સાધારણ રીતે ત્રણ વર્ગ પડે છે. (૧) સામાન્ય અનુયાયી-આ વર્ગ જ સૌથી મોટો છે. પોતે અમુક ધર્મ કે સંપ્રદાયનો અનુયાયી છે એવું માનવા મનાવવા શિવાય આ વર્ગના લોકોને અંતરમાં કે બ્હાર કશું જ કરવાનું હોતું નથી. (૨) અમુક સંપ્રદાયની દીક્ષાવાળો વર્ગ-આમાં

પાછા પેટાભેદો ઘણા છે, પણ તેનો વિચાર અહીં કરવાની જરૂર નથી. અહીં એટલું જ નોંધવાનું છે કે આ વર્ગના અનુયાયીઓ મોટે ભાગે તે તે સંપ્રદાયનો બાહ્ય આચાર બરાબર પાળે છે, એમાંથી કેટલાકની અમુક અંશે ચિત્તશુદ્ધિ પણ થાય છે. અને (૩) સંતભક્તો—આ વર્ગ સંખ્યામાં ન્હાનો હોવા છતાં એ વર્ગનું ધાર્મિક મહત્ત્વ ઘણું છે. એક રીતે કળાના પ્રદેશમાં પ્રતિભાશાળી કળાકારોની કક્ષાના ધાર્મિક પ્રદેશમાં આ લોકો છે. અને આપણા દેશના સંતભક્તો મોટે ભાગે કવિઓ પણ હતા. ભક્તશિલ્પીઓ કે ભક્ત ચિત્રકારો થઈ ગયા હોવા જોઈએ અને કેટલીક પ્રાચીન મૂર્તિઓ જોતાં થઈ ગયા જ છે એમ લાગે છે પણ કોઈનાં નામો જળવાયાં નથી. આ સંતભક્તોના ધાર્મિક અનુભવો એ જ ધર્મ-માર્ગમાં મુખ્ય પ્રમાણ મનાય છે. ભક્તિમાર્ગના સંતો વિષે આ ઈતિહાસમાં જુદું પ્રકરણ લખ્યું જ છે. ભક્તિમીમાંસાના પ્રકરણમાં ભક્તિના જે ભેદોનું વર્ણન કર્યું છે તે ભેદો પણ આ સંતભક્તોએ કરેલા આન્તર અનુભવોના વર્ણનનું વિદ્વાનોએ કરેલું પૃથક્કરણ છે. ભક્તિના ધ્યાનમય અને પ્રેમમય બન્ને મોટા પ્રકારોનું માનસ બીજ છેક વેદકાળમાં જોઈ શકાય છે. ધ્યાનમયમાં એકાગ્રતા ઉપર વધારે જોર આપ્યું છે પણ આશ્રયભાવ વગેરે બીજાં તત્ત્વો પણ રામાનુજાદિ સંપ્રદાયોમાં જોવામાં આવે છે. જ્યારે પ્રેમમયમાં મુખ્ય વસ્તુ ઇષ્ટદેવ ઉપરનો પ્રેમ જ છે. છેક ઋગ્વેદના "કામાતુર પત્ની જેમ કામાતુર પતિને સ્પર્શે છે તેમ મારી વૃત્તિ તને સ્પર્શે છે" એ વચનમાં અને "જેમ વ્હાલી સ્ત્રીથી આલિંગિત પુરૂષ બ્હાર કે અંદર કાંઈ જાણતો નથી"[૧] વગેરે ઔપનિષદ વચનમાં જીવ ઈશ્વરનો સંબંધ બતાવવા માટે આ ઉપમાઓ વાપરી છે તેમજ

---

૧ આ ઋગ્મંત્ર તથા આ ઉપનિષદ્ વચન આગળ 'વેદમાં ભક્તિવૃત્તિ' પ્રકરણમાં ઉતારેલાં છે.

ભક્તિના દાસ્યાદિ ભેદો ભક્તિના સ્વરૂપને ઉપમાથી સમજવા સમજાવવાનો એક પ્રકાર છે. ગીતાનોઃ—

पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ।

એ શ્લોકમાં इव–(પેઠે) શબ્દ વાપરીને ઉપમાનો ભાવ સ્પષ્ટ બતાવ્યો છે.

મનુષ્યોના પરસ્પર વ્યવહારમાં શેઠ કે રાજા તરફ નોકરનો, માબાપ તરફ બાળકનો અને બાળક તરફ માબાપનો, પરસ્પર મિત્રોનો, અને પરસ્પર સ્ત્રીપુરૂષનો કામજન્ય આકર્ષણવાળો પ્રેમ વગેરે જે પ્રેમ પ્રકારો જોવામાં આવે છે તેમાંથી કોઈપણ એક પ્રકાર સાથે કોઈએક ભક્તે તો બીજા પ્રકાર સાથે કોઈ બીજા ભક્તે પોતાની ઈશ્વર તરફની પ્રેમવૃત્તિને સરખાવી છે. પ્રેમમય ભક્તિના ભેદો પડવાનું મૂળ કારણ તો બીજી રીતે ન સમજાવી શકાતી તથા ખરી રીતે બધા સાંસારિક પ્રેમપ્રકારોથી કંઇક વિલક્ષણ ઈશ્વરી પ્રેમવૃત્તિને ઉપમાથી સમજાવવાના પ્રયાસમાં મને તો દેખાય છે. વળી માનસિક ભૂમિકાથી જોવામાં આવે તો તે તે માનવ પ્રેમમાં ભૂખ, તલસાટ, આર્દ્રતા, તૃપ્તિ વગેરેનો જેવો અનુભવ થાય છે લગભગ તેવોજ અનુભવ ઈશ્વરી પ્રેમમાં પણ થતો હોવાનું જુદાજુદા દેશકાળના સંતો એકસરખી રીતે કહે છે.[1] ભક્તિ પણ એક સહજ વૃત્તિ છે એમ નિશ્ચય કરવા માટે સંતોનો આવો અનુભવ પુરતો છે એમ કેટલાક ગણે છે.

આ દેશના ભક્તિમાર્ગમાં ભક્તિના પ્રકારોના વિકાસ ઉપર ઉપર કહેલાં ઉપમાના તત્ત્વ ઉપરાંત અવતારકથાઓએ ભારે અસર કરી છે. રામાયણમાં અને સૌથી વિશેષ તો વિષ્ણુપુરાણ અને

૧ St. Theresa, Suso, Samuel Rutherford, Catherine of Siena, St. John of the cross, વગેરે પાશ્ચાત્ય સંતોના અનુભવોનાં વર્ણનો જુઓ.

ભાગવતમાં હનુમાન, લક્ષ્મણ, ભરત, પ્રલ્હાદ, અર્જુન, નન્દયશોદા, ઉદ્ધવ, નારદ, કૃષ્ણની રાણીઓ તથા વ્રજની ગોપીઓ વગેરે ઐહિક સંબંધવાળાં પાત્રોની તે તે અવતારી પુરૂષ તરફની વૃત્તિનું જે વર્ણન મળે છે તેને અવતારવાદના બળથી ઈશ્વર તરફની વૃત્તિનું જ વર્ણન ગણી લઈને એ વૃત્તિનું અનુકરણ કરવું એ પાછલા કાળના ભાગવતોત્થ ભક્તિના અનુયાયી ભક્તોનું લક્ષ્ય બની ગયું છે. અવતાર સમયમાં જે કેટલુંક શક્ય હતું તે પછી શક્ય નથી એ સત્ય જ કાંઈક ધ્યાન બહાર રહ્યું છે. અવતારી પુરૂષને સ્થાને તેની મૂર્તિને ગણી લઈને નન્દયશોદા જેવો કે ગોપી જેવો પ્રેમ તે મૂર્તિ ઉપર ઢોળવાના પ્રયાસો પણ થયા છે, પણ એ પ્રકારથી તીવ્ર કલ્પનાવાળા ભક્તોને સંતોષ ન થવાથી તેઓએ ભક્તિને શૃંગાર હાસ્ય જેવો રસ ગણીને કાવ્યનાટકાદિના રસના આસ્વાદ પેઠે જ અવતાર સમયની લીલાઓ સંબંધી કાવ્યનાટકોની રચનાને તથા એ જાતની રચનાઓના શ્રવણ કીર્તનને ભક્તિ-રસના આસ્વાદનું સાધન ગણ્યું છે.[1] અને ભક્તિરસનું વિવરણ પણ રસશાસ્ત્રની રીતે કરવાની પ્રથા આ ભક્તોએ ઉભી કરી છે.[2]

પણ આ રીતે ભક્તિરસને ખેડવામાં જોખમ છે—જે અસાંસારિક ભૂમિકાની વાત છે તે સંસારી ભૂમિકામાં આવી જાય છે, અને ઘણીવાર તો—ખાસ કરીને શૃંગાર ભક્તિનાં કાવ્યાદિમાં ભક્તિ-અંશ તદ્દન લુપ્ત થઈ ને કેવળ શૃંગાર જ બાકી રહે છે અને પછી એ બાકી રહેલા રસનું પરિશીલન—કરનારાંઓનું આચરણ ઘણીવાર ધાર્મિક નહિ પણ અધાર્મિક—ભ્રષ્ટ જોવામાં આવે છે. ભક્તિમાર્ગની આ રોગીષ્ઠ દશા છે.[3]

---

૧ જુઓ શ્રીવલ્લભાચાર્યનું નિરોધ લક્ષણ પૃ. ૪૨ નું **इदानीमनवतार दशायामपि** ઇત્યાદિ વચન (ગુજરાત ડીસેમ્બર ૧૯૩૫ પૃ. ૩૨૬ ટિ. ૧)

૨ જુઓ હરિભક્તિ રસામૃતસિન્ધુ તથા ઉજ્જ્વલ નીલમણિ.

૩ ભક્તિની આ રોગીષ્ઠદશાનું ઉગ્ર દૃષ્ટાન્ત સહજીયા પન્થમાં મળે

પણ આ ભક્તિમાર્ગની રોગીષ્ટ દશા ઉપર વધારે પડતું જોર આપીને તથા કેટલાક જૂના પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓના પાછળથી સામાન્ય રીતે તજી દેવાયલા[1] મતને અનુસરીને કામ-વૃત્તિનાજ એક પ્રકારના ભાવનામય રૂપને કેટલાક ભક્તિ ગણે છે. શ્રી. ક. મા. મુનશી ચૈતન્યની ભક્તિને શુદ્ધમાં શુદ્ધ કહે છે,[2] એમનો આ મત ચૈતન્યની તથા વલ્લભાચાર્યની માન્યતાનો પડઘો છે. એ બન્ને આચાર્યો ગોપીભાવને જ ભક્તિનું ઉચ્ચતમ શિખર ગણે છે. ચૈતન્યમાં રાધાભાવ પ્રગટ થયો હતો એમ એના ચરિત્ર લેખકો કહે છે. [3] પણ મારા મત પ્રમાણેતો ચૈતન્યની ભક્તિ કે ગોપીઓની ભકિત એ શ્રેષ્ઠ કે શુદ્ધતમ ભક્તિ નથી. ભકિત એટલે કામવૃત્તિનો ભાવનાત્મક વિકાસ એ માન્યતા જો છોડી દેવામાં આવે તો આ શૃંગાર ભકિતને શુદ્ધમાં શુદ્ધ ભકિત માન-વાની જરૂર રહેતી નથી. શ્રીધર, બોપદેવ, મધુસૂદન સરસ્વતી વગેરે ભકિતમીમાંસકોએ શૃંગારભકિતને શુદ્ધ કે મુખ્ય નહિ પણ મિશ્ર તથા ગૌણ ભકિત જ ગણેલ છે.

મારા મત પ્રમાણેતો ભગવદ્ગીતાનો જ્ઞાની ભક્ત અને શ્રીમદ્-ભાગવતનો 'ભાગવતોત્તમ' એજ શ્રેષ્ઠ ભક્ત. ગીતાનો સ્થિતપ્રજ્ઞ,

---

છે. એના વર્ણન માટે જુઓ. શ્રી ક. મા. મુનશીના 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય'માં પ્રકરણ ૧૩ મું (ગુજરાતી સાહિત્ય ખ. ૫ વિ. ૮) મેક્સ નૉર્ડુ જેવો ચિંતક Mysticism એ મગજનાં ઉચ્ચતર કેન્દ્રોની અશક્તિનું પરિણામ અને સ્પષ્ટ વિચારના, ધ્યાન રાખવાની ટેવના તથા વૃત્તિઓ ઉપરના કાબુના અભાવનું પ્રદર્શન છે એમ ગણે છે. ( Degeneration p. 526 ) તેને તો એક પ્રકારની અતિશયોક્તિ જ ગણવી પડશે.

૧ જુઓ. The Psychology of Religion by G. A. Coe 1916 p. 99

૨ જુઓ 'થોડાંક રસદર્શનો' પૃ. ૧૮૪

૩ જુઓ પ્રેમાવતાર ચૈતન્યદેવ પૃ. ૩૩મું.

શાંકર વેદાંતનો જીવન્મુક્ત જ્ઞાની અને સર્વ ભૂતોમાં ભગવદ્ભાવને જોનારો આ ભાગવતોત્તમ એ ત્રણેય સમાન કોટિના છે. આ ભક્તોમાં કેવળ એક કોમળવૃત્તિનો જ અતિશય વિકાસ થયો નથી હોતો પણ બુદ્ધિ, ઇચ્છા શક્તિ અને કોમળ લાગણીઓ ત્રણેય સમાન રીતે અને અતિ ઉચ્ચ ભૂમિકા પર્યંત ખીલેલાં હોય છે. બીજા દેશોમાં પણ આવા સંતો થઇ ગયા છે.[1] આ સંતભક્તોનું સ્થાન દુનીઆના સર્વ દેશકાળના શ્રેષ્ઠ દાર્શનિકો, વૈજ્ઞાનિકો, કવિઓ, કલાકારો વગેરેની પંક્તિમાંજ છે. અને દુનિઆના આ પ્રથમ પુરૂષોની હારમાં બેસી શકે એટલું જ નહિ, એ હારને પોતાની હાજરીથી શોભાવે એવા સર્વભૂતોમાં ભગવદ્ભાવને જોનારા તથા એ દષ્ટિને યથા સંભવ યથા શક્તિ આચરણમાં ઉતારનારા ભક્તો પણ થયા છે. અને એ ભક્તો તરફ જોઇને, સાચી આંતરભક્તિ ભક્તજનોનાં હ્રદયને જે માનવ ભાવવાળા સંસ્કારો આપે છે તે તરફ જોઇને તથા આ પ્રવેશકના આરંભમાં કહ્યું છે તેમ સામાન્ય અનુયાયી વર્ગને અને જનતાને ઉન્નત માર્ગે દોરવામાં જે ફાળો ભક્તિમાર્ગે આપ્યો છે તે તરફ જોઇને ભક્તિનું મૂલ્ય આંકવું જોઇએ. ભક્તિના આ મૂલ્યાંકનમાં આ ઇતિહાસ કાંઇક મદદ કરશે એમ મને આશા છે.



1 જુઓ ડીનઈન્ગેનું ફીલોસોફી ઓફ પ્લોટીનસ.

# પ્રકરણ ૧ લું

## ભક્તિવૃત્તિનો વેદમાં અરૂણોદય

ઈન્દ્ર, અગ્નિ, મિત્ર, વરૂણ વગેરે દેવોની મહત્તાનાં ગાનોથી ઋક્‌સંહિતાના મંત્રો ઉભરાય છે. જુદાં જુદાં સૂક્તોમાં એ જ દેવનાં ભિન્નભિન્ન પરાક્રમોનાં સુન્દર વર્ણનો મળે છે. વળી જે દેવતા પ્રસ્તુત હોય તે દેવતાની અન્ય દેવોથી અધિક પ્રશંસા કરેલી હોય છે. આ પ્રશંસા કે સ્તુતિ હમેશાં ભય પ્રેરિત જ હોય છે એવું પણ નથી. ઘણી વાર સ્તુતિ કરનાર વૈદિક ઋષિના હ્રદયને કોમળ લાગણીઓ પ્રેરી રહી હોય એવું દેખાય છે, અને એ રીતે દેવના માહાત્મ્યના દર્શનરૂપ ભક્તિનું પ્હેલું પગથિયું તો વેદમાં વ્યાપક છે. પણ કેટલાંક સૂક્તોમાં મન્ત્ર દ્રષ્ટા ઋષિનું હ્રદય દેવના માહાત્મ્યદર્શનને લીધે માનથી દ્રવતું જોઈ શકાય છે. એ માનવૃત્તિના ન્યૂનાધિક બળથી પ્રેરાઈને ઋષિ દેવને પ્રણામ કરે છે;[1] વન્દન કરે છે;[2] તથા એની સ્તુતિ કરે છે.[3] એ માનવૃત્તિના જ પરિશીલનથી એ કરતાં સૂક્ષ્મ ભાવ હ્રદયમાં જાગૃત થતાં દેવ તરફ આકર્ષાતા ઋષિઓ દેવોનું ધ્યાન ધરે છે.[4]

આ રીતે દેવને મહાન જોનારી સ્થૂળ ભક્તિ જ વેદમાં છે, એમ નથી; પણ સ્નેહભાવવાળી કોમળ વૃત્તિઓ પણ કેટલાક મન્ત્રોમાં દેખાય છે. દેવ તરફ સ્નિગ્ધ ભાવથી આકર્ષાતા ઋષિ દેવને વખતે પિતા કહે છે.[5] વળી પુત્ર ઉપર પિતા જેવી દૃષ્ટિ

---

१ अग्निनोनुमः ऋ. मं. ४ ३२ ४ २ तत्त्वा यामि ब्रह्मणा वन्दमानः ऋ. मं. १-२४ ११ ३ सुष्टुतिमीरयामि ऋ. मं. २ ३३ ८ ४ स्तवाम त्वा स्वाध्यः ऋ मं. १ १६ ९, भार्गो देवस्य धीमहि (ગાયત્રી મંત્ર ) તથા ऋ. मं. १ ४४-११; વગેરેમાં धीमहि જુઓ ५ त्वं पितासि ऋ. १ ३१ १०; पिता द्यौः ऋ. मं. १ ८९ ४. ऋ. मं. १ १६४ ३३.

રાખે તેવી દૃષ્ટિ પોતા તરફ રાખવાનું પ્રાર્થે છે,[1] તો ક્વચિત્ દેવને સખા તરિકે સંબોધે છે.[2] તથા પોતે દેવના પ્રીતિપાત્ર મિત્ર થવા ઇચ્છે છે.[3] વખતે એક દેવમાં માતૃભાવ અને બીજામાં પિતૃભાવ કરીને ઈશ્વરને માતાપિતા રૂપે જુવે છે.[4] કોઈ વખત હૃદયમાં ભાવનું પૂર વધી જતાં ભાવ શાબલ્ય પણ પ્રગટ થાય છે; એક મન્ત્રમાં દેવને સખા, પિતા, અને પિતૃતમ કહેલ છે.[5] તો બીજે સ્થળે એક જ દેવને પિતા, માતા અને પુત્ર કહેલ છે.[6]

ઉપરોક્ત પિતા, માતા, સખા, પુત્ર વગેરે સંબોધનોમાં રહેલી, ભક્તની વૃત્તિ માટે ભક્તિ જેવો કોઈ શબ્દ, જો કે એ વખતે, પ્રચારમાં આવ્યો ન હતો; પણ ઋષિઓએ કેટલાક મન્ત્રોમાં ઉપમાઓ દ્વારા એ સ્નેહવૃત્તિને સારી રીતે સ્પષ્ટ કરી છે. એક ઋષિ પોતાની વૃત્તિ માટે કહે છે કે "સર્વજ્ઞને ઇચ્છતી મારી વૃત્તિઓ, ગાયો જેમ પોતાના ધણ (ગાયોના સમૂહ) ની પછવાડે જાય તેમ, (પ્રભુ તરફ) જાય છે."[7]

બીજા એક મન્ત્રમાં એક ઋષિ કહે છે "હે ભગવાન (ઇન્દ્ર) પોતાને ચાહનારા પતિનો તેને ચાહતી પત્નીઓ જેવી રીતે સ્પર્શ કરે તેવી રીતે મારી વૃત્તિઓ તને સ્પર્શે છે."[8]

---

૧ सनः पितेव सूनवे ऋ. ૩ ૫.૨ ૨ सखे वज्रिन् सखिनाम् ऋ. मं. ૧–૩૦ ૧૧ ૩ अस्य प्रियामः सख्ये स्याम ऋ. ૪ ૧ ૭ ૪ द्यौर्मे पिता......मे माता पृथिवी महीयं ऋ. ૧ ૧૬૪ ૩૩ ૫ सखा पिता पितृतमः ऋ. मं. ૪–૧૭–૧૭ ૬ अदितिर्माता स पिता स पुत्रः ऋ. मं. ૧ ૮૯ ૧૦.

૭ परा मे यन्ति धीतयो गावो न गव्यूतिरनु इच्छन्तीरुरुचक्षसं. ऋ. मं. ૧–૨૫–૧૬

૮ पतिं न पत्नीरुशतीरुशन्तं स्पृशन्ति त्वा शवसावन् मनीषाः ऋ. ૧–૫૭–૧૧

એક બીજા મંત્રમાં પણ ભક્તની સરખામણી દેરને પોતાની શય્યા તરફ આકર્ષતી વિધવાભાભી સાથે કરી છે.[૧]

દેવ તરફની પોતાની વૃત્તિને માટે ઉપલી ઉપમા આપનાર ઋષિના હૃદયમાં પ્રેમ લક્ષણા ભક્તિ ન હોતી એમ કોણ કહી શકશે? એક પાશ્ચાત્ય વિવેચક તો આ મંત્ર ઉપરથી પાછલા કાળમાં વિકાસ પામેલી શૃંગાર ભક્તિ પણ સૂક્ષ્મ રૂપમાં વૈદિક કાળમાં પણ હતી એમ કહે છે.[૨] એક મન્ત્રમાં જીવ ઇશ્વરને પરસ્પર મિત્રો કહ્યા છે. આ મન્ત્ર જીવ ઇશ્વરના સંબન્ધ માટે એવો સૂચક છે કે ઋગ્વેદમાંથી એ મન્ત્ર મુણ્ડકોપનિષદ્દમાં અને શ્વેતાશ્વતરમાં ઉતરી આવ્યો છે. તથા એ ઉપર બ્રહ્મસૂત્રમાં પણ ચર્ચા કરેલી છે. એનો ભાવાર્થ એવો છે કે " જીવ ઇશ્વર એ બે પક્ષીઓ સહચારી મિત્રો છે અને એક જ વૃક્ષ ઉપર વળગી રહેલાં છે. તેમાંથી એક પક્ષી એ વૃક્ષનું સ્વાદિષ્ટ ફળ ખાય છે; અને બીજું ખાતું નથી પણ જોયા કરે છે."[૩]

ઇશ્વરને, પિતા, માતા, સખા, પતિ, અને પુત્ર તરફની સ્નિગ્ધ વૃત્તિથી જોનાર તથા ઉપરની સુન્દર કવિત્વમય ઉક્તિઓથી એ વૃત્તિને વ્યક્ત કરનાર ઋષિઓના હૃદયમાં ભક્તિભાવનો સંચાર થયો હતો એમ તો નિઃશંક માની શકાય છે.

માનુષ હૃદય દેવની મહત્તા જોતાં જોતાં કેવી રીતે એની પાસે જતું જાય છે અને છેવટ કેમ પ્રેમી બની જાય છે એટલું ઋગ્વેદમાંથી સ્પષ્ટ દેખાય છે. અને ઋગ્વેદમાંથી મળેલો આ પ્રકાશ

---

૧ को वां शयुत्रा विधवेव देवरं मर्यं न योषा कृणुते सधस्थ आ ॥
ऋ. १०-४०-२

૨ હોપકીન્સનું એથીક્સ ઓફ ઈન્ડીઆ પૃ. ૮-૯

૩ द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन्नन्यो अभिचाकशीति. ऋ. १ १६४, २१.

ભક્તિમાર્ગના અર્થાત્ સમસ્ત વૈષ્ણવ શૈવાદિ સંપ્રદાયોના ઇતિહાસમાં બહુ ઉપયોગી થશે.[1]

## ઋગ્વેદ પછીના વૈદિક સાહિત્યમાં ભક્તિવૃત્તિનો વિકાસ.

ઋગ્વેદના ઉપર આપેલા મન્ત્રોમાં દેખાતી ભક્તિવૃત્તિ પાછળના કર્મકાણ્ડના વખતમાં કાંઈક તિરોહિત થઈ ગઈ. દેવોના યજન વખતે શ્રદ્ધા, ભક્તિ વગેરે આન્તર વૃત્તિઓનો વિકાસ થવાને બદલે દૃષ્ટિ, બ્હારનાં અંગો ઉપર વધારે રહેવાથી, યજ્ઞની સ્થૂળ ક્રિયાનો વિકાસ થવા લાગ્યો. પણ કોમળ વૃત્તિ સર્વથા નષ્ટ થાય એ સંભવિત નથી. 'અદિતિ માતા, અદિતિ પિતા, અદિતિ પુત્ર' એ મન્ત્ર કર્મમય શુક્લ યજુર્વેદમાં પણ છે. તેમજ શુક્લ યજુર્વેદના ૨૩ મા અધ્યાયમાં દેવને "પ્રિયોનો પ્રિયપતિ" (અર્થાત્ પ્રિયતમ) કહેલ છે. આ પ્રમાણે સદ્વૃત્તિમાં રહેલા આન્તરબળથી જીવતી રહેલી એ વૃત્તિ ઔપનિષદ કાળમાં અવકાશ મળતાં ફરી દેખાવા લાગી. યજ્ઞોથી અસન્તુષ્ટ હૃદયો અન્યત્ર પ્રકાશ શોધવા લાગ્યાં; અને એવાં હૃદયોમાં જ્ઞાનના સૂર્ય સાથે ભક્તિની ઉષા પણ પ્રગટ થઈ. ઉપનિષદોમાં મોટે ભાગે જો કે નિર્ગુણ બ્રહ્મવાદ ભર્યો છે, છતાં ભક્તિને અનુકૂળ થોડો સગુણ બ્રહ્મવાદ પણ છે.

જીવ ઈશ્વરનું, એ મિત્ર પક્ષી રૂપે વર્ણન કરનારો ઋગ્વેદનો જે મન્ત્ર ઉપર લખ્યો છે, તે મન્ત્ર શબ્દશઃ મુણ્ડકોપનિષદમાં ઉતારેલો છે અને એ સાથે, એ મન્ત્રના અનુસન્ધાનમાં જ બીજા બે નવા શ્લોકો આપ્યા છે. જેમાં "ઈશ પક્ષીને અને તેના મહિમાને જોઈને, પ્હેલાં શોક કરતું અનીશ પક્ષી ઈશના સામ્યને પામે છે" એટલી વાત મૂળની મૈત્રીની ભાવનામાં બહુ સુન્દર

---

૧ વૈદિક સાહિત્યમાં ભક્તિનાં સ્થાન વિષે સવિસ્તર વિચાર માટે જુઓ ઈન્ડીઅન હીસ્ટોરીકલ ક્વોર્ટલી ગ્ર. ૬ પૃ. ૩૧૫ અને ૪૮૭ માં 'શ્રદ્ધા અને ભક્તિ ઈનવેદિક લીટરેચર' મથાળાનો ડૉ. મૃણાલદાસ ગુપ્તા એમ. એ. નો લેખ

ભાષામાં ઉમેરી દીધી છે. બૃહદારણ્યક ઉપનિષદમાં એવાજ ભક્તિના આવેશમાં એક સ્થળે કહેલું છે કે ' જે આ અન્તરતર-આત્મા છે તે પુત્રથી, વિત્તથી અને બીજી સર્વ વસ્તુથી પ્રિય છે."[૧]

વૈષ્ણવ સંપ્રદાયોમાં પણ, ઉપરોક્ત યજુર્વેદના મન્ત્રમાં અને આ ઉપનિષદના વચનમાં કહ્યું છે તેમ પ્રભુ સ્ત્રીપુત્રાદિ સર્વથી વધારે વ્હાલા-પ્રિયતમ-મનાય, ત્યારે જ ભક્તિ ઉત્પન્ન થઈ એમ ગણાય છે. એજ ઉપનિષદમાં અન્યત્ર, અન્તર્યામી આત્માનું સુન્દર વર્ણન છે. " જે પૃથિવીમાં ઉભો છે, જે પૃથિવીની અંદર છે, જેને પૃથિવી જાણતી નથી, જેનું પૃથિવી શરીર છે અને જે પૃથિવીને અંદરથી નિયમમાં રાખે છે; છે તે અમર અન્તર્યામી તારો આત્મા છે.[૨] " આ રીતે પૃથિવી, પાણી, તેજ, વાયુ, આકાશ, પ્રાણ, મન, વિજ્ઞાન વગેરેના અન્તર્યામી તરીકે પરમાત્માનું વર્ણન કર્યું છે. પરમાત્માના અન્તર્યામીપણાની આ ભાવનામાં જ્ઞાનદૃષ્ટિ સાથે જોડી ભક્તિવૃત્તિ પણ હોય એમ લાગે છે. પાછળના ભક્તિમાર્ગમાં પણ ઇશ્વરના અન્તર્યામીપણા ઉપર ઘણો ભાર દેવામાં આવ્યો છે. વળી ભક્તિ-માર્ગમાં પરમેશ્વર મુખ્યત્વે આનન્દરૂપ મનાય છે; અને જીવને જે આનન્દનો યત્કિંચિત્ અનુભવ આવે છે તે અન્તર્યામી ઇશ્વરના આનન્દનો અંશ માત્ર છે એમ મનાય છે. આ મત પણ ઉપનિષદમાં મળી આવે છે. તૈત્તિરીય ઉપનિષદમાં કહ્યું છે કે " તે રસરૂપ છે. અને એ રસને પ્રાપ્ત કરીને આ જીવ આનન્દી થાય છે.[૩] "

---

૧ तदेतत्प्रेयः पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा ( बृ. १–४–८ )

२ यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयति एष ते आत्मा अन्तर्याम्यमृतः ( बृ. ३–७–३. )

३ रसो वै सः रसं ह्येवायं लब्ध्वा आनन्दी भवति ( तै. ७ )

તેમજ "જો આ આનન્દરૂપ આકાશ (પરમાત્મા) ન હોય તો કોણ શ્વાસ લઈ શકે કે કોણ જીવી શકે."[1] તથા "બ્રહ્મનો આનન્દ અનુભવનાર કશાથી બ્હીતો નથી."[2]

વળી બૃહદારણ્યક ઉપનિષદમાં એક સ્થળે અદ્વૈત બ્રહ્મને પરમ આનન્દ રૂપ કહીને પછી કહે છે કે "એ આનન્દના અંશ ઉપર બીજાં પ્રાણી માત્ર ઉપજીવે છે."[3] આ પરમ આનન્દને અનુભવનારની સ્થિતિનું વર્ણન કરતાં એજ શ્રુતિ કહે છે કે "જેવી રીતે પ્રિય સ્ત્રીથી આલિંગિત પુરૂષ બ્હારનું કે અંદરનું કાંઈ જાણતો નથી; તેમ પ્રાજ્ઞ આત્મા (પરમાત્મા)થી આલિંગિત પુરૂષ બ્હારનું કે અંદરનું કાંઇ જાણતો નથી; તે આનું (જીવનું) આપ્તકામ અને નિષ્કામ શોકરહિત રૂપ છે."[4] આ વાક્યમાં આપેલી પ્રિય સ્ત્રીના આલિંગનની ઉપમા પ્રેમભક્તિ સૂચક છે. અને પરમાત્માનું જીવને આલિગન, એ તો ભક્તિનું, ભક્તિમાર્ગમાં, પરમ પ્રાપ્તવ્ય ગણાય છે. એ આલિંગનની સ્થિતિમાં જીવ આપ્તકામ, શોકરહિત, નિષ્કામ અને માત્ર આત્માની જ કામનાવાળો હોય છે; એવું ઉપલી શ્રુતિનું કથન પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. છેવટ ભક્તિમાર્ગની અનુગ્રહની માન્યતા–એટલે જ્યારે ઇશ્વર અનુગ્રહ કરે છે, ત્યારેજ જીવ ભક્તિ તરફ જાય છે એ–નો પણ ઉપનિષદમાં એક સ્થળે ઉલ્લેખ છે. નીચેનો મન્ત્ર કઠ અને મુણ્ડક

---

૧ को ह्येवान्यात् कः प्राण्यात् यदेष आकाश आनन्दो न स्यात् (तै. उ.)

२ आनन्दं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन (तै. उ.)

३ एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति (बृ.४–३–३२)

४ तद्यथा प्रियया स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरं एवमेवायं पुरुषः प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरं तद्वा अस्यैतदाप्तकाममात्मकाममकामं रुपं शोकान्तरम् ॥ (बृ.४–३–२१)

એયમાં છે. "આ આત્મા પ્રવચનથી, મેધાથી કે બહુ વિદ્યા જાણવાથી મળે એવો નથી; પણ જેને એ પોતે વરે છે (પસંદ કરે છે) તેનેજ મળે એવો છે; તેની આગળ, આ આત્મા, પોતાનું શરીર ઉઘાડું કરે છે."[1] અને આથી પણ આગળ ચાલીને શ્વેતાશ્વતરમાં શરણાગતિ કે પ્રપત્તિનું સૂચન મળે છે.[2]

સ્પષ્ટ શબ્દોમાં હૃદયની ભકિતવૃત્તિને સૂચવનારાં ઉપરનાં વાક્યો ઉપરાંત, ઉપનિષદોમાં સર્વત્ર, ગંભીર રમણીય ભાષામાં બ્રહ્મનું જે ઉજ્જ્વલ હૃદયસ્પર્શી વર્ણન કરેલું છે તે વર્ણનના ગર્ભમાં દેવ તરફ હૃદયની આર્દ્રવૃત્તિ નથી સ્ફુરતી એમ કોણ કહી શકશે ?

## ઉપાસના

ઔપનિષદ કાળની ભક્તિવૃત્તિનો વિચાર કરતાં ઉપનિષદોમાં વ્યાપી રહેલી ઉપાસનાને ભૂલવી ન જોઇએ; કારણકે એ પણ એક જાતની ભક્તિ જ છે. ઉપાસના શબ્દ અથર્વવેદમાં પ્રથમ દષ્ટિએ પડે છે "હે ઇન્દ્ર તું શચીનો પતિ છો; અમે તને પ્રભૂ –વિભૂ તરીકે ઉપાસીએ છીએ."[3] વગેરે મન્ત્રોમાં કહેલી ઉપાસના પ્રતીકોપાસના કહેવાય છે. આ પ્રતીકોપાસના ઔપનિષદ સમયમાં બહુ પ્રચારમાં હતી, બધાં ઉપનિષદો આ પ્રકારની ઉપાસનાઓથી ભરેલાં છે. પણ એ વખતે વેદકાળના અગ્નિ, સૂર્ય, ઇન્દ્ર વગેરે

---

૧ नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ॥ यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥ (कठ અને मुण्डक.)

૨ तं हं देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये । श्वे. ४–१८

३ शच्यः पतिस्त्वमिन्द्रासि विभूः प्रभूरिति त्वोपास्महे वयं (अ. १९–९ તથા अम्भो अमो महः सह इति त्वोपास्महे वयं; उरः पृथुः सुभूर्भुव इति त्वोपास्महे वयं (अ. १३–४)

સર્વ દેવો એક બ્રહ્મમાં મળી ગયા હતા. અને પ્રાચીન ક્રિયાત્મક યજ્ઞો ભાવનાત્મક ઉપાસનામાં મળી ગયા; એટલે જેઓ 'વાણી અને મનથી અપ્રાપ્ય' બ્રહ્મનો અનુભવ કરવા અસમર્થ હતા; તેઓ મન, આદિત્ય, આકાશ, વાયુ, અન્ન, પ્રાણ વગેરે આધ્યાત્મિક અને આધિભૌતિક પદાર્થોમાં બ્રહ્મની ભાવના કરીને ઉપાસના કરવા લાગ્યા.[1] આ રીતની બ્રહ્મની ભાવનાત્મક પ્રતીકોપાસના એ કાળમાં બહુ પ્રચલિત હતી. પણ ઉપાસનાનો પ્રવાહ એટલેથી અટક્યો નથી. કોઈ પણ એક પદાર્થમાં બ્રહ્મની ભાવના કરવાને બદલે "આ સર્વ બ્રહ્મ જ છે, માટે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલા, એથી જ જીવતા અને એમાં જ લય પામતા આ સર્વ (વિશ્વ)માં, (મનુષ્યે) શાન્ત થઇને બ્રહ્મની ઉપાસના કરવી." એમ તૈત્તિરીય શ્રુતિ કહે છે.[2] અને મુણ્ડકોપનિષદની એક શ્રુતિ કહે છે કે–જે નિષ્કામ મનુષ્યો પુરૂષની ઉપાસના કરે છે; તે ધીર માણસો આ શુક્રની પાર જાય છે."[3]

આ છેલ્લી શ્રુતિમાં તો પ્રતીકોપાસનાજ નથી; સાક્ષાત્ ઉપાસના દેખાય છે. આ પુરૂષની ઉપાસના અને ભગવદ્દગીતાની પુરૂષોત્તમની ઉપાસના એ બે વચ્ચે ઝાઝું અન્તર નથી. તેમ મુણ્ડકોપનિષદ અને ભગવદ્ ગીતોપનિષદ વચ્ચે પણ કાળનું વિશેષ અન્તર નથી એમ લાગે છે. પણ ઋગ્વેદની ઋચાઓમાં અને મુણ્ડકના મન્ત્રોમાં ગૂઢરૂપે સ્ફુરતી દેવ તરફની સ્નેહવૃત્તિ અને આ ઉપાસના એ બેમાં એક મોટો તફાવત છે. ઋગ્મન્ત્રોની ભક્તિવૃત્તિમાં દેવના માહાત્મ્યના દર્શનથી ઋષિનું હૃદય જાતેજ, પ્રયત્ન વગર 'ગાયો જેમ ધણ પાછળ જાય છે' તેમ દેવ તરફ

---

१ मनो ब्रह्मेत्युपासीत आदित्यो ब्रह्मेति......( बृ. उ. )

२ सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत ( तै. उ. )

३ उपासते ये पुरुषं ह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीराः (मु. उ.)

આકર્ષાતું દેખાય છે. એજ સ્નેહતત્ત્વ મુણ્ડકમાં બીજી રીતે—'દેવ-ભક્તને વરે છે' એ રીતે—કહેલું છે. પણ મૂળ વાત એકજ છે કે દેવ તરફ ભક્ત, માત્ર અકૃત્રિમ સ્વતઃ ઉદ્‌ભૂત સ્નેહથી જ આકર્ષાય છે; એમાં કર્તવ્ય બુદ્ધિનો—પ્રયત્નનો અંશ નથી. આથી જુદી રીતે ઉપરોક્ત ઉપાસનામાં પ્રયત્ન સ્પષ્ટ દેખાય છે. અમુક ભાવના કરીને ધ્યાન કરવા બેસવું એમ શ્રુતિ વિધાન કરે છે. આ વિધાનમાં જ વિહિત કર્મની પ્રયત્ન સાધ્યતા બીજરૂપ છે. જે પ્રયત્ન સાધ્ય ન હોય તેમાં વિધાન સંભવેજ નહિ. ઉપાસનાઓમાં હૃદય જાતે આકર્ષાતું નથી. પણ ઉપાસક અમુક ભાવના કરે છે. અને પછી એ ભાવનામાં ચિત્તને જોડી રાખવાનો યત્ન કરે છે. પણ સાક્ષાત્ ઉપાસનાના પ્રકારમાં આ ભેદ ઝાંખો થઇ જતો દેખાય છે. અને ભગવદ્‌ગીતામાં તથા એથી આગળ ભકિત-માર્ગમાં પણ ઉપાસના અને ભકિતનો આ ભેદ નહિ જેવો થઈ જાય છે. વસ્તુતઃ ભકિત શબ્દમાં જ ઉપાસનાની અને સ્નેહની ભાવનાઓ ઓતપ્રોત થઈને એકાકાર થઈ ગઈ છે. છતાં વૈષ્ણવ-મતના કોઇ આચાર્યનું, ધ્યાન પ્રધાન ભકિત તરફ, તો કોઇનું સ્નેહપ્રધાન ભકિત તરફ વધારે વલણ દેખાય છે; એટલે અંશે જૂનો ભેદ ચિરંજીવ રહ્યો છે.

## ભકિત શબ્દ

ઇશ્વરાનુરક્તિના અર્થમાં ભકિત શબ્દ શ્વેતાશ્વતર ઉપનિષદ સિવાય વૈદિક સાહિત્યમાં બીજે કયાંય વપરાયો નથી. જો કે શ્રદ્ધા શબ્દ પુષ્કળ વપરાયો છે. ભકિત શબ્દનો ધાત્વર્થ જોઇએ તો કોઇનો આશ્રય લેવો એટલો મૂળ અર્થ છે. પણ પાણિનિના भक्ति ૪–૩–૯૫ સૂત્રમાં, કોઈનો આશ્રય લેવો અને પછી એને ચાહવું એવો અર્થ હોય એમ લાગે છે. એટલે ભકિત શબ્દમાં મૂળથી જ આશ્રય સાથે ચાહવાનો કાંઇક ભાવ તો રહેલો હશે. ચાસ્કે

**इन्द्रभक्तीनि अग्निभक्तीनि** વગેરે શબ્દોનો અર્થ, 'ઇન્દ્રને આશ્રયે રહેલા પદાર્થો' અને 'અગ્નિને આશ્રયે રહેલા પદાર્થો' એવો કર્યો છે અને પાણિનિના ટીકાકારો પણ ઉપરનાં સૂત્રની વ્યાખ્યામાં ભક્તિ શબ્દનો અર્થ યાસ્કને અનુસરી સ્નેહ પાત્ર વાચક પણ કરે છે. ભગવાન પાણિનિના પોતાના જ નિયમો પ્રમાણે તો 'ક્તિ' પ્રત્યય ભાવવાચક છે એટલે ભક્તિ શબ્દનો અર્થ ભાવવાચક થવો જોઇએ. બધું જોતાં એમ લાગે છે કે भज् ધાતુનો અર્થ કોઇનો આશ્રય લેવો અને તેને ચાહવું; તથા ભકિત શબ્દનો અર્થ આશ્રયસ્થાન–સ્નેહપાત્ર એવો હશે. પછી ધીમેધીમે ભકિત શબ્દ સ્નેહના અર્થમાં પણ વપરાવા લાગ્યો હશે. પાણિનિના સમયમાં સ્નેહપાત્ર અને સ્નેહ એ બેય અર્થમાં એ શબ્દ વપરાતો હશે; પણ ધીમે ધીમે પ્હેલો અર્થ લુપ્ત થઈ ગયો, અને માત્ર સ્નેહનો અર્થ રૂઢ થઈ ગયો. ભકિત શબ્દ ગમે તે રીતે પ્રચારમાં આવ્યો હોય પણ શ્વેતાશ્વતર ઉપનિષદના **यस्य देवे पराभक्तिः यथादेवे तथागुरौ** એ વાકયમાં તો એ શબ્દનો ઇશ્વરાનુરકિત અર્થ સુસ્પષ્ટ છે.[1] જૂના બૌદ્ધ ગ્રન્થોમાં પણ ભકિત ( भत्ति ) શબ્દ મળી આવે છે.[2]

---

૧ શ્વે. ૬– ૨૩

૨ જુઓ થેરા ગાથામાં **भत्तिमा च पण्डितो** શબ્દો પૃ. ૪૧ પા. ટે. સો. આ. ૧૮૮૪ )

# પ્રકરણ ૨ જું

## વૈષ્ણવ ભક્તિમાર્ગનો ઉદ્‌ભવ.

વેદ કાળમાં અને ઔપનિષદ કાળમાં ભક્તિ સંબન્ધી વિચારો થયા હતા અને તેમાં ક્રમશઃ વિકાસ થતો ગયો હતો; એ આપણે જોયું. છેવટ શ્વેતાશ્વતર ઉપનિષદમાં ભક્તિ શબ્દનો વ્યવહાર પણ જોયો.[1] એ શ્વેતાશ્વતર ઉપનિષદ જ શૈવભક્તિમાર્ગનું મૂળ છે એ શૈવધર્મના ઈતિહાસમાં નોંધ્યું છે; અહીં વૈષ્ણવ ભક્તિ માર્ગનું મૂળ ક્યાં છે તે તપાસીએ.

ગુજરાતમાં સાધારણ રીતે વૈષ્ણવ એટલે શ્રી. વલ્લભમતાનુયાયી એમ મનાય છે. કારણ કે અહીં શ્રી વલ્લભમતનો પ્રચાર વધારે છે. પણ વસ્તુતઃ રામાનુજ, નિમ્બાર્ક, મધ્વ, ચૈતન્ય વગેરેના સંપ્રદાયો પણ વૈષ્ણવ સંપ્રદાયોજ છે. જો કે ગુજરાતમાં આ બીજા વૈષ્ણવ સંપ્રદાયોના અનુયાયીઓ છૂટા છવાયાજ હશે; પણ ભારતવર્ષના જુદા જુદા ભાગોમાં શ્રીરામાનુજ વગેરેના મતો બહુ વ્યાપક રીતે પ્રચલિત છે. દાખલા તરીકે જેમ ગુજરાતમાં વલ્લભ મતનું જોર છે; તેમ મદ્રાસ તરફ રામાનુજ મતનું અને બંગાળામાં ચૈતન્ય મતનું પ્રાબલ્ય છે. વળી આ વિશાળ દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં ન્યૂનાધિક પ્રમાણમાં પ્રચલિત વૈષ્ણવ સંપ્રદાયોના કેટલાક સિદ્ધાન્તો પરસ્પર વિરૂદ્ધ છે ખરા; પણ એ સર્વ સંપ્રદાયોના પાયામાં રહેલી અમુક માન્યતાઓ સમાન હોવાથીજ એ સર્વ વૈષ્ણવ કહેવાય છે. નીચેના બે સિદ્ધાન્તો તો સર્વ વૈષ્ણવ સંપ્રદાયોમાં વ્યાપક છેઃ—

---

૧ ભક્તિમાર્ગના જૂના અને નવા-સંપ્રદાયોની છાયામાં રચાયેલાં કેટલાંક વૈષ્ણવ તેમજ શૈવ ઉપનિષદો મળે છે અને સાંપ્રદાયિકો એવાં ઉપનિષદોનાં વચનોને વારંવાર ઉતારે છે પણ ઐતિહાસિક વિચારમાં એ નકામાં હોવાથી અહીં તો સર્વાનુમતે જૂનાં ગણાતાં ઉપનિષદોને જ ધ્યાનમાં લીધાં છે.

૧. વૈષ્ણવ માત્ર જુદાં જુદાં નામ રૂપમાં ભગવાન વાસુદેવ કૃષ્ણનેજ ઉપાસ્ય દેવ માને છે.

૨. સર્વ વૈષ્ણવો એકાન્ત, અવ્યભિચારી ભક્તિને પરમ પુરૂષાર્થ–પ્રભુપ્રાપ્તિનું સાધન–માને છે. હાલમાં ચાલતા સર્વ વૈષ્ણવ સંપ્રદાયોમાં આ બે તત્ત્વો સામાન્ય છે. ભિન્ન ભિન્ન વૈષ્ણવ સંપ્રદાયોના સાહિત્યમાં ઉંડા ઉતરીને જોતાં આ તત્ત્વો પ્રાચીનતર ભાગવત અથવા પાઞ્ચરાત્ર સંપ્રદાયમાંથી ઉતરી આવેલાં સ્પષ્ટ દેખાય છે. ચાલતા વૈષ્ણવ સંપ્રદાયોમાં જૂનામાં જૂનો રામાનુજ સંપ્રદાય છે. એ સંપ્રદાય, પોતે પાઞ્ચરાત્રનો ઋણી હોવાનું સ્વીકારે છે.

આ પાઞ્ચરાત્ર અથવા ભાગવત સંપ્રદાય અતિ પ્રાચીન છે. એના સિદ્ધાન્તો વૈષ્ણવ પુરાણોમાં તથા એથીયે જૂના મહાભારતના શાન્તિપર્વમાં વર્ણવેલા છે. પુરાણો અને મહાભારતના ભક્તિવિષયક વિચારોનો વિકાસક્રમ તપાસવાથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે આ ભાગવત સંપ્રદાયનું મૂળ ભગવદ્ગીતા છે. વૈષ્ણવ સંપ્રદાયોનાં ઉપર કહેલાં બે સામાન્ય તત્ત્વો ભગવદ્ગીતામાં પ્રાચીનતમ રૂપમાં છે. ભૂતકાળમાં આથી ઊંડા ઉતરતાં ભગવાન વાસુદેવનું દર્શન બન્ધ થઈ જાય છે; અને ભક્તિ પણ જે જ્વલન્ત રૂપમાં ગીતામાં દેખાય છે, તે રૂપમાં દેખાતી નથી. છતાં ભગવાન વાસુદેવે ભક્તિમાર્ગનો અપૂર્વ ઉપદેશ કરી આ લોકનો ઉદ્ધાર કર્યો; તે પ્હેલાં ભક્તિવૃત્તિ આર્યોમાં કેવા રૂપમાં હતી એ આપણે જોયું. પરન્તુ ભક્તિ સંબન્ધી જેટલા વિચારો વૈદિક સાહિત્યમાં જળવાઈ રહ્યા છે; એટલાજ તે કાળે થયા હશે, એથી વધારે નહિજ થયા હોય એમ કહેવાતું નથી. ભક્તિ તરફ ઢળી ગયેલાં ચિત્તોએ એજ વિષયનો વધારે વિચાર કર્યો હોય એ વિશેષ સંભવિત છે. એ વખતે વૈદિક સાહિત્યની જે મર્યાદા બંધાઈ ગઇ હતી તેમાં

જે વિચારોનો સમાવેશ ન થઇ શકે તેવા વિચારોનું એક તરતું સાહિત્ય ઉત્પન્ન થયું હતું. આ જાતનું ઘણું સાહિત્ય જેને વેદો કે બ્રાહ્મણોમાં પ્રવેશ ન મળ્યો તે પાછળથી મહાભારતમાં સંગ્રહાયું; એમાંની ઘણી વાતો એ ગ્રન્થ રચાયા પૂર્વેની છેક બ્રાહ્મણ કાળની અને ક્વચિત્ તેથી જૂની છે. છતાં એનો સંગ્રહ બ્રાહ્મણોમાં નહિ પણ મહાભારતમાં થયો છે. આ જાતના તરતા સાહિત્યમાં ભક્તિ સંબન્ધી પણ કાંઇક વિચારો હોય એ બનવા જોગ છે. પછી જ્યારે ભગવાન વાસુદેવે વેદ, ઉપનિષદ, સાંખ્ય, યોગ વગેરે તત્કાલીન સાહિત્યમાંથી ઉત્તમ તત્ત્વોનું દોહન કરી, પોતાની અસાધારણ પ્રતિભાથી એને નવું રૂપ આપી તથા જુદા જુદા વિચારોની ભિનતાઓ પૂરી નવા ધર્મનો ગીતાદ્વારા ઉપદેશ કર્યો; ત્યારે એમણે ભક્તિ વિષે જે વિચારો વૈદિક તથા તરતા સાહિત્યમાં જોયા તેનો નિષ્કર્ષ કાઢી લઈ તેમાં ખૂટતા અંશો ઉમેરી સર્વાંગપૂર્ણ ભક્તિયોગને સ્પષ્ટ રૂપે પ્રગટ કર્યો અને ત્યાંથી ભક્તિમાર્ગ ચાલ્યો.

ભક્તિમાર્ગના ઉદ્ભવની આ કલ્પના કાંઇ નિર્મૂળ નથી. મહાભારતના શાન્તિપર્વમાં આ કલ્પનાને ટેકો મળે એવી કેટલીક વાતો છે. શાન્તિપર્વના નારાયણીય પર્વમાં નીચેની આખ્યાયિકા છે જે ભક્તિમાર્ગના ઉદ્ભવ ઉપર ખાસ પ્રકાશ નાખે છે. પાઞ્ચરાત્ર સંપ્રદાયની ઉત્પત્તિ સમજાવતાં ભીષ્મપિતામહ યુધિષ્ઠિરને કહે છે કે "પૂર્વે ઉપરિચર નામે ચક્રવર્તી રાજા હતો, તે ઇન્દ્રનો મિત્ર અને નારાયણ હરિનો ભક્ત હતો. તે રાજા પૂર્વે સૂર્યના મુખમાંથી નીકળેલા પાઞ્ચરાત્રમાં કહેલા વિધિ પ્રમાણે વિષ્ણુનું પૂજન કરતો હતો. તથા યજ્ઞની સર્વ ક્રિયાઓ સાત્વત (પાઞ્ચ-રાત્રોક્ત) વિધિને અનુસરીને કરતો હતો. તે રાજા જે પાઞ્ચરાત્ર નામના શાસ્ત્રનું અનુવર્તન કરતો હતો તે ઉત્તમ શાસ્ત્ર સાત ઋષિઓએ એકઠા થઇને કહેલું છે. તે સાત મુનિઓએ ચાર વેદ

વડે પ્રમાણભૂત અને જેમાં સર્વોત્તમ લોકધર્મ છે એવું તે શાસ્ત્ર કહેલું છે. મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને મોટા તેજવાળા વશિષ્ઠ એ સાતને ચિત્રશિખણ્ડી કહે છે. તે સર્વ ઋષિઓએ તપ કરીને હરિનારાયણ દેવને પ્રસન્ન કર્યા, ત્યારે નારાયણે સરસ્વતી દેવીને એ ઋષિઓના મુખમાં પ્રવેશ કરવાની આજ્ઞા કરી. તે પછી તે તપસ્વી ઋષિઓએ સરસ્વતીની પ્રવૃત્તિ શબ્દમાં, અર્થમાં અને હેતુમાં કરી, અને તે શાસ્ત્ર દયાળુ ભગવાન જ્યાં રહે છે ત્યાં જઈને તેને સંભળાવ્યું. તે સાંભળીને અદશ્ય પુરુષોત્તમ ભગવાને સર્વ ઋષિઓને કહ્યું કે ‘જેથી ધર્મની પ્રવૃત્તિ થાય એવા સમગ્ર લોકતન્ત્રમાં તમે જે આ એક લાખ શ્લોક કર્યા છે તે ઉત્તમ છે. એ તન્ત્ર પ્રવૃત્તિ અને નિવૃત્તિ ઉભયમાં પ્રમાણરૂપ થશે. જેમ મેં બ્રહ્મની કૃપાથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ કર્યા છે, તે પ્રમાણ છે તેમ આ ઉત્તમ શાસ્ત્ર પ્રમાણ થશે. એ શાસ્ત્ર ઉપરથી પ્રથમ સ્વયંભૂ મનુ એ ધર્મનું કથન કરશે, પછી શુક્ર એ શાસ્ત્રનું કથન કરશે અને પછી બૃહસ્પતિ મતનો લોકમાં પ્રચાર થશે. પછી પ્રજાપાલ વસુ ઉપરિચર આ તમારા કરેલા ધર્મશાસ્ત્ર ને બૃહસ્પતિ પાસેથી પ્રાપ્ત કરશે. જ્યારે તે રાજા મૃત્યુ પામશે ત્યારે આ સનાતન શાસ્ત્ર અન્તર્ધાન પામશે’ એ પ્રમાણે કહીને પુરૂષોત્તમ ભગવાન કોઈક દિશામાં ચાલ્યા ગયા. (म. शां. मो. अ. १६३)

આથી આગળ ચાલતાં એજ પ્રકરણના ૧૭૬ મા અધ્યાયમાં જનમેજય વૈશંપાયનને પૂછે છે કે “એ ધર્મ કોણે કહ્યો? કોઈ ઋષિએ કે કોઇ દેવે? તેમજ એકાન્તિક ભક્તોનો આચાર કેવો હોય છે અને તે ક્યારે ઉત્પન્ન થયો?” આ પ્રશ્નના જવાબમાં વૈશંપાયન, નારાયણના મુખમાંથી બ્રહ્માનો પ્હેલો માનસ જન્મ થયો, ત્યારે નારાયણ પાસેથી કોણ કોણ એ ધર્મ શીખ્યું એ

કહે છે; અને એજ રીતે બ્રહ્માના ચાક્ષુષ, વાચિક, કાર્ણિક, નાસિક્ય અને અણ્ડજ એ છ જન્મોમાં નારાયણ પાસેથી કોણ કોણ એ ધર્મ શીખ્યું અને પછી ક્યારે એ ધર્મ અન્તર્ધાન થઈ ગયો તે કહે છે. છેવટ સાતમા જન્મની વાત કરતાં કહે છે કે "હવે બ્રહ્માનો સાતમો જન્મ પદ્મમાંથી થયો છે. આ વખતે પણ નારાયણે એ ધર્મ યુગના આરંભમાં પિતામહને કહેલો છે; પિતામહે દક્ષને કહ્યો હતો; દક્ષે પોતાના મોટા દૌહિત્ર સૂર્યને એ ધર્મ આપ્યો, સૂર્યની પાસેથી એ ધર્મ વિવસ્વાનને પ્રાપ્ત થયો, ત્રેતાયુગના આદિમાં વિવસ્વાન પાસેથી મનુને મળ્યો, મનુએ લોક કલ્યાણ માટે પોતાના પુત્ર ઇક્ષ્વાકુને આપ્યો, અને ઇક્ષ્વાકુની પાસેથી એ ધર્મ લોકમાં પ્રસર્યો અને સ્થિર થઈ રહ્યો છે. જ્યારે તે ધર્મ ક્ષય પામશે ત્યારે ફરી નારાયણ પાસે જશે. આ યોગનો આ સાતમો પ્રકાર અન્તર્યામીની ઉપાસનાનો છે. એ વિષે ગીતામાં કહેલું છે. હે નૃપોત્તમ, પૂર્વે મેં તને યતિઓનો ધર્મ પણ ભગવદ્ગીતામાં સંક્ષેપથી કહેલો છે." વળી આ વિષયની શરૂઆતમાંજ વૈશંપાયન કહે છે કે "જ્યારે કૌરવ અને પાંડવના સંગ્રામમાં બન્ને તરફનાં સૈન્યો યુદ્ધ કરવાને તત્પર થયાં, અને અર્જુન યુદ્ધ કરવામાં ઉદાસ થયો; ત્યારે ભગવાને ગીતાનું કથન કર્યું હતું; તેમાં જ્ઞાનમાર્ગ અને ઉપાસના માર્ગનું પ્રતિપાદન કર્યું હતું; તે મેં તને પૂર્વે કહેલું છે. એ ધર્મ ગહન છે."

પાઞ્ચરાત્ર સંપ્રદાયની પરંપરાનાં અહિં આપેલાં વર્ણન ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે આ ભક્તિમાર્ગની પરંપરા ઘણી પ્રાચીન છે. પણ એનું સાહિત્ય જૂના કાળમાં ઉત્પન્ન થયું હશે તો એ લુપ્ત થઈ ગયું. અને આ સમયમાં તો એ ધર્મ ભગવદ્ગીતામાં કહેલો મળે છે; ગીતામાં એ ધર્મ કહેલો છે, એમ વારંવાર નારાયણીય પર્વ કહે છે, તથા સાતમા–ચાલતા–યુગની જે પરંપરા અહિં

આપી છે તેજ પરંપરા ગીતામાં કહી છે; એ પણ બહુ સૂચક છે. આ સર્વ ઉપરથી એમ સમજાય છે કે જૂના કાળમાં ભક્તો હતા; એ ભક્તો કોઈક રીતે ભક્તિ પણ કરતા હશે. પણ મહાભારતનું ઉપલું પ્રકરણ લખાયું ત્યાં સુધી ભક્તિમાર્ગનો ભગવદ્ગીતા સિવાય બીજો ગ્રન્થ વિદ્યમાન ન હતો. આપણે વૈદિક સાહિત્યના અવલોકનથી જે કલ્પના કરી છે; તેને મહાભારતના ઉપરોક્ત આખ્યાનથી પુષ્ટિ મળે છે. આ આખ્યાનનો ઐતિહાસિક સાર એટલોજ છે કે વેદના સમયમાં ભક્તિભાવવાળાં હૃદયો હતાં; તે વખતથી જ ભક્તિના વિચારો થતા; પણ એનું સાહિત્ય વેદમાં ન સંગ્રહાતાં કાંઈક તરતું રહ્યું હશે. પછી ભગવાન વાસુદેવે ગીતા કહી અને ત્યારથી ભક્તિમાર્ગને ચોક્કસ સ્થિર રૂપ મળ્યું. ભક્તોને દોરવા માટે એક ગ્રન્થ થયો, એટલે ભક્તિમાર્ગે સ્થિરતા પ્રાપ્ત કરી, અને ધીમે ધીમે એનો વિકાસ, વિસ્તાર અને પ્રચાર વધતાં ગયાં.

## વાસુદેવપૂજાનો ઉદ્ભવ

હવે આ ભક્તિમાર્ગમાં વૈષ્ણવધર્મનાં બીજાં મુખ્ય અંગરૂપ વાસુદેવ પૂજા ક્યારે અને શી રીતે ભળી એ જોઈએ. સર્વ વૈષ્ણવ સંપ્રદાયોમાં કોઈકરૂપે વાસુદેવ પૂજા છે. જૂનામાં જૂના રામાનુજ સંપ્રદાયમાં વાસુદેવ પૂજા છે. રામાનુજ પહેલાંના યામુનાચાર્ય વગેરે દ્રાવિડ વૈષ્ણવ આચાર્યો જેના તરફ બહુ માનથી જુએ છે, એ પાઞ્ચરાત્ર સંહિતાઓમાં વાસુદેવપૂજા છે અને પુરાણોમાં પણ છે. સંહિતાઓ અને પુરાણો ઇ. સ. ૮૦૦થી અર્વાચીન નથી. એ વખતમાં થઈ ગયેલા શંકરાચાર્ય પણ ગીતાભાષ્યના ઉપોદ્ઘાતમાં વાસુદેવ, વિષ્ણુ અને નારાયણને એક ગણે છે તથા વાસુદેવને પરબ્રહ્મનું નામ જ ગણે છે. આ ઉપરથી ઇ. સ. ૮૦૦ પહેલાં વાસુદેવ પૂજા બહુમાન્ય થઈ ગઈ હતી એમ જણાય છે. ઇ. સ. ૪૦૦થી ૮૦૦ સુધીના સમય માટે વાસુદેવપૂજાનો પ્રચાર સિદ્ધ કરનારાં



વિદિશાનો ગરૂડધ્વજ

પૃ. ૩૯

પ્રાચીન લેખોનાં પ્રમાણો છે, જે આગળ જોશું; પણ પ્રાચીન સાહિત્યમાં ઊંડા ઊતરતાં, નારાયણીયપર્વ સિવાયના પણ મહાભારતના ઘણા ભાગમાં વાસુદેવપૂજા દેખાય છે. એક લાખ શ્લોકનું મહાભારત ઇ. સ. ૩૫૦ પહેલાં પૂરૂં થઈ ગયું હશે એમ માનવા માટે ચોક્કસ પ્રમાણો છે. હવે વાસુદેવપૂજા સંબંધી મહાભારતના ઉલ્લેખોનો સમય જાણવા માટે વાસુદેવપૂજાનો એટલા જૂના કાળમાં પ્રચાર બતાવનારાં ચોક્કસ અને નિઃસંદેહ ઐતિહાસિક પ્રમાણો શોધવાં જોઈએ. નીચેનાં ઐતિહાસિક પ્રમાણો મહાભારતકાલીન ભક્તિ-માર્ગની સ્થિતિનો ઠીક ખ્યાલ આપે છે.

મથુરાની આસપાસમાં વૈષ્ણવધર્મના પ્રચારના સૂચક ગણાય એવા ઇ. સ. પૂર્વે ૧૦૦ની આસપાસના શુંગસમકાલીન સીક્કાઓ મળ્યા છે જે સીક્કાઓ ઉપર કૃષ્ણની આકૃતિ કોતરેલી છે એમ મનાય છે.[૧]

નાનાઘાટની નં. ૧ની ગુફામાં ઇ. સ. પૂર્વે પહેલા શતકનો આન્ધ્રરાજનો શિલાલેખ છે. જેમાં મંગલાચરણમાં બીજા દેવો સાથે સંકર્ષણ અને વાસુદેવનો દ્વંદ્વ સમાસમાં ઉલ્લેખ છે.[૨]

ઇ. સ. પૂર્વે બીજા શતકના મધ્યભાગમાં વિદ્યમાન મનાતા વ્યાકરણ મહાભાષ્યકાર ભગવાન પતંજલિના મહાભાષ્યમાં અનેક સ્થળે જુદી જુદી રીતે વાસુદેવપૂજાનો પ્રચાર દેખાડનારા ઉલ્લેખો મળે છે. અને ઇ. સ. પૂર્વે બીજા શતકના પ્રથમ ભાગના એક ઉત્કીર્ણ લેખ ઉપરથી પણ એ વખતમાં વાસુદેવપૂજા પ્રચલિત હતી એમ ચોક્કસ જણાય છે. આ લેખ વિદિશા (બીસનગર) પાસે ૧૯૦૯માં મળી આવ્યો છે. લેખ નીચે પ્રમાણે છે:—

---

૧ જુઓ કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ ગ્રં. ૧ પૃ. ૫૨૬

૨ લ્યુડર્સ લીસ્ટ ઓફ બ્રાહ્મી ઇન્સ્ક્રીપ્શન્સ નં. ૧૧૧૨

"તક્ષશિલાના રહેવાશી, અને રક્ષક (રાજા) કૌત્સીપુત્ર ભાગભદ્ર પાસે યવન મહારાજા 'એન્તેલીક'ના દૂત તરીકે આવેલા, તથા મધ્યદેશમાં નઇ (?) રાજ્યમાં વસતા 'દીયોનના પુત્ર ભાગવત હેલીઓદોરસે' નવા ધર્મના અનુશાસન માટે દેવદેવ વાસુદેવનો આ ગરૂડધ્વજ ઊભો કરાવ્યો છે."

આ લેખમાંથી એ નિશ્ચયો સ્ફુરે છે. (૧) ભગવાન વાસુદેવની ભક્તિનો માર્ગ ઈ. સ. પૂર્વે બીજા શતકમાં પ્રચલિત હતો અને તે એટલો લોકપ્રિય હતો કે પરદેશથી આવેલા યવન (ગ્રીક) દૂતે તેનો અંગીકાર કર્યો; અને એ ધર્મના અનુશાસન માટે ગરૂડધ્વજ ઉભો કર્યો. બીજું આ હેલીયોદોરસ પોતાને ભાગવત કહે છે. એ ઉપરથી વાસુદેવના ભક્તો એ વખતે પણ ભાગવત કહેવાતા એમ નિશ્ચય થાય છે. આ રીતે વૈષ્ણુવ સાહિત્યના ભાગવત સંપ્રદાય સાથે આ લેખનો સંબંધ એ માર્ગના ઇતિહાસ ઉપર અપૂર્વ પ્રકાશ નાખે છે. આ[1] લેખનો 'એન્તેલીકીન' એ 'એકટ્રોગ્રીક' સીક્કાઓનો 'એન્ટેલીકેડીસ'. એ રાજાના સમય ઉપરથી તથા એ લેખના

---

૧ આ લેખ વૈષ્ણુવ માર્ગના ઈતિહાસમાં એટલો ઉપયોગી છે કે એ લેખ જે ભાષામાં જેવી રીતે છે; તેવીજ રીતે પણ દેવનાગરી લિપિમાં અહિં આપવાનું યોગ્ય જણાય છે:—

(१) देवदेवस वा (सुदे) वस गरुडध्वजे अयं (२) कारिते इ (ओ) हेलीओडोरेण भाग (३) वतेन दीयस पुत्रेण तक्षसीलाकेन (४) योन-दूतेन आगतेन महाराजस (५) अन्टलोकीटस्य उप (म्) ता सकासं राणो (६) कोशीपुत्रस भागभद्रस त्रातारस (७) वासिना (मद्ध) देशे नैराजेन (नव्) वध (म्) मानु (उ) सा (सनाय).

त्रीणि अमुतपदानि, सुअनुत्थितानि
नयन्ति स्वग दम चाग अप्रमादः

લ્યુડર્સલીસ્ટ ઓફ બ્રાહ્મી ઇન્સ્ક્રીપ્શન્સ નં. ૬૬૯

અક્ષરો ઉપરથી, એ ઈ. સ. પૂર્વે બીજા શતકના પ્રથમ ભાગનો લેખ છે એમ નિઃશંક સિદ્ધ થયું છે.

રજપૂતાનામાં ઘોસંડી પાસે મળી આવેલા લેખમાં સર્વેશ્વર ભગવાન સંકર્ષણ અને વાસુદેવનો પૂજા શિલા પ્રાકાર બંધાવ્યાનો ઉલ્લેખ છે. આ લેખ દુર્ભાગ્યે ત્રુટિત સ્થિતિમાં જ મળી આવ્યો છે. અક્ષરો ઉપરથી ઇ. સ. પૂર્વે ૨૦૦નો આ લેખ મનાય છે.[1]

ઉપરોક્ત વિદિશાના ગરૂડધ્વજવાળો લેખ જે ધ્વજસ્તમ્ભ ઉપર મળી આવ્યો છે; તેની આસપાસ ખોદકામ કરીને શોધ કરતાં, શ્રી. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરને, એ સ્થળે વાસુદેવનાં મંદિરની દિવાલના પાયા વગેરે, નિશાનીઓ મળી છે. ઉપરોક્ત લેખ ઇ. સ. પૂર્વે ૧૫૦ની આસપાસનો છે અને મંદિર તેથી જૂના કાળનું અર્થાત્ લગભગ ઇ. સ. પૂર્વે ૨૦૦નું દે. રા. ભાંડારકરને જણાય છે.[2]

ચીતોડગઢથી આઠ મૈલ દૂર આવેલા નગરી (જૂનું માધ્યમિકા) ગામના ખંડેરમાં હાથીવાડા નામની જે જૂની જગ્યા છે તે, ઉપર ઘોસંડીના લેખમાં કહેલો વાસુદેવ અને સંકર્ષણનો પૂજાશિલાપ્રાકાર હોવો જોઈએ અને ઘોસંડીના લેખની શિલા આ સ્થળે મૂળ

---

૧ એજન નં. ૬ આ લેખમાં નીચે પ્રમાણે શબ્દો છેઃ—

(त) नगाजायनेन पाराशरीपुत्रेण स...ण सर्वतातेन अश्वमेधयाजिना भगवद्भ्यां संकर्षणवासुदेवाभ्यां सर्वेश्वराभ्यां पूजाशिलाप्राकारो नारायणवाटे का(रित:)

ઇ. એ. ૧૯૩૨ નવેમ્બર પૃ. ૨૦૩-૨૦૫

૨ આર્કીઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડીઆ એન્યુઅલ રિપોર્ટ ૧૯૧૩-૧૪ ભા. ૧ પૃ. ૧૮

હતી માટે અહિં ઇ. સ. પૂર્વે ૨૦૦–૨૫૦માં વાસુદેવ અને સંકર્ષણનું મંદિર હતું એમ શ્રી. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકર કહે છે.[1]

આ રીતે ઇ. સ. પૂર્વે બીજા–ત્રીજા શતકમાં વાસુદેવનાં મંદિરો હોઈને એની પૂજાનો બહોળો પ્રચાર હોવાનું સિદ્ધ થાય છે.

ઉપર ટાંકેલા વિદિશાના લેખમાં વાસુદેવને દેવદેવ કહ્યા છે અને ઘોસંડીના લેખમાં સર્વેશ્વર કહ્યા છે. મહાભારત (પર્વ. ૬ શ્લો. ૪૪૬૨)માં વાસુદેવને આ બેય વિશેષણો લગાડેલા મળી આવે છે:—

> वासुदेवोनन्तशक्तिः सृष्टिसंहारकारकः ।
> **सर्वेश्वरो देवदेवः** परमात्मा सनातनः ॥

અને ઉપરના લેખોથી સૂચિત વાસુદેવ ભક્તિ મહાભારતીય ગણવા માટે આ સામ્ય પુરતું છે.

ભૂતકાળમાં આથી ઊંડા ઊતરતાં ભક્તિમાર્ગ સંબંધી કોઈ લેખ મળી આવેલો દેખાતો નથી. પણ ઇ. સ. પૂર્વે ચોથા શતક માટે એ શતકમાં વાસુદેવપૂજા પ્રચલિત હતી એમ સિદ્ધ કરે એવાં તત્કાલીન સાહિત્યનાં ચોક્કસ પ્રમાણો છે. પ્રખ્યાત ચંદ્રગુપ્ત મૌર્ય ઇ. સ. પૂર્વે ૩૨૦માં રાજ્ય કરતો હતો. એના દરબારમાં એલચી તરીકે ઘણાં વર્ષ સુધી રહી ગયેલા યવન (ગ્રીક) લેખક મેગેસ્થીનસે એ વખતમાં આ દેશમાં પ્રચલિત ધર્મો વિષે બોલતાં કહ્યું છે કે "હિંદી શૌરસેની પ્રજામાં 'હીરેકલીસ' પૂજાય છે. આ શૌરસેની પ્રજાના દેશમાં બે મોટાં શહેરો છે—'મેથેરા' અને 'કલીસોબોરા' અને એ પ્રદેશમાં જોબેરસ નદી વહે છે." મેગેસ્થીનીસની આ જોબેરસ નદી એ જમના, એનું મેથોરા એ આપણું મથુરા અને

---

૧ પ્રોગ્રેસ રિપોર્ટ આ. સ. ઇ. વે. સ. ૧૯૧૬–૭ પૃ. ૫૯.

શૌરસેની પ્રજા એ શૂરસેન ક્ષત્રિયો. મથુરાના શૂરસેન ક્ષત્રિયો પુરાણોમાં પ્રસિદ્ધ છે. આ બધું આમ મળી રહેતું હોય તો મેગેસ્થીનીસના હીરેકલીસ તે મથુરાના કૃષ્ણ જ હોવા જોઈએ. અને વિદ્વાનો એ અર્થમાં સંમત છે.

લગભગ ઈ. સ. પૂર્વે ચોથા શતકનું ગણાય એવું એક બીજું પણ પ્રમાણ છે. બૌદ્ધધર્મના જૂના ગ્રંથ પાલીનિદ્દેશમાં એ વખતે આ દેશમાં કયા કયા ધર્મો પ્રચલિત હતા એનું વર્ણન નીચે પ્રમાણે છે—

" આજીવકના અનુયાયીનો દેવ આજીવક છે, નિગ્ગંથોનો નિગ્ગંથ છે, જટિલના અનુયાયીનો જટિલ છે, પારિભાજકના અનુયાયીનો પારિભાજક છે, અવરુદ્ધકના અનુયાયીનો અવરુદ્ધક છે, અને હાથી, ઘોડા, ગાય, કાગડા, શ્વાન, વાસુદેવ, બલદેવ, મણિભદ્ર, અગ્ગીનાગ, સુવર્ણ, યક્ષ, અસુર, ગન્ધર્વ, મહારજસ, છન્દ, સૂર્ય, ઈન્દ્ર, બ્રહ્મા દિશા વગેરેના અનુયાયીઓનો અનુક્રમે હાથી, અશ્વ, ગાય, કાગડો, શ્વાન, વાસુદેવ, બલદેવ, વગેરે તે તે દેવ છે. "[1]

બૌદ્ધો વાસુદેવ મતના વિરોધી હોવાથી, ઉપલા ઉતારામાં, વાસુદેવ પૂજા અને બલદેવ પૂજાને હાથી, શ્વાન અને કાગડાની પૂજા સાથે ગણાવે છે. તે ગમે તેમ હોય પણ બૌદ્ધોને ગણાવ્યા વગર ન ચાલે એટલો એ ધર્મ એ વખતે પ્રચલિત હતો. બાકી આ નિદ્દેશના લેખકને એ વખતે સ્વપ્ન પણ ક્યાંથી હોય કે જેનો પોતે આજ તિરસ્કાર કરે છે તેજ વાસુદેવ પૂજાનો ધર્મ પોતાના પ્રિયધર્મને તથા બીજા માર્ગોને દબાવીને એક કાળે આ દેશમાં વ્યાપક થઈ રહેશે.

---

૧ વૈષ્ણવીઝમશૈવીઝમ પૃ. ૫

મૂળ વચન ડા. સર રા. ગો. ભાંડારકરને શ્રી ધર્માનન્દ કોસંબીએ બતાવેલું એમ પ્રસ્તુત પૃષ્ઠની ટિપ્પણીમાં નોંધ્યું છે.

હવે ઈ. સ. પૂર્વે ચોથા શતકનું એક ચોક્કસ પ્રમાણ જોઈએ. ભગવાન પાણિનિની અષ્ટાધ્યાયીમાં **वासुदेवार्जुनाभ्यांवुन्** ૪-૩-૯૮ એ સૂત્રમાં વાસુદેવ અને અર્જુન બેયનો ઉલ્લેખ છે. આ સૂત્રમાંના વાસુદેવ શબ્દના અર્થ ઉપર પ્રાચીન કાળમાં તથા આધુનિક કાળમાં બહુ વિચાર થયો છે. આ ચર્ચાની શરૂઆત પતંજલીએ કરી છે. મહાભાષ્યમાં આ સૂત્રનું ભાષ્ય કરતાં પતંજલી પૂર્વ પક્ષ કરે છે કે ઉપલાં સૂત્રની શી જરૂર છે? **गोत्रक्षत्रियाख्येभ्यो बहुलं वुञ** ૪-૩-૯૯ એ સૂત્રથીજ વાસુદેવક રૂપ બરાબર સિદ્ધ થઈ શકે છે કારણ કે વાસુદેવ ક્ષત્રિયનું નામ છે. અને પછી સમાધાન કરતાં કહે છે કે "વાસુદેવનું નામ પ્હેલાં મૂકવું જોઈએ એમ બતાવવા આ સૂત્ર હશે. અથવા આ(વાસુદેવ) નામ ક્ષત્રિયનું નથી પણ 'દેવતાવિશેષનું છે' ( **संज्ञैषा तत्रभवतः** )" અહિં તત્ર ભવાન્ શબ્દનો શું અર્થ? સાધારણ રીતે એ શબ્દમાન કે પૂજ્યભાવ દર્શાવવા વપરાય છે. અને પૂજ્યતમ તો ઈશ્વરજ હોવાથી ઈશ્વર માટે પણ વાપરી શકાય. વળી મહાભાષ્યના તથા અષ્ટાધ્યાયીના સર્વ ટીકાકારોએ અહિં વાસુદેવ શબ્દનો તથા ભગવાન પતંજલીના તત્ર ભવાન્ શબ્દનો અર્થ દેવતા વિશેષ કર્યો છે, ભગવાન પતંજલીએ પોતે (૪-૨-૨૫ સૂત્રના ભાષ્યમાં) પ્રજાપતિ માટે આવીજ રીતે ( **संज्ञैषा तत्रभवतः** ) તત્રભવાન્ શબ્દ વાપર્યો છે. આ સર્વ ઉપરથી ઘણા વિદ્વાનો કહે છે કે આ સૂત્ર અને આ ભાષ્ય જોતાં પતંજલીના વખતમાં તથા પાણિનિના પોતાના વખતમાં પણ વાસુદેવ પૂજા પ્રચલિત હતી, એમ ચોક્કસ જણાય છે. કારણ કે પતંજલી જે કહે છે તે પોતાના ઘરનું નથી કહેતા પણ પાણિનિનો શું આશય છે તે કહે છે. અને પાણિનિનો એવો આશય હતો એ તેણે પરંપરાથી જાણ્યું હશે. વળી પતંજલી કહે છે તેમ જો પાણિનિના મનમાં વાસુદેવ શબ્દની દેવતાવિશેષવાચકતા ન હોય તો એ સૂત્રજ નકામું થઈ જાય છે, અને ભગવાન પાણિનિ

નકામું સૂત્ર લખે એ તો માનીજ ન શકાય. માટે પાણિનિના વખતમાં વાસુદેવ દેવ મનાતા હતા એ નિઃસંશય. પાણિનિ ઈ. સ. પૂર્વે ચોથા શતકના મધ્ય ભાગથી અર્વાચીન નથી એમ વિદ્વાનોને સર્વાનુમતે મનાય છે. એથી પ્રાચીન હોય તો ભલે.

આ રીને શિલાલેખો, પતંજલી, પાણિનિ, મેગેસ્થીનીસ અને નિદેશ એ બધાં તદ્દન જુદી જુદી જાતનાં, પરસ્પર સ્વતન્ત્ર અને નિઃશંક પ્રમાણોથી ચોક્કસ સાબિત થાય છે કે ઈ. સ. પૂર્વે પ્હેલા, બીજા, ત્રીજા અને ચોથા શતકમાં વાસુદેવપૂજા પ્રચલિત હતી.

વાસુદેવપૂજા વૈદિક સાહિત્યમાં દેખાતી નથી. ભક્તિવૃત્તિ વેદમાં છે અને શ્વેતાશ્વતરમાં તો સાંખ્યયોગના મિશ્રણવાળો ભક્તિ વાદજ છે પણ વાસુદેવ પૂજા નથી. મહાભારતમાંજ એનું પ્રથમ દર્શન થાય છે. નારાયણીય પર્વમાં વાસુદેવ પૂજાનો માર્ગ સવિસ્તર વર્ણવેલો છે. ત્યાં નારાયણ, હરિ, વગેરે પેઠે વાસુદેવ શબ્દ ઈશ્વરના નામ તરિકે જ વપરાયો છે; પણ એ સિવાય મહાભારતમાં સર્વત્ર અર્જુનને ગીતાનો ઉપદેશ કરનાર તથા એના સારથી વૃષ્ણિવંશના ક્ષત્રિય વીરનાં નામ તરીકે પણ વપરાયેલ છે. વાસુદેવ શબ્દના આ બે પ્રકારના ઉપયોગને પરસ્પર કાંઈ સંબન્ધ નથી; અર્થાત્ ક્ષત્રિય વાસુદેવ અને દેવદેવ વાસુદેવ ભિન્ન છે; પ્રાચીન કાળમાં વાસુદેવ નામના કોઈ ક્ષત્રિય વીર થઈ ગયેલા એ ખરૂં. પણ ઈશ્વરના નામ તરીકે વાસુદેવ શબ્દ એથી સ્વતન્ત્ર રીતે પ્રાચીનતર સમયથી, કે તત્સમકાળથી વપરાતો, અને પાછળથી એ બે વાસુદેવની એકતા થઈ ગઈ એમ કેટલાકનું કહેવું છે. એ લોકો કહે છે કે ઉપરોક્ત પાણિનિના સૂત્રના ભાષ્યમાં 'વાસુદેવ પદ અહિં દેવતા વાચક છે,' અર્થાત્ ક્ષત્રિય વાચક નથી એમ પતંજલી કહે છે, માટે દેવ દેવ વાસુદેવથી ક્ષત્રિય વાસુદેવ જુદા હતા. એવો પતંજલીનો અભિપ્રાય જણાય છે, પણ આ મત

પ્રમયુક્ત છે, કારણ કે ઉપર કહેલા ત્રણ લેખોમાંથી બે લેખોમાં અને નિદેશમાં વાસુદેવ અને સંકર્ષણનું સાથે સ્મરણ કર્યું છે અને પાણિનિના સૂત્રમાં વાસુદેવ અને અર્જુનનું સાથે સ્મરણ છે. હવે ભક્તિમાર્ગના સમગ્ર સાહિત્યમાં તથા પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં અર્જુન અને સંકર્ષણના સંબન્ધવાળા વાસુદેવ એકજ છે. માટે દેવદેવ વાસુદેવ અને ક્ષત્રિય વાસુદેવ એકજ હોવા જોઇએ. પુરાણો તથા મહાભારત, એ બે વાસુદેવની એકતા માટે કોઇ સ્થળે લેશ પણ શંકા કરતાં નથી; પણ જોરથી, ક્ષત્રિય વાસુદેવજ દેવદેવ હતા એમ ઉપદેશે છે. હવે પતંજલીના શબ્દોનો વધારે વિચાર કરીએ. વાસુદેવ ક્ષત્રિય હોવાથી એ શબ્દ ક્ષત્રિયનું નામ ગણાય અને ૪–૪–૯૯ સૂત્રથી વાસુદેવક સિદ્ધ થઈ શકે. પણ વાસુદેવ સર્વત્ર દેવ તરિકે પૂજાતા હોવાથી એ શબ્દ દેવનું નામ પણ ગણાય, માટે જુદાં સૂત્રની જરૂર છે એવો પતંજલીનો અભિપ્રાય એના શબ્દોમાંથી સ્પષ્ટ રીતે નીકળે છે અને એ અર્થ મહાભારત પુરાણને અનુકૂળ છે. આ રીતે જોતાં એમ લાગે છે કે પ્રાચીનકાળમાં થઈ ગયેલા વાર્ષ્ણેય વાસુદેવ પાણિનિના અને પતંજલીના વખતમાં દેવ તરિકે પૂજાતા હતા.

## વાસુદેવપૂજાની ઉત્પત્તિ અને ગીતાનો સમય

ઈ. સ. પૂર્વેના ચાર સૈકાઓમાં આપણા દેશમાં પ્રચલિત વાસુદેવપૂજા શી રીતે ઉત્પન્ન થઈ? એ બાબતનો વિચાર કરતાં મહાભારતમાં વાસુદેવપૂજાનો જે વિકાસક્રમ દેખાય છે તે ઉપરથી આ વાસુદેવપૂજાનું મૂળ ભગવદ્ગીતા છે, એમ લાગે છે. જે વખતે વૈદિકકર્મો ઉપરની લોકોની શ્રદ્ધા શિથિલ થઈ ગઈ હતી. યજ્ઞોમાં થતી હિંસાથી સહ્યહૃદયો કંટાળ્યાં હતાં, અને એ હિંસાત્મક યજ્ઞોની પરલોકસાધકતા ઉપર શંકાની નજરે જોવા લાગ્યાં હતાં. જે વખતે કર્મ, પ્રજા અને ધન એ ત્રણેને નિરર્થક માનીને નિર્વિણ્ણ બ્રાહ્મણો અને ક્ષત્રિયો ભિક્ષાચર્યા કરવા લાગ્યા હતા, જે વખતે યોગ અને

તીવ્ર તપશ્ચર્યાનો બહુ પ્રચાર થઈ ગયો હતો, સ્થળે સ્થળે ત્યાગીઓ યોગીઓ અને તપસ્વીઓનાં ઝુંડો દેખાતાં હતાં. જે વખતે ત્યાગનો પવન એટલો વધી ગયો હતો કે ઘણાઓને સમાજના સંરક્ષણ માટે ચિંતા થતી હતી[1] જે વખતે વિચારનું વાતાવરણ સ્વતંત્ર હતું. માત્ર દેહમાં જ પર્યાપ્તિ માનનારાઓના મતથી આરંભી પરમાત્મા સિવાય વિશ્વના કોઈ પણ પદાર્થને ન માનનારાઓના મત સુધીના જુદી જુદી જાતના અનેક મતો સામાન્ય જનસમૂહના ચિત્તને ભમાવી દેતા હતા, જે વખતે આત્મા અને ઈશ્વરને માન્યા વગર માત્ર સંપૂર્ણ નીતિ પાળવાથી જ નિર્વાણ મળે છે, એવો નીતિવાદ લોકમાં પ્રસરવા લાગ્યો હતો.[2] બૌદ્ધ અને જૈનધર્મ પણ આવી વિચારસરણીનાં મુખ્ય દષ્ટાંતો છે. જે વખતે સામાન્ય લોકની સ્થિતિ અત્યંત કફોડી થઈ ગઈ હતી; કારણકે શુષ્ક તર્કોથી સામાન્ય હૃદયને સંતોષ થતો નથી, યોગ તપશ્ચર્યા અને ત્યાગને સંસારીઓ શું કરે? માત્ર નીતિ ઉપર ઝઝુમવા જેટલું સામાન્ય લોકમાં બળ હોતું નથી, અનીતિનો તો પ્રશ્ન જ નહોતો. ઉપનિષદોના ઊંડા તત્ત્વવિચારો અને નિષ્ક્રિય નિરંજનબ્રહ્મ તો ઘણાઓને અગમ્ય રહે એ સ્વાભાવિક છે. જે વખતે જનસમાજની આવી દોલાયમાન સ્થિતિ હતી, કોઈ નવા આશ્વાસક સર્વસંગ્રાહક ધર્મની જે વખતે ખરી જરૂર હતી, તે વખતે ભગવાન વાસુદેવે નવા ધર્મનો ઉપદેશ કર્યો, જેમાં સ્વતંત્ર વિચારો હતા, છતાં પરંપરાનો ઉચ્છેદ ન હતો. પરંપરાને જાળવીને જૂના વિચારોને નવું રૂપ આપીને, એમાં ખૂટતું ઉમેરીને, અને જુદા જુદા માર્ગોનાં ઉચ્ચતમ તત્ત્વોને એકત્ર કરીને એમણે નવાધર્મનો ઉપદેશ કર્યો ભગવાન વાસુદેવે કર્મ તથા નીતિ સાથે ઉપનિષદ સાંખ્ય અને યોગનાં ઉત્તમ તત્ત્વોને ગુંથીને યોજેલો, નિષ્કામ ભક્તિમાર્ગનો નવો ધર્મ તરત જ લોકપ્રિય થવા લાગ્યો. ધીમે ધીમે ઉપદેશની આકર્ષકતાથી

1 જુઓ મહાભારત આદિપર્વમાં—જરત્કારુનું આખ્યાન

2 આવા તર્કો મહાભારતમાં અનેક સ્થળે દેખાય છે.

ઉપદેશક માટે અસાધારણ માનવૃત્તિ કેટલાકના હૃદયમાં જાગી. મનુષ્ય સ્વભાવને અનુસરી કાલક્રમે એ માનવૃત્તિ પૂજ્ય ભાવમાં બદલાઈ ગઈ અને થોડા વખતમાં ગીતાના ભગવાન વાસુદેવ પરમેશ્વર તરિકે પૂજાવા લાગ્યા.[1] અને આ દેશના ઇતિહાસમાં અથવા ખરી રીતે દુનીઆના ઇતિહાસમાં પ્હેલો ઈશ્વરાવતાર વાસુદેવમાં મનાયો. અને ક્રમેક્રમે વાસુદેવે ઉપદેશેલા ધર્મને બદલે એની પૂજાનો ધર્મ પ્રચારમાં આવ્યો. વાસુદેવ પૂજાનો ધર્મ શરૂઆતમાં જે ક્ષત્રિય જાતિમાં વાસુદેવ જન્મ્યા હતા તે સાત્વત જાતિમાં વધારે ચાલતો. આ સાત્વત ભક્તોને વાસુદેવ ઉપરની પૂર્ણ ભક્તિમાંથી એના નિકટના સંબન્ધીઓ ઉપર કુદરતી રીતે ભક્તિ ઉત્પન્ન થઈ. અને વાસુદેવના ભાઇ સંકર્ષણ, પુત્ર પ્રદ્યુમ્ન તથા પૌત્ર અનિરૂદ્ધ પણ પૂજાવા લાગ્યા. આ ભક્તોએ વાસુદેવમાં પરમાત્મબુદ્ધિ, સંકર્ષણમાં જીવબુદ્ધિ, પ્રદ્યુમ્નમાં મનબુદ્ધિ અને અનિરૂદ્ધમાં અહંકારબુદ્ધિ કરીને વાસુદેવની ઐતિહાસિક સૃષ્ટિને પરમાત્મા સાથે સંબદ્ધ આધ્યાત્મિક સૃષ્ટિ સાથે જોડી દીધી. ભગવાન વાસુદેવે ગીતામાં, પોતાના પૂર્વજન્મો પોતે જાણે છે એમ કહ્યું છે. હવે વાસુદેવ-ઈશ્વરાવતાર મનાતાં એના પૂર્વજન્મો હોય તો એ અવતારજ હોવા જોઇએ. એમ તર્કથી વાસુદેવના પૂર્વાવતારો એટલે વિષ્ણુના વાસુદેવ પહેલાંના અવતારોની માન્યતા પ્રગટ થઈ. વળી 'એક જ સતને વિપ્રો

---

૧ ભગવાન વાસુદેવ પરમેશ્વર હતા કે નહિ. તેમજ ઈશ્વરનો અવતાર થઈ શકે કે નહિ, એ મ્હોટા પ્રશ્નોને અડવાની ઈચ્છા નથી. અહિં તો લોકોમાં ભગવાન વાસુદેવનું ઈશ્વરત્વ કેમ મનાતું ગયું એ ઈતિહાસજ દર્શાવ્યો છે. ભગવાન વાસુદેવને લોકોએ પ્હેલાં ન ઓળખ્યા હોય એ સંભવિત છે. જુઓ નીચેનો ભાગવતનો શ્લોક—

दुर्भगो बत लोकोऽयं यदवो नितरामपि
यत्संवसन्तोऽपि न विदुर्हरिं मीना इवोडुपम्

ભા.—૩—૨—૮

જુદી જુદી રીતે કહે છે; અગ્નિ, મિત્ર, વરુણ, સુપર્ણ, વગેરે નામથી' આ ઋગ્મંત્રનો જુદા જુદા દેવોની એકતાનો વિચાર ઉપનિષદ અને મહાભારતના કાળમાં સંપૂર્ણ રીતે વિકસ્યો હતો. અને એ વિચારને અનુસરી એ વખતના જુદા જુદા ભક્તસંઘોના મુખ્ય સૌમ્યદેવો નારાયણ અને વિષ્ણુની પણ આ વાસુદેવ સાથે એકતા થઈ ગઈ. વાસુદેવ પૂજાના વિકાસનો આ ક્રમ મહાભારતમાં સ્પષ્ટ દેખાય છે. શિશુપાલવધપર્વમાં કૃષ્ણ માટે બહુ માન શરૂ થયાનું ઉદાહરણ મળે છે. ભીષ્મ વગેરે એની પૂજ્યતા સિદ્ધ કરે છે અને શિશુપાલ એનો અસ્વીકાર કરે છે. અહિંથી આરંભાઈને ઉપર કહેલા વિકાસનાં જુદાં જુદાં પગથિયાં જુદે જુદે સ્થળે મળે છે. મહાભારતમાં અનેક સ્થળે કૃષ્ણ યોગીશ્વર છે એમ સાબીત કરવાનો યત્ન થાય છે; તો બીજે અનેક સ્થળે એને ધર્મના પુત્ર ઋષિ નારાયણનો અવતાર ઠરાવવાનો યત્ન થાય છે. પછી અવ્યક્તથી પર આદિ તત્ત્વ કે નારાયણનો વાસુદેવ અવતાર છે એમ કહે છે; અને છેવટ એ પોતેજ પરમાત્મા છે એમ પણ ઉલ્લેખ મળે છે. પણ સંકર્ષણ પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધની પૂજાની વાત તો શાન્તિપર્વના નારાયણીય પર્વ પ્હેલાં ક્યાંય દેખાતી નથી. એ પર્વમાં તો નીચે દર્શાવ્યો છે તેટલો પૂરો વિકાસ નજરે પડે છે. નારાયણીય પર્વમાં ભાગવત અથવા પાઞ્ચરાત્ર ધર્મના નીચેના સિદ્ધાન્તો દેખાય છે. "વાસુદેવજ પરમપુરૂષ નારાયણ પરમાત્મા છે, સર્વ ભૂતોનો અન્તરાત્મા છે, સર્વ પ્રાણીઓનો, સર્વ જગત્નો એજ સૃષ્ટા છે. સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એની મૂર્તિઓ છે. સંકર્ષણ જીવરૂપ, પ્રદ્યુમ્ન મનરૂપ અને અનિરૂદ્ધ અહંકારરૂપ છે. હંસ, કૂર્મ, મત્સ્ય, વારાહ, નૃસિંહ, વામન, પરશુરામ, દાશરથી રામ, કૃષ્ણ અને કલ્કી; આ દશ એના અવતારો છે. ભગવાન કૃષ્ણ એ પ્રકરણના ૧૬૯ મા અધ્યાયમાં કહે છે કે "હું નારાયણ કહેવાઉં છું; હુંજ વિષ્ણુ કહેવાઉં છું." વાસુદેવ પૂજાના આ બધા

સિદ્ધાન્તો એક સાથે નહિ સ્વીકારાયા હોય. નારાયણીય પર્વ ઉપરથી પણ એમજ લાગે છે. એ પર્વના ૧૭૫ મા અધ્યાયમાં કહ્યું છે કે "એની ઉપાસનામાં કોઈ વખત કેવળ વાસુદેવની, કોઈ વખત વાસુદેવ અને સંકર્ષણની, કોઈ વખત વાસુદેવ, સંકર્ષણ અને પ્રદ્યુમ્નની અને કોઈ વખત વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ ચારેયની ઉપાસના, અધિકાર પ્રમાણે કરવામાં આવે છે; અર્થાત્ પોતપોતાના અધિકાર પ્રમાણે એક, બે ત્રણ કે ચારે વ્યૂહની ઉપાસના કરવાની વ્યવસ્થા છે."

હવે પતંજલીએ મહાભાષ્યમાં, 'પોતે જેમાં ચોથા છે એવા જનાર્દન' એમ કહ્યું છે; ત્યાં ચારે વ્યૂહ ઉદ્દિષ્ટ હોય તો એના વખતમાં વાસુદેવના ચાર વ્યૂહની માન્યતા સ્વીકારાઈ હતી એમ કહેવાય. આ ચારે મૂર્તિઓનાં જુદાં જુદાં મન્દિરો એ વખતે હતાં કે નહિ એ જણાયું નથી પણ એમાંથી પ્હેલા બેનાં, રામ અને કેશવનાં મન્દિરો તો હતાંજ. પાણિનિ ૨-૨-૩૪ સૂત્રના ભાષ્યમાં પતંજલીએ એક જૂનો શ્લોક ઉતાર્યો છે કે "ધનપતિ, રામ, અને કેશવના મન્દિરોમાં, ઉત્સવનાં વાદ્યો વાગે છે." ઘોસુંડીના ઉપરોક્ત લેખમાં પણ સંકર્ષણ અને વાસુદેવના મન્દિરની વાત છે. નિદેશમાં પણ વાસુદેવ અને બલરામની પૂજાનો ઉલ્લેખ છે. એ ઉપરથી નિશ્ચય થાય છે કે ઈ. સ. પૂર્વે બીજા ત્રીજા અને ચોથા શતકમાં, પાઞ્ચરાત્ર સંપ્રદાયના ચાર વ્યૂહમાંથી બે વ્યૂહ વાસુદેવ અને સંકર્ષણની ભક્તિ તો પ્રચલિત હતીજ અને બીજા શતકમાં,-પતંજલીના વખતમાં ચાર વ્યૂહની માન્યતા નવી નવી પ્રચારમાં આવી હશે. હવે ગીતામાં પાઞ્ચરાત્ર સંપ્રદાયના ચાર વ્યૂહની કે બે વ્યૂહની કાંઇ વાત નથી માત્ર એક વાસુદેવનોજ ઉલ્લેખ છે. એટલુંજ નહિ પણ પાઞ્ચરાત્ર સંપ્રદાયનાં ઉપર કહેલાં અંગોમાંથી વાસુદેવની પોતાની પૂજા વિના બીજું કોઈ પણ અંગ ગીતામાં દેખાતું નથી. નારાયણીયપર્વમાં અને મહાભારતમાં અનેક

સ્થળે નારાયણ અને વાસુદેવની એકતા કહી છે. ગીતામાં એ વાત ક્યાંય નથી. વિભૂતિમાં પણ નારાયણનું નામ નથી. ગીતામાં કોઈ પણ સ્થળે નારાયણનું નામજ નથી. તેમજ મહાભારતમાં અનેક સ્થળે કૃષ્ણને વિષ્ણુનો અવતાર કહેલ છે. ગીતામાં એ વાત પણ નથી. માત્ર વિભૂતિ અધ્યાયમાં જેમ રૂદ્રોમાં શંકરને તેમ આદિત્યોમાં વિષ્ણુને વિભૂતિ કહેલ છે. વિષ્ણુની આ આદિત્યરૂપતા પૌરાણિક નહિ પણ વૈદિક છે. તેમજ ૧૧ મા અધ્યાયમાં અર્જુન દેદીપ્યમાનના અર્થમાં કૃષ્ણને 'હે વિષ્ણુ' એવું સંબોધન કરે છે. ગીતામાં હંસ, કૂર્મ વગેરે પૂર્વાવતારોનું નામ પણ નથી. ઈ. સ. પૂર્વે ત્રીજા ચોથા શતકમાં જેની પૂજા પ્રચલિત હતી અને જેનું સ્મરણ વાસુદેવ સાથેજ થતું એ સંકર્ષણનું નામ વિભૂતિમાં પણ નથી. વાસુદેવનું પરમેશ્વરપણું પણ વામદેવ અને ઈન્દ્ર પેઠે શાસ્ત્રદૃષ્ટિએજ મોટે ભાગે ઉપદેશેલું છે. ઋગ્વેદમાં વામદેવ "હું મનુ છું—હું સૂર્ય છું" (**अहं मनुरभवं सूर्यश्च**) એમ કહે છે; તથા કૌષીતકી ઉપનિષદ્માં ઇન્દ્ર, દૈવોદાસિ પ્રતર્દનને (**मामेव विजानीहि कौ. उ.**) 'મનેજ જાણ' એમ કહે છે. આ વાક્યમાં 'મને' એટલે ઈન્દ્રના અન્તરમાં રહેલા પરમાત્માને જાણવાનું વિવક્ષિત છે એમ બ્રહ્મસૂત્ર ખુલાસો કરે છે. એજ રીતે ગીતામાં પણ વાસુદેવ પોતાને એટલે પરમાત્માને શરણે જવાનું કહે છે. મતલબ કે ગીતામાં વાસુદેવ સર્વત્ર પોતાનેજ ઇશ્વર તરીકે સંબોધે છે એ વિચાર ઉપનિષદ્નો છે, નવો નથી. પણ 'વાસુદેવજ સર્વ છે' એમ ગીતામાં એક સ્થળે કહેલું છે, એ ઉપરથી પાઞ્ચરાત્ર સંપ્રદાયના બીજરૂપ વાસુદેવ પૂજાની શરૂઆત વખતેજ ગીતા રચાઈ છે એમ જણાય છે. આ રીતે પાઞ્ચરાત્ર સંપ્રદાયના વિચાર વિકાસમાં ગીતાનું સ્થાન જોતાં એમ લાગે છે કે નારાયણીય પર્વ, પતજ્ઞલી, ઉપર કહેલા લેખો, નિર્દેશ અને પાણિનિથી એટલે ઇ. સ. પૂર્વે ચોથા શતકથી ભગવદ્ગીતા પ્રાચીન છે. પાણિનિમાં વાસુદેવ અને

અર્જુનનું સાથે સ્મરણ છે તથા વાસુદેવ શબ્દ દેવતા વાચક છે. એ ઉપરથી પણ ગીતા પાણિનિ પ્હેલાં થઈ હોવી જોઇએ એમ અનુમાન થાય છે. કારણ કે વાસુદેવ અર્જુનનો યોગ અને વાસુદેવનું દેવત્વ એ બે વિચારોના સહયોગનું મૂળ ગીતાનેજ માન્યા સિવાય છુટકો નથી. ગમે તેમ પણ પાઞ્ચરાત્ર સંપ્રદાયમાં ગીતાના સ્થાન ઉપરથી તો નિઃસંદેહ નિર્ણય થાય છે કે ગીતા ઈ. સ. પૂર્વે ચોથા શતક પ્હેલાં રચાઇ છે.[1] અને ગીતાથીજ વાસુદેવ પૂજા અને ભક્તિમાર્ગ એ બે તત્ત્વો ઉપર બંધાયેલો વૈષ્ણવ ધર્મ ચાલ્યો છે.

## ગીતાનું સાહિત્યમાં સ્થાન.

આપણે વાસુદેવના ઉપદેશરૂપ ભગવદ્ગીતાને ભક્તિમાર્ગના મૂળરૂપ ગણી, એના સમય માટે ઉપર એક રીતે વિચાર કર્યો. હવે બીજી રીતે એ વિચારની કસોટી કરી જોઈએ. ભગવદ્ગીતા ઉપર જે અસંખ્ય ટીકાઓ તથા ભાષ્યો થયાં છે, તેમાં પ્રાચી-

---

૧ ગીતાનો સમય જુદા જુદા વિદ્વાનોએ જુદો જુદો માન્યો છે. સ્વ. તેલંગ ગીતાને ઈ. સ. પૂર્વે ત્રીજા શતકમાં મુકે છે. ડા. રા. ગો. ભાંડારકર ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં મુકે છે. ગાર્બ મૂળ ગીતાને ઈ. સ. પૂર્વે ૨૦૦ માં અને હાલની ગીતાને ઇ. સ. ૨૦૦ માં મુકે છે. બોધાયનનું ગૃહ્યસૂત્ર વાસુદેવ પૂજાથી પરિચિત છે અને ભગવદ્દુક્ત કહીને એક કટકો તે ઉતારે છે જે ભગવદ્ગીતાના શ્લોકને મળતો છે ( જુઓ. બૌ. ૨-૨૨-૯ ) આપસ્તમ્બ ઈ. સ. પૂર્વે ત્રીજા શતકનું હોય તો બૌધાયન તેથી એક બે શતક વ્હેલું હોવું જોઇએ. મતલબકે ગીતાને ઈ. સ. પૂર્વે પાંચમા શતકનો ગ્રન્થ ગણવામાં કાંઈ ખોટું નથી પણ જો ધર્મ સૂત્રમાં ગીતાનો ઉતારો પ્રક્ષિપ્ત હોય તો ગીતા ઈ. સ. પૂર્વે બીજા ત્રીજા શતકનો ગ્રન્થ હોવો જોઇએ, એમ શ્રી રાધાકૃષ્ણન કહે છે.

( રાધાકૃષ્ણનનું ઇન્ડીઅન ફીલોસોફી પુ. ૧ પૃ. ૫૨૪)

આ રીતે જુદીજ વિચાર સરણીદ્વારા રાધાકૃષ્ણન્ ગીતાનો સમય ઇ. સ. પૂર્વે પાંચમા શતકમાં મુકે છે.

-નતમ ભાષ્ય શંકરાચાર્યનું ઉપલબ્ધ છે. ભગવાન શંકરાચાર્યનો સમય ઈ. સ. ૮૦૦ થી અર્વાચીન નથી. એમણે પ્રસ્થાન ત્રયમાંના એક સ્મૃતિ પ્રસ્થાન તરીકે ગીતા ઉપર ભાષ્ય રચ્યું છે. આઠમા શતકમાં ઉપનિષદ અને બ્રહ્મસૂત્ર સાથે બેસવા જેટલી પ્રતિષ્ઠા ધરાવનાર ગ્રન્થ તે પ્હેલાં ઘણે સમયે રચાયો હશે. ભૂતકાળમાં આથી ઊંડા ઊતરીને જોઈએ તો, પુરાણોમાં અને મહાભારતમાં અનેક સ્થળે ગીતામાંથી વિચારો તથા વાક્યો ઉતારેલાં દેખાય છે. કાલિદાસ અને ભાસ જેવા જૂના કવિઓને ગીતાની ખબર છે[૧]. વૈષ્ણવ ગણાતાં પુરાણોનાં ઘણાં પ્રકરણો ગીતાનાં વિવરણ જેવાંજ છે. વળી હરિવંશ, તથા વિષ્ણુપુરાણ અને શ્રીમદ્ભાગવત જેવાં પુરાણો તો ગીતાના ઉપદેશક ભગવાન વાસુદેવના ચરિત્રનો મહિમા ગાવા માટે તથા એના ઉપદેશનું દેશકાલાનુરૂપ સવિસ્તર વ્યાખ્યાન કરવા માટેજ લખાયાં હોય એમ એ વાંચતાં સહજ જણાય છે. એ ગ્રન્થો પોતે પણ એમજ કહે છે. બીજાં પુરાણો પણ ઉપલા અને એવા બીજા ગ્રન્થોની પ્રવૃત્તિ કૃષ્ણમાહાત્મ્ય વર્ણવવા માટેજ છે એમ કહે છે. વર્તમાન પુરાણોનો સમય જો કે ચોક્કસ નથી પણ ૪ થી ૯ મા શતક સુધીમાં લખાયાં હશે એમ સાધારણ રીતે મનાય છે. મૂળ પુરાણ પ્રાચીનતર હશે પણ તે ઉપલબ્ધ નથી. મહાભારતના શાન્તિપર્વમાં, અનુશાસન પર્વમાં અને બાજે ઘણે સ્થળે ગીતાના વિવરણનો યત્ન દેખાય છે. ગીતાનુંજ અનુસન્ધાન કરનારી અનુગીતા, તથા એનું અનુકરણ કરનારી બીજી અનેક ગીતાઓ, વગેરે મહાભારતના ભાગો ગીતા પછી રચાયેલા સ્પષ્ટ દેખાય છે. ગીતાના આખા ને આખા શ્લોકો મહાભારતમાં વારંવાર ઉતારેલા છે. અનેક સ્થળે ગીતા નામથીજ અથવા 'અર્જુનને વાસુદેવે કરેલો ઉપદેશ' એ નામથી

૧ ભાસના કર્ણભંગમાં हतोपि लभते स्वर्गं વગેરે વચન છે તે ગીતાના શ્લોકના અનુવાદ જેવું છે.

મહાભારતમાં ગીતાનું સ્મરણ કરેલું છે. મહાભારતનો સમય જો કે ચોક્કસ નથી; પણ પ્હેલાં કહ્યું છે તેમ ઈ. સ. ૩૫૦ પ્હેલાં એ ગ્રન્થ પૂરો થઈ ગયો હશે એમ મનાય છે. બ્રહ્મસૂત્રનાં કેટલાંક સૂત્રોમાં ( ब्र. सू. ૪–૨–૨૧ વગેરે ) ચોક્કસ રીતે ગીતાનોજ ઉલ્લેખ છે, એ સર્વ ઉપરથી ગીતા ઇ. સ. ના આરંભમાં બહુ માનપાત્ર થઈ ગઈ હતી એમ જણાય છે.

હવે ભાષા, પદ્ય રચના તથા ગીતાના વિચારો ઉપરથી એના સમય માટે શું અનુમાન નીકળે છે એ જોઈએ. ભગવદ્ગીતા મહાભારતનોજ એક ભાગ છે. અને ગીતા સહિત આખા મહાભારતની ભાષા આર્ષ એટલે કાલિદાસ વગેરે કવિઓની ભાષાથી જૂની અને વૈદિક ભાષાથી અર્વાચીન–એ બેના વચગાળાની–છે. અલબત્ત ગીતાની ભાષા મહાભારતની સૌથી સુન્દર અને મધુર પણ પ્રૌઢ ભાષાનો નમુનો છે. આજ નિયમ ગીતાની પદ્ય રચનાને લાગુ પડે છે. આખા મહાભારતની ભાષા તથા પદ્ય રચનામાં કેટલાક જૂના વૈદિક અંશો છે; જે ગીતામાં સવિશેષ દેખાય છે, **ह** જેવા વૈદિક અવ્યયો તથા **भाषा, ब्रह्म, योग, सांख्य, आत्मा** વગેરે શબ્દો પ્રાચીન અરૂઢ અર્થમાં વપરાયા છે. તેમજ **नमस्कृत्वा, सेनानीनां** જેવા અપાણિનીય પ્રયોગો છે. પદ્ય રચના જોઇએ તો અનુષ્ટુપ છન્દમાં પણ સર્વત્ર કાવ્ય સાહિત્યનો નિયમ જળવાયો નથી. અને ચારચરણી છન્દોમાં તો ઘણી વાર ચારે ચરણો એકજ વૃત્તનાં નથી હોતાં. એકજ શ્લોકમાં એક ચરણ ઇન્દ્રવજ્રનું, તો બીજું ઉપેન્દ્રવજ્રનું ત્રીજું શાલિનીનું અને ચોથું કોઇ ચોથા છન્દનું હોય એવા ઘણા દાખલા છે. આ અનિયમિતતાથી ગીતાના ચાર ચરણી શ્લોકો કાવ્ય સાહિત્યના ઉપજાતિને મળતા નહિ પણ વૈદિક ત્રિષ્ટુપ્‌ને વધારે મળતા લાગે છે. કઠ, મુણ્ડક અને શ્વેતાશ્વતર જેવાં ઉપનિષદોમાં પણ આ જાતની પદ્યરચના છે. આ રીતે ભાષા અને પદ્યરચના ઉપરથી ગીતા

બ્રાહ્મણ સાહિત્યના આરંભ પ્હેલાં અને વૈદિક સાહિત્યના અન્ત વખતે રચાયાં હોય એમ જણાય છે.

હવે ગીતાના વિચારો જોઇએ, બ્રહ્મનું અને આત્માનું સ્વરૂપ એ બેનું ઐક્ય, જ્ઞાનીની પાપપુણ્યથી નિર્લેપતા, સર્વભૂતમાં આત્મ-દર્શન વગેરે વિચારો ગીતામાં ઉપનિષદોમાંથી ઉતરેલા છે. છાન્દોગ્ય અને બૃહદારણ્યકનાં કેટલાંક ગદ્યોની છાયા ગીતાનાં પદ્યોમાં દેખાય છે. અને કઠ, મુણ્ડક, તથા શ્વેતાશ્વતર જેવાં પદ્યમય ઉપનિષદો-માંથી તો ઘણા અર્ધા અને આખા શ્લોકો ગીતામાં અક્ષરશઃ ઉતારેલા છે. આ ઉપરથી ગીતા ઉપનિષદો પછી રચાઈ છે, એમ નિશ્ચય થાય છે. પણ ગીતા અને કઠ, મુણ્ડક તથા શ્વેતાશ્વતર ઉપનિષદો એ બે વચ્ચે કાળનું બહુ અન્તર લાગતું નથી; કારણ કે આ ઉપનિષદો અને ગીતામાં ઘણું સામ્ય છે. એટલી સમાનતા જૂનાં ઉપનિષદો સાથે ગીતાને નથી. ગીતા આખીય કૃષ્ણાર્જુન સંવાદ રૂપ છે; કઠોપનિષદ્ આખુંય યમનચિકેતાના સંવાદ રૂપ છે; ગીતામાં ભગવાન પોતાને 'હું કાળ છું' એમ કહે છે. કઠમાં નચિકેતાનો ઉપદેશક યમ–કાળજ છે. જૂનાં ઉપનિષદોમાં સાંખ્ય અને યોગની વાત નથી; આ ઉપનિષદોમાં તથા ગીતામાં છે. શ્વેતાશ્વતરમાં અને ગીતામાં માયા શબ્દ સમાન અર્થમાં છે, જે શબ્દ જૂનાં ઉપનિષદોમાં નથી.

ઉપનિષદો સાથેની આ સરખામણી ઉપરથી એમ જણાય છે કે બૃહદારણ્યક વગેરે જૂનાં ઉપનિષદો કરતાં અર્વાચીન, અને મહા નારાયણ, મૈત્રાયણ, માણ્ડુક્ય વગેરેની પ્હેલાં એટલે કઠ, મુણ્ડક વગેરેના સમાન કાળમાં ગીતા રચાઈ છે; કારણ કે મહા નારાયણમાં વાસુદેવ, નારાયણ, અને વિષ્ણુની એકતા કહી છે તે ગીતામાં નથી; તેમજ માણ્ડુક્યના વેદાન્તના વિચારો ગીતાથી આગળ વધેલા છે.

હવે ગીતા સાથે સાંખ્ય અને યોગનો સંબન્ધ જોઈએ. પુરૂષ અને પ્રકૃતિ બેયની અનાદિતા, પ્રકૃતિનાં ૨૪ તત્ત્વો, વૈરાગ્ય તથા અભ્યાસથી ચિત્તરોધ તથા આસન પ્રાણાયામ જેવાં યોગનાં અંગો વગેરે સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્રનાં કેટલાંક તત્ત્વો ગીતામાં છે. પણ ઇશ્વરકૃષ્ણ (ઇ. સ. ત્રીજું શતક)ની કારિકાના સાંખ્યમાં પુરૂષ અને પ્રકૃતિ બેજ તત્ત્વો છે; જ્યારે ગીતાના સાંખ્યમાં સર્વભૂતોમાં સમાન રહેલો પરમ પુરૂષ, ત્રીજું તત્ત્વ છે; વળી ગીતામાં સાંખ્યપ્રોક્ત તરીકે કર્મનાં પાંચ કારણો કહ્યાં છે જે કારિકાના સાંખ્યમાં નથી. તેમજ યોગશાસ્ત્રનાં આઠે અંગો ગીતાના યોગમાં નથી; યોગશાસ્ત્રનું ધ્યાન અને ગીતાનું ધ્યાન સમાનાર્થક નથી. વળી યોગશાસ્ત્રમાં અને સાંખ્યશાસ્ત્રમાં દ્રષ્ટાની સ્વરૂપમાં સ્થિતિ એજ એનો મોક્ષ ગણાય છે. જ્યારે ગીતાના સાંખ્યમાં પુરૂષ અન્તે પરમ પુરૂષને પ્રાપ્ત થાય છે; અને ગીતાનો યોગી સર્વભૂતોમાં આત્માને જુએ છે તથા અન્તે પરમાત્મા સાથે એકત્વ પ્રાપ્ત કરે છે. વળી સાંખ્ય અને યોગ શબ્દોજ ગીતામાં સર્વત્ર એકજ અર્થમાં વપરાયા નથી. ક્વચિત્ સાંખ્ય દર્શન અને યોગ દર્શનના અર્થમાં, ક્વચિત્ જ્ઞાનદષ્ટિ અને કર્તવ્યદષ્ટિના અર્થમાં, તો ક્વચિત્ સંન્યાસ અને પ્રવૃત્તિના અર્થમાં એમ જુદા જુદા અર્થમાં સાંખ્ય અને યોગ શબ્દો ગીતામાં વપરાયા છે. કઠ વગેરે ઉપનિષદોમાં પણ આ શબ્દો ગીતા પેઠે અરૂઢ અર્થમાં વપરાયા છે. આ બધા ઉપરથી એમ જણાય છે કે સાંખ્ય અને યોગ શબ્દો સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્રના અર્થમાં રૂઢ થયા; અને એ બેય શાસ્ત્રના વિચારોએ ઉપનિષદોના વિચારોની અસરમાંથી છુટા થઇને આધુનિક નિશ્ચિત રૂપ ધારણ કર્યું તે પ્હેલાં ગીતા રચાઇ છે. પાછળનાં પુરાણોએ સાંખ્ય અને યોગના વિચારો તે તે શાસ્ત્રમાંથી ન લેતાં અનુકૂળતા માટે ગીતામાંથીજ લીધા છે.

હવે બૌદ્ધ સાહિત્ય સાથેનો ગીતાનો સંબન્ધ જોઈએ. બૌદ્ધ ધર્મની મહાયાન શાખા ઉપર તો ભક્તિમાર્ગની–ગીતાની સ્પષ્ટ અસર થઈ છે એ નિર્વિવાદ છે. પણ તે પ્હેલાંના પ્રાચીન બૌદ્ધ સાહિત્ય ઉપર ગીતાની ખાસ અસર નથી દેખાતી; તેમજ ગીતા ઉપર બૌદ્ધ સાહિત્યની કોઈ જાતની અસર નથી. ગીતામાં મનઃ સંયમ, ચિત્તશાન્તિ, વિતૃષ્ણતા, રાગદ્વેષ રહિતતા વગેરે જે નીતિનાં ઉચ્ચ તત્ત્વો છે તે બૌદ્ધ સાહિત્યમાંથી આવેલાં નથી; એ કાળમાં આ દેશના વાતાવરણમાંજ એ વિચારો હતા. ઉપનિષદોમાં, બૌદ્ધધર્મમાં, જૈનધર્મમાં તથા મહાભારતમાં ઉપરોક્ત સદ્દૃત્તના વિચારો એ વાતાવરણમાંથીજ આવ્યા છે. એ વિચારોની સર્વ ઉપર સમાન અસર છે. ગીતામાં નિર્વાણ શબ્દ છે, પણ તે બૌદ્ધ ધર્મના પારિભાષિક અર્થમાં નથી. બ્રહ્મમાં લયના અર્થમાં બ્રહ્મનિર્વાણ શબ્દ ગીતામાં છે અને ઉપનિષદોમાં પણ છે. ગીતામાં અહિંસા છે, પણ તે ઉપનિષદોમાં જેવી છે તેવીજ. સર્વથા પ્રાચીન બૌદ્ધ સાહિત્યના ઉદય પ્હેલાંના વિચારોજ ગીતામાં છે.

આપણાં પ્રાચીન ધાર્મિક સાહિત્ય (સ્મૃતિઓ ધર્મસૂત્રો વગેરે)માં ગીતાનું સ્થાન જોઈએ તો. એ સાહિત્યની ગીતા ઉપર ખાસ અસર દેખાતી નથી. મનુસ્મૃતિમાંથી શતશઃ શ્લોકો મહાભારતમાં ઉતારેલા છે. પણ ગીતામાં મનુનો એક પણ શ્લોક નથી. ઉલટું ગીતાના સાંખ્યયોગની અસર મનુમાં સ્પષ્ટ દેખાય છે. બીજું મનુસ્મૃતિમાં બ્રાહ્મણ વગેરે વર્ણોનાં અધ્યયન અધ્યાપન વગેરે જે કર્મો બતાવ્યાં છે તેથી તદ્દન જુદી જાતનાં કર્મો તે તે વર્ણો માટે ગીતાએ ઉપદેશ્યાં છે. વળી આપસ્તમ્બાદિ ધર્મસૂત્રોમાં બ્રાહ્મણનું સ્થાન જેટલું ઊંચું દેખાય છે તેટલું ગીતામાં નથી. ઉલટું ઉપનિષદમાં જેમ પ્રવાહણ જૈવલિ " આ વિદ્યા ક્ષત્રિયોમાંજ હતી " એમ કહે છે; તેમ ભગવાન ગીતામાં આ " રાજવિદ્યા રાજર્ષિઓ જાણતા " એમ કહે છે. એ ઉપરથી ધર્મશાસ્ત્રોની ઈતર સાહિત્ય

ઉપર અસર થવા લાગી; આપણા સમાજમાં એ પરમ પ્રમાણરૂપ મનાવા લાગ્યાં; તે પ્હેલાં ગીતા રચાઈ છે. 'કાર્યાકાર્ય વ્યવસ્થિતિમાં શાસ્ત્ર પ્રમાણરૂપ છે' એ વાક્યમાંના શાસ્ત્ર શબ્દથી ભગવાનને શું વિવક્ષિત છે એ બરાબર કળી શકાતું નથી; પણ હાલનાં ધર્મશાસ્ત્રો તો નહિજ હોય. કોઈ પ્રાચીન ધર્મશાસ્ત્ર કે વેદોજ હોય તો ભલે.

અહિં સુધી પ્રાચીન સાહિત્યમાં ગીતાનાં સ્થાન સંબન્ધી આપણે જે વિચાર કર્યો તે ઉપરથી એમ લાગે છે કે એ ગ્રન્થ બૃહદારણ્યક, ઐતરેય, છાન્દોગ્ય વગેરે પ્રાચીનતમ ઉપનિષદો પછી અને મહાનારાયણ, મૈત્રાયણ માણ્ડુક્ય વગેરે ઉપનિષદો પ્હેલાં, કઠ, મુણ્ડક, અને શ્વેતાશ્વતર ઉપનિષદોના સમયમાં, કે તે પછી તરતજ, વેદેતર સંસ્કૃત સાહિત્યના પ્રથમ ઉદય વખતે રચાયો છે. કઠ, મુણ્ડક વગેરે ઉપનિષદોનો સમય ચોક્કસ નથી. પણ વૈદિક સાહિત્ય બુદ્ધ પ્હેલાંનું એટલે ઈ. સ. પૂર્વે છઠ્ઠા શતક પ્હેલાંનું છે. વૈદિક સાહિત્યમાં ઉપનિષદો છેલ્લાં છે. અને ઉપનિષદોમાં કહેલી આ દેશની સામાજીક, રાજકીય અને દૈશિક પરિસ્થિતિ સાથે પ્રાચીનતમ બૌદ્ધ સાહિત્યોક્ત સ્થિતિ એટલી બધી મળતી દેખાય છે; કે એ બે વચ્ચે કાળનું બહુ અન્તર ન હોવું જોઈએ એમ વિદ્વાનોનો મત થાય છે. અને કઠ વગેરે પ્રસ્તુત ઉપનિષદો ઉપનિષદ્ યુગના મધ્યકાળમાં રચાયાં મનાય છે. એટલે એનો સમય તો ઈ. સ. પૂર્વે પાંચમા છઠ્ઠા શતકની આસપાસજ હોવાનો સંભવ રહે છે.

હવે મહાભારતનો મૂળ ભાગ–પ્હેલો થર ઈ. સ. પૂર્વે પાંચમા શતકમાં રચાયો છે એમ મનાય છે. તો ગીતા, જેની ભાષા રચના અને વિચારો ઉપનિષદોને અત્યન્ત મળતાં છે, તે પણ એ વખતમાંજ રચાઈ હોય એ સર્વથા સંભવિત છે.

## ભગવાન વાસુદેવ

ભગવદ્ગીતા ઈ. સ. પૂર્વે ૪૦૦ થી અર્વાચીન નથી, એટલુંજ નહિ પણ ઘણું કરી ઇ. સ. પૂર્વે પાંચમા શતકમાં રચાઇ હશે એ જોયું. હવે ભગવદ્ગીતા પ્હેલાં ઘણે વખતે ભગવાન વાસુદેવ થયા હશે એમ માનવાનાં કારણો છે. સાધારણ રીતે એ વખતે ઉપદેશકો પોતે ગ્રન્થો લખતા નહિ, એટલુંજ નહિ પણ એની હયાતીમાં યે એના ઉપદેશો સંગ્રહી લેવાય એમ બનતું નહિ. ભગવાન બુદ્ધના ઉપદેશો એ મહાત્માના નિર્વાણ પછી ઘણે કાળે સંગ્રહાયા છે. ઉપનિષદુક્ત યાજ્ઞવલ્કય, ઉદ્દાલક વગેરેના ઉપદેશો પણ તે તે ઉપદેશક થઈ ગયા પછી ઘણે વખતે સંગ્રહાયા છે. અને એ કારણથી પંચાગ્નિવિદ્યા જેવી વિદ્યાઓ અનેક ઉપનિષદોમાં ગુંથાઈ ગઈ છે. આજ રીતે વાસુદેવના ઉપદેશનો પણ એ મહાપુરૂષના દેહત્યાગ પછી ઘણે વખતે સંગ્રહ થયો હશે. એ ગ્રન્થની પરંપરા ઉપરથી પણ આ અનુમાનને ટેકો મળે છે. યાજ્ઞવલ્કય જનક, યમ નચિકેતા, ઉદ્દાલક શ્વેતકેતુ, યાજ્ઞવલ્કય મૈત્રેયી, વગેરેના ઔપનિષદ સંવાદ જેવો ગીતા એ પણ કૃષ્ણાર્જુનસંવાદ છે. કઠ તો આખું સંવાદાત્મક છે. બૌદ્ધ ધર્મનું પ્રાચીનતમ સાહિત્ય પણ સંવાદાત્મક છે. એ કાળે સંવાદનીજ પ્રથા હતી. આ કૃષ્ણાર્જુન સંવાદનો સંજયે સંગ્રહ કર્યો; ત્યારે એણે, એ સંગ્રહને કૃષ્ણાર્જુન સંવાદ નામ આપ્યું હશે. ગીતામાં પોતામાં ભગવાન પોતાના ઉપદેશને સંવાદજ કહે છે. ( धर्म्यं संवादमावयोः ) "આપણો—કૃષ્ણ અને અર્જુનનો ધર્મ સંબન્ધી સંવાદ." આ પછી મહાભારતના કવિએ એ સંવાદને મહાભારતમાં ગુંથ્યો; ( व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतं ) ત્યારે એણે અથવા તે પછી કોઈએ ભગવદ્‌ગીતા નામ આપ્યું. અર્થાત્ ગીતા આજે જે રૂપે છે તે રૂપે વ્યાસને હાથે રચાઇ, ગુંથાઈ; તે પ્હેલાં સંજયે સંગ્રહી હતી અને એ પ્હેલાં વાસુદેવે ઉપદેશ કર્યો હતો. આ પરંપરાને ઐતિ-

હાસિક દૃષ્ટિએ જોઇએ તો એમ ફલિત થાય કે ગીતા રચાયા પ્હેલાં ઘણે વખતે ભગવાન વાસુદેવ થયા હોવા જોઈએ. વાસુદેવના સમય માટે બીજી વાત એ છે કે વિષ્ણુના અવતારોની પૌરાણિક પરંપરામાં બહુ જૂના કાળથી કૃષ્ણનો અવતાર બુદ્ધાવતાર પ્હેલાં મનાય છે. આ માન્યતા ખોટી હોવાનું કાંઈ ખાસ કારણ નથી. એ માન્યતા સાથે બૌદ્ધ પરંપરાનો ખાસ વિરોધ નથી. આ બધું જોતાં ભગવાન વાસુદેવ ગૌતમબુદ્ધ પ્હેલાં એટલે ઇ. સ. પૂર્વે ૬૦૦ પ્હેલાં થયા હોવાનો સંભવ છે. વળી જૈન સાહિત્યમાં જૈનોના ૨૩મા તીર્થંકર પાર્શ્વનાથની પ્હેલાં અને ૨૨મા તીર્થંકર નેમીનાથના સમકાલીન-પિત્રાઇ-કૃષ્ણ મનાઈ છે. પાર્શ્વનાથ મહાવીર પ્હેલાં ૨૫૦ વર્ષે–અર્થાત્ ઇ. સ. પૂર્વે નવમા શતકમાં થઇ ગયા મનાય છે. નેમીનાથનો સમય જૈનો તો ૮૦૦૦૦ વર્ષો પ્હેલાં માને છે. પણ જો આ દંતકથામાં કાંઇ ઐતિહાસિક સત્યાંશ હોય તો એથી એટલો નિર્ણય થઈ શકે કે ભગવાન કૃષ્ણ પાર્શ્વનાથની પ્હેલાં થઇ ગયા હોવા જોઈએ. કેટલાં વર્ષો પ્હેલાં એ કહેવું મુશ્કેલ છે. પણ આ ઉપરથી એટલું નિશ્ચિત કહી શકાય કે જૈન પરંપરા પણ કૃષ્ણના સમય માટેના ઉપલા વિચારને વિરોધી નથી.

હવે બીજી તરફથી જોઇએ તો ભગવાન કૃષ્ણને ૫૦૦૦ વર્ષ થઈ ગયાં એમ સાધારણ રીતે મનાય છે. સામાન્ય લોકોમાં આ માન્યતા એટલી રૂઢ થઈ ગઇ છે કે એ માન્યતામાં કોઇ શંકા કરે એજ આશ્ચર્યકારક લાગે છે. પણ આ માન્યતાનું મૂળ તપાસતાં જ્યોતિષીઓએ આ માન્યતા ચલાવી છે એમ જણાય છે. આર્યભટ્ટ (ઇ. સ. ૪૫૦) અને તે પછીના સર્વ જ્યોતિષીઓ ઈ. સ. પૂર્વે ૩૧૦૧ માં કલિયુગનો આરંભ થયો છે એમ કહે છે. આ મત ક્યારે ઉદ્‌ભવ્યો અથવા એની પરંપરા કેટલી જૂની છે એ બાબતમાં તર્ક કરવાનાં કાંઈ સાધનો નથી. પણ ૧૫૦૦ વર્ષથી કલિયુગનો આરંભ ૫૦૦૦ વર્ષ પ્હેલાં મનાય છે; અને કલિયુગનો

આરંભ કૃષ્ણના દેહત્યાગ પછી થયો છે એવા મહાભારત (આ.૨) અને પુરાણો (ભા. ૧૨-૨-૩૩)ના ઉલ્લેખોને અનુસરી કૃષ્ણનો સમય પણ ૫૦૦૦ વર્ષ પ્હેલાં મનાય છે. પણ આ માન્યતાને જેનો મુખ્ય આધાર છે તે જ્યોતિષ પરંપરા પ્રમાણે તો કલિયુગનાં ૬૫૩ વર્ષ ગયા પછી પાંડવો થયા છે. ( જુઓ વરાહમિહિરનું વચન (૧૩-૩) તથા તેને અનુસરી લખાયેલું રાજતરંગિણીનું વચન (૧-૫૨)

ઉપરોક્ત જ્યોતિષીઓની પરંપરાથી તદ્દન જુદી પડતી એક પૌરાણિક માન્યતા કૃષ્ણને ઇ. સ. પૂર્વે ૧૪૦૦ની આસપાસ થઈ ગયેલા ઠરાવે છે. પુરાણોમાં યુધિષ્ઠિરથી આન્ધ્રવંશ સુધીના કલિયુગના રાજાઓની વંશાવળીઓ આપી છે. એ વંશાવળી સંબન્ધમાં વિષ્ણુ, ભાગવત, વગેરે પુરાણોમાં એક સ્પષ્ટ વચન છે કે “ પરીક્ષિતના જન્મથી મહાપદ્મ નન્દના અભિષેક સુધીમાં ૧૦૫૦ કે ૧૦૧૫ વર્ષો થયાં છે.[૧] ” અને આ વચનને ખારવેલ ( ઈ. સ. પૂર્વે બીજું શતક )ના હાથી ગુમ્ફાના લેખથી સમર્થન મળે છે[૨] એ જોતાં ઈ. સ. પૂર્વે બીજા શતક જેટલા જૂના કાળમાં પણ પરીક્ષિતનો જન્મ ઇ. સ. પૂર્વે ૧૪૦૦ (કા.જયસ્વાલની ગણતરી પ્રમાણે ઇ. સ. પૂર્વે ૧૪૨૪)ની આસપાસમાં થયો છે એમ મનાતું

---

૧ महापद्माभिषेकात्तु यावज्जन्म परीक्षितः
एतद्वर्षसहस्रं तु ज्ञेयं पञ्चाशदुत्तरम् ॥

शतं पञ्चदशोत्तरम् એવું પણ પાઠાંતર મળે છે. ભા. ૧૧-૨-૨૬ મત્સ્ય અ. ૨૭૩ શ્લો. ૩૫ વાયુ અ. ૯૯-૪૦૯ વિષ્ણુ ૪-૨૪-૧૦૪

૨ હાથી ગુમ્ફાના લેખમાં तेरसवससतकेतुभद એ રીતે ૧૧ મી પંક્તિમાં શબ્દો છે અને તે મહાભારતના યુદ્ધમાં ભાગ લેનાર કેતુ ભદ્રને લાગુ પડે છે એમ શ્રી. કા. જયસ્વાલ કહે છે. અને એ રીતે ખારવેલ પ્હેલાં ૧૩૦૦ વર્ષ ઉપર મહાભારતના યુદ્ધને તેઓ મુકે છે. જુઓ જ. બી. ઓ. રી. સો. અં. ૪ પૃ. ૪૦૦, અં. ૪ પૃ. ૩૬૮ તથા અ. ૩ પૃ. ૪૩૬

હતું છતાં પરીક્ષિતથી નન્દ સુધીમાં થઈ ગયેલા રાજાઓના રાજ્યકાળનાં જેટલાં વર્ષો પુરાણોમાં આપ્યાં છે તેનો ઉપરના ૧૦૫૦ સાથે મેળ ખાતો નથી;[૧] છતાં પુરાણોનું સામાન્ય વચન વધારે વિશ્વસનીય ગણીએ તો નન્દરાજા ( ઇ. સ. પૂર્વે ચોથું શતક ) પ્હેલાં ૧૦૫૦ વર્ષે એટલે પ્ર. સ. પૂર્વે ૧૪૦૦ની આસપાસમાં પરીક્ષિતનો જન્મ થયો, એટલે એ સમયે ભગવાન કૃષ્ણ વિદ્યમાન હતા એમ આ પૌરાણિક પરંપરા પ્રમાણે સિદ્ધ થાય છે. પણ આ પૌરાણિક વંશાવળીઓમાં કેટલોક આંતર વિરોધ છે. ઘણીવાર સમકાલીન વંશોને એક પછી એક ગણ્યા છે. કેટલાક વંશો ઉડી પણ ગયા હશે એટલે આ વંશાવળીઓ ઉપરથી કોઇ પણ જાતનો છેવટનો ઐતિહાસિક નિર્ણય કરતાં સાવધાન રહેવાની જરૂર છે.

આ સર્વ ઉપરથી એમ લાગે છે કે ઇ. સ. પૂર્વે ૬૦૦ પ્હેલાં ભગવાન વાસુદેવ થયા છે એટલું ચોક્કસ. પણ એથી આગળ એ મહાપુરૂષનો બરાબર સમય નિર્ધારવા માટે કાંઇ સાધનો નથી. ખરી રીતે તો આ દેશના ઇતિહાસમાં ઈ. સ. પૂર્વે ૬૦૦ પ્હેલાંના કોઈપણ બનાવનો કે માણસનો ચોક્કસ સમય નક્કી કરવા માટે પૌરાણિક શ્રુત પરંપરાથી જુદું ઐતિહાસિક સાધન નથી.

સાહિત્યમાં ભગવાન વાસુદેવનું સ્થાન જોતાં પણ ઉપરના વિચારને ટેકો મળે છે. કારણ કે ગીતાના ઉપદેશક મહાભારત-

---

૧ પાર્જિટરે દરેક રાજાનો રાજ્યકાળ વીશ વર્ષનો ગણીને મહાભારત ના યુદ્ધનો સમય ઈ. સ. પૂર્વે ૧૦૦૦ માં મુકયો છે. ( જુઓ એન્શીઅન્ટ હીસ્ટોરીકલ ટ્રેડીશન પૃ. ૧૭૭–૧૮૩ )

વળી ઉપરના પૌરાણિક વચનનાં પાઠાન્તરો મળે છે તથા તેનો અર્થ કરવામાં પણ મતભેદ છે. સ્વ. ત્ર્યંબક ગુરૂનાથકાલેએ આ વચન ઉપરથી પરીક્ષિતનો જન્મ ઇ. સ. પૂર્વે ૧૨૭૪માં ઠરાવ્યો છે.

( જુઓ પુરાણ નિરીક્ષણ પૃ. ૩ )

માંજ છે. વૈદિકસાહિત્યમાં કૃષ્ણ નામ મળે છે પણ એ નામ ઉપરથીજ કાંઈ નિશ્ચય થાય એવું નથી; ઋગ્વેદના આઠમા મંડળના ૭૪મા સૂક્તના ઋષિનું નામ કૃષ્ણ છે. એજ સૂક્તની ત્રીજી અને ચોથી ઋચાઓમાં મન્ત્રદષ્ટા ઋષિ પોતાને કૃષ્ણ કહે છે. ઋગ્વેદની અનુક્રમણિકામાં આ કૃષ્ણને આંગિરસ કૃષ્ણ કહેલ છે. કૌષીતકી બ્રાહ્મણ (૩૦–૯)માં પણ એજ આંગિરસ કૃષ્ણની વાત છે એમ સ્પષ્ટ લાગે છે. છાંદોગ્ય ઉપનિષદ્‌માં (૩–૧૭) 'ઘોર આંગિરસે દેવકીપુત્ર કૃષ્ણને ઉપદેશ કર્યો' એમ લખ્યું છે. હવે જો આ દેવકી પુત્ર કૃષ્ણ પણ ગુરૂ પેઠે આંગિરસજ હોય તો એમ અનુમાન થઈ શકે કે ઋગ્વેદના વખતથી તે છાંદોગ્યના વખત સુધીમાં આંગિરસ કૃષ્ણ નામના એક કે વધારે ઋષિઓ થઈ ગયા છે. પાણિનિના ૪–૧–૯૯ સૂત્ર સાથેના ગણમાં કૃષ્ણ અને રાણ નામ ઉપરથી કાર્ષ્ણાયન અને રાણાયન નામનાં ગોત્ર નામો થાય છે એમ કહ્યું છે. વળી વ્યાસ પણ કૃષ્ણ દ્વૈપાયન કહેવાતા. આ રીતે કૃષ્ણ નામ ઘણા બ્રાહ્મણોનું અને કદાચ ક્ષત્રિયોનું પણ ગોત્ર[1] નામ થતું હોવાથી એ નામ ઋગ્વેદમાં આવે છે કે છાંદોગ્ય ઉપનિષદમાં આવે છે એટલા ઉપરથી ગીતાના ઉપદેશક કૃષ્ણ એ વખતે થઈ ગયા છે એમ કહેવાય એવું નથી. છાંદોગ્યમાં કૃષ્ણને દેવકીપુત્ર કહ્યા છે અને પુરાણોમાં પણ કૃષ્ણ દેવકી પુત્ર ગણાય છે પણ એટલા ઉપરથી કાંઈ નિશ્ચય થઈ શકે નહિ. કારણ કે દેવકી નામની સ્ત્રીઓ પણ એકથી વધારે થઈ

---

૧ બૌદ્ધ ઘટ જાતકમાં ઉપસાગર અને દેવગબ્ભાના બે મોટા પુત્રોનાં નામ વાસુદેવ અને બલદેવ એ રીતે મળે છે. એ કથા વચ્ચે ગુંથેલા શ્લોકોમાં વાસુદેવને કૃષ્ણ કહેલ છે અને ત્યાં ટીકાકાર કહે છે કે કન્હ એ વાસુદેવનું ગોત્ર નામ છે. કારણ કે એ કન્હાયન ગોત્રના હતા. વળી મહા ઉમ્મક જાતક જેમાં જમ્બાવતી (પુરાણોની જાંબુવતી) ને કન્હની પ્રિય રાણી કહે છે. ત્યાં પણ કન્હ એ ગોત્ર નામ છે એમ ટીકાકાર કહે છે. મૂળ વચનમાં वासुदेवस्स कन्हस्स એ રીતે શબ્દો છે.

હોય એ સંભવિત છે. અને પુરાણોમાં કોઈ સ્થળે કૃષ્ણના ગુરૂ તરીકે ઘોર આંગિરસનો ઉલ્લેખ નથી. માટે ગીતાના ઉપદેશક કૃષ્ણ તેજ છાંદોગ્યના કૃષ્ણ એમ નિશ્ચય થતો નથી. આ રીતે જોતાં ગીતાના ઉપદેશકનું સ્થાન વૈદિક સાહિત્યમાં નથી; પણ તે પછીના મહાભારતમાંજ છે.

ભગવાન વાસુદેવના ચરિત્રનો વિચાર કરતાં તદ્વિષયક સાહિત્યની સ્થિતિ વિચિત્ર દેખાય છે. ગીતાના ઉપદેશક વાસુદેવ કૃષ્ણ યદુવંશના વૃષ્ણી કુળના ક્ષત્રિય હતા એમ ગીતાનાં યાદવ અને વાર્ષ્ણેય સંબોધનો ઉપરથી જણાય છે. પણ ગીતામાંથી કૃષ્ણના જીવનચરિત્ર માટે એથી વધારે હકીકત કાંઈ મળતી નથી. મહાભારતમાં અર્જુનના મિત્ર અને સારથી, પાંડવોના માતુલેય, યુધિષ્ઠરના સલાહકાર, પિતામહ ભીષ્મ જેવાને પણ માન્ય તથા પૂજાર્હ, ધીર, વીર, શાન્ત, પ્રતિભાશાળી, વિદ્વાન, જ્ઞાની, કર્તવ્યદક્ષ, પ્રતિપત્તિમાન્, એવા મથુરાના વૃષ્ણિકુળના એક અસાધારણ ક્ષત્રિય તરીકે કૃષ્ણનું જીવન ચરિત્ર આલેખાયું છે. એ ઉપરાંત એમને કવચિત્ યોગીશ્વર, કવચિત્ નારાયણાવતાર તો કવચિત્ વિષ્ણુનો અવતાર પણ કહ્યા છે. અને છેવટ નારાયણીયપર્વમાં તો વાસુદેવ એજ પરમાત્મા એમ કહ્યું છે. આ ઉપરાંત મહાભારતના ખિલપર્વ—હરિવંશમાં કૃષ્ણનું નંદના ઘરમાં બાલચરિત્ર તથા અન્તે કંસવધ વગેરે એનાં પરાક્રમોનું સવિસ્તર વર્ણન છે. પછી વિષ્ણુપુરાણમાં તથા ભાગવતમાં કૃષ્ણનું બાલચરિત્ર અને વીરચરિત્ર બન્ને વર્ણવેલાં છે. આ ચરિત્રમાં ધીમે ધીમે એટલું બધું ઉમેરાતું ગયું છે કે કૃષ્ણનું મૂળ ચરિત્ર કેવું હશે એ આજે કહેવું અશકય લાગે છે. ઉપર કહેલા જુદા જુદા ગ્રન્થોનાં કૃષ્ણ ચરિત્રોમાં કેટલુંક પરસ્પર વિરોધી પણ ભાસે છે. તેમ ગીતાદ્વારા પરમ ધર્મનો ઉપદેશ કરનારના ઉપદેશ સાથે બંધબેસ્તું ન લાગે એવું કેટલુંક એના પૌરાણિક જીવન ચરિત્રમાં દેખાય છે. જેમ જેમ ભક્તિમાર્ગમાં નવાં નવાં તત્ત્વો

ઉમેરાતાં ગયાં તેમ તેમ કૃષ્ણના ચરિત્રમાં પણ નવું નવું ઉમેરાતું ગયું હશે. અર્થાત્ કૃષ્ણનું પૌરાણિક ચરિત્ર એ એનું ઐતિહાસિક ચરિત્ર નહિ પણ આ દેશના ભક્તિમાર્ગનું વિકાસ ચરિત્ર છે. પ્રેમલક્ષણા ભક્તિ જેવાં ભક્તિમાર્ગનાં કેટલાંક રહસ્યો ગોપીઓના ભગવાન સાથેના સંબન્ધમાંથી ભાગવતકાર દાખવે છે; એ ખરેખર મનનીય છે. પણ એમાંથી માનવદેહધારી ભગવાન વાસુદેવનું ઐતિહાસિક જીવનચરિત્ર સ્ફુરતું નથી. આ રીતે કૃષ્ણ ઉપરની ભક્તિથીજ એના ચરિત્ર ઉપર એવાં પડો ચડી ગયાં છે કે એમાંથી કોઇ પણ જાતની ઐતિહાસિક હકીકત તારવવી મુશ્કેલ છે. છતાં આ દિશામાં અનેક યત્નો થયા છે. ( જુઓ–બંકિમચંદ્રના કૃષ્ણ ચરિત્રનું દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કરેલું ભાષાન્તર, આવૃત્તિ બીજી ) માત્ર ભગવાન વાસુદેવ મથુરાના વૃષ્ણિકુળના એક ક્ષત્રિય હતા અને એમણે વૈદિક સમયના અન્તમાં સર્વગ્રાહી નવા ધર્મનો અપૂર્વ ઉપદેશ કર્યો છે; એટલી હકીકત સંપૂર્ણ રીતે ઐતિહાસિક છે. પ્રસ્તુત પ્રસંગમાં આપણને આટલાનુંજ પ્રયોજન છે.

પ્રાચીન કાળમાં રાજ્ય કરતા ક્ષત્રિયો સૂક્ષ્મ જ્ઞાનચર્ચા કરતા, અને પ્રસંગે નવો ઉપદેશ પણ કરતા. પ્રવાહણ જૈવલિ, કેકય અશ્વપતિ, જનક વૈદેહ અને અજાતશત્રુ જેવા ક્ષત્રિયોની જ્ઞાનચર્ચા, ઉપનિષદોમાં પ્રસિદ્ધ છે. ઉત્તમ બ્રાહ્મણો પણ આવા ક્ષત્રિયો પાસે જ્ઞાન લેવા ગયા છે. ગૌતમબુદ્ધ અને મહાવીર પણ ક્ષત્રિયોજ હતા. આ દાખલાઓ જોતાં ભગવાન વાસુદેવનું ક્ષત્રિયત્વ અને ઉપદેશકપણું પરસ્પર વિરૂદ્ધ નથી. ખરી રીતે જેમ પૂર્વ પ્રદેશ (કાશી વિદેહ વગેરે)માં બુદ્ધે વૈદિક ધર્મમાં સુધારો કરીને નીતિમય તથા દયામય, અને મહાવીરે તપોમય તથા અહિંસામય ધર્મોપદેશ કર્યો; તેમજ વાસુદેવે પશ્ચિમ ( મથુરા ) માં, વૈદિક ધર્મને નવું રૂપ આપીને કર્મ, ભક્તિ, યોગ અને જ્ઞાનમય નવા

ધર્મનો ઉપદેશ કર્યો. બુદ્ધ અને મહાવીરે ત્યાગ પસંદ કર્યો અને વાસુદેવે કર્મમાર્ગ પસંદ કર્યો. હિંસામય યજ્ઞની ઉપેક્ષા તથા નીતિ, મનોનિગ્રહ, સર્વભૂત ઉપર પ્રીતિ વગેરે બૌદ્ધ અને જૈનમાર્ગનાં ઉચ્ચ તત્ત્વો ગીતામાં છે. પણ આ પૂર્વ પશ્ચિમના ધર્મમાં ફેર એટલોજ છે કે બૌદ્ધધર્મ તથા જૈનધર્મમાં પરંપરાનો ઉચ્છેદ છે. જ્યારે વાસુદેવે ઉપદેશેલા ધર્મમાં પરંપરાનું રક્ષણ છે. વળી બૌદ્ધ-મત આત્મા અને ઈશ્વર બેયને સ્વીકારતો નથી અને જૈનમત આત્માને સ્વીકારે છે પણ ઈશ્વરને સ્વીકારતો નથી. જ્યારે વાસુદેવોક્ત ધર્મ આત્મા અને ઈશ્વર બેયને સ્વીકારે છે અને ઈશ્વરની ભક્તિનો ઉપદેશ આપે છે. ભગવાન વાસુદેવે આ નવા ધર્મમાં જ્ઞાન, કર્મ, ત્યાગ, યોગ, ભક્તિ, નીતિ વગેરે માનુષજીવનના ઉત્કર્ષક સર્વ માર્ગોનો સ્વીકાર કર્યો છે. એટલુંજ નહિ પણ એ સર્વનો દેખાતો વિરોધ ટાળી તેનો અપૂર્વ સંવાદ યોજ્યો છે. આમાંના પ્રત્યેક માર્ગનું વિવેચન કરવાનો અહિં પ્રસંગ કે અવકાશ નથી માત્ર ભક્તિમાર્ગ ટુંકામાં જોઈ લેવાની જરૂર છે.

# પ્રકરણ ૩ જું.

## ભગવદ્‌ગીતા.

જો કે ભક્તિ સિવાય ગીતામાં બીજું ઘણું છે, કારણ કે એ કાંઈ ભક્તિમાર્ગનો સાંપ્રદાયિક ગ્રન્થ નથી. પણ ભક્તિના વિચારોનો પ્રાચીનતમ સંગ્રહ ભગવદ્‌ગીતામાંજ છે. ભગવદ્‌ગીતા મહાભારતના ભીષ્મપર્વમાં ૨૫ થી ૪૨ અધ્યાયોમાં છે. એમાં કુલ ૭૦૦ શ્લોકો હાલમાં છે. તેમાં ૧ ધૃતરાષ્ટ્રનો, ૪૦ સંજયના, ૮૪ અર્જુનના, અને ૫૭૫ ભગવાન વાસુદેવના છે. શંકરાચાર્યના વખતથી તો ગીતામાં આટલા અને આજ શ્લોકો છે. અર્જુનને યુદ્ધના આરંભ વખતે પ્રતિપક્ષીઓ તરીકે સંબન્ધીઓને જોઈને શોક અને મોહ થયો, એટલે કર્તવ્ય સમજવા માટે એણે કૃષ્ણનું શરણ લીધું. ભગવાને એને ઉપદેશ આપ્યો અને એ ઉપદેશને અન્તે અર્જુનનો મોહ નષ્ટ થયો. આ સર્વ પ્રસંગ અને આ કૃષ્ણાર્જુન સંવાદ વ્યાસની કૃપાથી ધૃતરાષ્ટ્ર પાસે બેઠેલા સંજયે જોયો તથા સાંભળ્યો; અને ધૃતરાષ્ટ્ર પાસે એના પૂછવાથી કહી બતાવ્યો. સંજય અને ધૃતરાષ્ટ્રના આ સંવાદને મહાભારતના કવિએ ભગવદ્‌ગીતાપર્વ નામથી ભીષ્મપર્વમાં ગુંથ્યો. આ રીતે હાલની ભગવદ્‌ગીતાનો પ્રસંગ મહાભારતમાં છે.

ગીતાના દરેક અધ્યાયમાંજ નહિ પણ એના પ્રત્યેક શ્લોકમાં અને પ્રત્યેક પદમાં એવો ગંભીર ઉપદેશ છે કે એનો જેટલો વિચાર કરીએ તેટલો થોડો. તેમજ, કર્મવાદ, જ્ઞાનવાદ, પુનર્જન્મવાદ, દૈવી આસુરીસંપત્, તપ, બ્રાહ્મી સ્થિતિ, દાન, ભૂતદયા, નીતિ, વગેરે વિષયો જાતેજ ઘણા વિશાળ છે. અને ગીતામાં તે તે વિષયોનું અતિશય ઉચ્ચ ભૂમિકા ઉપરથી ટુંકામાં પણ એવું તલસ્પર્શી વિવેચન થયું છે, કે એક એક વિષય ઉપર ગીતાની ટીકા રૂપે

એક એક ગ્રન્થ લખાય. ( અને એમ થયું છે જુઓ લોકમાન્ય તિલકનું ગીતારહસ્ય. ) ગીતાની આ અસામાન્ય ખુબીથી એ ન્હાનો ગ્રન્થ હિન્દુઓનાજ નહિ; પણ આખી દુનીઆના ધાર્મિક સાહિત્યમાં અગ્રસ્થાને બિરાજવા યોગ્ય છે. પણ અહિં તો પ્રસંગ અને અવકાશની મર્યાદાને લીધે ગીતાના ઘણા ભાગનો અંગુલિનિર્દેશ પણ થઇ શકશે નહિ. છતાં ગીતાની ભક્તિ સાથે કર્મ, યોગ જ્ઞાન વગેરેની કુલગુંથણી હોવાથી ગીતાના એ મુખ્ય ઉપદેશોનું થોડા શબ્દોમાં દિગ્દર્શન કરવું પડશે. ( નીચે ગીતામાંથી જુદા જુદા વિષયના ઉપદેશો એક સાથે ખેંચી ભગવાનનાજ શબ્દોમાં એનો ટુંક સાર આપ્યો છે. દરેક સ્થળે અધ્યાય અને શ્લોકનું સૂચન કર્યું નથી. )

## ગીતાનો કર્મયોગ

કર્મયોગનો ઉપદેશ એ ગીતાનો મુખ્ય પ્રાસંગિક ઉપદેશ હોવાથી પ્હેલાં એનું સ્વરૂપ જોઇએ. જ્યારે દેશમાં ત્યાગનો પવન હતો અને મોક્ષ પ્રાપ્તિ માટે ત્યાગની પરમાવશ્યકતા મનાતી ત્યારે ભગવાને કર્મની આવશ્યકતા બતાવી અને મોક્ષ સાધક કર્મયોગ ઉપદેશ્યો. ભગવાન કહે છે કે "કોઇ પણ, એક ક્ષણ પણ, કર્મ કર્યા વગર રહી શકતું નથી; તેમજ કર્મ વગર આ શરીર યાત્રા ( જીવનનિર્વાહ ) બને નહિ. માટે અકર્મ કરતાં કર્મ શ્રેષ્ઠ છે." તેમજ "કર્મ પ્રકૃતિના ગુણો પ્રમાણે જ થાય છે. માટે સ્વભાવસિદ્ધ નિયત કર્મ કરવું." વળી જીવને પાપમાં પ્રેરનાર અને બન્ધનકારક ખરી રીતે કર્મ નથી પણ એ સાથે રહેલા રાગદ્વેષ અને કામક્રોધ છે. માટે "રાગદ્વેષને વશ થયા વગર, ઇન્દ્રિઓને ગમે તેમ ચાલવા ન દેતાં, મનના બળથી નિયમમાં રાખીને, જે આસક્તિ રહિત પુરૂષ કર્મેન્દ્રિયોથી કર્મયોગ કરે છે તે શ્રેષ્ઠ છે." વળી "કામવાસનાથી ફળમાં આસક્ત મનુષ્ય

બંધાય છે;" "માટે અનાસક્ત રહીને કર્તવ્ય કર્મ હંમેશાં કરવું." "માત્ર સંન્યાસથીજ કાંઈ સિદ્ધિ મળતી નથી, અને માત્ર કર્મથીજ કોઇ બંધાતું નથી." માટે કર્મના વિષયમાં ભગવાનનો છેવટનો સિદ્ધાન્ત એવો છે કે "મનુષ્યનો કર્મમાં જ અધિકાર છે અને ફળમાં કોઈ દિવસ અધિકાર નથી." અર્થાત્ કર્મ કરવા માટે જીવ સ્વતન્ત્ર છે પણ ફળમાં અનેક સંજોગોને આધીન છે માટે કર્મમાંજ લક્ષ રાખવું; ફળમાં નહિ. "કર્મના ફળના હેતુથી કર્મ ન કરવું" અર્થાત્ કર્તવ્ય ગણીનેજ કરવું. એટલું જ નહિ પણ "કર્મ રહિત રહેવામાં આસક્ત ન થવું." અર્થાત્ આળસ અને પ્રમાદને વશ ન થવું. આ રીતે કર્તવ્ય કર્મ કરવામાં "સુખ દુઃખને, લાભ અલાભને, જય પરાજયને કે સિદ્ધિ અસિદ્ધિને સમાન ગણવાં." એની દરકાર ન કરવી. "સુખથી ખુશી થવું નહિ કે દુઃખથી મુંઝાવું નહિ." આ રીતે કર્મ કરતાં સ્વતઃપ્રાપ્ત થતાં સુખ દુઃખમાં 'સમત્વ એજ કર્મયોગ.' "આસક્તિ કે અહંકાર વગર ધૈર્યથી તથા ઉત્સાહથી સિદ્ધિ અને અસિદ્ધિમાં નિર્વિકાર રહીને કર્મ કરનાર સાત્ત્વિક કર્તા" અને "ફળની ઇચ્છા, આસક્તિ, અને રાગદ્વેષ તજીને કરેલું નિયતકર્મ એજ સાત્ત્વિક કર્મ" "પોતપોતાના કર્મમાં મંડી રહેલ માણસ કેવી રીતે સિદ્ધિ મેળવે છે" એ બતાવતાં ભગવાન કહે છે કે "જેમાંથી ભૂતોની પ્રવૃત્તિ છે અને જેનાથી આ સર્વવ્યાપ્ત છે, તેને પોતાના કર્મ વડે પૂજીને મનુષ્ય સિદ્ધિ મેળવે છે." પણ જે સિદ્ધ છે જેને કાંઇ "કર્તવ્ય કે પ્રાપ્તવ્ય નથી તેણે લોક સંગ્રહ માટે કર્તવ્ય કરવું." ઇશ્વર પોતે પણ લોક ઉચ્છિન્ન ન થાય માટે કર્મમાં વર્તે છે," ટુંકામાં 'દેહ ધારણ કરનારથી કર્મોનો સર્વથા ત્યાગ કરવો શક્ય નથી."

ઉપરોક્ત કર્મયોગ માટે મનોનિગ્રહની આવશ્યક્તા હોવાથી ભગવાને એ યોગનો નીચે પ્રમાણે ઉપદેશ કર્યો છે.

## મનોનિગ્રહરૂપ યોગ

"ચંચળ અને પ્રમાથી મનનો નિગ્રહઅભ્યાસ તથા વૈરાગ્યથી થાય છે." એમ સામાન્ય ઉપાય બતાવી, આસન, પ્રાણાયામ, જેવાં પાતંજલ યોગને મળતાં સાધનો ટુંકામાં ભગવાને કહ્યાં છે ખરાં; પણ ગીતાના યોગમાં મનોનિગ્રહથી સમાપ્તિ નથી. ભગવાન કહે છે કે "યોગીએ એકાન્તમાં મનને એકાગ્ર કરીને આત્મશુદ્ધિ માટે યોગ કરવો." તેમજ "પ્રશાન્તાત્મા, ભયરહિત, બ્રહ્મચર્યવ્રતધારી, યોગીએ મનનો સંયમ કરીને, અને મારામાં ચિત્ત રાખીને મત્પરાયણ રહેવું." આ રીતે ગીતાના યોગમાં મનોનિગ્રહ સાથે આત્મશુદ્ધિ અને પરમાત્મપરાયણતાનું મિશ્રણ છે. આવો યોગ કરનાર યોગીની સ્થિતિનું ભગવાને સુન્દર વર્ણન કર્યું છે. "જેમ પવન વગરના પ્રદેશમાં રહેલો દીવો હાલતો નથી તેમ આત્માનો યોગ કરનાર યતચિત્ત યોગીનું ચિત્ત રહે છે" "જ્યારે નિયમમાં આવેલું ચિત્ત આત્મામાં સ્થિર રહે અને એ સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થઈ જાય ત્યારે એ બરાબર યોગી કહેવાય છે." આવા યોગીના સુખનું વર્ણન પણ રમણીય છે. "યોગમાં આત્માથી આત્માને જોઇને યોગી સન્તુષ્ટ થાય છે; તથા ઇન્દ્રિયોથી પર અને બુદ્ધિથીજ અનુભવાય એવું આત્યન્તિક સુખ અનુભવે છે." "જે સુખ પ્રાપ્ત કર્યા પછી કોઈ પણ જાતના દુઃખથી એ ચલિત થતો નથી." "હમેશાં યોગ કરનાર સહેલાઈથી બ્રહ્મસ્પર્શ રૂપ અત્યન્ત સુખને પ્રાપ્ત કરે છે. એ જાતે બ્રહ્મરૂપ થાય છે;" "છેવટ મારામાં (પરમાત્મામાં) રહેલી નિર્વાણની શાન્તિને પ્રાપ્ત કરે છે." આવું ઉત્તમોત્તમ ફળ પ્રાપ્ત કરનાર યોગી જગત સાથે શી રીતે વર્તે છે? ભગવાન કહે છે કે "યોગી સર્વ ભૂતોમાં આત્માને જુએ છે અને સર્વ ભૂતોને આત્મામાં જુએ છે" એટલુંજ નહિ પણ "સર્વ ભૂતોમાં પ્રભુને જુએ છે તથા પ્રભુમાં સર્વ ભૂતોને જુએ છે; અને એકતામાં રહીને સર્વ

ભૂતસ્થ પરમાત્માને ભજે છે." આ યોગી સર્વત્ર આત્માને જુએ છે એટલુંજ નહિ પણ "પોતા પ્રમાણે સર્વત્ર સુખ અથવા દુઃખનો પણ અનુભવ કરે છે અને એજ યોગી શ્રેષ્ઠ મનાય છે." આ રીતે ગીતાના યોગમાં, મનોનિગ્રહ, ભક્તિ, અને સર્વ ભૂતો સાથે સમભાવનું દર્શન થાય છે.

## જ્ઞાનયોગ

ગીતાના યોગમાંથીજ જ્ઞાન ઉત્પન્ન થાય છે. ભગવાન કહે છે કે "પરમાત્મામાં આસકત ચિત્તથી યોગ કરનારને, નિઃસંશય, પ્રભુનું જ્ઞાન મળે છે" "જે જ્ઞાન મેળવ્યા પછી જાણવા યોગ્ય કાંઈ બાકી રહેતું નથી." આ જ્ઞાનમાં જગત્ ઈશ્વર અને જીવાત્માનું સ્વરૂપ તથા એ સર્વનો પરસ્પર સંબંધ એ બધું આવી જાય છે. ભગવાનનાજ શબ્દોમાં કહીએ તો "ભૂમિ, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અને અહંકાર એ આઠે પદાર્થો પ્રભુની અપરા પ્રકૃતિ છે અને જીવ પરાપ્રકૃતિ છે." બીજે સ્થળે "જીવ પરમાત્માનો સનાતન અંશ છે" એમ કહે છે. આ અપરા અને પરાપ્રકૃતિરૂપ "સર્વ વિશ્વની ઉત્પત્તિ પરમાત્મામાંથી થાય છે અને લય પણ એમાંજ થાય છે." એ શબ્દોથી સૃષ્ટિના કારણરૂપ પરમાત્મા છે એ સિદ્ધાન્ત સ્ફુટ કર્યો છે. ભગવાન સાંખ્યના શબ્દોમાં આ શરીરને ક્ષેત્ર કહે છે અને ક્ષેત્રને જાણનાર જીવને ક્ષેત્રજ્ઞ કહે છે, અને પછી ઉમેરે છે કે "સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પરમાત્માજ છે" આ રીતે જીવાત્મા અને પરમાત્માનું ઐકય ભગવાને કહ્યું છે. અને આ એકતાના જ્ઞાનનેજ ભગવાન સાત્ત્વિક જ્ઞાન કહે છે "જે જ્ઞાનથી સર્વ વિભકત ભૂતોમાં એક અવિભકત અવિનાશી ભાવને (દષ્ટા) જુએ છે; તે સાત્ત્વિક જ્ઞાન." આત્મા અને બ્રહ્મનું સ્વરૂપ ભગવાને ઉપનિષદોના શબ્દોમાંજ વર્ણવ્યું છે. શારીર આત્મા વિષે ભગવાન કહે છે કે "શરીરી આત્મા નિત્ય, અપ્રમેય, અવિનાશી, અજ, અચ્છેદ્ય, અદાહ્ય,

અકલેદ્ય, અશોચ્ય, સર્વગત, અચલ, અવ્યક્ત, અચિન્ત્ય, અવિકારી અને સનાતન છે." "જેમ જૂનાં કપડાંને તજીને માણસ નવાં કપડાં પ્હેરે છે તેમ આ જીર્ણ શરીરને તજીને દેહી નવા શરીરને ધારણ કરે છે" "આ આત્મા કોઈ દિવસ જન્મતો પણ નથી અને મરતો પણ નથી, એને શસ્ત્રો કાપી શકતાં નથી કે અગ્નિ બાળી શકતો નથી. જેવો આ શરીરમાં બાલ્યાવસ્થા, યૌવન અને વૃદ્ધાવસ્થાનો ફેરફાર છે; તેવોજ મરણ અને નવો જન્મ એ પણ ફેરફાર છે" ભગવાને જ્ઞેય બ્રહ્મનું વર્ણન નીચેના શબ્દોમાં કર્યું છે "જે જ્ઞેયને જાણીને મનુષ્ય મોક્ષને પ્રાપ્ત કરે છે તે જ્ઞેયરૂપ પરબ્રહ્મ અનાદિ છે, તે સત્ કે અસત્ કહેવાતું નથી, તે બ્રહ્મ સર્વ તરફ હાથ પગવાળું, સર્વ તરફ શિર અને મુખવાળું તથા સર્વ બાજુએ કાનવાળું છે અને સર્વને વીંટીને રહ્યું છે. તે સર્વ ઇન્દ્રિયોના ગુણોને પ્રકાશ આપનારૂં છે. છતાં જાતે સર્વ ઇન્દ્રિયોથી રહિત છે. આસક્તિ વગરનું હોવા છતાં સર્વને ધારણ કરનાર છે. નિર્ગુણ હોવા છતાં ગુણોને ભોગવનાર છે. પ્રાણીમાત્રમાં બ્હાર અને અંદર રહ્યું છે, તે દૂર છે અને પાસે પણ છે. અને પ્રાણીઓમાં અવિભક્ત હોવા છતાં વિભક્ત જેવું લાગે છે. પ્રાણીઓને ધારણ કરનાર, તેનો લય કરનાર અને તેને ઉત્પન્ન કરનાર છે. તે પ્રકાશોનો પણ પ્રકાશ છે. અંધકારથી પર છે, તેજ જ્ઞાન છે, જ્ઞેય છે, જ્ઞાનગમ્ય છે અને સર્વના હૃદયમાં રહ્યું છે." છેવટ ભગવાન કહે છે કે "મારો (પ્રભુનો) ભક્ત આને જાણીને બ્રહ્મભાવને પ્રાપ્ત કરે છે." "એ ફરી જન્મતો નથી."

## કલ્યાણના અન્ય માર્ગો

કર્મ, યોગ, જ્ઞાન અને ભક્તિ, કલ્યાણના એ ચારે માર્ગોનો ઉપદેશ ગીતામાં છે એ તો ઉપર કહ્યું છે. તેમાંથી કર્મ, યોગ અને જ્ઞાન સંબંધી ભગવાનના ઉપદેશનો અત્યન્ત ટુંકો સાર જોયો; ભક્તિ

સંબન્ધી ભગવાનનું વકતવ્ય હવે જોશું. પણ તે પહેલાં ગીતાના સમયમાં પ્રચલિત બીજા માર્ગોનો ભગવાને જે રૂપે સારોદ્ધાર કર્યો છે, તે ટુંકામાં જોઈ જઈએ. ભગવાને કલ્યાણના સાધનરૂપ મનાયેલા કોઈ માર્ગની ઉપેક્ષા કરી નથી.

કલ્યાણેચ્છુ મનુષ્યે સંપાદન કરવા યોગ્ય અનેક ગુણોનો ભગવાને દૈવી સંપત્‌માં સમાસ કર્યો છે. "અભય, સત્વશુદ્ધિ, જ્ઞાન અને યોગમાં સ્થિતિ, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરલતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાન્તિ, પિશુનતાનો અભાવ, ભૂત–પ્રાણીમાત્ર–ઉપર દયા, અલોલુપતા, મૃદુતા, લજ્જા, અચાપલ્ય, તેજ, ક્ષમા, ધૃતિ, પવિત્રતા, અદ્રોહ, અતિમાનનો અભાવ, આ સર્વ (ગુણો) દૈવી સંપત્તિવાળામાં હોય છે." "આ દૈવી સંપત્તિ મોક્ષનું સાધન છે; એથી વિરૂદ્ધ, આસુરી સંપત્તિ બન્ધનું સાધન છે."

એ સમયમાં મોક્ષનું મુખ્ય સાધન મનાતા ત્યાગ માટે ભગવાનનો એવો મત છે કે "કામ્ય કર્મોનો સર્વથા ત્યાગ અને બીજાં સર્વ કર્મોના ફળનો ત્યાગ એજ સાત્ત્વિક ત્યાગ. બાકી શરીરને કલેશ થવાના ભયથી કરેલો ત્યાગ એ તો રાજસત્યાગ છે; અને મોહથી નિયત કર્તવ્યનો ત્યાગ કરવો એ તો તામસ ત્યાગ છે." મતલબ કે સર્વ કર્મોના અત્યન્ત સંન્યાસ તરફ ભગવાનનો પક્ષપાત નથી. ભગવાન ત્યાગ અને કર્તવ્યનો એવો વિવેક કરે છે કે અનિયત તથા કામ્ય કર્મોનો સર્વથા ત્યાગ કરવો અને "નિયત કર્મોનો સંન્યાસ તો ઘટતો જ નથી. માટે એવાં કર્મો ફળની ઇચ્છા વગર જરૂર કરવાં." એ ઉપરાંત "યજ્ઞ, દાન અને તપ મનીષીને પણ પાવન કરનાર છે માટે એ કર્મો તજવાં નહિ; કિન્તુ સંગ અને ફળને તજીને કરવાં."

પ્રાચીનતર કાળમાં અતિ પ્રચલિત યજ્ઞોનો ભગવાને ભાવનામય ઉપદેશ કર્યો છે. ભગવાન કહે છે કે "દ્રવ્ય યજ્ઞો,

તપયજ્ઞો, યોગયજ્ઞો, સ્વાધ્યાયયજ્ઞો, જ્ઞાનયજ્ઞો, વગેરે અનેક યજ્ઞો છે. તેમાં પણ દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે." વળી "આ યજ્ઞો પણ બ્રહ્માર્પણ બુદ્ધિથી કરવાના છે." વિશ્વની શક્તિઓ–દેવો–આપણને જે આપે છે તેના બદલામાં કાંઈક દેવોને આપવા માટેનાં જે કર્મો તે યજ્ઞો; આવો કાંઈક ભગવાનનો આશય લાગે છે. તપના સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ભેદ પાડીને "કાયકલેશકર તપ કરવાની તથા દંભ માટે તપ કરવાની" ભગવાન ના પાડે છે; અને "દેવ, દ્વિજ, ગુરૂ અને પ્રાજ્ઞની પૂજા તથા શૌચ આર્જવ, અહિંસા, બ્રહ્મચર્ય વગેરેથી શારીર; સત્ય, પ્રિય, હિત અને ઉદ્વેગ ન કરે એવી વાણી તથા સ્વાધ્યાય વગેરેથી વાચિક; અને મનઃ પ્રસાદ, સૌમ્યતા, મૌન, ભાવશુદ્ધિ અને આત્મનિગ્રહ વગેરેથી માનસ એ રીતે ત્રિવિધ તપ ફળની ઇચ્છા વગર કરવું" એમ કહે છે. દાનના પણ ત્રણ ભેદ પાડીને "દેવું જોઇએ માટેજ પોતાના ઉપર ઉપકાર ન કરનારને દેશકાળ અને પાત્ર જોઈ ને જે દાન આપવું તે સાત્વિક" એમ યોગ્ય દાનની દિશા બતાવી છે. ભૂતદયાને ભગવાને જુદી પાડી નથી, પણ ગીતાનો યોગી 'સર્વ ભૂતોના હિતમાં પ્રીતિવાળો હોય છે તથા સર્વ ભૂતોનો આત્મભૂત થાય છે, એમ કહ્યું છે. જ્ઞાની અને ભક્ત માટે પણ "સર્વ ભૂતના હિતમાં પ્રીતિવાળા" એવાં વિશેષણો ભગવાને વાપર્યાં છે.

## બ્રાહ્મી સ્થિતિ

કલ્યાણના આ સર્વ માર્ગોમાંથી કોઈ પણ માર્ગમાં જેની બુદ્ધિ સ્થિર થઈ જાય તેને ભગવાન સ્થિતપ્રજ્ઞ કહે છે. ભગવાન સંશયાત્મક વૃત્તિની નિન્દા કરે છે અને નિશ્ચયાત્મકની પ્રશંસા કરે છે. ભગવાન કહે છે કે "સંશયાત્મા નાશ પામે છે" અને "વ્યવસાયાત્મિક નિશ્ચય બુદ્ધિનેજ યોગ સુલભ છે." આવા સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો ભગવાને નીચે પ્રમાણે ગણાવ્યાં છે. "જ્યારે

મનની સર્વકામનાઓને તજી દીએ અને આત્માથી આત્મામાં સંતુષ્ટ રહે ત્યારે એ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. દુઃખોમાં ઉદ્વેગ વગરનાં મનવાળો અને સુખોમાં સ્પૃહા વગરનો તથા રાગ, ભય અને ક્રોધ રહિત એવો મુનિ સ્થિતધી કહેવાય છે. કાચબો જેમ પોતાનાં અંગોને અંદર ખેંચી લે છે, તેમ જ્યારે ઈન્દ્રિયોને વિષયોમાંથી અંદર ખેંચી લે ત્યારે પ્રજ્ઞા સ્થિર થઈ ગણાય. રાગદ્વેષ રહિત અને પોતાને વશ ઇન્દ્રિયોથી વિષયોમાં ફરતો મનઃસંયમી માણુસ પ્રસાદ ( અધ્યાત્મ પ્રસાદ ) મેળવે છે. પ્રસાદ પ્રાપ્ત થતાં સર્વ દુઃખોનો નાશ થાય છે અને પ્રસન્નચિત્તવાળાની બુદ્ધિ સ્થિર થાય છે. જે નિર્મમ, નિરહંકાર અને નિઃસ્પૃહ પુરૂષ સર્વ કામનાઓને તજીને ફરે છે તે શાન્તિ મેળવે છે." ભગવાન છેવટ કહે છે કે 'આ બ્રાહ્મી સ્થિતિ છે, આને પ્રાપ્ત કરનાર મોહ પામતો નથી અને અન્તકાળે પણુ એ સ્થિતિમાં રહેનાર બ્રહ્મનિર્વાણુ મેળવે છે.' કલ્યાણુના માર્ગમાં બુદ્ધિને સ્થિર કરવા માટે કેટલું ઊંચે જવું પડે છે એ આ ઉપરથી સમજાશે.

ભગવદ્‌ગીતાના પદેપદમાં ગંભીર રમણીય ઉપદેશ છે. એ સર્વ જોવાનો આપણને અવકાશ નથી; એટલે આપણે જેને માટે પ્રવૃત્તિ કરી છે, તે ભક્તિયોગનું ટુંકુ નિરીક્ષણુ કરી લઈએ.

## ભક્તિયોગ

ભગવદ્‌ગીતામાં કોઈ સ્થળે ભક્તિનું લક્ષણુ આપ્યું નથી. પણુ પાણિનિના સૂત્રમાં એ શબ્દને જે અર્થમાં આપણે જોયો છે તેજ અર્થમાં ભગવાનના વખતમાં પણુ વપરાતો હશે. પરન્તુ ભગવાને વિશેષણોથી ભકિતનું પોતાને વિવક્ષિત લક્ષણુ સાધ્યું છે. એક સ્થળે "મારામાં ( પરમાત્મામાં ) અનન્ય યોગથી અવ્યભિચારી ભકિત" એમ શબ્દો છે. અહિં અવ્યભિચારી ભકિત"થી નારાયણીયપર્વની 'એકાન્ત ભકિત' નોજ અર્થ

વિવક્ષિત હશે. અને "અનન્ય યોગ"થી તન્મયતા સૂચવી છે. અર્થાત્ તન્મયવૃત્તિથી પરમાત્મામાંજ જીવાત્માના સ્નેહયુક્ત અત્યન્ત આશ્રય તે ભક્તિ; એમ કાંઇક ભગવાનનું વિવક્ષિત લાગે છે. વૈદિક ઋષિઓની દેવ તરફ કેવી સ્નેહવૃત્તિ હતી એ આપણે જોયું છે. હવે પ્રભુનું અનન્ત માહાત્મ્ય જોઈને ગીતાના વખતના ભક્તના હૃદયમાં કેવી વૃત્તિ થતી એનું સુરમ્ય ચિત્ર ગીતાના અગીયારમા અધ્યાયમાં કવિએ આલેખ્યું છે તે જોઇએ. ભગવાને બતાવેલું વિશ્વરૂપ જોઈને આશ્ચર્ય ચકિત તથા જેનાં રૂવાડાં હર્ષથી ઉભાં થઈ ગયાં છે એવો અર્જુન દેવને મસ્તકથી પ્રણામ કરીને તથા હાથ જોડીને કહે છે "હે દેવ! તારા દેહમાં હું સર્વ દેવાને અને સઘળાં ભૂતોના સમૂહોને દેખું છું. કમલાસન ઉપર બેઠેલા ઇશ બ્રહ્માને, ઋષિઓને તથા સર્વદિવ્ય સર્પોને દેખુંછું. હે વિશ્વેશ્વર! અનેક હાથ, ઉદર, મુખ, અને નેત્રોવાળા, બધી બાજુએથી અનંતરૂપવાળા વિશ્વરૂપ તમને હું જોઉં છું. પણ તમારા અન્તને, મધ્યને કે આદિને પેખતો નથી. સર્વ તરફથી પ્રકાશમાન તેજના રાશિરૂપ, પ્રદીપ્ત અગ્નિ અને સૂર્ય જેવા પ્રકાશવાળા, અપ્રમેય તથા ગદા, ચક્ર અને મુકુટથી યુક્ત એવા હું તમને દેખું છું. તમે જાણવા યોગ્ય પરમ અક્ષર છો, તમે વિશ્વનું પરમ સ્થાન છો, તમે અવિનાશી છો અને સનાતન ધર્મનું રક્ષણ કરનાર તમે સનાતન પુરૂષ છો, એમ મને લાગે છે. આદિ, મધ્ય અને અન્ત વગરના, અનન્ત બાહુવાળા, ચન્દ્ર અને સૂર્યરૂપ નેત્રવાળા, પ્રદીપ્ત અગ્નિરૂપ મુખવાળા, તથા પોતાના તેજથી વિશ્વને તપાવનારા તમને હું જોઉં છું. આકાશ અને પૃથ્વી વચ્ચેનો આ અવકાશ અને સર્વદિશાઓ એક તમારાથી વ્યાપ્ત થઈ ગઈ છે અને તમારૂં આ ઉગ્રરૂપ જોઈને આ ત્રણે લોકનું જગત ભયવિહ્વળ થઈ ગયું છે. આ દેવોના સમૂહો તમારામાં પ્રવેશ કરે છે, કેટલાક બ્હીને હાથ જોડીને તમારૂં નામ રટે છે,

અને મહર્ષિઓ તથા સિદ્ધોના સંઘો પુષ્કળ સ્તુતિઓ વડે તમારી સ્તુતિ કરે છે.” પરમાત્માનું આવું વિશ્વરૂપ જોઇને ભક્ત પણ એક ક્ષણ ભયભીત થઈ જાય, એ સ્વાભાવિક છે. પણ ભગવાને પોતાનું સ્વરૂપ તથા પોતાની પ્રવૃત્તિનું કારણ જણાવ્યા પછી અર્જુન નીચેના સ્મરણીય શબ્દોમાં ભગવાનની સ્તુતિ કરે છે.

“હે હૃષીકેશ! તારૂં નામ લેતાં જગત હર્ષ પામે છે, અને તારા ઉપર અનુરક્ત થાય છે, રાક્ષસો દિશાઓમાં દોડી જાય છે અને સર્વ સિદ્ધ સંઘો પ્રણામ કરે છે; એ યોગ્યજ છે. હે મહાત્મન્ બ્રહ્માના પણ આદિ કર્તા તમને (સિદ્ધો) કેમ ન નમે! હે અનન્ત, દેવેશ, જગન્નિવાસ, સત્ અસત્ અને એથી પણ પર જે કાંઈ છે તે તમે છો. તમે આદિદેવ, પુરાણ પુરુષ છો. તમે આ વિશ્વનું પરમસ્થાન છો. તમે જાણનાર છો, જાણવા યોગ્ય છો, અને પરમ ધામ છો; હે અનન્તરૂપ, તમારાથી વિશ્વ ભર્યું છે. વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચન્દ્ર, પ્રજાપતિ, અને પ્રપિતામહ પણ તમે છો. હજારો વખત તમને નમસ્કાર હો, ફરી તમને નમસ્કાર હો, તમારો આ મહિમા જાણ્યા વગર તમને સખા ગણીને પ્રમાદથી કે સ્નેહથી હે કૃષ્ણ, હે યાદવ, હે સખા, એમ જે મેં કહ્યું હોય અથવા મશ્કરીમાં કોઈ વખત તમારો તિરસ્કાર કર્યો હોય તે માટે હું તમારી માફી માગું છું. આ સ્થાવરજંગમ લોકના તમે પિતા અને મહાન ગુરૂ છો. હે અપ્રતિમ પ્રભાવ! આ ત્રણે લોકમાં તમારા જેવો કોઈ નથી તો તમારાથી મોટો કેમ હોઈ શકે? દણ્ડવત્ પ્રણામ કરીને તમને; પૂજ્ય ઈશ્વરને હું પ્રસન્ન કરવાનો યત્ન કરૂં છું. પિતા પુત્રને, સખા સખાને અને સ્નેહી પ્રિયાને નિભાવી લીયે તેમ તમે મને નિભાવી લેવા યોગ્ય છો.”

અર્જુને જોયું તેવું વિશ્વરૂપ જોઇને, જોનારનું હૃદય ગળી જઇને તેમાં અપૂર્વ ભક્તિ ઉત્પન્ન થાય એ તદ્દન સ્વાભાવિક છે. પણ આ દિવ્ય દર્શનનુ કારણ પણ ભક્તિજ છે. ભગવાન કહે છે

કે "વેદથી, યજ્ઞથી, તપથી અને દાનથી આ દિવ્ય વિશ્વરૂપ દેખાતું નથી; માત્ર અનન્ય ભક્તિથીજ એ જોઇ શકાય છે અને એમાં પ્રવેશ કરી શકાય છે."

ગીતાના અગીઆરમા અધ્યાયમાંથી કરેલા ઉપલા ઉતારામાં જેમ એ વખતના ભક્તની હૃદયવૃત્તિ દેખાય છે, તેમ ભકિત-ભાજન દેવનું સ્વરૂપ પણ દેખાય છે. નિર્ગુણ બ્રહ્મ કરતાં વિશ્વરૂપ સગુણ ઈશ્વર ઉપર ભકિત સહેલાઈથી પ્રગટે છે. નિર્ગુણ બ્રહ્મ જ્ઞાનગમ્ય છે, પણ ભકિતપાત્ર તો સગુણ બ્રહ્મજ છે. એટલાજ માટે ભગવાને અહિં અર્જુનને વિશ્વરૂપ દેખાડયું છે અને ૧૩મા અધ્યાયમાં જ્ઞેયના લક્ષણમાં નિર્ગુણ અને વિશ્વરૂપ ઉભયાત્મક બ્રહ્મનું વર્ણન કર્યું છે. વળી "હંમેશાં તમારામાં મન રાખીને જે તમારી ઉપાસના કરે અને બીજા જે અવ્યક્તની ઉપાસના કરે છે તેમાં વધારે યોગ જાણનાર કોણ?" એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં ભગવાન કહે છે કે "પરમશ્રદ્ધાવાળા જેઓ મારામાં મન રાખીને હંમેશાં મારી ઉપાસના કરે છે; તેને હું ઉત્તમ યોગી સમજું છું. સર્વત્ર સમબુદ્ધિવાળા અને સર્વના હિતમાં પ્રીતિવાળા બીજા જે અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વગત, અચિન્ત્ય, તટસ્થ અને અચલ અક્ષરની ઉપાસના કરે છે, તેઓ પણ મનેજ પ્રાપ્ત થાય છે. પણ અવ્યક્તમાં પ્રીતિવાળાઓને મુશ્કેલી વધારે પડે છે."

અલબત્ત ભગવાન કહે છે તેમ અક્ષરોપાસના કરતાં વિશ્વરૂપની ઉપાસના સ્હેલી છે પણ એ દિવ્યદર્શનનું સૌભાગ્ય કાંઈ સર્વ સુલભ નથી. માટે ભગવાને જગત્‌ના ઘણા દૃશ્ય પદાર્થોમાં પોતાનું ચિન્તન કરવાને રસ્તો બતાવ્યો છે. ગીતાના દશમા અધ્યાયમાં પોતાનાં ચિન્તનને યોગ્ય વિભૂતિઓના દાખલા આપ્યા છે. "આદિત્યોમાં હું વિષ્ણુ છું, જ્યોતિઓમાં રવિ છું, મરૂતોમાં મરીચિ છું, નક્ષત્રોમાં ચન્દ્રમા છું, યજ્ઞોમાં જપયજ્ઞ છું, વૃક્ષોમાં અશ્વત્થ છું, વિદ્યામાં અધ્યાત્મવિદ્યા છું." આવી રીતે અનેક દાખલા

આપ્યા પછી, ભગવાન છેવટે કહે છે કે "મારી વિભૂતિઓનો અન્ત નથી, મારા વગરનું ચરાચર જગતમાં કાંઈ જ નથી, પણ જે વિભૂતિવાળું, શોભાવાળું અને બળવાન હોય તે મારા તેજ અંશમાંથી થયું છે એમ જાણવું, અથવા વધારે શું કહેવું? મારા એક અંશથી આ જગતને વ્યાપીને હું ઉભો છું." આ પ્રમાણે વિભૂતિઓમાં પરમાત્માની ભાવનારૂપ ચિન્તન ભક્તિનો જો કે ગીતામાં વિશેષ વિસ્તાર છે, પણ પાછળના ભક્તિમાર્ગના ગ્રન્થોમાં નવધા ભક્તિનું જે વર્ણન છે તેમાંના ઘણાખરા પ્રકારોનું પણ ગીતામાં સૂચન છે ખરૂં. "બીજા પાસેથી સાંભળીને જે ઉપાસના કરે છે." એ વાકયમાં શ્રવણનું, "હંમેશાં મારૂં કીર્તન કરતા એ વાકયમાં કીર્તનનું 'જે ભક્ત જે જે મૂર્તિનું શ્રદ્ધાથી અર્ચન કરવા ઇચ્છે છે" એમાં અર્ચનનું "મને ભક્તિથી નમસ્કાર કરતા" એમાં વન્દનનું "જે અનન્ય ચિત્તથી મારૂં સ્મરણ કરે છે" તેમાં સ્મરણનું, "હું સ્વામી છું, હું પ્રભુ છું" એમાં દાસ્યનું, "હું મિત્ર છું" "તું મારો ભક્ત અને સખા છો," 'તું મને અત્યંત પ્રિય છો' વગેરેમાં સખ્યનું "તું જે ખાય છે, જે જે હોમે છે, જે દાન કરે છે, જે તપ કરે છે તે સર્વ મને અર્પણ કરી દે" એમાં અર્પણ–નિવેદનનું, 'સર્વ ભૂતોના હૃદયમાં ઈશ્વર છે સર્વભાવથી તેને શરણે જા' 'સર્વ ધર્મોને તજીને મારે એકલાને શરણે આવ' વગેરે વાકયોમાં પ્રપત્તિ–શરણ–નું, એમ છૂટક છૂટક ભક્તિના ઘણાખરા પ્રકારોનું ગીતામાં સૂચન મળે છે. "ભાવવાળા ડાહ્યા પુરૂષો મને ભજે છે," "પ્રીતિપૂર્વક ભજતા," "સર્વભાવથી તેને શરણે જા" વગેરે વાકયોમાં સ્પષ્ટ દેખાતી ભાવ–પ્રીતિ–મય આશ્રયરૂપ હૃદયની ભક્તિ જ ભક્તિ શબ્દથી ગીતામાં સામાન્ય રીતે વિવક્ષિત હોય એમ લાગે છે. "જે કોઈ મને ભક્તિથી પત્ર, પુષ્પ, ફળ કે પાણી અર્પે છે તેનું એ ભક્તિથી અર્પેલું હું સ્વીકારૂં છું." એવા કોઈ વાકયમાં સ્થૂળ ભક્તિનું

વિરલ સૂચન છે; એ બાદ કરીએ તો ગીતામાં મુખ્યત્વે ઉપર કહી તેવી હૃદયની સૂક્ષ્મ ભાવાત્મક ભક્તિની જ વાત છે.

ભક્તિ ભાજન ઈશતત્વનો અને ભક્તિનો આટલે સુધી વિચાર કર્યો; હવે ભક્તોનો વિચાર કરીએ. ભગવાન કહે છે કે "દુષ્ટ કર્મ કરનારાઓ જ મને ભજતા નથી" જો કે "અત્યન્ત દુરાચારી પણ મને ભજે તો તરતજ ધર્માત્મા થઈ જાય અને છેવટ શાન્તિ પ્રાપ્ત કરે" અર્થાત્ ભક્તો પ્હેલેથી જ સત્કર્મશીલ હોય છે અને ન હોય તો ભક્તિના પ્રભાવથી તરત થઈ જાય છે એમ ભગવાનનો આશય જણાય છે. ગીતાના ઉપદેશકની ધર્મદૃષ્ટિ અત્યન્ત ઉદાર છે. જેમ કલ્યાણના સર્વ માર્ગોનાં ઉચ્ચ તત્ત્વોનો ભગવાને પોતાના ધર્મોપદેશમાં સમાસ કર્યો છે; તેમ અન્યદેવોના ભક્તો માટે ભગવાન કહે છે કે "જે જે ભક્ત શ્રદ્ધાથી જે જે મૂર્તિનું અર્ચન કરવા ઇચ્છે તેમાં તેમાં હું તેની શ્રદ્ધાને દૃઢ કરૂં છું; એ ભક્ત શ્રદ્ધાથી તે તે મૂર્તિને ભજે છે અને અન્તે મારી પાસેથી ઇચ્છિત ફળ પ્રાપ્ત કરે છે;" પણ "ઓછી બુદ્ધિવાળા અન્ય દેવતાઓના આ ભક્તોનું ફળ અન્તવાળું છે અને મારા ભક્તોનું ફળ અનન્ત છે." એમ બે વચ્ચેનો કારણનો તથા ફળનો તફાવત બતાવે છે. અર્થાત્ બીજા દેવતાઓમાં શ્રદ્ધાનું કારણ અજ્ઞાન છે અને ફળ અન્તવાળું છે; જ્યારે પરમાત્માની ભક્તિનું કારણ જ્ઞાન છે અને ફળ અનન્ત છે. માટે જ પોતાના ભક્તોના પ્રકાર ગણાવતાં ભગવાન કહે છે કે "મને ચાર જાતનાં સત્કર્મશીલ માણસો ભજે છે; દુઃખી, જીજ્ઞાસુ, અર્થાર્થી અને જ્ઞાની; જો કે આ સર્વ ઉદાર (બીજા દેવતાઓના ભક્તોની અપેક્ષાએ)છે, પણ જ્ઞાની તો મારો આત્મા છે. સર્વ વાસુદેવ જ છે એમ માનનાર તે મહાત્મા તો દુર્લભ છે. એવા જ્ઞાનીને હું અત્યન્ત પ્રિય છું. અને મને એ અતિ પ્રિય છે." જ્ઞાનીમાં અને ભક્તમાં તફાવત એટલો જ છે કે જ્ઞાનીને કાંઈ ઇચ્છા નથી, એને તો ભગવાનનું

સર્વાત્મરૂપ જોઈ ને સહજ પ્રીતિ થાય છે. આવો નિષ્કામ ભક્ત શ્રેષ્ઠ ગણાય એ યોગ્ય જ છે. બાકીના ભક્તોને પોતપોતાનું ઇચ્છિત મળે છે. ભગવાન કહે છે કે "જે મને જેવી રીતે પ્રાપ્ત થાય છે તેને હું તેવી રીતે ભજું છું."

**ભક્તિનો અધિકાર**-જેના ચિત્તમાં ભક્તિ સ્ફુરે તે ભક્તિનો અધિકારી, જેમ વૈદિક કર્મના અધિકારમાં વર્ણાશ્રમની મર્યાદાઓ છે; તેમ ભક્તિમાં નથી. ભગવાન કહે છે કે મારો આશ્રય કરીને સ્ત્રીઓ. વૈશ્યો અને શૂદ્રો પણ પરમગતિને પામે છે. સર્વ ભૂતોમાં હું (પ્રભુ) સમાન છું. મારે કોઈ દ્વેષ્ય નથી કે પ્રિય નથી. મને ભક્તિથી જે ભજે છે તે મારામાં છે અને હું તેનામાં છું" આ રીતે અધિકારમાં વર્ણાશ્રમની મર્યાદાનો અભાવ પાછળના ભક્તિમાર્ગમાં પણ છેક સુધી ઉતર્યો છે.

**ભક્તોની પ્રવૃત્તિ**— ભક્તો પોતાના યોગક્ષેમ માટે ભાગ્યેજ ચિન્તા કરે છે. કારણ કે "જે માણસો મારૂં અનન્ય ચિન્તન કરતા મારી ઉપાસના કરે છે. તેનો યોગક્ષેમ હું ચલાવું છું." એમ ભગવાન કહે છે. છતાં "મારૂં સ્મરણ સાથે રાખીને યુદ્ધ કરજે" એ ભગવાનની આજ્ઞાને અનુસરી વર્ણાશ્રમ વ્યવસ્થાથી કે બીજી રીતે પ્રાપ્ત નિયત કર્મો તો કરેજ છે; એ ઉપરાંત "મારામાં ચિત્ત-વાળા, મારામાં જેના પ્રાણ છે એવા, પરસ્પર બોધ કરતા અને હંમેશાં મારી વાતો કરતા (એ ભક્તો) સન્તુષ્ટ અને આનંદી રહે છે." આ વાકયમાં ભક્તોની બાહ્ય પ્રવૃત્તિ અને આન્તર સ્થિતિ બેય, ભગવાને સ્પષ્ટ દર્શાવ્યાં છે.

આવા ભક્તો જ્ઞાની પણ હોય છે. ભગવાન કહે છે કે "ભક્તોને હું બુદ્ધિયોગ આપું છું." એના ઉપર અનુકંપાથી એના અન્તરના ભાવમાં રહેલો હું એના અજ્ઞાનરૂપી અન્ધકારનો, પ્રકાશમાન જ્ઞાનદીપકથી નાશ કરૂં છું." આમ ભગવત્કૃપાથી ભક્તો જ્ઞાની થાય છે.

ભક્તોના બંધ મોક્ષની વ્યવસ્થા ભગવાન એવી રીતે બતાવે છે કે "મારી દૈવી માયાના સત્વ રજ અને તમ એ ત્રણ ગુણો માણસને સુખ, કર્મ અને પ્રમાદની આસકિતમાં મોહિત કરે છે; બાંધી રાખે છે. પણ જે મારે શરણે આવે છે, તે માયાને તરી જાય છે. અને મને જે અવ્યભિચારી ભક્તિયોગથી સેવે છે તેઓ આ ત્રણે ગુણોને તરીને બ્રહ્મભૂત થાય છે."

**ભક્તનાં લક્ષણો**—ગીતાના ૧૨મા અધ્યાયમાં બહુ સુન્દર શબ્દોમાં ભક્તનાં લક્ષણો આપ્યાં છેઃ—"દ્વેષ ન કરનાર, સર્વ ભૂતોનો મિત્ર, દયાળુ, મમતા અને અહંકાર વગરનો, દુઃખસુખમાં સમાન વૃત્તિવાળો, ક્ષમાવાળો, હમેશાં સન્તુષ્ટ, યોગી, મારામાં મન તથા બુદ્ધિ રાખનારો, મારો ભક્ત મને પ્રિય છે. જેનાથી લોકને ઉદ્વેગ થતો નથી અને જે લોકથી ઉદ્વેગ પામતો નથી એવો હર્ષ, ક્રોધ, ભય અને ઉદ્વેગથી રહિત ભક્ત મને પ્રિય છે. અપેક્ષા વગરનો, પવિત્ર, દક્ષ, ઉદાસીન, પીડા વગરનો, અને સર્વ આરંભોનો ત્યાગી, એવો મારો ભક્ત મને પ્રિય છે. જે હર્ષ પામતો નથી, દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, કાંઈ ઈચ્છતો નથી, તથા શુભ અને અશુભનો ત્યાગી છે એ મારો ભક્ત મને પ્રિય છે. શત્રુ અને મિત્રમાં, માન અને અપમાનમાં, તથા શીત, ઉષ્ણ, સુખ અને દુઃખમાં સમાન બુદ્ધિવાળો સંગરહિત અને સ્થાન વગરનો એવો મારો ભક્ત મને પ્રિય છે."

ભગવાનને પ્રિય ભક્તનાં આ લક્ષણો ઉપરથી, તથા ગીતાના સમગ્ર ઉપદેશના વલણ ઉપરથી, ભગવાને ઉપદેશેલા ભક્તિયોગમાં કર્મ, જ્ઞાન, યોગ, અને બ્રાહ્મી સ્થિતિ સર્વ અનુસ્યૂત છે, એમ લાગે છે. અથવા ભગવાનના ધર્મને અનુસરનાર મનુષ્ય જ્ઞાની કર્તવ્યશીલ, યોગી, ભક્ત અને સ્થિતપ્રજ્ઞ હોવો જોઈએ એમ કહેવું વધારે યોગ્ય છે. પોતાના મહાન ધર્મનો ઉપસંહાર કરતાં

જ્ઞાનની પરાનિષ્ઠા તરીકે પોતાના ધર્મનું સર્વ રહસ્ય એક સાથે જે રીતે ભગવાને કહ્યું છે તે ઉપરથી પણ એમજ લાગે છે.

"વિશુદ્ધ બુદ્ધિવાળો; ધૃતિથી આત્માને નિયમીને, શબ્દાદિક વિષયોને તજીને, તથા રાગદ્વેષને દૂર કરીને, એકાન્ત સેવતો; થોડું ખાનાર, વાણી, શરીર અને મનને નિયમમાં રાખનાર, ધ્યાન યોગમાં તત્પર, વૈરાગ્યવાળો, અહંકાર, બલ, દર્પ, ક્રોધ, અને પરિગ્રહને તજી મમતા વગરનો, શાન્ત પુરૂષ બ્રહ્મરૂપ થાય છે; બ્રહ્મરૂપ થયેલો એ પ્રસન્નાત્મા શોક કરતો નથી કે કાંઈ ઇચ્છિતો નથી; સર્વ ભૂતોમાં સમાન વૃત્તિવાળો એ, મારી પરમ ભક્તિને મેળવે છે; ભક્તિથી હું જેટલો અને જે છું તે એ યથાર્થ રીતે જાણે છે. મને યથાર્થ રીતે જાણ્યા પછી એ મારામાં પ્રવેશ કરે છે. મારામાં રહેલો એ સર્વ કર્મો કરતો હોવા છતાં પણ મારા પ્રસાદથી શાશ્વત પદને પ્રાપ્ત કરે છે." (ગી. અ. ૧૮ શ્લો. ૫૧ થી ૫૬ ).

# પ્રકરણ ૪ થું

## નારાયણ અને વાસુદેવ

**नारायणाय विद्महे वासुदेवाय धीमहि**
**तन्नो विष्णुः प्रचोदयात्.**

**नारायणोपनिषत्.**

ભગવદ્ગીતામાં ભક્તિભાજન ઈશતત્ત્વ માટે પરબ્રહ્મ, પરમ પુરૂષ, પરમાત્મા વગેરે ઔપનિષદ નામો વપરાયાં છે. એ સિવાય ભગવાન પોતાને સંબોધીને હું, મને, મારૂં, વગેરે સર્વ નામો ઈશતત્વ માટે વાપરે છે. માત્ર એક સ્થળે–" સર્વ વાસુદેવ છે એમ માનનાર મહાત્મા દુર્લભ છે" એ વાકયમાં વાસુદેવ શબ્દ ઈશ્વરના નામ તરીકે વાપર્યો છે પણ ભગવાને ઉપદેશેલા ભક્તિયોગમાંથી ભક્તિ માર્ગનો જે પ્રવાહ ચાલ્યો તેમાં શરૂઆતથી જ વાસુદેવ નામથી ઈશ્વરની ભક્તિ થવા લાગી. વાસુદેવ નામથી પરમાત્માને ભજનારો જૂનામાં જૂનો માર્ગ પાઞ્ચરાત્ર અથવા ભાગવત સંપ્રદાય છે. એ સંપ્રદાયના સિદ્ધાન્તો મહાભારતના જે નારાયણીય પર્વમાં પ્રાચીનતમ રૂપમાં જળવાઈ રહ્યા છે; તેમાં પરમ દેવનાં વાસુદેવ સિવાય અનેક નામો કહ્યાં છે; પણ એમાં નારાયણ મુખ્ય છે. આ પાઞ્ચરાત્ર સમ્પ્રદાય જ નારાયણથી ચાલ્યો છે એમ એ પ્રકરણમાં કહ્યું છે. નારાયણની પરંપરા વાસુદેવથી પણ પ્રાચીનતર છે; જે પ્હેલાં જોઈ લેવાથી પાઞ્ચરાત્ર સંપ્રદાય સમજવામાં સુગમતા થશે.

નારાયણ શબ્દ નાડાયન જેવો જ છે. અને નાડાયન શબ્દ પાણિનિ ૪-૧-૯૯ સૂત્ર પ્રમાણે સધાય છે; એનો અર્થ નાડાયન ગોત્ર છે. અહિં 'અયન' પ્રત્યય ખાસ અર્થસૂચક છે, નાડોનું અયન–આશ્રય–સ્થાન તે નાડાયન એજ રીતે નારોનું આશ્રય–સ્થાન તે નારાયણ. મનુ કહે છે કે "પાણી નાર કહેવાય છે; કારણ કે પાણી નરની પ્રજા છે. તે પાણી આનું સ્થાન છે માટે આ

નારાયણ કહેવાય છે" (૧—૧૦) આ શ્લોક ઉપર ટીકા કરતાં મેધાતિથિએ બીજો અર્થ એવો કર્યો છે કે નાર એટલે નરોનો સમૂહ અને નરોના સમૂહનો આશ્રયભૂત તે નારાયણ. નારાયણીય પર્વમાં પણ હરિ અર્જુનને કહે છે કે "પોતે નરોના આશ્રય અથવા લક્ષ્ય તરીકે ઓળખાય છે" (૧૨—૩૪૧) વેદમાં તો નૃ–નર શબ્દ દેવ અથવા બળવાન મનુષ્યવાચક છે. માટે દેવોનો આશ્રય તે નારાયણ એમ પણ અર્થ થઈ શકે. જેમ મનુના ૧–૧૦ શ્લોકોના મેધાતિથિએ કરેલા બીજા અર્થને પુષ્ટિ આપનાર વચન મહાભારતમાંથી મળે છે; તેમજ પાણી જેનું અયન–સ્થાન તે નારાયણ એ અર્થને પોષક વચનો પણ છે. વાયુ, વિષ્ણુ, ભાગવત વગેરે પુરાણો નારાયણ શબ્દનો મનુને અનુસરીને અથ કરે છે, અને એ પુરાણોમાં ક્ષીરસાગરમાં સૂતેલા નારાયણને વર્ણવ્યા છે; તે પણ આ અર્થને અનુસરીને હશે એમ લાગે છે. ' નારાયણ અવ્યક્તથી પર છે. બ્રહ્માંડ અવ્યક્તમાંથી ઉત્પન્ન થયું છે અને તે બ્રહ્માડમાંથી આ લોકો અને સપ્તદ્રીપવાળી પૃથ્વી ઉત્પન્ન થઈ છે." આ વાયુ પુરાણના વચનમાં નારાયણને અવ્યક્તથી પર–પરમેશ્વર કહેલ છે. ઉપરનું પાણી (**नारा**) એ જો અવ્યક્તનું રૂપક હોય તો આ સર્વ ઉપરથી સૃષ્ટિનું મૂળ અને આદિતત્ત્વ તે નારાયણ એવો તાત્પર્યાર્થ નીકળે.

નારાયણનો આ વિચાર પાછલાં બ્રાહ્મણો અને આરણ્યકોના વખતમાં વિકસ્યો છે. શતપથ બ્રાહ્મણ (૧૨–૩–૧૪)માં પુરૂષ નારાયણે યજ્ઞસ્થળમાંથી વસુઓ, રૂદ્રો અને આદિત્યોને બ્હાર મોકલ્યાનું અને પોતે યજ્ઞસ્થળમાં રહ્યાનું લખ્યું છે. આ પછી પ્રજાપતિ પુરૂષ નારાયણને ફરી યજ્ઞ કરવાનું કહે છે. આખા પ્રકરણનો સાર એક વાકયમાં છે; કે "નારાયણે સર્વ લોકમાં, સર્વ દેવોમાં સર્વ વેદમાં અને સર્વ પ્રાણમાં પોતાની પ્રતિષ્ઠા કરી" બીજે સ્થળે (શતપથ ૧૩–૬–૧) પુરૂષ નારાયણે સર્વ ઉપર શ્રેષ્ઠતા મેળવવા માટે અને સર્વભૂતરૂપ થવા માટે પઞ્ચરાત્ર સત્ર પ્રકટ કર્યાનું

લખ્યું છે. એણે પોતે એ સત્ર કર્યો અને સર્વ ઉપર શ્રેષ્ઠતા મેળવી. શતપથનાં આ પ્રકરણોમાં આ રીતે સર્વના આશ્રયભૂત સર્વભૂત નિવાસ નારાયણની ભાવનાનું મૂળ દેખાય છે.

એક બીજી વાત એવી છે કે ઋગ્વેદના પુરૂષસૂક્ત ( ૧૦–૯૦ ) ના દ્રષ્ટા ઋષિ નારાયણ કહેવાય છે. બીજાં કેટલાંક સૂક્તોમાં સૂક્તના દેવ એજ ઋષિ હોવાના ઋગ્વેદના દશમા મંડળમાં દાખલા છે. જેમ આવાં સૂક્તોમાં ઋષિનો પત્તો ન લાગવાથી દેવ ઉપરથી વિશ્વકર્મા જેવા ઋષિ કલ્પાયા છે; તેમ નારાયણના ઋષિપણા માટે લાગે છે. અર્થાત્ પુરૂષસૂક્તના દેવ જે પુરૂષ તેજ નારાયણ. શતપથ બ્રાહ્મણના ઉપલા ઉતારામાં 'પુરૂષ નારાયણ' એવી રીતે બે નામોનો સંયોગ છે તે આ અનુમાનને ટેકો આપે છે. વળી તૈત્તિરીય આરણ્યક ( ૧૦–૧૧ ) માં, ઉપનિષદોમાં કહેલાં બ્રહ્મનાં લક્ષણોનું નારાયણમાં વર્ણન કર્યું છે. આ રીતે ઉપનિષદોના પુરૂષને સૃષ્ટિના આદિતત્ત્વ તરીકે નારાયણ નામ મળ્યું છે એમ જણાય છે. એ નામ ક્યારે મળ્યું એ ચોક્કસ કહેવાતું નથી પણ પાછલાં બ્રાહ્મણોમાં એ નામ છે માટે એ વાસુદેવથી પ્રાચીનતર છે. આ સૃષ્ટિના આદિતત્ત્વરૂપ નારાયણથી જુદી જાતના, નર સાથે હમેશાં સંબન્ધ રાખનાર એક નારાયણની વાત મહાભારતમાં બહુ વ્યાપક છે. આ નારાયણના મૂળમાં કદાચ જીવ ઇશ્વર બે પક્ષિઓ ( मु. उ. ) ની કલ્પના હશે. નારાયણીય પર્વના પ્હેલા અધ્યાયમાં કહ્યું છે કે "પરમાત્મા ચાર મૂર્તિરૂપે ધર્મના પુત્રો થયા. નર, નારાયણ, હરિ અને કૃષ્ણ એ ચાર ધર્મના પુત્રો; તેમાંથી નર અને નારાયણ બદરિકાશ્રમમાં તપ કરવા ગયા." બદરિકાશ્રમમાં તપ કરતા આ નર અને નારાયણ બે ઋષિઓનો મહાભારતમાં વારંવાર ઉલ્લેખ કર્યો છે. દરેક પર્વના આરંભમાં નર અને નારાયણને નમસ્કાર કર્યા છે. અને વારંવાર નર અને નારાયણની અર્જુન અને કૃષ્ણ સાથે એકતા બતાવી છે. નર એજ અર્જુન અને નારાયણ એજ કૃષ્ણ. જેમ આ ઋષિ નારાયણ સાથે વાસુદેવની એકતા મહાભા-

રતમાં અનેક સ્થળે કહી છે; તેમ ઉપર કહેલા અવ્યક્તથી પર પુરૂષ નારાયણ સાથે પણ વાસુદેવની એકતા અનેક સ્થળે કહી છે. (જુઓ વન. અ. ૧૮૮, ૧૮૯,) પણ નારાયણીય પર્વમાં તો શ્વેતદ્વીપમાં રહેતા પરમ પુરૂષ નારાયણ એજ વાસુદેવ; એમ ખાસ પ્રતિપાદન કર્યું છે. અને ઋષિ નારાયણના કારણ રૂપ, તેની આદ્ય મૂર્તિ આ પુરૂષ નારાયણને કહેલા છે. આ ઋષિ નારાયણની માન્યતા ક્યારે ઉત્પન્ન થઈ એ કહેવાતું નથી. પણ મહાભારતના વખતમાં તો એ માન્યતાનું પ્રાબલ્ય હતું, એમ એ ગ્રન્થ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. પણ આપણને વિશેષ પ્રયોજન પુરૂષ નારાયણનું છે. કારણ કે મહાભારત પછીના પૌરાણિક સાહિત્યમાં પુરૂષ નારાયણનીજ વધારે વાત છે. અર્થાત્ ભક્તિમાર્ગમાં પરમદેવ તરીકે નારાયણની પૂજા પુરૂષ નારાયણને ઉદ્દેશીનેજ વિકસી છે. વાસુદેવથી સ્વતન્ત્ર રીતે આ નારાયણની ઉપાસના કોઈ દિવસ થતી હશે કે નહિ એ જાણવાનું સાધન નથી. નારાયણની સ્વતન્ત્ર ઉપાસના હશે તો પણ ઉપનિષદોમાં જેવી અનેક ઉપાસનાઓ છે તેવીજ એક એ હશે. પછી તો નારાયણ અને વાસુદેવની એકતા થઇ ગઈ. ઇ. સ. પૂર્વે ૨૦૦ ની આસપાસના ઘોસંડીના પૂર્વોક્ત લેખમાં નારાયણ વાટિકા અર્પ્યાનો ઉલ્લેખ છે. એ ઉપરથી એ વખતે નારાયણ અને વાસુદેવની એકતા થઈ ગઈ હોય એમ જણાય છે. મહાનારાયણ ઉપનિષદ્‌માં પણ એ બેની એકતા છે. અર્થાત્ ભગવાન વાસુદેવે ભકિતયોગનો ઉપદેશ કર્યા પછી એ ઉપદેશનો લાભ લેવા માટે નારાયણના ઉપાસકોએ પોતાના ઉપાસ્ય નારાયણ સાથે વાસુદેવની એકતા કરી હોય એ સંભવિત છે. એ ગમે તેમ હો પણ નારાયણીય પર્વમાં ભક્તિનો ઉપદેશ ગીતાને અનુસરતો છે; પરમ દેવના નામ તરીકે નારાયણથી શરૂઆત કરી છે; છતાં વાસુદેવની નારાયણ સાથે એકતા અને વાસુદેવ નામની પણ મુખ્યતા એ પ્રકરણમાં તરી આવે છે.

# પ્રકરણ ૫ મું

## વિષ્ણુ પૂજા અને વાસુદેવ સાથે વિષ્ણુની એકતા

**तदस्य प्रियमभिपाथोऽअश्यां नरो यत्र देवयवो मदन्ति ।**
**उरुक्रमस्य स हि बन्धुरित्था विष्णोः पदे परमे मध्वऽउत्सः ॥**

ऋ. मं. १ सू. १५४ ऋ. ५

મહાભારતમાં વિષ્ણુ કરતાં નારાયણ અને વાસુદેવનાં નામો વધારે તરી આવે છે. પણ વિષ્ણુ નામથી ઈશ્વરની પૂજા મહાભારતના વખતમાં પ્રચલિત હતી એ તો નિઃશંક. વળી વિષ્ણુ સાથે વાસુદેવની એકતા પણ મહાભારતમાં કહી છે. પણ વિષ્ણુ નામનું પ્રાધાન્ય જેટલું પુરાણોમાં દેખાય છે, એટલું મહાભારતમાં નથી. પાછળના ભક્તિમાર્ગમાં તો વિષ્ણુનું માહાત્મ્ય એટલું વધ્યું છે કે ભક્તિમાર્ગ વૈષ્ણવધર્મજ કહેવાય છે.

વિષ્ણુ મૂળ વૈદિક દેવ છે. એટલે એની મૂળ માન્યતા નારાયણ અને વાસુદેવ એયથી જૂની છે. ઋગ્વેદમાં વિષ્ણુનાં સૂક્તો સંખ્યામાં થોડાં છે; પણ અગત્યમાં ઓછાં નથી. ઋક્સંહિતાનાં સુન્દરતમ સૂક્તોમાંનાં કેટલાંક વિષ્ણુને ઉદ્દેશીને રચાયાં છે. "વિષ્ણુએ ત્રણ પગલાં ભર્યાં" ( ઋ. ૧–૨૨–૧૭ ) એમ કહેતાં ઋષિનું હૃદય પ્રફુલ્લ થતું દેખાય છે.

"પૃથિવીના જે ભાગમાંથી વિષ્ણુએ સાતધામ વડે જુદી જુદી રીતે પગલાં ભર્યાં તે પ્રદેશમાંથી દેવો અમારૂં રક્ષણ કરો." "વિષ્ણુએ અહીં (પૃથિવી ઉપર) વિવિધ રીતે પગલાં મૂક્યાં; ત્રણ પગલાં ભર્યાં; એનાં ધૂળવાળાં પગલાંમાં સર્વ ( જગત્ ) સમાઈ ગયું." "કોઈથી જેની હિંસા ન થઈ શકે એવા રક્ષક વિષ્ણુએ ધર્મોનું પોષણ કરતાં ત્રણ પગલાં ભર્યાં." "વિષ્ણુનાં કર્મો જુઓ જે (કર્મો)માંથી વ્રતોનો ( બીજાઓએ ) સ્પર્શ કર્યો

છે. એ ઈન્દ્રનો યોગ્ય મિત્ર છે." "વિદ્વાનો વિષ્ણુનાં તે પરમ-પદને આકાશમાં દષ્ટિ વિસ્તરી હોય અને જેમ જુએ, તેમ હમેશાં જુએ છે." "વિષ્ણુનું જે પરમપદ છે તેને, સ્તુતિ કરતા જાગૃત વિપ્રો પ્રદીપ્ત કરે છે" (ઋ. મ. ૧ સૂ. ૨૨, ઋ. ૧૬ થી ૨૧) આ સાદા છ મન્ત્રોમાં વિષ્ણુનું જે વર્ણન છે તે ભક્તિ જગાડે એવું છે. વિષ્ણુનાં ત્રણ પગલાંઓની વાત ઋષિ વારંવાર કરે છે. મૂળ તો વિષ્ણુ સૂર્ય દેવ છે. અને સૂર્યનાં પદો–કિરણો આ ત્રણે લોકમાં ફરતાં દેખાય છે તેજ ઉપરના મન્ત્રોમાં વિવક્ષિત હશે. પણ વિષ્ણુની ત્રણે લોકમાં વ્યાપક ઈશ્વર તરીકે ભાવના કરવામાં આ વર્ણન બહુ સહાયક થઈ પડયું. વિષ્ણુનાં પરમપદની પ્રશંસા અહિં હૃદયની ખરી ભક્તિથી થઇ છે. અને વિષ્ણુનું એ પરમપદ પરમાત્મા સાથે એની એકતા કરાવવામાં સાધન થઈ ગયું. પરમપદમાં, મનુષ્યના પરમ લક્ષ્યનો ભાવ સહજ થઈ શકયો. કઠોપનિષદ્‌માં મુસાફર જીવની મુસાફરીના લક્ષ્યને 'વિષ્ણુનું પરમ-પદ' કહ્યુંજ છે (**कठ** ૩–૯). ઉપર જે છએક મન્ત્રો ઉતાર્યા છે; એમાં રહેલો ભાવાર્થ વિષ્ણુનાં બીજાં સૂક્તોમાં પણ જુદે જુદે રૂપે દેખાય છે. એક ઋષિ કહે છે કે "એનાં બે પગલાં ઓળખી શકાય છે. પણ ત્રીજાં પગલાંને કોઇ ઉલ્લંઘી શકતું નથી એ પક્ષીઓની ગતિથી પણ દૂર છે." (ઋ. ૧–૧૫૫–૫) વળી "વિષ્ણુના પરમપદમાં મધનો કુવો છે અને તેમાં દેવો આનન્દ કરે છે." આમાં વિષ્ણુનાં ત્રીજાં પદની અનુલ્લંઘનીયતા તથા એ પદમાં દેવોના આનન્દનું સ્થાન વગેરે વાતો જોતાં એ ત્રીજું પદ તે મોક્ષનું પદ એમ કહેવામાં કાંઇ વાંધો નથી. વિષ્ણુના ભક્તની દષ્ટિમાં આ રીતે વિષ્ણુનું સ્થાન સર્વોત્કૃષ્ટ હશે પણ એ સમયની આર્ય પ્રજામાં ઈન્દ્ર અગ્નિ વગેરે બીજા દેવો સાથે સરખાવતાં વિષ્ણુનું સ્થાન એટલું મોટું દેખાતું નથી. વિષ્ણુનાં સૂક્તોની સંખ્યા ઘણી ન્હાની છે. પણ બ્રાહ્મણોમાં અગ્નિને, દેવોમાં

નીચામાં નીચા અને વિષ્ણુને, ઉંચામાં ઉંચા કહ્યા છે. (ઋ ૧-૧) પછી શતપથ અને તૈત્તિરીય આરણ્યકમાં કથા છે કે દેવોએ યશ, તેજ અને અન્ન મેળવવા માટે યજ્ઞ કર્યો હતો. એ વખતે દેવોએ અંદર અંદર ઠરાવ કર્યો કે જે દેવ પોતાનાં કર્મોવડે બીજા સર્વ કરતાં વ્હેલો યજ્ઞ પૂરો કરે તેને ઉત્તમ પદ આપવું. વિષ્ણુએ યજ્ઞને પ્હેલાં પૂરો કર્યો; અને એ રીતે દેવોમાં ઉત્તમ દેવ વિષ્ણુ થયા. માટે વિષ્ણુ ઉત્તમ દેવ છે ( શ. ૧૪-૧૧ ) જ્યારે આ કથા રચાઇ ત્યારે વિષ્ણુ પરમદેવ મનાવા લાગ્યા હશે. એજ બ્રાહ્મણ (૧૨-૫) માં વામનાવતારને મળતી વિષ્ણુની કથા છે. વામનાવતારનું બીજ તો ઉપરોક્ત ઋગ્મન્ત્રોમાં પણ છે. આ રીતે વિષ્ણુ ઉપર ભકિત અને એની આસપાસ કથાઓનો વિકાસ વૈદિક સમયમાં ધીમે ધીમે થતો જતો હતો. થોડા વખત પછી વિષ્ણુ ગૃહદેવતા થયા. લગ્ન સંસ્કારના સપ્તપદીના વિધિમાં કન્યાને પગલે પગલે વર કહે છે કે " વિષ્ણુ તને અન્ન માટે લઇ આવો; વિષ્ણુ તને બળ માટે લઈ આવો." વગેરે. આ સૂત્ર આપસ્તંબ, હિરણ્યકેશી અને પારસ્કર ગૃહ્યસૂત્રોમાં છે; આશ્વલાયનમાં નથી. વિષ્ણુ જ્યારથી ગૃહદેવતા થયા ત્યારથી વિષ્ણુ પત્ની લક્ષ્મી પણ પ્રસિદ્ધ થયાં હશે. લક્ષ્મીનો ઉલ્લેખ પાછલા વૈદિક સાહિત્યમાં મળે છે. અને લક્ષ્મીની પદ્મપીઠસ્થ મૂર્તિઓ ઈ. સ. પૂર્વે બીજા શતકની મળે છે.[1] આમ બીજા દેવોથી ધીમે ધીમે આગળ વધતા જતા વિષ્ણુ ભારતના સમયમાં બીજા દેવોને ભૂલાવીને નારાયણ અને વાસુદેવ સાથે મુખ્ય દેવ ઠરી ચૂકયા હતા અને વાસુદેવ સાથે એની એકતા પણ સ્થપાઇ ગઇ હતી. આશ્વમેધિકપર્વના અનુગીતાપર્વ ( અ. ૫૩ થી ૫૫ ] માં કૃષ્ણ અને ઉત્તંક ઋષિના સમાગમની કથા છે. એ પ્રસંગમાં ઉત્તંકનો ક્રોધ દૂર કરવા કૃષ્ણ એને પોતાનું વિશ્વરૂપ બતાવે છે. આ વિશ્વરૂપનું વર્ણન ગીતાનાં વિશ્વરૂપનાં

---

૧ ઈન્ડીઅન હીસ્ટોરીકલ ક્વોર્ટલી ગ્ર. ૯ પૃ. ૩૭૪ ટિ. ૧

વર્ણનને મળતુંજ છે. પણ અહિં એ રૂપને "વૈષ્ણવરૂપ" નામ આપ્યું છે. મતલબ કે મહાભારતના સમયમાં વિષ્ણુ સાથે વાસુદેવની એકતા મનાવા લાગી હતી. શાન્તિપર્વ (અ. ૪૩) માં યુધિષ્ઠિર કૃષ્ણની સ્તુતિ કરે છે. આ સ્તુતિમાં સ્પષ્ટ રીતે વિષ્ણુ અને કૃષ્ણને એક કહ્યા છે. અને એજ પ્રમાણે ભારતમાં અનેક સ્થળે એ બેની એકતા કહી છે.

આ રીતે ભગવદ્ગીતાના સિદ્ધાન્તોને સ્વીકારનારો, વૈદિક દેવ વિષ્ણુ; સૃષ્ટિના આદિતત્ત્વ રૂપ નારાયણ, અને ઐતિહાસિક મહાપુરૂષ વાસુદેવ એ ત્રણેયની ગીતાના બ્રહ્મમાં એકતા કરીને એ પરમ દેવને જુદાં જુદાં નામથી ભજતો, ભક્તિને પરમપુરૂષાર્થ માનનારો, મહાન વૈષ્ણવ ધર્મ મહાભારતના વખતમાં નીકળ્યો છે.

# પ્રકરણ ૬ ઠું

## પાઞ્ચરાત્ર અથવા ભાગવત સંપ્રદાય.

આ મહાન વૈષ્ણવ ધર્મ શરૂઆતમાં પાઞ્ચરાત્ર, ભાગવત સાત્ત્વત અથવા એકાન્તિક ધર્મ કહેવાતો હતો. ભક્તિમાર્ગ માટે પાઞ્ચરાત્ર નામ ઘણું જૂનું છે. નારાયણીય પર્વમાં યોગ અને સાંખ્ય, સાથે પાઞ્ચરાત્રને ગણેલ છે."વાસુદેવજ સાંખ્ય, યોગ અને પાઞ્ચરાત્ર આદિ સર્વનો પ્રતિપાદ્ય દેવતા છે" (મ. ૧૨-૩૫૨-૨૨) ગીતામાં સાંખ્ય અને યોગ બેનોજ ઉલ્લેખ છે ત્યારે નારાયણીય પર્વમાં આ ત્રણનો ઉલ્લેખ છે. માટે ગીતા અને નારાયણીય પર્વ બેના વચલા કાળમાં પાઞ્ચરાત્ર માર્ગ પ્રચારમાં આવ્યો છે. આ શબ્દ કેવી રીતે પ્રચારમાં આવ્યો તે બરાબર સમજાતું નથી. રાત્ર શબ્દનો જ્ઞાન અર્થ કરીને "પાંચ જ્ઞાન જેમાં છે તે પાઞ્ચરાત્ર." એવી એ શબ્દની નિરૂક્તિ નારદ પાઞ્ચરાત્ર ઉપરથી શબ્દ કલ્પ-દ્રુમમાં આપી છે. પાંચ જ્ઞાન કયાં કયાં એ માટે નારદ પંચરાત્રનું કહેવું તો બરાબર લાગતું નથી; પણ મહાભારતમાં જોતાં વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ અને બ્રહ્મા એ પાંચનું અથવા, પર, વ્યૂહ, વિભવ, અન્તર્યામી અને અર્ચા એ પાંચરૂપનું જ્ઞાન જેમાં છે તે પાઞ્ચરાત્ર (જુઓ અહિર્બુધ્ન્ય સંહિતા અ. ૧૧.) એમ અર્થ હોવાનો સંભવ લાગે છે; આ પાઞ્ચરાત્ર શબ્દ પ્હેલ વ્હેલો નારાયણોપનિષદ્માં વપરાયો છે. ત્યાં પાઞ્ચરાત્ર સત્ર કર્યાનું લખ્યું છે. એ સ્થળે તો પાઞ્ચરાત્ર સત્રનો અર્થ પાંચ દિવસનો યજ્ઞ એવોજ છે.

વૈષ્ણવ ધર્મ, ભાગવત ધર્મ કહેવાવાનું કારણ નીચે પ્રમાણે લાગે છે. ઉપનિષદો, ચરક, સુશ્રુત જેવા વૈદાના પ્રાચીનતમ ગ્રન્થો અને બૌદ્ધસૂત્રો વગેરેમાં જેમ ઉપદેશક માટે ભગવત્ શબ્દ વાપર્યો છે. તેવી રીતે તે કાળના રિવાજને અનુસરીને ગીતાના ઉપદેશક વાસુદેવ માટે ભગવત્ શબ્દ વાપરીને વાસુદેવના શબ્દાની શરૂઆતમાં

દરેક સ્થળે "ભગવાને કહ્યું" એમ ગીતામાં કહ્યું છે. અને એ વખતના લોકો એમજ વ્યવહાર કરતા હશે. પણ પાછળથી વાસુદેવના અનુયાયીઓમાં ભગવત્ નામ વાસુદેવનો પર્યાય થઈ ગયું. પરિણામે વાસુદેવનો ભક્ત તે ભાગવત અને વાસુદેવની ભક્તિનો માર્ગ તે ભાગવત ધર્મ એવી રીતે ભાગવત શબ્દ રૂઢીથી વપરાવા લાગ્યો. ઈ. સ. પૂર્વે બીજા શતકમાં ભાગવત શબ્દ આ રીતે વપરાતો હતો એમ વિદિશાના ગરૂડધ્વજના લેખથી જણાય છે.

સાત્વત શબ્દનો, વૈષ્ણવ ધર્મના અર્થમાં પ્રચાર થવાનું કારણ એવું લાગે છે કે વાસુદેવ વૃષ્ણિવંશના ક્ષત્રિય હતા. વૃષ્ણિ, યાદવ અને સાત્વત એ શબ્દો એકાર્થક છે. એ વંશના મૂળ પુરૂષ યદુ ઉપરથી યાદવ નામથી અને યદુના વંશજ સત્વત નામના પુરૂષ ઉપરથી સાત્વત નામથી એ જાતિના ક્ષત્રિઓ ઓળખાતા. કૃષ્ણને ગીતામાં જેમ યાદવ કે વાર્ષ્ણેય કહેલ છે તેમ મહાભારત અને અને ભાગવતમાં સાત્વતર્ષભ (ભા. ૩-૩-૮.) સાત્વત (૧૨-૩૪૭-૭૭), સાત્વતોના પતિ (ભા. ૨-૯-૧૫.) કહ્યા છે. જૂના કાળમાં નવા ધર્મોપદેશકનો ધર્મ શરૂઆતમાં એની જ્ઞાતિમાં માન્ય થતો એવું દેખાય છે. ભગવાન શાક્ય બુદ્ધ ઉપદિષ્ટ ધર્મ પ્હેલાં શાક્યજાતિએ સ્વીકાર્યો હેતો; અને મહાવીરનો જૈન ધર્મ પ્હેલાં એની જ્ઞાત્રક જાતિમાં ચાલ્યો હતો; તેમજ ભગવાન વાસુદેવનો ભક્તિ માર્ગ પ્હેલાં એની જાતના સાત્વત ક્ષત્રિયોએ કબુલ કર્યો હશે. નારાયણીયપર્વ ઉપરથી પણ આ અનુમાનને ટેકો મળે છે. "ભગવાનના સાત્વત ભક્તો નિરન્તર એ ધર્મને ધારણ કરે છે." (મ. ૩૪૯-૫૫) આ રીતે પ્રથમ સાત્વતોમાં પ્રસરેલો હોવાથી એ સાત્વત ધર્મ કહેવાવા લાગ્યો હશે. 'યદુવંશી સાત્વતે પ્રથમ ઉપદેશ્યો માટે સાત્વત' એમ કૂર્મ પુરાણ કહે છે. અને "સત્ત્વના આશ્રયરૂપ કેશવને જે સેવે તે સાત્વત" એમ પદ્મોત્તર ખંડ કહે છે; પણ મને તો ઉપરોક્ત અનુમાન ઠીક લાગે છે.

વૈષ્ણવ ધર્મમાં અનન્ય અથવા એકાન્ત ભક્તિ મુખ્ય હોવાથી એ એકાન્તિક ધર્મ પણ કહેવાતો.

આ પાઞ્ચરાત્ર ધર્મનું જૂનામાં જૂનું વિવેચન મહાભારતના નારાયણીય પર્વ (શાં ૩૩૪ થી ૩૫૨) માં મળે છે. ગીતાની પેઠે નારાયણીય પર્વમાં પણ અઢાર અધ્યાયો છે.

## નારાયણીય પર્વનો સમય

આ પર્વમાં ગીતાનો ત્રણ ચાર ઠેકાણે ઉલ્લેખ કર્યો છે તથા એમાંથી શ્લોકો ઉતાર્યા છે; માટે એ ગીતા પછી અર્થાત્ ઇ. સ. પૂર્વે પાંચમા શતક પછી રચાયેલ છે. વળી એમાં પતંજલીના યોગ સૂત્રમાંથી "તીવ્રસંવેગવાળાને સમાધિ લાભ તરત થાય છે." વગેરે સૂત્રોને યોગશાસ્ત્રના નામથી અક્ષરશઃ પદ્યમાં ઉતાર્યાં છે. (મ. ૧૨-૨૪૯-૧૦) માટે આ પર્વ યોગસૂત્ર[૧] પછી રચાયું છે. બીજી તરફથી ભગવાન શંકરાચાર્યે નારાયણીય પર્વમાંથી ઉતારો કર્યો છે; માટે એ આઠમા શતકથી પ્રાચીન છે. ઈ. સ. ના પાંચમા શતકના છેલ્લા ભાગનાં દાનપત્રોમાં "ભગવાન વેદ વ્યાસે મહાભારતમાં કહ્યું છે." એમ લખેલું મળે છે અને ઇ. ૫૩૨ ના દાન પત્રમાં તો 'શતસાહસ્રી સંહિતા'–એક લાખ શ્લોકના મહાભારત–નો ઉલ્લેખ છે. આ વખતે આટલી પ્રતિષ્ઠા મેળવનાર ગ્રન્થ તે પ્હેલાં લગભગ ૨૦૦ વર્ષે પૂરો થયો હોવો જોઈએ એમ વિદ્વાનો તર્ક કરે છે. તો નારાયણીય પર્વ આખુંય મહાભારતમાં હરિવંશની પણ પછી કોઇએ ઘુસાડયું હોય એમ સંભવ નથી. ઉલટું વિચારો જોતાં ખાસ કરીને કૃષ્ણના ગોકુલવાસ

---

૧. યોગસૂત્રના સમય માટે બહુ મત ભેદ છે. કોઈ કોઈ પ્રાચ્ય વિદ્યા પંડિતો બૌદ્ધવિજ્ઞાન વાદ પછી ઇ. સ. ચોથા શતક જેટલા અર્વાચીન કાળમાં યોગસૂત્રને મૂકે છે. જ્યારે કેટલાક મહાભાષ્યકાર પતંજલી અને યોગ સૂત્રકાર પતંજલી બેને એક ગણીને યોગસૂત્રકારને પણ ઇ. સ. પૂર્વે ૧૫૦ની આસપાસમાં મૂકે છે.

સંબંધી કોઈ પણ જાતનો ઉલ્લેખ નારાયણીય પર્વમાં નથી એ જોતાં હરિવંશ કરતાં નારાયણીય જૂનું લાગે છે. વળી યોગના પ્રસંગમાં જેમ પતંજલીના યોગ સૂત્રનું સ્પષ્ટ સૂચન છે. તેમ સાંખ્યના પ્રસંગમાં ઈશ્વર કૃષ્ણની કારિકાનું બીલકુલ સૂચન નથી. વળી નારાયણીય પર્વના સાંખ્યના સિદ્ધાન્તો કારિકાના સાંખ્યને નહિ પણ પાછળના વેદાન્તને મળતા છે કેમ જાણે આ સાંખ્યમાંથી પાછળનું વેદાન્ત વિકસ્યું હોય. શાન્તિપર્વના ૧૧૮ મા અધ્યાયમાં સાંખ્યના પ્રસંગમાં કપિલ, આસુરી અને પંચશિખ એ ત્રણ સાંખ્યાચાર્યોનુંજ સ્મરણ છે; એ પણ ધ્યાનમાં લેવા જેવું છે. આ સર્વ ઉપરથી ઇ. સ. ના આરંભની આસપાસમાં શાન્તિપર્વનો મોટો ભાગ અને નારાયણીય પર્વ રચાયાં હોય એમ અનુમાન થાય છે.

## નારાયણીય પર્વનો ભાગવત ધર્મ

નારાયણીય પર્વની શરૂઆતમાં એવી કથા છે કે બદરિકાશ્રમમાં તપ કરતા નારાયણ પાસે એક વખત નારદ ગયા હતા. ત્યાં નારાયણને આહ્નિક કરતા જોઈ ને નારદે પૂછ્યું કે "તમે જે દેવનું પૂજન કરો છો તે કોણ છે"? ત્યારે નારાયણે કહ્યું કે જે તત્ત્વ સૂક્ષ્મ, અવિજ્ઞેય, અચળ, ધ્રુવ, તથા ઇન્દ્રિયો, ઇન્દ્રિયોના વિષયો અને સર્વ ભૂતોથી રહિત છે તે તત્ત્વ સર્વ પ્રાણીઓનો અન્તરાત્મા છે, એને તું, ક્ષેત્રજ્ઞ કહે છે. હે દ્વિજશ્રેષ્ઠ એ તત્ત્વથી ત્રણ ગુણવાળું અવ્યક્ત ઉપજ્યું છે. એ નિષ્કલ સદસદાત્મક આત્માને અમે પૂજીએ છીએ" (શાં. ૩૩૫–૨૯ થી ૩૨) ત્યારે નારદે કહ્યુ કે "હવે હું તમારી આદ્યમૂર્તિ જે શ્વેતદ્વીપમાં રહે છે તેને જોવા જાઉં છું." (શાં. ૩૩૬–૨) પછી નારદે શ્વેતદ્વીપમાં જઈ ને તે નિર્ગુણ તથા ગુણાત્મા વિશ્વરૂપ ભગવાનની સ્તુતિ કરી (શાં ૩૩૮) ત્યારે ભગવાને દર્શન આપ્યું. અને પછી પરમતત્ત્વનું સ્વરૂપ સમજાવતાં કહ્યું કે "જેને વિષે આ પુરૂષો (એકાન્ત ભક્તો) પ્રવેશ કરે છે તે તત્ત્વ અવિનાશી છે, જન્માદિભાવથી રહિત છે, નિત્ય છે પ્રકૃતિ પેઠે એ પરિણમતું

નથી. તે નિર્ગુણ છે, નિષ્કલ છે. તે દેવને તારે સનાતન વાસુદેવ પરમાત્મા જાણવા. તે અવ્યક્ત નિષ્ક્રિય પુરૂષમાં પૃથ્વીથી અવ્યક્ત પર્યન્તની સર્વ સૃષ્ટિ લય પામે છે. તે સનાતન પુરૂષથી પર બીજું કાંઈ નથી. મોટા બળવળા તે વાસુદેવ સર્વ પ્રાણીઓના આત્મારૂપ છે. વાસુદેવ ભગવાન જે ક્ષેત્રજ્ઞ અને નિર્ગુણ છે તેનેજ જીવ અથવા સંકર્ષણ જાણવા. તે સંકર્ષણથી પ્રદ્યુમ્ન અથવા મન ઉપજે છે. અને પ્રદ્યુમ્નથી જે ઈશ્વર અહંકાર ઉપજ્યો તે અનિરૂદ્ધ. એ રીતે મેં તને વાસુદેવ સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર મૂર્તિઓનું કથન કર્યું. તેથી તારે સમજવું કે હું જીવના સમુદાયરૂપ છું અને તું મારૂં જે રૂપ જુએ છે; તે મારી સરજેલી માયા છે. હું તો જગતનો ગુરૂ અને ઈશ્વર છું.” ( શાં. અ. ૩૩૦ ) પછી ભગવાન પોતામાંથી સર્વની ઉત્પત્તિ વર્ણવે છે. અને પોતાના શરીરમાં વિશ્વરૂપ દેખાડે છે. આ વિશ્વરૂપનું વર્ણન ગીતાને મળતું જ છે. જરા વિસ્તાર વધારે છે. સૃષ્ટિની ઉત્પત્તિ સંબન્ધમાં કહે છે કે ‘મારા અનિરૂદ્ધરૂપની નાભિમાંથી પ્રકટ થયેલા બ્રહ્મા જગતને ઉત્પન્ન કરે છે.’ આ પ્રકરણની સમાપ્તિમાં લખ્યું છે કે “ચાર વેદ, સાંખ્ય તથા યોગ સહિત આ પંચરાત્ર નામનું મોટું ઉપનિષદ્ નારદે જે રીતે નારાયણના મુખથી સાંભળ્યું હતું તે રીતે કહેલું છે.”

આ ઉતારા ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે ભક્તિભાજન પરમદેવનું સ્વરૂપ ગીતામાં જે રીતે કહેલું છે તેજ રીતે અહિં કહેલું છે. માત્ર વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર મૂર્તિઓની માન્યતા નવી છે. છેવટના ભાગ ઉપરથી તો જણાય છે કે પરમાત્માનું ઉપરોક્ત સ્વરૂપ એ પાઞ્ચરાત્રનો મુખ્ય સિદ્ધાન્ત છે.

ગીતામાં ભગવાનના ધામનું અથવા એ ધામમાં વસતા મુક્ત ભક્તોની સ્થિતિનું કાંઈ વર્ણન નથી. પણ નારાયણીયપર્વમાં એ વર્ણન નીચે પ્રમાણે છે. આ ભગવાનના ધામને અહિં શ્વેતદ્વીપ

નામ આપ્યું છે. આ શ્વેતદ્વીપમાં વસનારા "પુરૂષો સ્થૂલ દેહનાં સંગરહિત છે. તેથીજ ઇન્દ્રિયભોગ વિનાના છે. તેઓ શ્વેત છે એટલે શુદ્ધ સત્ત્વ પ્રધાન છે. વળી તેઓ પાપી પુરૂષોથી ન દેખાય એવા તેજસ્વી અને પાપરહિત છે, તેનાં માથાં છત્ર જેવાં છે. તેઓના અવયવો દિવ્ય છે. તેઓનાં હાડકાં વજ્ર જેવાં છે. તેઓના શરીરમાં માંસ નથી, અને તેઓના મનમાં માન અને અપમાન સમાન છે." [શાં ૩૩૬–૯થી૧૧] "આ ચન્દ્ર સરખી કાન્તિવાળા પુરૂષો નારાયણના પરમભક્ત મનુષ્યો છે. તે સર્વ એકાન્ત ભાવથી પુરૂષોત્તમ ભગવાનની ભક્તિ કરે છે." (શાં ૩૩૭—૨૭, ૨૮) ગીતામાં જેમ "આકાશમાં હજારો સૂર્યનું તેજ એક સાથે પ્રકાશે તો તે મહાત્માના પ્રકાશ જેવો પ્રકાશ થાય" એમ કહ્યું છે; તેમજ ઉપર કહેલા ભક્તોના મધ્યમાં રહેલા ભગવાનના સ્વરૂપનું વર્ણન નારાયણીયમાં કર્યું છે. શ્વેતદ્વીપ તરફ નારાયણને જોવા ગયેલા ચિત્ર શિખંડી મુનિઓ પોતાના અનુભવનું વર્ણન કરતાં કહે છે કે "અમે શ્વેતદ્વીપમાં તે ભગવાનનું દર્શન કરવા ગયા હતા. ત્યારે ત્યાં જોયું તો સર્વ પુરૂષો યુગના ક્ષય વખતની સૂર્યની કાન્તિ જેવી કાન્તિવાળા હતા. પછી જેમ એક હજાર સૂર્યોનું તેજ એક સમયે એક સ્થળે ઉત્પન્ન થયું હોય તેમ અમારી દષ્ટિએ તેજઃ પુંજ દેખાયો. અમે તો તે દેવના તેજથી અંજાઈ ગયા હતા તેથી કાંઇ જોઈ શકતા ન હોતા. પણ અમે એ દેવની સ્તુતિ સાંભળી. તેઓએ જે વાણીનો ઉચ્ચાર કર્યો તે ઉપરથી અમે સમજ્યા કે ત્યાં ભગવાન પધાર્યા છે. છેવટ અમને અશરીરી સત્ત્વે કહ્યું કે તે દેવનું દર્શન ભક્તિ વિનાના પુરૂષથી થવું અશક્ય છે. ઘણા કાળ સુધી એકાન્તિક ભક્તિ કરવાથી ભગવાન જે પોતાના તેજોમણ્ડળ વડે બીજાઓથી દેખી શકાતા નથી તે જોઇ શકાય છે." (શાં ૩૩૭.) ઉપરના ઉતારાના છેવટના ભાગમાં ભક્તિ વગર ભગવાનનું દર્શન થતું નથી એ ગીતાનો સિદ્ધાન્ત કહેલો છે.

આ પર્વમાં બીજે પણ અનેક સ્થળે આ સિદ્ધાન્ત કહ્યો છે. આ ચિત્ર શિખંડીનું આખ્યાન, એવુંજ એકત, દ્વિત અને ત્રિતનું આખ્યાન તથા વસુ ઉપરિચરના યજ્ઞનું આખ્યાન ખાસ ભક્તિ સિવાય પ્રભુ ન દેખાય એ સિદ્ધાન્ત દર્શાવવાજ કહેલાં છે.

ભક્તિનાં શ્રવણ મનન વગેરે અંગો વિષે કાંઈ વધારે વિસ્તાર અહિં નથી દેખાતો. માત્ર સ્તુતિ, નમસ્કાર અને નૈવેદ્યનું વર્ણન ચિત્ર શિખંડીઓ કરે છે. ભક્તોનાં લક્ષણોનો વિસ્તાર ગીતામાં છે તે પણ અહીં નથી.

કર્મયોગ અને જ્ઞાનયોગનો જે વિસ્તાર ગીતામાં છે તે અહીં નથી છતાં એનું સૂચન છે—"કરેલાં વૈદિક કર્મો પરમ ગુરૂ ભગવાનને અર્પણ કરવારૂપ ભક્તિમાર્ગનું કથત કરનારૂં પઞ્ચરાત્ર" (શાં ૨૪૯–૭૨) જ્ઞાન માટે કહ્યું છે કે "પુરૂષની પોતાની ઇચ્છાથી પ્રાપ્ત થતું નથી પણ નારાયણની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે માટે ભગવાનની ભક્તિ કરવી એ શ્રેષ્ઠ છે." (શાં ૩૪૩–૭૫.) આ વચનમાં ઈશ્વરના અનુગ્રહનું સૂચન કર્યું છે. વેદાન્ત પેઠે જ આ પઞ્ચરાત્ર પણ "જીવ અને બ્રહ્મ એકજ છે. જીવ ઉપાધિ રહિત થયો એટલે બ્રહ્મ જ છે (શાં ૩૪૯–૮૦) પુરૂષો અનેક નથી પણ એકજ છે માત્ર ઉપાધિ ભેદથી અનેક ભાસે છે. (શાં ૩૫૨–૧૩) વસ્તુતઃ જીવમાં અને હરિમાં ભિન્નતા નથી" (શાં. ૩૪૩–૫૮) આ રીતે જીવ જીવનું અને જીવ બ્રહ્મનું ઐક્ય પ્રતિપાદન કરે છે.

મોક્ષનો ક્રમ નારાયણીય પર્વમાં એવી રીતે બતાવ્યો છે કે—"જે પુરૂષો પાપ અને પુણ્ય રહિત તથા મળ રહિત છે. તેઓનો માર્ગ કુશળતા વાળો છે. એવા પુરૂષો કોઈક કારણથી કોઈક સ્થળમાં પરમાણુ રૂપ થઈ જાય છે, પછી આદિત્યમાં પ્રવેશ કરે છે, આદિત્યથી મુક્ત થઇને અનિરૂદ્ધ શરીરમાં પ્રવેશ કરે છે પછી મનરૂપ થઇને પ્રદ્યુમ્નમાં પ્રવેશ કરે છે. પ્રદ્યુમ્નથી મુક્ત થઈને જીવરૂપ સંકર્ષણમાં પ્રવેશ કરે છે. પછી સાંખ્યજ્ઞાનને જાણનારા વિપ્રો, ભાગવત પુરૂષો

સહિત, ત્રણ ગુણથી રહિત થઇને વેગથી પરમાત્મામાં પ્રવેશ કરે છે. એ પરમાત્મા ક્ષેત્રજ્ઞ, નિર્ગુણ છે. સર્વના સ્થાનરૂપ વાસુદેવ ને ક્ષેત્રજ્ઞ જાણવા એ કહ્યુંજ છે.' (શાં. ૩૪૫. ૧૩ થી ૧૮.) આ નારાયણીય પર્વનો છેલ્લો શ્લોક એવો છે કે 'કર્મથી ભગવાનની ભકિત, ભક્તિથી ઈશ્વરની કૃપા અને કૃપાથી જ્ઞાન તથા જ્ઞાનથી મુકિત એ બધું યથાવત્ કહ્યું છે.' (શાં. ૩૫૨. ૨૩.) ઉપર જેમ મોક્ષનો ક્રમ કહ્યો તેમ આ શ્લોકમાં મોક્ષના સાધનોનો ક્રમ બતાવ્યો છે. હિંસા વગરના અહિંસાત્મક યજ્ઞનો નારાયણીય પર્વમાં જોરથી ઉપદેશ કર્યો છે; યજ્ઞમાં હિંસાની તરફેણમાં મત આપવાથી વસુ ઉપરિચરની અધોગતિની મોટી કથા કહીને અહિંસાનો બોધ આપ્યો છે. (શાં. ૩૩૮.) આ ઉપરાંત ભગવાનનાં અનેક નામોનું નિરૂકિત સહિત વર્ણન (શાં. ૩૪૦) પણ આ પર્વમાં છે. યોગની પ્રક્રિયામાં ધ્યાન ઉપર વધારે ભાર છે. બાકી પાતંજલ સૂત્રના બીજા કેટલાક સિદ્ધાન્તો પણ આ પ્રકરણમાં છે. પણ 'સાંખ્ય એટલે આત્માનાત્મ વિવેક અને યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ (શાં., ૪૪૯, ૮૨) એ બે વાતો આધુનિક સાંખ્ય યોગમાં પણ મુખ્ય છે. ત્યારે 'સાંખ્ય અને યોગનું એકજ આત્મા છે એમ કહેવાનું તાત્પર્ય છે.' (શાં. ૩૫૨–૨૪) એ વાત હાલનાં સાંખ્ય કે યોગમાં નથી.

આ રીતે નારાયણીય પર્વનો સાર જોયો, ગીતા કરતાં વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ એ ચાર વ્યૂહાત્મક પરમાત્મસ્વરૂપની માન્યતા ખાસ વધી છે, એમ દેખાય છે. બાકી ગીતામાં ધર્મનાં સર્વ અંગોનું જે સૂક્ષ્મ માર્મિક વિવેચન છે તે આ પર્વમાં નથી. કારણ કે શાન્તિ પર્વમાં તથા ઉદ્યોગ વગેરે મહાભારતનાં બીજાં પર્વોમાં ધર્મનાં ઇતર અંગોની બહુજ સવિસ્તર ચર્ચા છે. એટલે માત્ર ભાગવતોના પૂજ્ય દેવનું માહાત્મ્ય કહેવા માટેજ આ નારાયણીય પર્વ છે.

# પ્રકરણ ૭ મું.

## કૃષ્ણ બાલચરિત અને હરિવંશ

ભક્તિમાર્ગનો પ્રવાહ મહાભારતમાં ભગવાન વાસુદેવ કૃષ્ણે ઉપદેશેલ ભગવદ્ગીતાથી ચાલ્યો છે, એ જોયું. મહાભારતમાં આ ભક્તિમાર્ગના ઉપદેશક વાસુદેવનું જે કાંઈ ચરિત્ર મળે છે, તે એની મોટી ઉમ્મરનું જ મળે છે, બાલ્યાવસ્થાનું નથી મળતું. આ ખોટ પાછળથી મહાભારતના ખિલપર્વરૂપ હરિવંશથી પૂરવામાં આવી છે. પાછળના ભક્તિસંપ્રદાયોમાં કૃષ્ણબાલચરિતનો ઘણો ઉપયોગ થયો છે. પણ શ્રી કૃષ્ણના ચરિત્રનું નિરૂપણ આ ગ્રન્થનો મુખ્ય વિષય ન હોવાથી અને એ વિષયના જુદા ગ્રન્થો લખાયા છે તથા લખાશે એટલે અહીંતો વૈષ્ણવ ભક્તિમાર્ગમાં હરિવંશનું સ્થાન જ ટુંકામાં જોઈ લેવાનું છે.

હરિવંશમાં ત્રણ પર્વો મળે છે પણ તેમાં બે જ પર્વો હોવાનું પણ મહાભારતની અનુક્રમણિકામાં નોંધાયેલ છે.[૧] હરિવંશના મોટા ભાગનો સમય ઈ. સ. બીજા ત્રીજા શતકથી અર્વાચીન નથી પણ કેટલોક ભાગ એથી જૂનો હોવાનો સંભવ ખરો,[૨] એ મેં અન્યત્ર દર્શાવ્યું છે.

હરિવંશના પહેલા પર્વમાં તો વાયુ પેઠે ટુંકામાં યદુવંશના વર્ણનના પ્રસંગમાં કૃષ્ણચરિત્રનું પણ કથન છે, પણ બીજા પર્વમાં કૃષ્ણજન્મથી આરંભી સળંગ કૃષ્ણચરિત્ર વિસ્તારથી આપેલું છે અને ત્રીજા પર્વમાં વરાહ અને વામન અવતારની કથાઓ વિસ્તારથી આપી છે. આટલો વૈષ્ણવ અંશ હરિવંશમાં છે. પણ વૈષ્ણવ ભક્તિનું જે નિરૂપણ વિષ્ણુપુરાણમાં તથા

૧ જુઓ મારૂં પુરાણ વિવેચન પૃ. ૧૭૦

૨ એજન પૃ. ૧૬૪ તથા પૃ. ૧૭૪

ભાગવતમાં છે તેનો કાંઈ પણ અંશ હરિવંશમાં નથી. પરિણામે વિષ્ણુપુરાણ રચાયા પ્હેલાં ભક્તિમાર્ગના સાહિત્ય તરીકે ભગવદ્ગીતા અને નારાયણીયપર્વનો અને કૃષ્ણ ચરિત્રના ગ્રંથ તરીકે હરિવંશનો જ ઉપયોગ થતો હશે. બાણ કવિએ હરિવંશનું નામ લખ્યું છે અને તેણે એમાંથી જ કૃષ્ણના બાલચરિત સંબંધી ઉલ્લેખો કર્યા છે.[1]

હરિવંશોક્ત કૃષ્ણચરિત વિગતવાર અવલોકવાની જરૂર નથી. હરિવંશમાં જે કથા છે તે જ થોડા સુધારા વધારા સાથે બ્રહ્મપુરાણમાં અને વિષ્ણુપુરાણમાં છે. અને ભાગવતમાં તથા બ્રહ્મવૈવર્તમાં તે ઉપરાંત નવા ઉમેરા થયા છે. એટલે એ વિષે થોડા વિચાર કરવાનું પાછળ રાખી કૃષ્ણ બાલચરિતના ચિત્રની ઐતિહાસિક ભિત્તિનો જ વિચાર ટુંકામાં અહીં કરવો યોગ્ય છે. ઉપર જોયેલા પ્રાચીન ઉત્કીર્ણ લેખોમાં, પતંજલીના કૃષ્ણવિષયક ઉલ્લેખોમાં અને નારાયણીયમાં ગોપાલ કે બાલકૃષ્ણની પૂજાનો ઉલ્લેખ નથી. નારાયણીયપર્વમાં તથા મહાભારતમાં અન્યત્ર પણ કંસ વધ માટે વાસુદેવનો અવતાર થયો હોવાનું કથન છે પણ ગોપાલકૃષ્ણે ગોકુળમાં પૂતનાદિ અનેક દૈત્યોનો નાશ કર્યાનું હરિવંશાદિમાં જે વર્ણન મળે છે તે કશાનો ઉલ્લેખ નથી.[2] ડા. સર રામકૃષ્ણ ભાંડારકર

---

૧ એજન પૃ. ૧૫ થી ૨૮

૨ મહાભારતની દાક્ષિણાત્ય પ્રતોમાં ઉત્તરની પ્રતો કરતાં શ્લોકોજ નહિ પણ અધ્યાયો પણ વધારે મળે છે, જેમાનો મોટો ભાગ મધ્વાદિ સંપ્રદાયોના પ્રચાર પછી ઉમેરાયો છે. આવા–ખાસ કરીને સભાપર્વના પ્રક્ષિપ્ત ભાગોમાં કૃષ્ણ બાલચરિતને લગતા જે ઉલ્લેખો મળે છે તે તો વિચારણીય જ નથી. પણ સભાપર્વમાં શિશુપાલ વધ પર્વમાં શિશુપાલ કૃષ્ણની નિન્દા કરતાં "પૂતનાદિના વધમાં તે કૃષ્ણે શું મોટું પરાક્રમ કર્યું તે તમે એ ગોવાળની સ્તુતિ કરો છો ?" એ રીતે ભીષ્મને ટોણો મારે છે (સભાપર્વ અ–૪૪) પણ ભીષ્મે કૃષ્ણની જે પ્રશંસા કરી છે (અ–૩૮) તેમાં પૂતનાદિના વધની વાત આવતી નથી એટલે આ ભાગ

તો કહે છે કે મહાભારતમાં વૃષ્ણી કુળના ક્ષત્રિય વીરરૂપે વાસુદેવ કૃષ્ણનું જે ચરિત્ર વર્ણવાયું છે તેને હરિવંશાદિમાં વર્ણવાયેલા બાલચરિતની અપેક્ષા તો નથી જ પણ એ બાલચરિત્ર વૃષ્ણીવીર વાસુદેવના મહાભારતોક્ત પાછલા ચરિત્ર સાથે બંધબેસતું પણ નથી માટે એ આખુંય પાછળથી રચાયું છે.[1]

ડા. ભાંડારકરે કૃષ્ણનાં ગોવિંદ નામનો દાખલો આપ્યો છે. કૃષ્ણનું ગોવિંદનામ ગીતામાં તથા મહાભારતમાં અન્યત્ર મળે છે. એ જૂનું નામ છે અને પા. ૩–૧–૧૩૮ સૂત્ર ઉપરના વાર્તિકને અનુસરીને સિદ્ધ થાય છે. જો આ નામ કૃષ્ણને તેના ગાયો સાથેના સંબંધને લીધે મળ્યું હોવાની મહાભારતનો જૂનો થર લખાયો ત્યારે ખબર હોત તો એને અનુસરતી ગોવિંદ શબ્દની વ્યુત્પત્તિ મહાભારતમાં મળત. પણ ઉલટું મહાભારતના આદિપર્વ (અ. ૨૧ શ્લો. ૧૨) તથા શાન્તિપર્વ (અ. ૩૪ શ્લો. ૭૦)માં વરાહ અવતાર વખતે ગો એટલે પૃથ્વીને પાણીમાંથી કે ગુહામાંથી શોધી કાઢી માટે ગોવિન્દ નામ મળ્યું એમ કહ્યું છે. આ વ્યુત્પત્તિ જોતાં વરાહ અવતારની કથા કૃષ્ણબાલચરિત પહેલાં પ્રસિદ્ધ થઇ હોય એમ લાગે છે. બાકીતો ઇન્દ્રના ગોવિદ્ નામનું પાછળનું રૂપ ગોવિન્દ હોય એમ જણાય છે. કૃષ્ણનું કેશિનિષૂદન નામ પણ વેદમાં ઇન્દ્રનું નામ છે.

આ બધા ઉપરથી ડા. ભાંડારકર ધારે છે કે કૃષ્ણબાલચરિત ઈ. સ. ના આરંભ પહેલાં અજ્ઞાત હતું અને એનો બધો વિકાસ આભીર જાતિમાં થયો છે. આભીર એ ઢોર ઉછેરનારી ઢોરને લઈને ભટકતી જાતિનું નામ છે. પ્ર. સ. બીજા ત્રીજા શતકમાં આભીર જાતિના લોકો નાશિકથી કાઠીઆવાડ સુધીમાં રાજ્યસત્તા

---

પણ પ્રક્ષિપ્ત જ હોવો જોઇએ એમ ડા. ભાંડારકર કહે છે. (જુઓ કલેક્ટેડ વર્ક્સ ઑફ સર આર–જી–ભાંડારકર ગ્રં. ૪ પૃ. ૫૦)

૧ એજન

ભોગવતા હોય એમ આભીર શિવદત્તના પુત્ર રાજા ઈશ્વરસેનનો નાશિકમાંથી અને આભીર સેનાપતિ રૂદ્રભૂતિનો ગુંદા (કાઠીઆવાડ) માંથી લેખ મળ્યો છે એથી જણાય છે.[1] પુરાણોમાં પણ દશ આભીર રાજાઓનો ઉલ્લેખ મળે છે.[2] આ આભીરજાતિ ઈ. સ. પ્હેલા સૈકામાં આવી હશે એમ ડા. ભાંડારકર ધારે છે.[3] અને બીજા ત્રીજા સૈકામાં તો મથુરા નજીક મધુવનથી આરંભી અનૂપ અને આનર્ત (દ્વારકા) સુધી આભીરો ફેલાઈ ગયા હશે એમ હરિવંશ ઉપરથી તથા પુરાણોના કથનોથી લાગે છે. શ્રી કૃષ્ણના દેહોત્સર્ગ પછી યાદવસ્ત્રીઓને સાથે લઈ ને દ્વારકાથી કુરૂક્ષેત્ર તરફ જતા અર્જુન ઉપર આભીરોએ હુમલો કર્યાનું મહાભારત મૌસલપર્વ (અ. ૭૮)માં કહ્યું છે. ત્યાં તથા આ પ્રસંગના વર્ણનમાં પુરાણોમાં આભીરોને મ્લેચ્છ અને ચોર લુંટારા કહ્યા છે.[4]

મહાભારતમાં જ અન્યત્ર પરશુરામની બીકથી જે ક્ષત્રિયોએ પોતાનું કર્તવ્ય છોડી દીધું તે આભીરો થયા એમ કહ્યું છે.[5] અને યાદવોને ગાળદેવી હોય ત્યારે મહાભારતમાં તથા પાછળના સાહિત્યમાં પણ આભીર, ગોપ કે આહીર કહે છે. આ બધા ઉપરથી આભીરો યાદવોનીજ શાખા હોવાનું મેં અન્યત્ર અનુમાન કર્યું છે[6] એ ગમે તેમ હો, આભીરો યાદવોની જ શાખા હો કે ઉત્તરમાંથી ઇ. સ. ના આરંભની આસપાસમાં આવેલી આભીર જાતિની શાખા યાદવો હો, પણ શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થાના પૂતનાવધાદિ પરાક્રમો

---

૧ લ્યુડર્સ લીસ્ટ ઓફ બ્રાહ્મી ઈન્સ્ક્રીપ્શન્સ નં-૧૧૩૭ તથા નં. ૯૬૩

૨ વાયુ પુરાણ અ. ૯૯, વિ. પુ. અં. ૪ અ. ૨૪

૩ કલેક્ટેડ વર્ક્સ ઓફસર આર. જી. ભાંડારકર ગ્રં. ૪ પૃ. ૫૩

૪ મ-મૌ. અ-૮ તથા વિ. પુ. અં. ૫ અ. ૩૮

૫ જુઓ મ-૧૪-૨૯

૬ જુઓ યાદવાનું કુળ નામનો મારો લેખ-૧૯૮૫ના વસંતના અંકો. બૌદ્ધ ઘટ જાતક મારા અનુમાનને ટેકો આપે છે.

અને ગોપીઓ સાથેની ક્રીડાઓ વગેરેની કથાનો વિકાસ આભીર જાતિમાં થયો છે. ગીતાના તથા મૂળ વાસુદેવ ભક્તિના માર્ગના ઉચ્ચ નૈતિક ઉપદેશ સાથે બંધ ન બેસે એવું ગોપીઓ સાથેની કૃષ્ણની બાલ ક્રીડાઓનું જે વર્ણન હરિવંશ વગેરેમાં મળે છે તે સ્ત્રીઓની શિથિલ નૈતિક વર્તણુકનું પ્રતિબિંબ છે એમ ડા. ભાંડારકર કહે છે.[1] પણ હરિવંશ (વિષ્ણુપર્વ અ. ૭૭)માં જે હલ્લીષ ક્રીડનનું વર્ણન આપ્યું છે તે તો કૃષ્ણ સાથે ગોપીઓના ગાનયુક્ત નૃત્યનું વર્ણન છે. હરિવંશમાં રાસક્રીડા શબ્દ જ નથી પણ હલ્લીષક્રીડન શબ્દ છે. આ હલ્લીષનો અર્થજ સ્ત્રીઓનું મંડલાકાર નૃત્ય એવો થાય છે. હરિવંશમાં ગોપીઓ જાર બુદ્ધિથી કૃષ્ણ સાથે ક્રીડા કરવા આવી હતી એવું કથન નથી તેમજ ઈશ્વરભાવથી ભજવા આવી હતી એવું પણ નથી. "કૃષ્ણનું સુન્દર મુખ ગોપીઓ પીતી હતી, કૃષ્ણચરિત્ર ગાતી હતી, તથા કૃષ્ણના ચરિત્રનું અનુકરણ કરી વ્રજની સ્ત્રીઓ રમતી હતી, રમતાં રમતાં કૃષ્ણને ભેટી પણ પડતી." આવા શબ્દોમાં હલ્લીષક્રીડાનું વર્ણન છે. 'રતિલાલસા' 'રતિ' 'રમણ' એવા શબ્દો છે, પણ સમગ્ર રીતે હરિવંશના એ અધ્યાયને ભાગવતની રાસ ક્રીડા સાથે સરખાવવાથી હરિવંશમાં ભક્તિ કે શૃંગાર–દેવપ્રીતિ કે સ્ત્રી પુરૂષ વચ્ચેની વૈષયિક પ્રીતિ કાંઇ નથી માત્ર એક પ્રકારની નાચવા ગાવાની રમત છે, એમ તરત દેખાશે.

ઉપર આભીર લોકોમાં કૃષ્ણ બાલચરિત્રનો વિકાસ થયો હોવાની જે અટકળ કરી છે તે યથાર્થ હોય તો એટલું કહી શકાય કે એ લોકોની સ્ત્રીઓમાં હરવા ફરવાની, છોકરાઓ કે પુરૂષો સાથે ભળવાની, નાચવા કુદવાની વગેરે છૂટ વધારે હોવી જોઇએ. હરિવંશના લેખકમાં ભાષા પ્રભુત્વ ઝાઝું નથી એ ધ્યાનમાં રાખીએ અને તેણે છોકરાઓની સાધારણ રમત માટે રતિ શબ્દ વારંવાર વાપર્યો છે એ પણ યાદ રાખીએ તો એકાદ રૂપાળા કિશોર વયના

---

૧ કલેક્ટેડ વર્કસ ઓફ્ સર આર. જી. ભાંડારકર ગ્રં. ૪ પૃ. ૫૩

છોકરા સાથે આ રીતે સ્ત્રીઓ ગાય, નાચે, રમે એ આભીરોમાં અયુક્ત નહિ ગણાતું હોય, એ વસ્તુ સામાન્ય હશે એમ લાગે છે.

પણ ભક્તિમાર્ગના ઇતિહાસમાં કૃષ્ણના બાલચરિત્રે વાસુદેવ કૃષ્ણના ઉપદેશ જેવો ભારે ભાગ ભજવ્યો છે. જે આગળ ચાલતાં જોઇશું.

ડા. ભાંડારકર તો ખ્રીસ્તના જન્મની કથા આભીરો બ્હારથી લઇ આવ્યા હશે અને તે કૃષ્ણજન્મની કથા સાથે ગુંથાઇ ગઇ હશે એમ ગણે છે[1] પણ એવું માનવા માટે ચોખ્ખો પુરાવો કાંઇજ નથી એવું ઘણા ખ્રીસ્તી વિદ્વાનો પણ હવે કહે છે.[2]

---

૧ એજન

૨ કાર્પેન્ટરનું થીઇઝમ ઇન મીડીવલ ઇન્ડીઆ પૃ. ૫૨૩-૨૪

# પ્રકરણ ૮ મું.

## પાંચરાત્ર સંહિતાઓ

પાંચ રાત્ર અથવા ભાગવત[1] ધર્મનું પ્રાચીન તમ સાહિત્ય નારાયણીય પર્વ છે એ ખરૂં પણ રામાનુજ સંપ્રદાયમાં પાંચરાત્ર સંહિતાઓનો ઘણો આધાર લેવાયો છે.

સાધારણ રીતે ૧૦૮ પાઞ્ચરાત્ર સંહિતાઓ છે, એમ દ્રવિડ દેશમાં ગણાય છે. પણ એના નામની જે સૂચીઓ જળવાઈ રહી છે, તે ઉપરથી તો કુલ લગભગ ૨૧૫ નામો મળે છે. જેમાંનાં ૨૫ નામો તો અગ્નિપુરાણના ૩૯ મા અધ્યાયમાં છે. આમાંથી સાત્ત્વત સંહિતા કાંચીમાં ૧૯૦૨ માં અને અહિર્બુધ્ન્ય સંહિતા ૧૯૧૬માં અદ્યારમાં દેવનાગરી લિપિમાં છપાઇ છે. તે સિવાય ઇશ્વરસંહિતા, કાપિજલ સંહિતા, પરાશર સંહિતા, પાદ્મ સંહિતા ભારદ્વાજ સંહિતા, લક્ષ્મીતંત્ર, વિષ્ણુ તિલક, અને શ્રી પ્રશ્ન સંહિતા એટલી સંહિતાઓ તેલગુ કે ગ્રન્થલિપિમાં દક્ષિણમાં છપાયેલ છે; પણ અહિર્બુધ્ન્ય સંહિતા સિવાયની બધી સંહિતાઓ અશુદ્ધ છપાયેલ છે. આ ઉપરાંત કલકત્તામાં નારદ પઞ્ચરાત્ર છપાયેલ છે. અને પુણા આનન્દાશ્રમમાં નારદ પઞ્ચરાત્રાન્તર્ગત બૃહદ્બ્રહ્મ સંહિતા છપાઈ છે: પણ નારદ પઞ્ચરાત્રને પાઞ્ચરાત્રની પ્રમાણભૂત સંહિતા ગણવાની રામાનુજીય વિદ્વાનો ના પાડે છે.[2] જો કે છપાયેલ

---

૧ બાણ કવિએ હર્ષચરિત (ઉ. ૮) માં પાંચરાત્રિક અને ભાગવત બે નામો એક ઠેકાણે જુદાં લખ્યાં છે. એ ઉપરથી આ બે નામથી બે જુદા સંપ્રદાયો ઈ. સ. સાતમા શતકમાં ચાલતા હોવાનું અનુમાન થાય પણ શંકરાચાર્ય અને એના ટીકાકારો બ્રહ્મસૂત્ર (૨-૨-૪૨)ના ભાષ્યમાં પાંચ રાત્રના પર્યાય તરીકે ભાગવત શબ્દ વાપરે છે. એટલે બાણનું વચન શિથિલ રીતે લખાયેલું માનવું પડશે.

૨. નારદ પંચરાત્રમાં શ્રીકૃષ્ણ ચરિત સવિસ્તર ગાયેલું છે. તેમાં પર-

સંહિતાઓ આટલીજ છે, પણ મદ્રાસનું સરકારી પ્રાચ્ય પુસ્તકાલય અદ્યારનું પુસ્તકાલય, મહિસૂરનું પુસ્તકાલય, વગેરે દ્રાવિડ પુસ્તકાલયોમાં બીજી ઘણી સંહિતાઓના હસ્તલિખિત ગ્રન્થો છે. તે ઉપરાંત જૂના ગ્રન્થોમાં ઘણી સંહિતાઓમાંથી ઉતારા મળે છે. એટલે એકંદર રીતે દક્ષિણમાં પ્રચલિત મત ખાસ ખોટો માનવાનુ કાંઈ કારણ નથી.

## પાઞ્ચરાત્ર સંહિતાઓનો સમય

ઉપરોક્ત સર્વ સંહિતાઓ એક સમયની નથી. કેટલીક ઘણી જૂની છે જ્યારે કેટલીક કેવળ આધુનિક પણ હશે. નારાયણીય પર્વમાં સાત્વત વિધિની વાત આવે છે. એ ઉપરથી સાત્વત સંહિતા નારાયણીય પર્વથી પ્રાચીન છે એમ પંડિત અનન્તાચાર્ય કહે છે. પણ નારાયણીય પર્વના શબ્દોમાંથી એવો અર્થ સરલતાથી નીકળવો મુશ્કેલ છે. એથી ઉલટું નારાયણીય પર્વ ઉપર તાન્ત્રિક ક્રિયાઓની અસર દેખાઈ આવે એવી નથી; જ્યારે જૂનામાં જૂની પાઞ્ચરાત્ર સંહિતાઓમાં તાન્ત્રિક ક્રિયાઓ ભારોભાર છે, એ ઉપરથી હાલની સંહિતાઓને નારાયણીય પર્વથી અર્વાચીન માનવી યોગ્ય લાગે છે. બીજી તરફથી રામાનુજના ગુરૂ યામુનાચાર્યે (જે ઇ. સ. ૧૦૪૦માં ગુજરી ગયા.) ઇશ્વર, પરમ, શાંડિલ્ય, સનત્કુમાર, મહાસનત્કુમાર, અને પદ્મોદ્ભવ સંહિતામાંથી ઉતારા કર્યા છે. અને રામાનુજે પોતે પરમ, પૌષ્કર, અને સાત્વત સંહિતામાંથી ઉતારા કર્યાં છે. એજ મતના સમર્થ આચાર્ય વેદાન્તદેશીકે (૧૪ મું શતક) પાઞ્ચરાત્ર રક્ષા નામનો ખાસ ગ્રન્થ લખ્યો છે; જેમાં જય, પારમેશ્વર, પૌષ્કર, પાદ્મ, નારદીય, શ્રીકર, સાત્વત, અહિર્બુ-

---

ધ્યામ તરીકે ગોલોકનું વર્ણન છે. એમાં રાધાને કૃષ્ણની પરમપ્રેમ પાત્ર પ્રિયા કહી છે. ટુંકમાં આ ગ્રન્થ નિંબાર્કસંપ્રદાયના પ્રચાર પછી અને શ્રી વલ્લભાચાર્ય પ્હેલાં રચાયો જણાય છે. કારણ કે વલ્લભાચાર્ય એમાંથી ઉતારા કરે છે.

ંજય, ભાર્ગવ, વરાહ, વિહગેન્દ્ર અને હયગ્રીવનો ઉલ્લેખ કર્યો છે. ઉત્તરમાં, કાશ્મીરના ૧૦ મા શતકના ઉત્પલ વૈષ્ણવે સ્પન્દ પ્રદીપિકામાં જય, હંસ, પરમેશ્વર, વૈહાયસ, અને શ્રીકાલપરનાં નામ લખ્યાં છે. તથા પાઞ્ચરાત્રમાંથી નામ વગર ઉતારા કર્યા છે; જેમાંનો એક થોડા ફેરફાર સાથે અહિર્બુધ્ન્ય સંહિતામાં મળે છે. ૧૦ મા અને ૧૧ મા શતકના ગ્રન્થકારો જેમાંથી ઉતારા કરે છે; અને જેને રામાનુજ અને યામુનાચાર્ય જેવા આગમ જેટલું માન આપે છે; એ સંહિતાઓ ૧૦ મા ૧૧ મા શતકથી ૧૫૦-૨૦૦ વર્ષ જૂની તો હોવી જ જોઇએ. વળી રામાનુજ વગેરેએ જેમાંથી ઉતારા કર્યા છે તે સંહિતાઓ પાછી બીજી સંહિતાઓનો ઉલ્લેખ કરે છે; એ ઉપરથી શ્રીયુત એફ. ઓટો શ્રેડર એમ ધારે છે કે પૌષ્કર, વરાહ, બ્રાહ્મ, સાત્ત્વત, જય, અહિર્બુધ્ન્ય, પારમેશ્વર, સનત્કુમાર, પરમ, પદ્મોદ્ભવ, માહેન્દ્ર, કાણ્વ, પાદ્મ અને ઇશ્વર એટલી સંહિતાઓ જૂની છે; અને તેમાંથી છેલ્લી ઇ. સ. ૮૦૦ ની આસપાસની અને તે પ્હેલાંની અનુક્રમે પ્રાચીનતર હોવાનો સંભવ છે.

પાઞ્ચરાત્ર સંહિતાઓમાં મુખ્યત્વે નીચેના ૧૦ વિષયો હોય છે. વિદ્યા, મન્ત્રશાસ્ત્ર, યન્ત્રશાસ્ત્ર, માયાયોગ, યોગ, મન્દિરનિર્માણ, પ્રતિષ્ઠાવિધિ, સંસ્કાર, આહ્નિક, વર્ણાશ્રમધર્મ અને ઉત્સવો.

વિદ્યામાં સૃષ્ટિની ઉત્પત્તિ, ઇશ્વરનું સ્વરૂપ, જીવનું રૂપ, મોક્ષ, વગેરે વાતો આવે છે. આમાંથી સૃષ્ટિ વિષે ટુંકામાં દિગ્દર્શન કરવાથી પાઞ્ચરાત્ર સંહિતાઓનો પ્રકાર કાંઇક સમજાશે. પરબ્રહ્મ એક, દુઃખ રહિત. અનન્ત અપ્રાકૃત કલ્યાણગુણયુક્ત, અનાદિ, અનન્ત, સર્વવ્યાપી, હેયોપાદેયાદિ રહિત, નિષ્કલંક, નિરંજન, અને પૂર્ણ છે. જે પરમાત્મા, ભગવાન, વાસુદેવ, વગેરે નામોથી ઓળખાય છે. એ ત્રિવિધ પરિચ્છેદથી શૂન્ય છે. આ બ્રહ્મ, પ્રતિબન્ધ ક્ષીણ થયા પછી અનુભવી શકાય છે પણ કહી શકાતું નથી. સર્વ

કારણના કારણરૂપ આ બ્રહ્મ જ્ઞાન, શક્તિ, ઐશ્વર્ય, બલ, વીર્ય અને તેજ રૂપ છ ગુણથી યુક્ત હોવાથી ભગવાન કહેવાય છે. પણ પરમાત્માનું મુખ્ય રૂપ તો જ્ઞાનજ છે. આ છ ગુણયુક્ત બ્રહ્મ 'હું બહુ થાઉં' એવો સંકલ્પ કરે છે. એ સંકલ્પ—એ પ્રેક્ષણનુંજ નામ સુદર્શન.

આ બ્રહ્મની શક્તિ એનું સર્વ કાર્ય કરે છે. એ સર્વ ભાવમાં, અનુસ્યૂત રહે છે, એ વિષ્ણુના નિમેષ ઉન્મેષ રૂપ છે. એ શક્તિ જગત રૂપે દેખાય ત્યારે લક્ષ્મી કહેવાય છે. એ શક્તિના બે ભેદ છે; ક્રિયાશક્તિ અને ભૂતિશક્તિ. ભૂતિના ત્રણ પ્રકાર છે; અવ્યક્ત, કાલ અને પુરૂષ.

## સૃષ્ટિનાં ઉત્પત્તિ અને લય

પ્રલય વખતે છ ગુણોને સમેટી લઈને સૂતેલા પરબ્રહ્મ નારાયણની શક્તિમાં સ્વતન્ત્રતાથીજ, કોઈ કારણથી એ મહારાત્રિના છેલ્લા ભાગ વખતે સ્ફુરણા થાય અને એ સ્ફુરણાથી શુદ્ધાશુદ્ધ, ભોગ્યભોક્તાવિભાગમય, સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. શુદ્ધસૃષ્ટિમાં, પરબ્રહ્મમાંથી સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ એ ત્રણ વ્યૂહ ઉત્પન્ન થાય છે. વાસુદેવને સાથે ગણીને એ ચાર વ્યૂહ પણ કહેવાય છે. વિષ્ણુની જે ઉપરોક્ત શક્તિ એજ વાસુદેવ. આ ચાર વ્યૂહમાંથી બીજા ૧૨ ઉપવ્યૂહો નીકળે છે; જેનાં નામો નીચે પ્રમાણે છે:—કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ, પદ્મનાભ અને દામોદર. આ ઉપરાંત ૩૯ વિભવો (અવતારો) માન્યા છે. પદ્મનાભ, ધ્રુવ, અનન્ત, શક્ત્યાત્મા, મધુસૂદન, વિદ્યાધિદેવ, કપિલ, વિશ્વરૂપ, વિહંગમ, ક્રોડાત્મા, વડવાવક્ત્ર, ધર્મ, વાગીશ્વર, એકાર્ણવશાયી, કમઠેશ્વર, વરાહ, નારસિંહ, પીયૂષ હરણ, શ્રીપતિ, અમૃતધારક, કાલનેમિઘ્ન, પારિજાતહર, લોકનાથ, શાન્તાત્મા, દત્તાત્રેય, ન્યગ્રોધશાયી, એકશૃંગતનુ, વામન, ત્રિવિક્રમ, નર, નારાયણ, હરિ, કૃષ્ણ, વેદવિત્, પરશુરામ, રામ, કલ્કી,

અને પાતાલશયન. વિષ્ણુનાં આ સર્વરૂપો—પરવ્યૂહ, અપરવ્યૂહ, અને વિભવ સર્વની મૂર્તિઓ, અને આયુધો, એનાં ભૂષણો એનાં વસ્ત્રો, એની પૂજાનો વિધિ વગેરે બધું પાઞ્ચરાત્ર સંહિતાઓમાં સવિસ્તર વર્ણવેલું મળે છે.અને એ ઉપરથીજ દક્ષિણમાં આ દેવોની મૂર્તિઓ થતી અને હજી થાય છે. ઉપર જે સૃષ્ટિ કહી તે શુદ્ધસૃષ્ટિ. હવે અશુદ્ધ સૃષ્ટિ નીચે કહી છે, આ શુદ્ધતર સૃષ્ટિ પણ વિષ્ણુસંકલ્પમય ભૂતિશક્તિની સ્ફૂર્તિમાંથી ઉત્પન્ન થાય છે. અશુદ્ધસૃષ્ટિ ત્રણ પ્રકારની છે. પુરૂષ, કાલ, અને ગુણ. પુરૂષસૃષ્ટિમાં પ્રદ્યુમ્નમાંથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણનાં, મૂળ મનુરૂપ જોડકાં ઉત્પન્ન થઇને તેમાંથી આ સર્વ જીવ–પુરૂષો ઉત્પન્ન થાય છે. અને કાલ તથા નિયતિ બે કાલમય શક્તિમાંથી ઉત્પન્ન થાય છે. અને શક્તિનું જે ગુણમયરૂપ છે તેમાંથી સત્ત્વ, સત્ત્વમાંથી રજ, એમાંથી તમ, પછી બુદ્ધિ, અહંકાર, અને એમાંથી પઞ્ચભૂત તન્માત્રાઓ, ૧૧ ઇંદ્રિયો પાંચ મહાભૂતો અને તેમાંથી સઘળું ભૌતિક જગત એ રીતે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. સૃષ્ટિક્રમથી ઉલટી રીતે ઉપલી સૃષ્ટિનો લય થાય છે. એટલે પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, અહંકાર, બુદ્ધિ, તમ, રજ, સત્ત્વ, કાલ, નિયતિ, શક્તિ, કૂટસ્થ પુરૂષ, અનિરૂદ્ધ, પ્રદ્યુમ્ન સંકર્ષણ અને વાસુદેવ આ પ્રમાણે ઉત્તરોત્તર એક બીજામાં લય પામે છે.

ઉપર જે વ્યૂહ વગેરેની શુદ્ધસૃષ્ટિ કહી એનો દેશ, એ પરમ-વ્યોમ. એ પણ શુદ્ધ સૃષ્ટિમાં છે. જે નિઃસીમ સુખમય છે, જ્યાં આનન્દમય ભોગ અને લોભ છે, જ્યાં મુક્તોના જ્ઞાનાનન્દમય દેહો હોય છે, ત્યાં આ દેવો હમેશાં ભગવાનને જુએ છે. આ પદ પ્રાપ્ત કરીને સૂક્ષ્મ, ત્રસરેણુરૂપ આવિર્ભાવતિરોભાવધર્મરહિત મુક્તો ફરી સંસારમાં આવતા નથી. સંસારમાં, ભગવાનના જેવા રૂપ વિષે ભક્તો આસક્ત હોય તેવું રૂપ ત્યાં દેખે છે.

અહીં પાઞ્ચરાત્ર સંહિતામાંથી વધારે સાર આપવા જેટલી

જગ્યા નથી. એનું સાહિત્ય ઘણું વિશાળ છે. વળી આ તરફ એ અપરિચિત હોવાથી ટુંકામાં સમજાવું મુશ્કેલ છે. આગળ રામાનુજ મતનો સાર આપ્યો છે તેમાં આ સંહિતાઓની કેટલીક વાત આવી જાય છે. આ સંહિતાઓમાં, તે ઉપરાંત મન્ત્રો અને યન્ત્રોના તાન્ત્રિક પ્રકારોનું બહુ સવિસ્તર વર્ણન છે. (પાંચ્ચરાત્ર સંહિતાઓનો ઇતિહાસ તથા તેનો સાર અઘાર લાયબ્રેરીમાંથી ૧૯૧૬માં બહાર પડેલી અહિર્બુધ્ન્ય સંહિતામાંથી તથા એના ઉપોદ્‌ઘાતમાંની લીધો છે.)

દ્રાવિડ દેશમાં પાંચરાત્ર સંહિતાઓ ઉપરાંત વૈખાનસ સંહિતાઓ કે શાસ્ત્રો નામના ગ્રન્થો પ્રચલિત છે. અને કેટલાંક વૈષ્ણવ મંદિરોમાં એ વૈખાનસ ગ્રન્થોને અનુસરી દેવનાં પૂજાદિ થાય છે. દા. ત. તિરૂપતિના વેંકટેશ્વરમાં. હવે અપ્પયદીક્ષિત કહે છે કે પાંચરાત્ર સંહિતાઓ અ વૈદિક છે ત્યારે આ વૈખાનસ સંહિતાઓ જે બારેકની સંખ્યામાં મળે છે, તે વૈદિક છે. અતિહાસિક દૃષ્ટિએ તો ભક્તિ માર્ગ જ પૂરેપૂરો વૈદિક ગણાય કે કેમ એ શંકા છે. પાઞ્ચરાત્ર અને પાશુપતને છેક મહાભારતથી ત્રયીથી ભિન્ન ગણવાની પ્રથા છે. ભગવાન શંકરાચાર્ય અને મહિમ્નઃ સ્તોત્રના કવિ પણ એમજ ગણે છે (જુઓ त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति એ વચન)

ઇ. સ. ૮૦૦ની આસપાસમાં પાઞ્ચરાત્ર સંપ્રદાયના મુખ્ય સિદ્ધાન્તો:–શંકરાચાર્યે બ્રહ્મસૂત્ર(૨–૨–૪૨)ના ભાષ્યમાં પાઞ્ચરાત્ર સિદ્ધાન્તનું ખંડન કરતાં એના સિદ્ધાન્તો નીચે પ્રમાણે રજૂ કર્યા છે:—"ચતુર્વ્યૂહાત્મક ભગવાન વાસુદેવરૂપ પરબ્રહ્મની પૂજાનો વિધિ પાંચ પ્રકારનો છે. અભિગમન (દેવ મન્દિરે મન, વચન, કર્મ દેવમાંજ રાખીને જવું), ઉપાદાન (પૂજાની સામગ્રી એકઠી કરવી), ઈજ્યા, સ્વાધ્યાય (મન્ત્રનો જપ) અને યોગ; આ રીતે પાંચ પ્રકારથી ૧૦૦ વર્ષ સુધી ભગવાનને ભજવાથી ભક્ત સર્વ પાપોથી છુટીને ભગવાનને પ્રાપ્ત થાય છે" અહીં ભગવાન વાસુદેવના ચાર વ્યૂહો નારાયણીય પર્વોક્તજ લખ્યા છે..

# પ્રકરણ ૯ મું

## પુરાણો

ભાગવત સંપ્રદાય માટે શંકરાચાર્યના ભાષ્યમાંથી ઉપર કરેલા ઉતારા ઉપરથી ઇ. સ. ના આઠમા શતક સુધી પાઞ્ચરાત્ર સંપ્રદાયનું સ્વરૂપ કેવું હતું એ દેખાય છે. ભગવદ્ગીતા મૂળ, પછી નારાયણીય પર્વ, પછી સાત્ત્વત, અહિર્બુધ્ન્ય વગેરે પાઞ્ચરાત્ર સંહિતાઓ અને શંકરાચાર્ય જેમાંથી પઞ્ચધા પૂજા બતાવે છે એવું બીજું, આજે ન મળતું, સાહિત્ય એ સર્વમાંથી પઞ્ચરાત્રને અનુસરનારા રામાનુજ વગેરે આચાર્યોએ પોત પોતાના ભક્તિમય સંપ્રદાયો માટે મૂળતત્ત્વો લીધાં છે. આ સંહિતાઓ ઉપરાંત ભક્તિમાર્ગને પોષનારાં તથા નિમ્બાર્ક મધ્વ ચૈતન્ય અને વલ્લભે પોતાના મત માટે જેનો ખાસ આશ્રય લીધો છે એવાં કેટલાંક વૈષ્ણવ પુરાણો છે; પાછળના ભક્તિ માર્ગ ઉપર એ પુરાણોએ ઘણી અસર કરી છે. લૌકિક ભક્તિમાર્ગ ઉત્તરમાં તો પુરાણોથી-જ ખેડાયો છે. વૈષ્ણવ પુરાણોમાં વિષ્ણુના અવતારોની તથા વિષ્ણુ ભક્તોની કથાઓ ભક્તિરસનું ઉદ્દીપન કરે એવી રીતે કહેલી હોય છે; તે ઉપરાંત એમાં ભક્તિનું તથા ભક્તિનાં જુદાં જુદાં અંગોનું સવિસ્તર વ્યાખ્યાન મળે છે. ગરૂડ, અગ્નિ, વાયુ, મત્સ્ય કૂર્મ, માર્કંડેય, પદ્મ, વિષ્ણુ, બ્રહ્મવૈવર્ત, બ્રહ્મ, નારદીય, વામન, વરાહ અને ભાગવત એટલાં પુરાણો વૈષ્ણવ ગણાય છે. પણ વસ્તુત; બ્રહ્મ પુરાણ, વિષ્ણુપુરાણ, ભાગવત અને બ્રહ્મવૈવર્ત એ ચારમાંજ વૈષ્ણવ અંશ ઠીક વિસ્તારવાળો છે. બાકી છુટક વચનો કે અધ્યાયો બીજાં પુરાણોમાં મળે છે તેનો અહીં વિચાર કરવાની જરૂર નથી. આમાંથી બ્રહ્મ પુરાણ અને વિષ્ણુપુરાણ ઉપર નજર નાખી લઈ ભાગવતનું જ સવિસ્તર અવલોકન કરીએ.

## બ્રહ્મપુરાણ

હરિવંશમાં કહેલું કૃષ્ણ ચરિત્ર બ્રહ્મપુરાણમાં મળે છે. અને એનો પાઠ હરિવંશ પછીનો અને વિષ્ણુપુરાણ પ્હેલાંનો છે એવો મારો મત છે. બ્રહ્મપુરાણના ૧૮૦ થી ૨૧૨ સુધીના ૩૨ અધ્યાયોમાં શ્રી કૃષ્ણ ચરિત્ર છે. પણ એ શિવાય બ્રહ્મપુરાણમાં વૈષ્ણવ અંશ કહી શકાય એવા ભાગોમાં વરાહ, વામન, નૃસિંહ, દત્તાત્રેય, જામદગ્ન્યરામ, દાશરથીરામ, અને કલ્કી એટલા અવતારોની સંક્ષિપ્ત કથાઓ છે. પણ એ શિવાય બ્રહ્મપુરાણને ખાસ વૈષ્ણવપુરાણ ગણવું પડે એવું એમાં કાંઈ નથી. ઉલટું તેમાં સૂર્યસ્તુતિ (અ. ૩૩) રૂદ્રમહિમાનું વર્ણન (અ. ૩૪) પાર્વતી આખ્યાન, શિવસ્તુતિ, દક્ષયજ્ઞ ભંગ વગેરે બીજું ઘણું છે. વળી મુખ્યત્વે બ્રહ્મપુરાણ તીર્થપુરાણ છે (જુઓ મારૂં પુરાણ વિવેચન પૃ. ૧૮૪-૧૮૫) એટલે બ્રહ્મપુરાણોક્ત કૃષ્ણચરિત્ર લગભગ શબ્દશઃ જેમાં મળે છે અને જે વૈષ્ણવપુરાણ ગણાય છે તથા જેનો ભાગવત પુરાણમાં તથા ભક્તિમાર્ગમાં ઘણો લાભ લેવાયો છે તે વિષ્ણુપુરાણ ને ટુંકામાં અવલોકીએ.

## વિષ્ણુપુરાણ

વિષ્ણુપુરાણ ભાગવતનું મૂળ છે. ભાગવત એનો આધાર રાખીને એના ક્રમને અનુસરીને ચાલે છે. વિ. પુ. ના ૭ અંશોના ભાગવતે બાર સ્કંધો કર્યા છે, એટલે વિ. પુ. નાં વસ્તુનો ભાગવતે વિસ્તાર કર્યો છે. વિષ્ણુપુરાણનો સમય પુરાણોમાં એના સ્થાન ઉપરથી તથા ભામતીકારે એના એક શ્લોકનો ઉતારો કર્યો છે એ ઉપરથી મેં ઈ. સ. ૬૦૦ ની આસપાસમાં માન્યો છે. (જુઓ પુરાણ વિવેચન પૃ. ૧૮૮) નારાયણીય પર્વ અને હરિવંશ સાથે વિષ્ણુપુરાણને સરખાવવાથી વિષ્ણુપુરાણના વખતમાં વૈષ્ણવ ભક્તિમાર્ગનો કેવો વિકાસ થયો છે તે સમજી શકાય છે. વિષ્ણુપુરાણ ચોખ્ખું વૈષ્ણવ પુરાણ છે.

વૈષ્ણવોના ખાસ ઉપયોગ માટે રચાયેલું એ દેખાય છે. છતાં એમાં વંશાદિ સામાન્ય પૌરાણિક અંશો જરૂર છે પણ અહીં તો એ શિવાયના જે વૈષ્ણવ અંશો છે તેનો જ વિચાર પ્રસ્તુત છે. (૧) પ્હેલું તો પરમદેવના નામ તરીકે વિષ્ણુપુરાણમાં વિષ્ણુ, નારાયણ, વાસુદેવ, કૃષ્ણ વગેરે વિષ્ણુના પર્યાયો જ વાપરવામાં આવ્યા છે. "વિષ્ણુ જ બ્રહ્મા, વિષ્ણુ અને શંકરરૂપે જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ થાય છે" (જુઓ વિ. પુ. અં. ૧ અ. ૨) એ વિષ્ણુપુરાણનો સિદ્ધાંત છે. (૨) વિષ્ણુનું માહાત્મ્ય વર્ણવવા માટે અને વિષ્ણુમાં ભક્તિ ઉત્પન્ન કરવા માટે આ પુરાણ રચાયું હોય તેમ વારંવાર વિસ્તારથી વિષ્ણુસ્તુતિ કરવામાં આવી છે. (૩) વિષ્ણુ ભક્તિને ઉદ્દીપ્ત કરવાના ઉદ્દેશથી જ પ્રહ્લાદ વગેરે ભક્તોની પરચા વાળી કથાઓ કહેવામાં આવી છે. (જુઓ વિ. પુ. અં. ૧ અ. ૧૬ થી ૨૦ માં પ્રહ્લાદ ચરિત્ર) અને (૪) એ જ ઉદ્દેશથી શ્રી કૃષ્ણચરિત્ર વિસ્તારથી કહેલું છે. પણ વિષ્ણુપુરાણને વૈષ્ણવ સિદ્ધ કરવા માટે દલીલની જરૂર જ નથી. સંપૂર્ણ રીતે વૈષ્ણવ ગણાય અને સાંપ્રદાયિક અસર વગરનાં હોય એવાં તો બેજ પુરાણો છેઃ (૧) વિષ્ણુપુરાણ અને (૨) ભાગવત, એ નિર્વિવાદ છે. ભાગવતનો પ્રચાર થયા પહેલાં વૈષ્ણવ પ્રમાણ ગ્રન્થ તરીકે વિષ્ણુપુરાણ વપરાતું એમ શાંડિલ્ય-સૂત્રની ટીકા, દશ શ્લોકીની ટીકા વગેરે ગ્રંથો જોતાં જણાય છે.

વિષ્ણુપુરાણ અદ્વૈતવાદી છે. એનો અદ્વૈતવાદ ઉપનિષદો અને મહાભારતના શાંતિપર્વને અનુસરે છે. મુક્તિના સાધન તરીકે છેલ્લા ભાગમાં એટલે છઠ્ઠા અંશના સાતમા અધ્યાયમાં તો પાતંજલયોગ દર્શનમાં કહેલા યોગનો જ ઉપદેશ કર્યો છે. માત્ર યોગાંગ રૂપ ધ્યાનનું નિરૂપણ કરતાં વિષ્ણુની મૂર્તિનું ધ્યાન કરવાનો ઉપદેશ આપ્યો છે, એટલી વિશેષતા છે પણ અન્યત્ર નિશ્ચલ ભક્તિથી વિષ્ણુની પ્રસન્નતા અને તે દ્વારા મુક્તિ એ માર્ગ પણ કહ્યો છે. (જુઓ અં.

૧ અ. ૨૦ શ્લો. ૨૭–૨૮ ) આ ભક્તિ વિષ્ણુની હોય કે એના કૃષ્ણાદિ અવતારની હોય એથી કશો ફેર પડતો નથી એમ વિષ્ણુ પુરાણ ગણે છે. "વિષયોમાં અવિવેકી માણસોને જેવી પ્રીતિ હોય છે તેવી ભગવાનના સ્મરણથી ભગવાન ઉપર થયેલી અચલ પ્રીતિ એનું નામ ભક્તિ" એવું ભક્તિનું લક્ષણ વિષ્ણુપુરાણ (અં. ૧ અ. ૨૦ શ્લો. ૧૭)માં મળે છે. આ ભક્તિ જેમ નિશ્ચળ હોવી જોઈએ તેમજ અવ્યભિચારી હોવી જોઈએ એમ પણ કહેલું છે ( અં. ૧ અ. ૧૯ શ્લો. ૫ ) વળી સ્મરણ, નામ કીર્તન, પ્રપત્તિ વગેરેનો વિષ્ણુપુરાણમાં ઉલ્લેખ મળે છે. કલિયુગમાં તો કૃષ્ણનું નામ સ્મરણ જ કલ્યાણસાધક છે અને સ્ત્રી શૂદ્રનો એ સહેલાઈથી ઉદ્ધાર કરે છે એ બેય તત્ત્વો કહ્યાં છે. ( અં. ૬ અ. ૩ શ્લો. ૧૭ ) છતાં ગીતા જેટલું પણ ભક્તિનું સવિસ્તર કે સૂક્ષ્મ નિરૂપણ વિષ્ણુપુરાણમાં નથી. અલબત્ત ગીતામાં ભક્તિનું જે વિવરણ કરેલું છે તે બધું તો લોકપ્રસિદ્ધ જ છે, ભક્તો એનો ઉપયોગ તો કરે જ છે એટલે એ વસ્તુ ફરી કહેવાની જરૂર નથી એમ ગણીને ભક્તોનાં ચરિત્રોની તથા શ્રી કૃષ્ણ ચરિત્રની કથા વાર્તા કરીને ભક્તિને પોષવાના જે પ્રકારનો ગીતાના સમય પછી વિકાસ થયો હતો તેનું વિશેષતઃ નિરૂપણ કરવાનો વિષ્ણુપુરાણનો ઉદ્દેશ છે. ભક્તોનાં ચરિત્રોમાં ધ્રુવ અને પ્રહ્લાદનાં વિષ્ણુ ભક્ત તરીકે લખાયેલાં ચરિત્રો પ્હેલી વાર વિષ્ણુપુરાણમાં મળે છે.

શ્રી કૃષ્ણચરિત્રનું તો મહાભારત તથા હરિવંશને અનુસરીને વિષ્ણુપુરાણમાં વર્ણન કરેલું છે. "શ્રી કૃષ્ણ માણસ રૂપમાં પરબ્રહ્મ વિષ્ણુ જ છે." ( અં. ૪ અ. ૧૧ શ્લો. ૨ ) એમ ગણીને વિષ્ણુપુરાણના પાંચમા અંશમાં શ્રી કૃષ્ણચરિત્ર કહેલું છે. વિષ્ણુ પુ. ના કુલ ૧૨૬ અધ્યાયોમાંથી ૩૮ અધ્યાયોમાં કૃષ્ણ ચરિત્ર છે; એ ઉપરથી પુરાણકારના મનમાં એનું કેટલું મોટું સ્થાન છે તે સમજી શકાશે. વળી એના મનથી તો એણે જે કૃષ્ણ કથા આપી છે તે ઐતિહાસિક વૃત્તાન્ત છે.

કૃષ્ણ ચરિત્રનો સવિસ્તર વિચાર કરવાની કાંઈ જરૂર નથી કારણ એ અતિ પ્રસિદ્ધ છે અને એ ઉપર સ્વતંત્ર ગ્રન્થો લખાયા છે. ગીતામાં કહેલા " સાધુઓના રક્ષણ માટે અને દુષ્કર્મ કરનારાઓના વિનાશ માટે હું યુગે યુગે અવતાર લઉં છું." એ સિદ્ધાન્તના દાખલા રૂપ કૃષ્ણ ચરિત્રમાં કંસ વધનું સ્થાન તો મહાભારતના વખતથી જ હતું અને પૂતનાદિના વધની કથા હરિવંશમાં આવી. પણ ભક્તિમાર્ગના ઇતિહાસમાં કૃષ્ણ ચરિત્રના બીજા પ્રસંગોની ચર્ચા અનાવશ્યક છે. ફક્ત ગોપીઓ સાથેનો કૃષ્ણનો સંબંધ જ ટુંકામાં વિચારી લેવાની જરૂર છે. રાસલીલા વિષે હરિવંશના પ્રસંગમાં જે કહ્યું છે તે વિષ્ણુપુરાણને પણ લાગુ પડે છે. વિષ્ણુપુરાણમાં હરિવંશના હલ્લીષ ક્રીડનને બદલે રાસક્રીડા શબ્દ છે. આ રાસ શબ્દનો, ભાગવતના ટીકાકાર શ્રીધરના કહેવા પ્રમાણે "હાથમાં હાથ ભરાવીને મંડળ રૂપે ફરતાં સ્ત્રીઓ તથા પુરૂષોનો નૃત્ય વિનોદ" એવો અર્થ થાય છે. આ પ્રકારના નૃત્ય વિનોદમાં યૂરોપની તથા બીજી પ્રજાઓ કાંઈ ખોટું કે અનીતિ યુક્ત ગણતી નથી. આપણા દેશમાં પણ ચોધરા નવડા, દુબળા વગેરે લોકોમાં સ્ત્રી પુરૂષો સાથે મળીને ગોળ ફરતાં ફરતાં નાચે એ સામાન્ય રિવાજ છે. જો કે ભાગવતાન્તર્ગત રાસ પંચાધ્યાયીમાં વર્ણવવામાં આવેલા ઘણાખરા પ્રસંગોનું બીજ વિષ્ણુપુરાણના રાસ વર્ણનના અધ્યાય ( અં. ૫ અ. ૧૩ )માં છે પણ તેમાં સ્થૂળ કામોપભોગનું સૂચન કરે એવું ખાસ કાંઈ નથી. હરિવંશના વર્ણન કરતાંયે વિષ્ણુપુરાણનું વર્ણન વધારે નિર્દોષ છે. પણ વિષ્ણુપુરાણનો જમાનો હરિવંશના જમાનાથી જુદો છે. અને એના લેખકમાં ચોખલીઆપણું હરિવંશના લેખક કરતાં વધારે છે, એટલે એણે હરિવંશથી ચાલ્યું આવતું રાસક્રીડાનું વર્ણન ઉતાર્યું ખરૂં પણ વિષ્ણુના અવતાર રૂપ કૃષ્ણ ગોપીઓ સાથે આ રીતે નાચે રમે એ કાંઇ એને ઠીક ન લાગ્યું એટલે અધ્યાયને અન્તે બચાવમાં કહે છે કે " તે

પરમેશ્વર ( કૃષ્ણ ) ગોપીઓમાં તેના પતિઓમાં તથા પ્રાણી માત્રમાં આકાશાદિ પેઠે વ્યાપીને રહ્યા છે." ( અં. ૫ અ. ૧૩ શ્લો. ૬૦-૬૧ ) વળી વિષ્ણુપુરાણના લેખકમાં જેમ ચોખલીઆ પણું વિશેષ છે તેમ ભક્તિના વિચારોમાં પણ હરિવંશના લેખકની દૃષ્ટિ કરતાં એની દૃષ્ટિ ઘણી આગળ વધેલી છે. પરિણામે ગોપીઓની કૃષ્ણને મળવાની કામનામાં એ ભક્તિ તત્ત્વ જુએ છે. અને લખે છે કે અમુક ગોપી તો વડીલ જનોએ રોકવાથી કૃષ્ણ પાસે ન જઈ શકી તે "પરબ્રહ્મરૂપ કૃષ્ણનો વિચાર કરતાં કરતાં એને ન મળી શકાવાના મહા દુઃખથી પાપો બળી જતાં પ્રાણ રહિત થઈને મુક્ત થઈ ગઈ." ( અં. ૫ અ. ૧૩ શ્લો. ૧૪-૧૫ ) આ રીતે વિષ્ણુપુરાણના કર્તાએ ગોપીઓમાં જોયેલી ભક્તિની ભાવનાનો ભાગવતમાં કેવો વિકાસ થયો છે તે આગળ દેખાશે.

વિષ્ણુપુરાણમાં ભક્તિ, જ્ઞાન, યોગનું નિરૂપણ છે. પણ એના લેખકને વ્યવહારનો ઉચ્છેદ ઇષ્ટ નથી. વિષ્ણુ ભક્તોનાં લક્ષણો વર્ણવતાં વર્ણાશ્રમના ધર્મોના અચળ પાલન ઉપર તથા બ્રહ્મચર્ય, સત્ય, અહિંસા, રાગદ્વેષનો ત્યાગ, માત્સર્યનો ત્યાગ નિરભિમાનિતા વગેરે નૈતિક ગુણોની આવશ્યકતા ઉપર ઘણો ભાર મૂકયો છે. જેનામાં સત્ય બ્રહ્મચર્યાદિ ગુણો હોય અને જે પોતામાં અને સર્વ ભૂતોમાં અભેદ ભાવથી હરિને જોઈને તેની ભક્તિ કરે તેને જ હરિના ભક્તો ગણવા એમ વિ. પુ. કહે છે. તથા અનીતિ પાપ અને કપટમાં જેઓ આસક્ત હોય તેઓ વાસુદેવના ભક્ત ( એવો ડોળ કરતા હોય તો પણ ) કહેવાય જ નહિ એમ પણ સ્પષ્ટ કહે છે. ( જુઓ અં. ૩ અ. ૭ ).

ફર્કુહર વિષ્ણુપુરાણને પાંચરાત્ર સંપ્રદાયનો ગ્રન્થ ગણે છે.[1] પણ એમને ટેકો આપે એવું કાંઈ વિ. પુ. માં મને દેખાતું નથી.

---

[1] આઉટ લાઈન ઓફ ધી રીલીજીઅસ લીટરેચર ઓફ ઇન્ડીઆ પૃ. ૧૪૩

# પ્રકરણ ૧૦ મું.

## ભાગવત પુરાણ

બ્રહ્મપુરાણ કે વિષ્ણુપુરાણ કરતાં વધારે વંચાતું, અથવા કથા માટે વપરાતું તથા આ તરફ બીજાં કોઈ પણ પુરાણ કરતાં વધારે લોકપ્રિય ભાગવત છે. ઘણા તો ભાગવત સિવાય બીજાં પુરાણો છે એમ જાણતાજ નથી. ભાગવતમાં એનાં નામ ઉપરથી દેખાય છે તેમ ભક્તિનું વ્યાખ્યાન પણ ઘણું છે. વૈષ્ણવ માર્ગના ઈતિહાસમાં ભાગવત પુરાણનું સ્થાન ઘણું મોટું છે. ભગવદ્ગીતા, નારાયણીય પર્વ અને પછી એક તરફ પાઞ્ચરાત્ર સંહિતાઓ અને બીજી તરફ હરિવંશ અને વિષ્ણુ ભાગવત જેવાં પુરાણો એમ વૈષ્ણવ સાહિત્યનો ક્રમ મને તો દેખાય છે. અને જેમ દ્રાવિડ દેશમાં પાઞ્ચરાત્ર સંહિતાઓ પ્રચલિત છે; તેમ આ તરફ ભાગવત પ્રચલિત છે. વળી નારાયણીય પર્વ કરતાં ભાગવતમાં ગીતાએ પ્રથમ ઉપદેશેલાં ભક્તિતત્ત્વનું વધારે વિસ્તારવાળું તથા વધારે ઉંડું વિવરણ છે એમ મને લાગે છે. જેમ ગીતામાં કૃષ્ણાર્જુન સંવાદ છે, તેમ ભાગવતના એકાદશસ્કંધમાં કૃષ્ણ ઉદ્ધવ સંવાદ છે, જેમાં ગીતાની કેટલીક વાતોનો અધ્યાયાનુક્રમે વિસ્તાર છે; અને તે ઉપરથી, ગીતાના વિચારોએ ભાગવતના વખતમાં કેવું રૂપ લીધું હતું એ સ્પષ્ટ દેખાય છે.

## ભાગવતનો સમય

મહાભારત અને બીજાં પુરાણો કર્યાથી અસન્તુષ્ટ રહેલા વ્યાસજીએ, શ્રીમદ્ભાગવત ભગવાનના ગુણ ગાવા માટે રચ્યું એમ એ ગ્રન્થની શરૂઆતમાં જ લખ્યું છે; અને વાયુ, મત્સ્ય વગેરે અનેક પુરાણો રચાયા પછી ભાગવત રચાયું છે એટલું તો વાયુ વગેરે સાથે એને સરખાવી જોવાથી તરત

દેખાય છે. પણ ભાગવતનું ખાસ મળતાપણું તો વિષ્ણુપુરાણ સાથે છે. વિષ્ણુ પુરાણ સામે રાખીને એનાં વસ્તુનો ક્રમશઃ વિસ્તાર કરીને ભાગવત રચાયું છે. હવે વિ. પુ. નો સમય ઈ.સ. ૬૦૦ની આસપાસમાં મેં માન્યો છે. ભાગવત તે પછી રચાયું છે એટલું નિઃસંદેહ છે. બીજી તરફથી ૧૩ મા શતકના બોપદેવે ભાગવત ઉપર મુક્તાફલ અને હરિલીલામૃતોડષકલા નામના બે ગ્રન્થો લખ્યા છે. અને મધ્વાચાર્ય ભાગવતને મહાભારત જેટલું માન આપે છે. આ આચાર્યનો સમય ઈ. સ. ૧૧૯૯ થી ૧૨૭૮ નો ગણાય છે. ૧૩મા શતકમાં આટલી પ્રતિષ્ઠા મેળવનાર ભાગવત એ વખતે ૨૦૦–૩૦૦ વર્ષ જૂનું હોવું જોઇએ. વળી ૧૨મા શતકના જયદેવ કવિથી બ્રહ્મવૈવર્ત પુરાણ જૂનું છે અને ભાગવત તેથી પણ જૂનું છે. મતલબકે ઈ. સ. ૬૦૦ થી ૧૧૦૦ વચ્ચે ભાગવત રચાયું હોવું જોઇએ અને શંકરાચાર્યના વિચારોની ભાગવત ઉપર અસર છે[1] એમ સકારણ ગણીને હું ભાગવતને ઈ. સ. ૮૨૫ થી ૮૫૦ ની અંદર રચાયેલું ગણું છું.[2]

ભાગવતના તથા પાઞ્ચરાત્ર સંહિતાઓના સમય માટે અહિં

૧ કેટલાક શંકરાચાર્યના કહેવાતા ગ્રન્થો સર્વ સિદ્ધાંતસાર સંગ્રહ ચતુર્દશમતવિવેક, વાસુદેવ સહસ્રનામની ટીકા વગેરેમાં ભાગવતનો ઉલ્લેખ છે, તથા પંચીકરણની તેમજ ઉત્તર ગીતાની ગૌડપાદાચાર્યની કહેવાતી વ્યાખ્યાઓમાં ભાગવતનો ઉતારા સાથે ઉલ્લેખ છે માટે ભાગવત એ બેયથી પ્રાચીન છે એમ કહે છે પણ ઉપલા ગ્રન્થો આદ્યશંકરાચાર્યના તથા તેની પ્હેલાં થયેલા ગૌડપાદાચાર્યના નથી એવી ઐતિહાસિકોની પ્રમાણ પ્રતિષ્ઠાપિત માન્યતા છે.

૨ ભાગવતના સમયની સવિસ્તર ચર્ચા માટે જુઓ મારો ભાગવતનો સમય નામનો લેખ ( પુરાતત્ત્વ પુ. ૫ પૃ. ૧૧૧ ) જેમાં ભાગવતમાં દેખાતી શંકરાચાર્યની અસર અનેક દાખલાઓવડે સવિસ્તર દર્શાવી છે અને વિષ્ણુપુરાણ વગેરે સાથે ભાગવતની સરખામણી માટે મારું પુરાણ વિવેચન પૃ. ૨૦૪

કરેલા અનુમાનને બીજી રીતે પણ ટેકો મળે છે. નારાયણીય પર્વમાં મન્દિરોની કે વાસુદેવની પ્રતિમા પૂજાની વાત નથી. જ્યારે આ ગ્રન્થોમાં વાસુદેવનાં મન્દિરોની તથા એની પ્રતિમા પૂજાની ઘણી વાતો છે. હવે જો કે વિદિશા ( વેશનગર ) ના ગરૂડધ્વજથી, ઘોસંડીના લેખથી તથા પતંજલીના કહેવાથી આપણે જાણીએ છીએ કે ઈ. સ. પૂર્વે બીજા શતકમાં વાસુદેવનાં મન્દિરો હતાં; પણ આ ગ્રન્થોમાં જે અસર દેખાય છે, તે ઈ. સ. પાંચમા શતકમાં ઉભાં થવા માંડેલાં અને તે પછી આખા દેશમાં પ્રસરી ગયેલાં વિષ્ણુનાં મન્દિરોની અને એ મન્દિરોની યાત્રા કરવા ફરતા તથા જ્યાં જાય ત્યાં કીર્તનો તથા કથા વાર્તાઓ કરતા ભાગવત કવિઓ અને ભક્તોની અસર હોય એમ જણાય છે. અર્થાત્ ભાગવતમાં જે ચિત્ર દેખાય છે, તે ઇ. સ. ના પાંચમાથી નવમા શતક દરમીયાન પ્રચલિત ભક્તિ માર્ગની સ્થિતિનું ચિત્ર છે. આગળ આપેલા લેખો સાથે ભાગવતનું વિવેચન સરખાવવાથી એ વાતની ખાત્રી થશે.

## ભાગવતની ભક્તિ-ઇશતત્ત્વનું સ્વરૂપ

ભાગવતમાં ઇશતત્ત્વનું સ્વરૂપ ટુંકામાં નીચે પ્રમાણે કહ્યું છે. " આ જગત્‌નાં સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયના હેતુરૂપ, જાતે અહેતુ ( જેનું કોઈ કારણ નહિ એવા ), જે સ્વપ્ન, જાગૃત, સુષુપ્તિમાં અંદર અને બ્હાર રહ્યા છે; અને જેનાથી દેહ, ઇંદ્રિયો, પ્રાણ અને હૃદય જીવતાં રહીને ચાલે છે; તે પર ( પરમાત્મા ) છે. " (**ભા.** ૧૧–૩–૩૫). આ પરનુંજ ભાગવતમાં વિષ્ણુ, નારાયણ કે કૃષ્ણ નામ આપીને પણ વર્ણન કરેલું છે. એ ભગવાનની માયા માટે કહ્યું છે કે " સર્ગ, સ્થિતિ અને અંત કરનારી, ભગવાનની આ ત્રણ ગુણવાળી માયા છે. " ( **ભા.** ૧૧–૩–૧૬ ). આ માયારુપ પ્રકૃતિમાંથી સૃષ્ટિની કેવી રીતે ઉત્પત્તિ થાયછે એનો વિસ્તાર ભાગવતમાં અનેક સ્થળે સાંખ્યા-

નુસાર કર્યો છે. સૃષ્ટિના કારણરૂપ પ્રકૃતિ, ભગવાનની માયાશક્તિ હોવાથી એ ભગવાનથી જુદી નથી; અને વસ્તુતઃ ભગવાનમાંજ જગતનાં સ્થિતિ ઉત્પત્તિ અને લય છે, એમ કહેવાનો ઉપલાં બે વાક્યોમાં ભાગવતકારનો આશય હોય એમ જણાય છે. જીવનું સ્વરૂપ તથા એના બંધમોક્ષની વ્યવસ્થા ભાગવતમાં નીચે પ્રમાણે બતાવી છે "મારા ( પરમાત્માના ) અંશરૂપ એકજ જીવને અવિદ્યાથી બંધન થાય છે અને વિદ્યાથી મોક્ષ થાય છે." (૧૧-૧૧-૪) આ મોક્ષપ્રદ વિદ્યા તે ભાગવત વિદ્યા. માટે જ આ વિદ્યા શીખવા સારૂ "શાબ્દ અને પર બેય બ્રહ્મમાં નિષ્ણાત ગુરૂ પાસે જવાનું તથા એની પાસેથી ભાગવત ધર્મો શીખવાનું" કહે છે. (૧૧-૩-૨૧). ગુરૂ ઉપરાંત ભક્તજનો-ભાગવતોની સેવા અને એના સત્સંગને પણ ભક્તિનો માર્ગ શીખવા (૧-૨-૧૮)નું સાધન ગણે છે. ભાગવત ધર્મો તરીકે, અનાસક્તિ, સત્સંગ, દયા, મૈત્રી, વિશ્વાસ, શૌર્ય, તપ, તિતિક્ષા, મૌન વગેરે ગીતોક્ત દૈવી સંપત્તિનું તથા શ્રવણ, કીર્તન, ધ્યાન, સર્વસ્વનું નિવેદન વગેરે ખાસ ભક્તિનાં અંગોનું એકસાથે કથન કર્યું છે. (૧૧-૩-૨૨ થી ૨૬)

ભાગવત ધર્મોમાં મુખ્ય ભક્તિ વિષે ભાગવતમાં નારાયણીયપર્વ કરતાં ઘણું ઊંડું અને સવિસ્તર વિવેચન છે. નારાયણીય પર્વની વાસુદેવ વગેરે ચાર વ્યૂહની વાત રાખી છે, પણ ચારે વ્યૂહને ઉપર કહેલ પર નારાયણ-પરમાત્માના અવતારો ગણ્યા છે. (૧૧-૫-૩૯) વળી ત્રિમૂર્તિની ભાવના ગીતામાં કે નારાયણીયપર્વમાં નથી; એ વિષ્ણુપુરાણમાં અને ભાગવતમાં છે. પણ એને યે પરમાત્માના અવતારરૂપ ગણેલ છે. (૧૧-૪-૫) ભાગવતમાં વિષ્ણુના જુદા જુદા અવતારોનાં તથા જુદા જુદા ભક્તોનાં ચરિત્રો, અને કૃષ્ણનો ગુણાનુવાદ, ભક્તિનું સ્વરૂપ દાખલાઓથી સમજાવવા માટે તથા ભક્તિને પ્રદીપ્ત કરવા માટે સવિસ્તર ગાયેલ છે.

કર્મ, જ્ઞાન અને યોગ ઉપર ગીતામાં બહુ જોર છે. ભાગવતમાં એ સર્વનો સંગ્રહ કર્યો છે; પણ ભક્તિને મુખ્ય અને કર્મ જ્ઞાન, યોગ વગેરેને ગૌણ–ભક્તિનાં માત્ર સાધનો–ગણ્યાં છે. કર્મ માટે કહ્યું છે કે "જ્યાંસુધી નિર્વેદ ન થાય ત્યાંસુધી અથવા મારા ગુણોના શ્રવણ વગેરેમાં શ્રદ્ધા ન થાય ત્યાં સુધી કર્મો કરવાં" (૧૧–૨૦–૯) તથા "દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમ અને બીજાં શ્રેયઃસાધનોને પણ કૃષ્ણની ભક્તિનાં સાધનો" ભાગવતે ગણ્યાં છે. (૧૦–૪૭–૨૪). ભક્તિ સિદ્ધ થયા પછી તો બીજાં શ્રેયઃસાધન માત્ર નકામાં છે; એમ સિદ્ધાન્ત બતાવતાં ભાગવત કહે છે કે "માટે મારી ભક્તિવાળા, અને મારામાં જેનો આત્મા છે એવાને ઘણું કરી જ્ઞાન કે વૈરાગ્ય શ્રેયઃ સાધન નથી લાગતાં." "જે કર્મથી, તપથી, જ્ઞાનથી, વૈરાગ્યથી, યોગથી, દાનથી, અને બીજાં શ્રેયઃ સાધનથી મળે તે સર્વ મારા ભક્તિયોગથી મારો ભક્ત તરત મેળવે છે" (૧૧–૨૦–૩૧થી ૩૩). આ રીતે જ્ઞાન વૈરાગ્યને એક રીતે નિષ્ફળ ગણ્યાં છે; છતાં "અચ્યુતના ચરણને અનુવૃત્તિથી ભજતાં ભક્તિ, વૈરાગ્ય અને ભગવાનનો બોધ થાય છે" (૧૧–૨–૪૩) એમ પણ કહ્યું છે: અર્થાત્ જ્ઞાન વૈરાગ્યનો ભાગવતકારને તિરસ્કાર નથી પણ "ભક્તિ વિનાનું જ્ઞાન શોભતું નથી" એમ ગણે છે (૧–૫–૧૨) બાકી સાધન પણ ભક્તિ છે અને સાધ્ય પણ ભક્તિ છે, એવો ભાગવતનો સિદ્ધાન્ત ઉપરના વચનમાં તથા "ભક્તિ વડે ઉત્પન્ન થયેલી ભક્તિથી" (૧૧–૩–૩૦)એ વચનમાં દેખાય છે. મતલબ કે ભક્તિની ટેવથી એ ગાઢ અને ગાઢતર થતી જાય એજ સાચા વૈષ્ણવનું લક્ષ્ય હોવું જોઈએ.

આ રીતે ભક્તિજ સાધન અને ભક્તિજ સાધ્ય હોવાથી નિર્ગુણ શુદ્ધભક્તિ કરનારા પરમ એકાન્ત ભક્તો ભક્તિ સિવાય બીજું કશું પ્રભુ પાસે માગતા નથી. ભાગવતે મુચુકુન્દ પાસે કહેવરાવ્યું

છે કે "હે હરિ, હું તમારાં ચરણની સેવા સિવાય બીજા વરદાનને ઇચ્છતો નથી" (૧૦-૫૧-૫૫). તથા એકાદશ સ્કન્ધમાં કહ્યું છે કે "જેના ચરણકમળની રજને પ્રાપ્ત થયેલા ભક્તો પરમેષ્ઠીપણાને, મહેન્દ્રનાં સ્થાનને, ચક્રવર્તીપણાને, વરૂણપદને, યોગની સિદ્ધિઓને કે મોક્ષને પણ ઇચ્છતા નથી" (૧૧-૧૪-૧૪). માટેજ કહ્યું છે કે "ધન, ઘર, આલોક, પરલોક, સર્વને તજીને મારી અનન્ય ભક્તિ કરનારા ભક્તોને હું મૃત્યુથી તારી દઉં છું" (૩-૨૫-૪૦). પણ એ ભક્તો તો "મારી સેવા વગર સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારૂપ્ય, કે મારી સાથે એકતાને, હું આપું છું તોપણ, સ્વીકારતા નથી." (૩-૨૯-૧૩). મતલબકે ભાગવતના ભક્તો પરમાત્મા સાથે ઐક્ય કરતાં એની સેવાને વધારે પસંદ કરે છે. ભાગવતકારના મતે અહૈતુકી નિર્ગુણભક્તિ સિદ્ધિથી પણ મોટી છે (૩-૨૫-૩૩). ભગવાને આપેલા કૈવલ્યને પણ ન ઇચ્છનારા (૧૧-૨૦-૩૪) આ પરમભક્તોના ચિત્તની પ્રભુને જોવા-મળવાની ઝંખના નીચેના શબ્દોમાં વર્ણવી છે. "પાંખો વગરનાં પંખીઓ જેમ પોતાની માની વાટ જુએ, ભૂખ્યાં બચ્ચાંઓ જેમ ધાવણ માટે તરફડે, અને ખિન્નવિયુક્ત પ્રિયા જેમ દૂર ગયેલા પ્રિયને ઝંખે તેમ પ્રભુને જોવાને તલસે છે" (૬-૧૧-૨૬). ઊપરોક્ત સિદ્ધાન્તને અનુસરીને ભાગવતમાં, ઉત્કટ પ્રેમસૂચકભક્તિનું નીચે પ્રમાણે લક્ષણ આપ્યું છે. "મારા ગુણ સાંભળવાથીજ, સર્વના હૃદયમાં રહેલા મારામાં, ગંગાની જેમ સમુદ્રમાં ગતિ થાય તેમ ચિત્તની જે અવિચ્છિન્ન ગતિ થાય, એ નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ" (૩-૨૯-૧૧.) આવી ભક્તિ અહૈતુકી હોય છે (૩-૨૯-૧૩). આ રીતનાં હૃદયની ગતિને અનુસરતી શરીરની સ્થિતિ—રોમોદ્ગમ, અશ્રુ, વગેરેનું પણ સવિસ્તર વર્ણન ભાગવતમાં છે. (૧૧-૧૪-૨૩).

ભક્તિના ભાગવતમાં એકસ્થળ નવ પ્રકાર કહ્યા છે. "વિષ્ણુનું

શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદન" (૭-૫-૨૪). જો કે આ રીતે ભક્તિનું નવધા નિરૂપણ પાછળથી ઘણું પ્રસિદ્ધ થયું છે, પણ ભાગવતકારનો ભક્તિના નવજ પ્રકારો છે કે નવ તો મુખ્ય છે એમ કહેવાનો આશય દેખાતો નથી. કારણકે અન્યત્ર ભાગવતધર્મો ગણાવતાં અહિંસા, ત્યાગ, સંતોષ વગેરે સાથે જરાય ભેદ પાડયા વગર શ્રવણાદિને પણ ગણાવેલ છે ( ૭-૧-૧૧ ). છતાં પાછળથી આ નવધાભક્તિને ખાસ મહત્ત્વ મળ્યું છે, તેનું ગમે તે કારણ હો પણ અનાસક્તિ, દયા, અહિંસા વગેરે ગીતા-મહાભારતના સમયથી પ્રસિદ્ધ દૈવીગુણો વિષે વધારે વિવેચન ન કરતાં ભાગવતકારે નવા દાખલ કરેલ શ્રવણાદિ ભાગવતધર્મોનું સ્વરૂપ ટુંકામાં જોઈએ. ઉપર કહેલ નવમાંથી ભગવાનના મહિમાનું, તેના ગુણોનું તથા ભગવાનના અવતારોની કથાઓનું (૧) શ્રવણ, તેનુંજ (૨) કીર્તન બીજા પાસે કથન અને પછી તેનું સ્મરણચિંતન આ ત્રણ ઉપર ભાગવતકારે વારંવાર ભાર મુકયો છે. ( ૧-૧-૧૬, ૩-૧૩-૪, ૨-૨-૩૭; ૬-૨-૧૧, ૧-૧-૧૪, ૧-૫-૧૦, ૧૧-૩૧-૨૮; ૨-૧-૬; ૧૨-૧૨-૫૪, ૫૫ વગેરે ) ખરી રીતે ભાગવત પોતેજ શુકદેવનું કીર્તન અને પરીક્ષિતનું શ્રવણ છે. પછી (૪) પાદસેવન, (૫) અર્ચન અને (૬) વંદન એ ત્રણનો ઉપયોગ દેખીતી રીતે ભગવાનની મૂર્તિમાં જ શકય છે. ( જુઓ નીચે ઉતારેલું ભક્ત અંબરીષની પ્રવૃત્તિનું વર્ણન તથા પ્રાકૃત ભક્તનું વર્ણન ). (૭) દાસ્ય એટલે સેવા. ભાગવતકારે સેવાના અર્થમાં જોકે દાસ્ય શબ્દ વાપર્યો છે ( ૧૦-૫૯-૪૫ ) અને સેવા શબ્દને ભક્તિના અર્થમાં વાપરેલ છે ( જુઓ ૧-૬-૩૬ ) પણ અન્યત્ર દાસ્ય અને સેવા બેય શબ્દોને એક વાકયમાં વાપર્યા છે ( ૭-૧૧-૧૧ ). એટલે દાસભાવવાળી સેવા તે દાસ્ય એમ અર્થ કરીએ તો દાસ્ય એ ભક્તિનો એક પ્રકાર જ ગણાય અને દાસ શબ્દ ભક્તના પર્યાય

તરીકે વપરાયેલો જ્યાં જોવામાં આવે (દા. ત. ૬-૧૧-૨૪) ત્યાં એ ભક્તમાં દાસ્યભાવનું પ્રાધાન્ય છે એમ જ અર્થ કરવો યોગ્ય છે. (૮) સખ્ય-ભક્તિના પ્રકાર તરીકે સખ્યની કલ્પના ભગવાનના રામ અને કૃષ્ણ જેવા અવતારની કથાઓમાંથી ઉત્પન્ન થઈ દેખાય છે. મહાભારતોક્ત અર્જુન અને કૃષ્ણની મૈત્રી પ્રસિદ્ધ છે અને ભાગવતકારે એ દાખલામાં ભક્તિની ન્યૂનતા જોઈને કે ગમે તેમ પણ પ્રસિદ્ધ સુદામાખ્યાન ઉમેર્યું છે. ભાગવતકારે સખ્ય કે સૌહૃદમૈત્રી જેવા એના પર્યાયો શ્રીદામા, અર્જુન જેવા અવતારી પુરુષના મિત્રજનોના સંબંધમાં મુખ્યત્વે વાપર્યા છે. (જુઓ ૧૦-૮૦-૨૪, ૩૫; ૫-૧૯-૭ વગેરે) છતાં જીવ અને ઈશ્વરનું બે મિત્ર પક્ષીરૂપે વર્ણન છેક વેદમાં મળે છે અને તેને અનુસરીને ભાગવતમાં પણ અંતરાત્માને ઘણી વાર સખા અને સુહૃદ કહ્યો છે. (૩-૨૫-૩૮, તથા ૩-૯-૧૨) આ રીતે અંતરાત્મા-પરમેશ્વર સાથે સખ્યભાવ સંભવિત ગણ્યો છે. વળી મૂર્તિમાં પણ સાક્ષાત્ ઈશ્વરભાવ આરોપીને કોઈ ભક્તો તેની સાથે સખ્યભાવ કેળવે એ સંભવિત છે. આ રીતે દાસ્ય અને સખ્ય શબ્દો સમાન-રીતે ભક્તિના પ્રકારો હોવા છતાં ભક્તિના સામાન્ય અર્થમાં સખ્ય શબ્દ ભાગ્યે જ વપરાયો છે ત્યારે સેવાપેઠે જ દાસ્ય શબ્દ પાછળના ભક્તિ સાહિત્યમાં ભક્તિના પર્યાય તરીકે પણ વપરાયો છે. (૯) આત્મનિવેદન એટલે "શરીર, મન, ઇન્દ્રિયો, બુદ્ધિ વગેરેથી જે કાંઈ કર્મ થાય તે તથા તપ, જપ, દાન, સ્ત્રી, પુત્ર, ઘર, પ્રાણ વગેરે પોતાને જે પ્રિય હોય તે બધું પરમેશ્વરને નિવેદન-અર્પણ કરવું" તે (૧૧-૨-૩૬, ૧૧-૩-૨૮).

નવધા ભક્તિનું વિવેચન ઉપર ટુંકામાં કર્યું છે, પણ આમાં કે ભાગવતમાં અન્યત્ર ક્યાંય પાછળથી જેને ખૂબ મહત્ત્વ મળ્યું છે તે કાન્તાભક્તિ કે દાંપત્યભક્તિનો સ્પષ્ટ ઉલ્લેખ નથી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

ભાગવતકારે ઉપરોક્ત શ્રવણાદિ નવ અને તે ઉપરાંત સ્વધર્માચરણ, બ્રહ્મચર્ય, અહિંસા, સ્વાધ્યાય, તપ, શૌચ વગેરેને ભક્તિનાં અનેક અંગો ગણ્યાં છે ખરાં ( જુઓ ૩–૨૮–૨થી ૭ વગેરે ) છતાં ભક્તિ એટલે ખરી રીતે તો ભગવાન ઉપર ભાવ કે પ્રેમ એ પણ પ્રણય અને પ્રેમ જેવા શબ્દો વાપરીને ( જુઓ ૧૧–૨–૫૫ તથા ૧–૬–૧૮ ) કહ્યું છે અને એ ભાવ કે પ્રેમનું મહત્ત્વ સૂચવતાં કહે છે કે–" માત્ર ભાવથીજ ગોપીઓ, ગાયો, પક્ષીઓ, મૃગો અને બીજા મૂઢ બુદ્ધિવાળા નગો નાગો પણ સિદ્ધ થઈને મને સાક્ષાત્પ્રાપ્ત થયા છે. " ( ૧૧–૧૨–૮ ).

ભક્તોની પ્રવૃત્તિ તથા એની સ્થિતિનું ભાગવતમાં નીચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ—" તે ( અમ્બરીષ રાજા ) પોતાના મનને, કૃષ્ણના પદારવિન્દમાં, વાણીને વૈકુણ્ઠ (પ્રભુ)ના ગુણોનું વર્ણન કરવામાં, હાથને હરિનું મન્દિર વાળવામાં, કાનને અચ્યુતની કથા સાંભળવામાં, આંખને મુકુન્દની મૂર્તિને જોવામાં, અંગોને ભગવાનના દાસનો સ્પર્શ કરવામાં, નાકને તેના ચરણકમળ ઉપરની તુલસીની સુગંધ લેવામાં, પગને હરિના ક્ષેત્ર તરફ જવામાં, માથાને હૃષીકેશના પગને નમવામાં, કામનાઓને એના દાસ્યમાં, જીભને એને અર્પણ કરેલામાં, અને સ્નેહને પ્રભુના ભક્તોમાં જોડતા; અર્થાત્ સર્વાત્મભાવથી ભગવત્સંબંધીમાં પોતાનાં મન ઇંદ્રિયોની પ્રવૃત્તિ રાખતા." ( ૯–૪–૧૮થી ૨૧ ). આવા ભક્તોને પ્રભુ શિવાય બીજા કશાનું–પોતાના દેહનું પણ ભાન હોતું નથી. કહ્યું છે કે " તેમાંજ ( પરમાત્મામાં જ ) મન હોવાથી કૃષ્ણરૂપ ગ્રહથી પકડાયેલો માણસ જગત આવું છે, એમ જાણતો નથી. " " બેસતાં, ફરતાં, ખાતાં, સૂતાં,. પીતાં, બોલતાં, સર્વ ક્રિયા કરતાં ગોવિન્દથી આલિંગાયેલો એ ભક્ત, તે તે ક્રિયામાં અનુસન્ધાન કરતો નથી. " ( ૭–૪–૩૧ થી ૩૮ ) " એ વૈકુણ્ઠની ચિન્તાથી કોઈ વખત રૂવે છે, કોઈ વખત .હસે છે, અને કોઈ વખત આનંદમાં આવીને ગાય છે. " ( ૧૧–૩–૩૨. )

ભાગવતમાં ભક્તોના ઉત્તમ, મધ્યમ અને અધમ એમ ત્રણ ભેદ પાડયા છે. "સર્વભૂતોમાં જે આત્માનો ભગવદ્‌ભાવ જુએ તે ભાગવતોત્તમ," 'ઈશ્વરમાં, એના ભક્તોમાં, મૂર્ખોમાં, અને દ્વેષીઓમાં, જે અનુક્રમે પ્રેમ, મૈત્રી, કૃપા અને ઉપેક્ષાવૃત્તિ રાખે તે મધ્યમ" અને "જે હરિની મૂર્તિનીજ શ્રદ્ધાથી પૂજા કરવા ઈચ્છે તથા ભક્તો કે બીજામાં પ્રભુને ન જુએ તે પ્રાકૃત ભક્ત" (૧૧-૨-૪૫ થી ૪૭). ભાગવતનો આ ભાગવતોત્તમ તે ગીતાનો જ્ઞાની ભક્ત. મૂર્તિપૂજાને ભાગવતમાં ઘણું ગૌણસ્થાન છે, એ ઉપરના શબ્દોમાં દેખાય છે. અન્યત્ર પણ ચિત્ત શુદ્ધિનાં સાધનોમાં મૂર્તિનાં પૂજન, દર્શન, વંદન, સ્તુતિ વગેરેને ગણ્યાં છે (ભા. ૩-૨૯-૧૭ થી ૧૮) છેલ્લા પ્રાકૃત ભક્ત માટે મૂર્તિપૂજાનો નીચે પ્રમાણે વિધિ ભાગવતમાં લખ્યો છેઃ "જે હૃદયની ગ્રન્થિ કાઢી નાખવા ઈચ્છતા હોય, તેણે વેદોક્ત અને તન્ત્રોક્ત વિધિથી કેશવની પૂજા કરવી, આચાર્યનો જેણે અનુગ્રહ મેળવ્યો છે અને તેની પાસેથી (પૂજનનો) માર્ગ જેણે જાણ્યો છે, એવા ભક્તે પોતાની ઈષ્ટમૂર્તિદ્વારા ભગવાનની પૂજા કરવી. અર્ચા (પ્રતિમા) માં અને હૃદયમાં પણ, જે મળે તે ઉપચારોવડે, દ્રવ્ય, પૃથ્વી, અને આત્માનાં ચિહ્નો સંપાદન કરીને, પાદ્ય વગેરેને કલ્પીને તથા પાસે રાખીને, એકાગ્ર થઇને, હૃદય વગેરેમાં ન્યાસ કરીને, મૂળ મન્ત્રથી પૂજા કરવી. અંગ ઉપાંગ તથા પાર્ષદો સહિત તે તે મૂર્તિને પોતપોતાના મન્ત્રથી પૂજીને પાદ્ય, અર્ધ્ય, આચમનીય, સ્નાન, વસ્ત્ર, આભૂષણ, ગન્ધ, પુષ્પ, અક્ષત માળા, ધૂપ, દીપ અને નૈવેદ્ય અર્પીને, વિધિ પ્રમાણે સ્તુતિ કરીને હરિને પ્રણામ કરવા. આત્માનું તે (ભગવાન) રૂપે ધ્યાન કરતાં, હરિની મૂર્તિની પૂજા કરવી, પછી નિર્માલ્યને પોતાને માથે ચડાવી લઈ પૂજેલી મૂર્તિને પોતાના સ્થાનકમાં પધરાવવી. આ રીતે જે, અગ્નિ, સૂર્ય, પાણી, અતિથી, અને હૃદયમાં આત્મા-ઈશ્વર-ને પૂજે છે તે થોડા કાળમાં મુક્ત થઈ જાય છે." (૧૧-૩-૪૭ થી ૫૧).

આ ઉપરાંત ભક્તિ કરનારના હેતુઓ ઉપર નજર રાખીને સાત્વિક, રાજસ, તામસ અને નિર્ગુણ એવા પણ ભક્તિના ભેદ ભાગવતકારે પાડ્યા છે. (૧) કર્મનો ક્ષય કરવાના ઉદ્દેશથી પરમેશ્વરમાં સર્વ કર્મોનું અર્પણ કરીને, પૂજા કર્તવ્ય જ છે એવી બુદ્ધિથી પણ ભેદભાવથી જે પૂજન–ભક્તિ થાય તે સાત્વિક, (૨) વિષયોને ઉદ્દેશીને, કે યશ અથવા ઐશ્વર્ય માટે મૂર્તિ વગેરેનું જે ભેદભાવથી અર્ચન તે રાજસી ભક્તિ, અને (૩) હિંસાને ઉદ્દેશીને દંભથી કે માત્સર્યથી જે માણસ ક્રોધપૂર્વક ભેદભાવવાળી પૂજા કરે તે તામસી ભક્તિ. ( ૩–૨૯–૮ થી ૧૦ ) અને ચોથી અભેદભાવ વાળી અહૈતુકી ભક્તિ તે નિર્ગુણ તથા સર્વ શ્રેષ્ઠ. એવી ભક્તિ ચંડાલને પણ પવિત્ર કરે છે એમ ભાગવતમાં કહ્યું છે. ( ૧૨–૧૪–૨૧ ) આ રીતે ભક્તિ યોગ ચાર પ્રકારનો છે એમ ભાગવતમાં માન્યું છે. ( ૩–૩૨–૩૭ ). છેલ્લા પ્રકારની નિર્ગુણ ભક્તિ કરનાર ભાગવતોત્તમ–પરમભક્ત મુક્તિના સાલોક્યાદિ કોઈ પ્રકારને ઇચ્છતો નથી એ તો ઉપર કહ્યું જ છે. પણ સર્વભૂતોમાં ભગવદ્ભાવ જોનારા ઉત્તમ ભક્તોની અસાધારણ ત્યાગવૃત્તિનો દાખલો નીચેના આખ્યાનદ્વારા આપ્યો છેઃ–અડતાલીશ દિવસ અન્ન પાણી વગર કાઢ્યા પછી ખાવાનું મળી આવતાં જ્યાં ખાવા બેસે છે ત્યાં આવી ચડેલા અતિથિઓ (જેમાં એક બ્રાહ્મણ છે, અને એક કૂતરાં લઈને ફરનારો શૂદ્ર છે) ને સઘળું અન્ન આપી દીધા પછી બાકી રહેલું પાણી પણ પુલ્કસ નામની જાતના તરસ્યા અંત્યજને આપી દેનાર રન્તિદેવરાજાનું આખ્યાન કહીને અન્તે ભાગવતકાર રન્તિ દેવ પાસે જ બોલાવે છે કે "ઈશ્વર પાસે અષ્ટસિદ્ધિ વાળી પરમગતિને કે મોક્ષને નથી માગતો પણ સર્વ શરીરધારીઓની પીડા મને પ્રાપ્ત થાય અને તેથી એ બધાં દુઃખરહિત થાય એવું માગું છું." ( ભા. ૯–૨૧–૨ થી ૧૨ ).

ભાગવતકારની દૃષ્ટિ સમજવા માટે અસાંપ્રદાયિક મનોવૃત્તિથી

આવાં વચનોનું સ્વારસ્ય વિચારાવું જોઈએ. ભાગવતના ભક્તિવાદમાં લોકસંગ્રહની દૃષ્ટિ છે એનું આ સરસ ઉદાહરણ છે.

ભાગવતમાંથી ભક્તિવિષયક સિદ્ધાન્તોનો જે ટુંકો ઉતારો ઉપર કર્યો છે.[1] તે ઉપરથી ભક્તિનું કેવું ઉંડું, કેવું ઉંચી કોટિનું તથા કેવું મર્મગ્રાહી વર્ણન ભાગવતમાં કર્યું છે તેનો વાંચનારને કાંઈક ખ્યાલ આવશે. જો કે ભાગવત જેવા અતિ ઉંચી કોટિના ગ્રંથના કર્તાનું નામ અંધારામાં રહ્યું છે, કારણ કે બીજાં પુરાણો પેઠે એ પણ વ્યાસની કૃતિ ગણાય છે. પણ ભાગવતની તોલે આવે એવું બીજું એક પણ પુરાણ નથી. એટલું જ નહિ પણ સમસ્ત સંસ્કૃત સાહિત્યમાં ભાગવતનું સ્થાન અસાધારણ છે. ભાગવતનો એ અજ્ઞાત લેખક સંસ્કૃત ભાષા અને વૃત્તરચના ઉપર સંપૂર્ણ પ્રભુત્વ ધરાવનારો, સમર્થ પ્રતિભાશાળી કવિ–આજની પરિભાષામાં સર્જક, પોતાના કાળમાં પ્રચલિત યાવત્ સંસ્કૃત તથા પ્રાકૃત (ઘણું કરી દ્રાવિડ) સાહિત્યનો પ્રખર પંડિત, અદ્વૈત જ્ઞાનમાં પરમ નિષ્ઠાવાળો વિરક્ત–ઘણું કરી પરમહંસ પરિવ્રાજક અને શ્રી કૃષ્ણની ગાઢ–અતિ ગાઢ નિર્ગુણ ભક્તિમાં ગળી ગયેલો પરમ આર્દ્ર ઉત્તમ ભક્ત–'ભાગવતોત્તમ' છે. એ પોતેજ કહે છે તેમ "આત્મારામ અને નિર્ગ્રન્થ મુનિ હોવા છતાં હરિની અહૈતુક ભક્તિ કરનાર" (ભા. ૧–૭–૧૦) ભાગવત ગ્રંથનો કર્તા છે. ભાગવતના વક્તા શુકદેવ વિષે ભાગવતમાં જે જે કહેલું છે તે તે ભાગવતના

૧. ભક્તિ સંબંધી ભાગવતનાં વચનોનો સવિસ્તર સંગ્રહ કરવા જતાં તો મોટો ગ્રંથ થાય. બોપદેવે મુક્તાફળમાં એક હજાર શ્લોકો લીધા છે. અને વિષ્ણુપુરીએ (ઇ. સ. ૧૬ મા શતક પ્હેલાં લખેલા) ભક્તિરત્નાવલીગ્રન્થમાં લગભગ ચારસો શ્લોક લીધા છે. છતાં એકેય કદાચ સંપૂર્ણ ન કહેવાય. અલબત્ત એટલું ખરૂં છે કે ભક્તિનાં તત્ત્વો ભક્તના હૃદયમાં દૃઢ ઠસાવવા માટે ભાગવતકારે એકને એક વાત પણ ફરી ફરી જુદી જુદી રીતે સરસ શબ્દોમાં કહી છે.

આ અજ્ઞાત લેખકને લાગુ પાડી શકાય એમ મને લાગે છે. ભાગવતકારે અતિ ઉચ્ચ દૃષ્ટિથી અને ઈશ્વરગામી માનવ વૃત્તિઓનું સચોટ પૃથક્કરણ કરીને, ભક્તિનું સર્વ ગ્રાહી નિરૂપણ ઉંચી કાવ્યશૈલી દ્વારા કર્યું છે, બીજા શબ્દોમાં ભક્તિ નિરૂપણનું શિખર ભાગવતમાં આવી ગયું છે એમ કહી શકાય અને વધારે ઉંચે ચડવાનું શક્ય ન હોવાથી કે ગમે તેમ પણ એ પછીથી નીચે જતી ગતિ શરૂ થાય છે અને એ નીચી ગતિનાં બીજ–ક્વચિત્ મૂળ પણ ભાગવતમાં જ છે.

ભાગવતકારે કરેલા ભક્તિના તાત્ત્વિક નિરૂપણનો ટુંકોસાર ઉપર આપ્યો છે પણ ભક્તિનું કેવળ તાત્ત્વિક નિરૂપણ કરવું એ ભાગવતકારનું લક્ષ્ય નથી. પણ "ભગવાન હરિમાં માણસોની ભક્તિ થાય" એ માટે "વિષ્ણુના અવતારોની ચાલી આવતી કથાઓ વિસ્તારીને" (भा–૨–૭–૫૧, ૨૨) કહેવી એ એનું ખાસ લક્ષ્ય છે. અને ભક્તિની પ્રેરણા આપે એવી આકર્ષક વાણીમાં ભાગતતકારે વિષ્ણુના વરાહ, વામન, કપિલ, નરસિંહ, ઋષભદેવ વગેરે અવતારોની કથાઓ, ખાસ વિસ્તારથી એ જ મુખ્ય વિષય હોય તે રીતે શ્રીકૃષ્ણચરિત; અને ભક્તિપ્રેરક હોવાથી ધ્રુવ, પ્રલ્હાદ, અક્રુર, અજામિલ, ગજેન્દ્ર, મુચુકુન્દ, સુદામા વગેરે અનેક ભક્તોનાં ચમત્કાર ભરેલાં ભગવાનની કૃપાનાં નિદર્શક ચરિત્રો લખેલ છે. હરિવંશ, બ્રહ્મપુરાણ અને વિષ્ણુપુરાણ કરતાં આ બધી બાબતમાં ભાગવતમાં ઘણો નવો ઉમેરો જોવામાં આવે છે; દાખલા તરીકે કૃષ્ણ ચરિત્રનું વર્ણન વિષ્ણુપુરાણના ૩૮ અધ્યાયોને ઠેકાણે ભાગવતમાં ૯૦ અધ્યાયોમાં કરેલું છે. અને આ નવો ઉમેરો "પરસ્પર હરિનું સ્મરણ કરાવતા ભક્તજનો" (भा–૧૧–૩–૩૦)માં પ્રચલિત કથાઓમાંથી આવ્યો છે એમ દેખાય છે. અલબત્ત ભાગવતકારની કલ્પના શક્તિનું પરિણામ આવો ઉમેરો હોવાના સંભવની ના પાડવી મુશ્કેલ છે, પણ મારા

મત પ્રમાણે ભગવાનના અવતારોની તથા ભક્તોની ગ્રન્થો મારફત કે મોઢે ચાલી આવતી કથાઓને આકર્ષક શૈલીમાં કહેવામાં તથા વિસ્તારવામાં ભાગવતકારે પોતાની અસાધારણ કવિત્વશક્તિ તથા કલ્પનાશક્તિ વાપર્યા છે. નવી કથા ભાગ્યે જ કલ્પી છે. યશોદાને શ્રી કૃષ્ણ પોતાના મોઢામાં સમસ્ત વિશ્વ દેખાડે છે. (ભા–૧૦–૮) તથા યશોદા તેને દોરડાંઓથી બાંધે છે. (ભા–૧૦–૯) વગેરે કથાઓ ભગવાનનું માહાત્મ્ય દર્શાવવાના, વાત્સલ્ય ભક્તિના દાખલા આપવાના તથા ભગવાન ભક્તિવશ છે એ તત્ત્વ સમજાવવાના ઉદ્દેશથી ઉમેરાઈ છે. (જુઓ ભાગવતકારના પોતાના શબ્દો ભા. ૧૦–૮–૫૧ તથા ૧૯–૯–૧૮, ૧૯)

કૃષ્ણ ચરિત્રની કથાને ઐતિહાસિક દૃષ્ટિએ ભાગવતકારે નથી જોઈ, એ વાત હરિવંશ, વિષ્ણુ પુરાણ અને ભાગવતનાં કૃષ્ણચરિત્રોને સરખાવી જોવાથી તરત સમજાય છે. તેની દૃષ્ટિમાં તો એ ભગવાનની ભક્તિ પ્રેરક કથા છે. અહીં એ સમગ્ર કથાને કે ભાગવતકારના બધા ઉમેરાઓને જોવાની જરૂર નથી, પણ ભક્તિ માર્ગના ઇતિહાસમાં જેનો મોટો ફાળો છે એ ગોપીઓ અને કૃષ્ણની ક્રીડાઓને ટુંકામાં અવલોકવાની જરૂર છે. ગોપીઓ સાથે શ્રીકૃષ્ણે નાચ ગાન વાળી ક્રીડા કર્યાની કથા તો હરિવંશ–વિષ્ણુપુરાણમાં હોઇને જૂના વખતથી ચાલી આવતી હતી તેનો ભાગવતકારે ભક્તિપોષક કલ્પનાથી પુષ્કળ વિસ્તાર કર્યો છે; અને વસ્ત્રહરણલીલા (ભા. ૧૦–૨૨) જેવા નવા પ્રસંગો ઉમેર્યા છે. ગાઢ ભક્તિના વેગમાં ભક્તો લોક લાજ લોકબુદ્ધિ–લોકવ્યવહારને છોડી દે છે, એ પોતાના સિદ્ધાંત (ભા. ૪–૨૯–૪૬) નો દાખલો વસ્ત્રહરણ લીલાના વર્ણન દ્વારા ભાગવતકારે આપ્યો છે. અને રાસક્રીડાના વર્ણનના વિષ્ણુપુરાણના એક અધ્યાયના ભાગવતકારે પાંચ અધ્યાયો કરી એ પ્રસંગને વિસ્તારથી મહત્ત્વ આપ્યું છે, એટલું જ નહિ પણ એ વર્ણનમાં એવી સરસતા મુકી છે કે રાસપંચાધ્યાયી પાંચ અંકનું ગીતમય નાટક

હોય એટલી સ્વતંત્રતા એ વર્ણનને મળી છે. વિષ્ણુ પુરાણના લેખક પેઠે ભાગવતકારને પણ ગોપીઓ સાથેની રાસક્રીડામાં વ્યભિચારનો ભાસ થયો છે અને પોતે કરેલા ક્રીડા વર્ણનને ખૂબ સરસ બનાવવા માટે જે ઉમેરા ભાગવતકારે કર્યા છે તેમાંના કેટલાક શબ્દો તો નાચવાળી સાદી રમત ગમતની મર્યાદાને ઓળંગી જાય છે (જુઓ **भा.** ૧૦–૨૯–૪૬) પણ તેણે જેમ વિલાસનું તત્ત્વ ગાઢ કર્યું છે તેમ ભક્તિતત્ત્વને ગાઢતર કર્યું છે. ભાગવતકારનો સિદ્ધાંત છે કે "કોઈ પણ રીતે કૃષ્ણમાં મનને જોડવું." (**भा.** ૭–૨–૩૧). હવે ભગવાનના ગુણના શ્રવણથી ભગવાનમાં મન જોડાઈ જાય તો ઉત્તમ; પણ "કામથી, ભયથી, દ્વેષથી, કે સ્નેહથી પણ, ભક્તિથી ભગવાનમાં જેવું મન જોડાય છે, તેવું મન જેઓ જોડે તેઓ પણ તે પાપથી છુટી જઈને સદ્ગતિને પામે છે." (**भा.** ૭–૧–૩૩,૩૪) અને કામથી ભગવાનમાં મન રાખનારનો દાખલો આ ગોપીઓ છે. (**भा.** ૭–૧–૩૫) મતલબ કે ગોપીઓ કામવશ થઈને શ્રીકૃષ્ણ તરફ આકર્ષાઈ હતી. તેઓ કાંઈ એને ઈશ્વર જાણીને ભજતી નહોતી છતાં શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ ભગવાન છે અને તેને કામથી ભજનારની પણ કામવાસના છુટી જાય અને પરમ ગતિને પામે એવો તેનો મહિમા છે એમ ભાગવતકાર આ રાસલીલા પ્રકરણથી કહેવા માગે છે. ભાગવતકારની અંતર્દષ્ટિ આગળ શ્રીકૃષ્ણનું અમૂર્ત પરમેશ્વરરૂપ જ હોવા છતાં પોતે અવતારી માનવરૂપધારી શ્રીકૃષ્ણની કથા કહે છે એ વાત પણ એના ધ્યાન બહાર નથી. અને એ બેય રૂપ એક જ છે બેયમાં જરાપણ અંતર નથી; "શ્રીકૃષ્ણ માયાથી શરીરધારી હોય એવા લાગે છે" (**भा.** ૧૦–૧૪–૫૫) બાકી "એ છે તો ભગવાન પોતે જ" (**भा.** ૧–૩–૨૪) એવી તેની માન્યતા હોવાથી જે વર્ણન સર્વાન્તર્યામી ઇશ્વર સંબંધમાં કરવામાં વાંધો નહિ તે વર્ણન મા

-નવ રૂપધારી શ્રીકૃષ્ણના સંબંધમાં કરે છે. અને આ મનઃસ્થિતિને પરિણામે ગોપીઓ અંતર્યામી પરમાત્મારૂપે શ્રીકૃષ્ણને જાણે છે અને તેની ભક્તિ જ માગે છે (જુઓ भा. ૧૦-૨૯-૩૧, ૩૨, ૩૩; ૧૦-૩૧-૪ વગેરે) એવું એક ઠેકાણે કહે છે અને "શ્રી. કૃષ્ણને ગોપીઓ જાર બુદ્ધિથી પ્રાપ્ત થઈ હતી અને તેનો બ્રહ્મભાવ નહોતી જાણતી" (भा. ૧૦-૨૯-૧૧,૧૨) એવું સ્વોક્તવિરોધી કથન પણ કરે છે.

ભાગવતકારનો આ માનસિક ગુંચવાડો રાસપંચાધ્યાયીના અન્તના પ્રશ્નોત્તરમાં સ્પષ્ટ દેખાય છે. પરીક્ષિત પૂછે છે કે "ધર્મની સ્થાપના કરવા માટે અને અધર્મનો ઉચ્છેદ કરવા માટે જેનો અવતાર થયો છે તે ધર્મમાર્ગના રક્ષક જગદીશ્વરે પરસ્ત્રીના સંભોગ જેવું નિન્દિત કામ કેમ કર્યું?" (भा. ૧૦-૩૩-૨૮) આ પ્રશ્નના જવાબમાં ભાગવતકાર કદાચ પોતાને પણ એકેય પુરેપુરો સંતોષકારક ન લાગવાથી નીચેના પાંચ ખુલાસા કરે છે (૧) "સમર્થ વ્યક્તિમાં કેટલીકવાર ધર્મનું ઉલ્લંઘન જોવામાં આવે છે, પણ સર્વભક્ષી અગ્નિપેઠે તેજસ્વીને દોષ લાગતો નથી. પણ અસમર્થ માણસે એવું આચરણ કદિ ન કરવું; મૂઢતાથી એમ કરવા જાય તો એ નાશ પામે છે. દા. ત. જેમ રૂદ્રે ઝેર પીધું તેમ બીજું કોઈ પીએ તો નાશ પામે છે. (૨) સમર્થ માણસોનું કહેવું સાચું હોય છે. પણ આચરણ વખતે સાચું હોય છે (વખતે નથી હોતું.) માટે ડાહ્યા માણસે તે કહે તેમ કરવું. (કરે તેમ ન કરવું) (૩) જે નિરહંકારી છે; દેવ, મનુષ્ય, પશુપક્ષી વગેરે સર્વનો નિયંતા છે; જેને સારૂં આચરણ કરવાથી કાંઈ લાભ થતો નથી અને ખોટું આચરવાથી કાંઈ હાનિ નથી એને સારાં ખોટાં કામ સાથે શું લાગે વળગે છે? વળી જેના ચરણ કમળની સેવા કરવાથી યોગશક્તિ મેળવનાર મુનીઓના કર્મબંધ છુટી જાય છે અને તેઓ સ્વૈર આચરણ કરી શકે છે તે પોતાની

ઇચ્છાથી દેહ ધારણ કરનાર પરમેશ્વરને તો કર્મબંધન શેનું જ હોય ? (૪) ગોપીઓ, તેના પતિઓ અને સર્વ દેહધારીઓની અંદર જે અધ્યક્ષ રહ્યો છે તે જ રમતમાં દેહ ધારણ કરે છે અને ભક્તોના અનુગ્રહ માટે માનવદેહ ધારણ કરીને એવી ક્રીડાઓ કરે છે કે જેના સ્મરણથી માણસમાં ભગવાન ઉપર ભક્તિ જાગે (૫) વ્રજનાં માણસોએ શ્રીકૃષ્ણની માયાથી મોહ પામીને પોતાની પત્નીઓ પોતાની પાસે જ છે એમ માનીને કૃષ્ણની અસૂયા નહોતી કરી ( ભા. ૧૦–૩૩–૩૦ થી ૩૮ )

ભાગવતકારે રાસક્રીડાનું વર્ણન તેને ભક્તિપોષક માનીને કર્યું છે એટલું ઉપરના ચોથા ખુલાસાથી સમજાય છે પણ એ ઉપરાંત ગ્રંથસ્તુતિ જેવા એ પ્રકરણના છેલ્લા શ્લોકમાં સ્પષ્ટ કહ્યું છે કે " વિષ્ણુની વ્રજસ્ત્રીઓ સાથેની આ ક્રીડાને જે કોઈ ધીર માણસ શ્રદ્ધા સાથે સાંભળશે કે વર્ણવશે તે ભગવાનમાં પરમ ભક્તિ પ્રાપ્ત કરીને હૃદયના રોગરૂપ કામવાસનાનો તરત નાશ કરી શકશે " ( ભા–૧૦–૩૩–૪૦ )

ભાગવતકારના આ કથનના પરિણામે ગીતગોવિંદ જેવી કૃતિઓનો આખો પ્રવાહ ચાલ્યો દેખાય છે. અને રાધાકૃષ્ણની કે ગોપીકૃષ્ણની ક્રીડાઓનું શૃંગાર રસપૂર્ણ નિરૂપણ કરનારાં કાવ્યોના બધા કર્તાઓ તથા ભોક્તાઓમાં ભાગવતકારનાં જ્ઞાન વૈરાગ્ય હોવાનો સંભવ નથી. વળી રચનારના મનમાં કદાચ ભક્તિભાવનું પ્રાધાન્ય હોય છતાં એવી રચનાઓ ઘણાં વાંચનારના મનમાં કેવળ શૃંગારની છાપ પાડે અને કામવાસનાને જગાડે એવો પણ સંભવ છે. અને ગીતગોવિંદના કાળથી આજસુધીના ગાળામાં આ દેશના સમાજ ઉપર આવી અનિષ્ટ અસર પુષ્કળ પ્રમાણમાં થઈ પણ છે. મતલબ કે ભાગવતથી જ ભક્તિમાર્ગની જે નીચી ગતિ શરૂ થઈ છે, તે એક તો આ રસ્તે

થઈ છે. (૨) ભગવદ્ગીતાની ભક્તિ એ જ્ઞાનયોગમિશ્ર ભક્તિ છે (જુઓ ગીતા, ૭-૧૯, ૯-૧૩, વગેરે) ભક્તિમાર્ગના વિકાસ સાથે ધીમે ધીમે જ્ઞાનયોગથી ભક્તિ સ્વતંત્ર થતી જાય છે અને ભાગવતમાં એનું પૂર્ણ સ્વતંત્ર રૂપમાં દર્શન થાય છે. મતલબ કે જ્ઞાન અને યોગને બાજુ ઉપર રાખીને કેવળ ભક્તિને કેળવવાનો માર્ગ ભાગવતકારના વખતમાં ભગવદ્ભક્તોના હાથમાં આવી ગયો છે. પણ એ જ સ્થિતિ અંતઃકરણની વૃત્તિઓના સમન્વયની દૃષ્ટિએ એનું ભયસ્થાન છે. ભક્તિ જ મોક્ષનું સાધન અને જ્ઞાન-વૈરાગ્ય-યોગ વગેરેની અંતઃકરણને ઉન્નત કરનારી કેળવણી શિવાયની શુદ્ધ ઇશ્વરપ્રીતિ એજ ભક્તિ આ માન્યતાને પરિણામે સમાજમાં અજ્ઞાન, સ્ત્રૈણભાવ અને નિર્બળતા વધે એ સ્વાભાવિક છે. (૩) બૌદ્ધ અને જૈન ધર્મની ત્યાગપ્રધાનતા સમાજના જીવનને હાનિકારક જણાતાં ભગવદ્ગીતાએ નિષ્કામ કર્મયોગ સાથે સંકળાયેલા ભક્તિયોગનો ઉપદેશ કર્યો હતો. વિષ્ણુપુરાણ પણ વર્ણાશ્રમ ધર્મના યથાયોગ્ય પાલનને વિષ્ણુભક્તનું લક્ષણ ગણે છે. પણ ભાગવત-કારનું વલણ લૌકિક અને વૈદિક કર્મના ત્યાગ તરફ છે. (**ભા.** ૪-૨૯-૪૬) અલબત્ત અન્યત્ર ભાગવતકાર વર્ણાશ્રમ ધર્મનો ઉપદેશ પણ કરે છે (જુઓ **ભા.** ૧૧-૧૭, ૧૮ વગેરે). અને ભગવાન ઉપરના પ્રેમમાં બધું ભુલી જનારને જ ત્યાગનો અધિકાર છે એમ કહેવા માગે છે. છતાં સમાજ ઉપર ત્યાગપ્રેરક અનિષ્ટ અસર થવાનું બીજ એમાં છે, એમ મને લાગે છે.

વળી લોક અને વેદના ત્યાગની તથા ગોપીઓના કૃષ્ણ ઉપરના પ્રેમની તીવ્રતાની સ્તુતિ કરતાં ઉદ્ધવ જેવા પરમ ભક્તના મોઢામાં ભાગવતકારે નીચેનાં વચનો મુકયાં છેઃ—

"પૃથ્વી ઉપર સર્વશરીર ધારીઓમાં આ ગોપ વધૂઓનું શરીર ધારણ સફળ છે. કારણ કે સર્વના આત્મારૂપ ગોવિન્દમાં જ તેઓનો રૂઢ ભાવ છે. કે જે ભાવને સંસારથી બ્હીતા મુનીઓ

અને અમે ઇચ્છીએ છીએ (પણ પામી શક્તા નથી)" (૧૦-૪૭-૫૮). "ક્યાં આ વ્યભિચારથી દુષ્ટ વનચર સ્ત્રીઓ અને પરમાત્મા કૃષ્ણમાં આરૂઢ ભાવ ક્યાં ? નક્કી ઈશ્વર, ઉત્તમ ઔષધના સેવન પેઠે પોતાને ભજનાર અજ્ઞાનીઓનું પણ સાક્ષાત્કલ્યાણ કરે છે." (૧૦-૪૭-૫૯) "કૃષ્ણના હાથ જેની ડોકે વીંટાયેલા છે એવી વ્રજ ગોપીઓને રાસોત્સવમાં જે પ્રસાદ મળ્યો તે હમેશાં કૃષ્ણ સાથે રમનાર લક્ષ્મીને પણ નથી મળ્યો તો બીજાની તો વાત જ શું." (૧૦-૪૭-૬૦). જે ગોપીઓ પોતાનાં દુસ્ત્યજ સ્વજનોને તથા આર્યમાર્ગ (અવ્યભિચાર ?) ને તજીને શ્રુતિઓ વડે શોધવા યોગ્ય મુકુન્દની પદવીને પ્રાપ્ત થઈ છે તે ગોપીઓના પદની ધૂળ જેને અડે છે, એવાં આ લતા, ગુલ્મ ખડ વગેરેમાં હું પણ હોઉં એમ હું ઇચ્છું છું" (૧૦-૪૭-૬૧) હેમાદ્રી આ શ્લોક ઉપર ટીકા કરતાં લખે છે કે ગોપી તુલ્યતા દુર્લભ માનીને ઉદ્ધવે ઉપલી વસ્તુ માગી છે.

ભાગવતની આ પ્રશંસા-લક્ષ્મીથી પણ ગોપીઓના પ્રેમની અધિકતા અને ઉદ્ધવ જેવા માટે એની સ્પૃહણીયતામાંથી ભક્તિ માર્ગના જારભાવ અને ગોપીભાવનો ઉદ્ભવ થયો છે એ સહેલાઇથી સમજાય એવું છે.

ભાગવતમાં ભક્તિ સંબંધી એટલા બધા વિચારો એવી સુંદર ભાષામાં ગુંથાયેલા પડ્યા છે કે એ બધા ઉપર નજર ફેરવી જવી એ પણ શક્ય નથી. એટલે અહીં ભક્તિમાર્ગના ભાગવત પછીના ઇતિહાસના મૂળમાં રહેલા વિચારોની જ ખાસ નોંધ કરી છે.

# પ્રકરણ ૧૧ મું.

## શ્રીકૃષ્ણ સાથે રાધાનો યોગ

ઇષ્ટદેવ સાથે તેની પત્નીનું યજન કરવાની પ્રથા તો ઘણી જૂની છે. વેદમાંયે દેવપત્નીના થોડા ઉલ્લેખો મળે છે. વિષ્ણુ પત્ની રૂપે લક્ષ્મીનો ઉલ્લેખ પાછલા વૈદિક સાહિત્યમાં મળે છે, મહાભારત કાળમાં તો એ વ્યાપક છે અને બે હજાર વર્ષથી વધારે જૂની તો લક્ષ્મીની મૂર્તિઓ મળે છે. પણ રામાયણદ્વારા રામાવતાર પૂજાવા લાગતાં લક્ષ્મીનું સ્થાન સીતાએ લીધું એટલે લક્ષ્મીનારાયણ પેઠે સીતારામનું યુગલ પૂજાવા લાગ્યું. એજ રીતે કૃષ્ણની પૂજા પ્રચલિત થતાં રૂકિમણી કૃષ્ણનું યુગલ પૂજાવું જોઈએ. પણ એક મહારાષ્ટ્ર શિવાય કૃષ્ણ સાથે રૂકિમણીનું સ્મરણ ક્યાંય પ્રચલિત નથી. રામાનુજના અને મધ્વના મતમાં વિષ્ણુ કે વાસુદેવ સાથે લક્ષ્મી જ પૂજાય છે. પરંતુ સોળમા શતકથી તો ગોપીજન વલ્લભ કૃષ્ણ સાથે રાધાનું નામ જ વિશેષ જોડાયેલું જોવામાં આવે છે. રાધાવલ્લભસંપ્રદાયના અનુયાયીઓમાં, તેમજ ગૌડીય અને પુષ્ટિ માર્ગીય વૈષ્ણવોમાં નિત્ય 'રાધાકૃષ્ણ' 'રાધાકૃષ્ણ' રટાય છે. સંપ્રદાયોમાંથી નિમ્બાર્કમતમાં કૃષ્ણ સાથે રાધાની પૂજાનું પ્રથમ દર્શન થાય છે. કૃષ્ણ ચરિત્રનાં પ્રાધાન્ય વાળાં પુરાણો-માંથી હરિવંશમાં, વિષ્ણુપુરાણમાં કે ભાગવતમાં રાધાનો ઉલ્લેખ નથી. પણ બ્રહ્મવૈવર્તમાં, ગર્ગસંહિતામાં તથા પદ્મ પુરાણના તેમજ સ્કંદ પુરાણના કેટલાક ભાગોમાં છે. વિષ્ણુપુરાણમાં જે સ્થાન લક્ષ્મીનું છે તે સ્થાન બ્રહ્મવૈવર્તમાં રાધાનું છે. બંકીમચન્દ્રે બન્ને પુરાણોનાં વચનો વિસ્તારથી ઉતારીને આ વાત સિદ્ધ કરી છે.[1] પણ બ્રહ્મવૈવર્તમાં રાધા આવી ક્યાંથી? આ પ્રશ્ન વિકટ છે. એમાં અનેક જવાબો અપાયા છે; જેમાંથી મુખ્ય એ છે કે રાસલીલા

---

૧. જુઓ એના કૃષ્ણચરિત્રનું ગુજરાતી ભાષાંતર પ્ર-૧૦.

પ્રકરણમાં ભાગવતકારે એક ગોપી વિષે લખ્યું છે કે **अनयाराधितो नूनं भगवान्हरिरीश्वर:** ( भा. ૧૦-૩૦-૨૮ ). આરાધન-(ભજન) જેણે કર્યું તે રાધા; એ રીતે ભાગવત પછી આ વિશેષ ભાગ્યશાળી ગોપી રાધા નામથી પ્રખ્યાત થઈ અને ધીમે ધીમે લક્ષ્મીને પણ અદેખાઈ આવે એવું સ્થાન તેણે પ્રાપ્ત કર્યું. પણ આ ખુલાસો બરાબર નથી. કારણ કે બ્રહ્મવૈવર્તાદિ પુરાણોનો[1] ચોક્કસ સમય નક્કી કરવો જો કે કઠણ છે પણ જેનો સમય ચોક્કસ છે એવાં લખાણોના પુરાવાથી રાધાકૃષ્ણની પૂજાનો પ્રચાર ભાગવત કરતાં યે જૂનો જણાય છે.

નિમ્બાર્ક હરિ સાથે રાધાને પૂજે છે એ નિમ્બાર્ક સંપ્રદાયના વર્ણનમાં નોંધ્યું છે. બારમા શતકના ઉત્તરાર્ધના કવિ જયદેવની રાધાભક્તિ પ્રસિદ્ધ છે. પરંતુ જયદેવ પ્હેલાના, સિદ્ધરાજ કુમારપાલના સમકાલીન ( વિ. સં. ૧૧૪૫ થી ૧૨૨૯ ) હેમચન્દ્રે કાવ્યાનુશાસન ( નિ. સ. આ. પૃ. ૮૦ )માં રાધાકૃષ્ણના વિહારનું વર્ણનકરનારા શ્લોકો ઉદાહરણ રૂપે ઉતાર્યા છે. એ જ હેમચન્દ્ર જેના કૃષ્ણ કર્ણામૃતમાંથી **कृष्णेनाम्ब**-૦ વગેરે શ્લોકનું ઉદાહરણ લે છે તે બિલ્વમંગળ કે લીલાશુક પણ જયદેવ પેઠે રાધાકૃષ્ણના વિહારનું ગાન કરે છે. આથી જૂના કાળમાં ઉતરતાં રૂદ્રટના કાવ્યાલંકાર ઉપરની નમિ સાધુ (ઇ. સ. ૧૦૬૮)ની ટીકામાં નીચેનો શ્લોક ઉતાર્યો છે.:—

**यो गोपीजनवल्लभः स्तनतटव्यासंगलब्धास्पदः**
**किं राधे मधुसूदनो; नहि नहि प्राणाधिकश्चोलकः ॥**

આ નમિસાધુના વૃદ્ધ સમકાલીન અને કાશ્મીરના રાજા

---

૧. બ્રહ્મવૈવર્તપુરાણને વીલસનના સો વર્ષ પુરાણા મનથી દોરાઇને કેટલાક હજી સોળમા શતકની રચના માને છે. જુઓ સરસ્વતી સિતંબર ૧૯૩૪ પૃ. ૨૬૬માં બ્રહ્મવૈવર્તપુરાણકી શ્રી રાધારાની નામનો લેખ. પણ હું તો બંકીમચંદ્રપેઠે બ્રહ્મવૈવર્તને કવિ જયદેવ પ્હેલાંની લગભગ અગીઆરમા શતકની રચના ગણું છું ( જુઓ મારૂં પુરાણ વિવેચન પૃ. ૨૦૭ )

કલશ (ઈ. સ. ૧૦૬૩ થી ૧૦૮૯) ના સમકાલીન ઘણું કરી ઈ. સ. ૧૦૬૫ માં ગ્રન્થ લખનાર ક્ષેમેન્દ્રે દશાવતાર ચરિતમાં કૃષ્ણચરિત્ર વર્ણવતા ચાર શ્લોકો (૮૩, ૧૭૦, ૧૭૧ અને ૧૭૬) માં રાધાનો ઉલ્લેખ કર્યો છે. મતલબ કે જયદેવ પ્હેલાં સો વર્ષે કૃષ્ણસાથે રાધાનો ઉલ્લેખ છેક કાશ્મીર સુધી પોચ્યો હતો. પણ મધ્યહિંદમાંથી રાધા વિષે એથીયે જૂના કાળના ઉલ્લેખો મળે છે. માળવાના રાજા ભોજ (ઈ. સ. ૧૦૦૪ થી ૧૦૪૫) ના સરસ્વતી કંઠાભરણમાં રાધાકૃષ્ણ વિષયક ચારેક શ્લોકો મળે છે. અને ભોજના પૂર્વજ માળવાના રાજા મુંજની સભાના કવિ ધનંજયના દશરૂપ (પરિચ્છેદ ૪)માં નીચેનો શ્લોક છે.

**निर्मग्नेन मयाम्भसि स्मरभरादाली समालिङ्गिता**
**केनालीकमिदं तवाद्य कथितं राधे मुधा ताम्यसि ।**
**इत्युत्स्वप्नपरंपरासु शयने श्रुत्वा वचः शार्ङ्गिणः**
**सव्याजं शिथिलीकृतः कमलया कण्ठग्रहः पातु वः ॥**

અને મુંજના પોતાના વિ. સં. ૧૦૩૧ના તામ્રપત્રના મંગલાચરણમાં:

**यल्लक्ष्मीवदनेन्दुना न सुखितं यन्नार्द्रितं वारिधे**
**र्वारा यन्न निजेन नाभिसरसीपद्मेन शान्तिं गतम् ।**
**यच्छेषाहिफणासहस्रमधुरश्वासै र्न चाश्वासितं**
**तद्राधाविरहातुरं मुररिपोर्वेल्लद्वपुः पातु वः ॥**

(પ્રા. લે. મા. પ્ર. ભાગ નં. ૧)

આ રીતે દશમામાં અને રાજતરંગિણી પ્રમાણે કાશ્મીરના રાજા અવન્તીવર્મન્ (ઈ. સઃ ૮૫૬ થી ૮૮૩)ના સમકાલીન આનંદવર્ધનાચાર્યે ધ્વન્યાલોકમાં રાધાનો ઉલ્લેખ કર્યો છે; એ પણ ગણીએ તો નવમા શતકમાં પણ લક્ષ્મીની સ્પર્ધા કરતી રાધાનો ઉલ્લેખ મળે છે. આ ઉલ્લેખો સાંપ્રદાયિક કે ધાર્મિક સાહિત્યમાંથી નથી. એટલે હેમચન્દ્ર, ક્ષેમેન્દ્ર, ધનંજય, આનંદવર્ધનાચાર્ય વગેરે લેખકોએ પોતાના કાળમાં પ્રચલિત માન્યતા

નોંધી છે, અથવા પ્રચલિત સુભાષિતો ઉતાર્યાં છે. આ માન્યતા કોણે પ્રચારી? ઉપરના નમુના ઉતાર્યા છે તેવાં સુભાષિતો કોણે રચ્યાં? જયદેવ બિલ્વમંગળના આ નવમા દશમા શતકના સંસ્કારપૂર્વજો પણ રાધાકૃષ્ણની જે વાત કરે છે તે એમની ઉત્પન્ન કરેલી નથી. વળી શ્રી. દે. રા. ભાંડારકરે નવમા શતકથીયે જૂના કાળના રાધા સંબંધી બે ઉલ્લેખો શોધી કાઢયા છે અને એ બેયને તેઓ પાંચમા શતકના ગણે છે. તેમાંનો એક પંચતંત્ર (તંત્ર ૪ પૃ. ૪૬) માં મળે છે જેમાં એક વણકર એક રાજકુંવરી સાથે પ્રેમમાં પડતાં તેના મિત્ર સુતારે બનાવી આપેલા ચમત્કારિક ગરૂડ ઉપર બેસી ઉડીને એક રાતે પોતાની પ્રિય રાજકુંવરી પાસે પોચી જાય છે અને વાસુદેવના વેષમાં ગયેલો એ વણકર રાજકુંરીને કહે છે કે "તું રાધા નામથી ગોપકુળમાં જન્મેલી મારી સ્ત્રી છો."

ઘણું કરી એજ સમયના હાલના ગાથા સપ્તશતી નામના પ્રાકૃત સંગ્રહમાં નીચેની ગાથા મળે છેઃ—

**मुहमारुएण तं कण्ह गोरअं राहिआए अवणेन्तो।**
**एताण वल्लवीण अण्णाण विगोरअं हरसि ॥**

"હે કૃષ્ણ, જ્યારે તમે ગાયોના ચાલવાથી રાધાના મોઢા ઉપર ઉડેલી રજને તમારી ફુંકથી ઉડાડો છો, ત્યારે બીજી ગોપીઓના દર્પનું હરણ કરો છો." (૧–૮૯) પોત્રીશના નામથી આ ગાથા ઉતારી છે.

પંચતંત્રનો તથા ગાથા સપ્તશતીનો ઉલ્લેખ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણો ઉપયોગી છે. રાધા નામ જ નહિ પણ કોઈક પ્રકારની રાધાકૃષ્ણ પૂજા ઈ. સ. પાંચમા શતકમાં પ્રચલિત હતી એમ એ ઉલ્લેખો સૂચવે છે. તે પછી લગભગ ચારસો વર્ષ સુધી રાધાનો ઉલ્લેખ સામાન્ય સંસ્કૃત સાહિત્યમાં મળતો નથી. નવમા શતકના

ભાગવત જેવા કૃષ્ણવેદમાં પણ રાધાનો ઉલ્લેખ નથી. એ ઉપરથી મને એમ લાગે છે કે કૃષ્ણ સાથે રાધાનો યોગ પ્હેલવ્હેલો ગ્રામ્ય-લોકોમાં કે હિંદુજાતિના નીચલા થરમાં થયો હોવો જોઇએ. ઉપરનો પ્રાકૃત ઉલ્લેખ પણ એ તર્કને ટેકો આપે છે. વળી ગાથા સપ્તશતીની ગાથાઓનો ઘણો ભાગ આન્ધ્ર રાજાઓના કાળમાં આન્ધ્ર દેશમાં રચાયો છે, અને એ દેશ ઉપર તથા નાશિકથી છેક કાઠીઆવાડ સુધીના પ્રદેશ ઉપર ઇ. સ. બીજા ત્રીજા શતકમાં આભીર નામની ઢોર ઉછેરનારી ભટકતી જાતનું રાજ્ય હતું એમ આભીર શિવદત્તના પુત્ર રાજા ઇશ્વરસેનનો ગુંદા (કાઠીઆવાડ)માંથી લેખ મળ્યો છે અને એનોજ લેખ નાશિકની ગુફાઓમાંથી પણ મળ્યો છે એથી સિદ્ધ થાય છે. વ્રજમાં જે ગોવાળીઆઓમાં શ્રીકૃષ્ણ ઉછર્યાં હોવાનું હરિવંશાદિ વર્ણવે છે, તે આ આભીર લોકો જ અને શ્રીકૃષ્ણના બાલચરિત્રનો બધો વિકાસ આ આભીર જાતિમાં જ થયો છે, એમ ડા. રામકૃષ્ણ ભાંડારકર કહે છે. એ આભીર જાતિમાં પ્રચલિત કૃષ્ણ ચરિત્રની વાતોને હરિવંશાદિ ગ્રંથોએ સંસ્કારી લીધી. કૃષ્ણને રાધા નામની આભીર પત્ની કે પ્રિયા હોવાની વાત હરિવંશ રચાયા પછી એ લોકોમાં ચાલી હોય કે ગમે તેમ હોય પણ એ વાતનો હરિવંશાદિના કૃષ્ણ ચરિત્રમાં સગ્રહ નથી થયો. પણ આભીર જેવી નીચલા થરની જાતોની લોકકથાઓમાં જે રાધાકૃષ્ણ સંબંધી વાતો ચાલતી હશે તેની અલ્પ નોંધ ફક્ત ગાથા સપ્તશતીમાં અને પંચતંત્રમાં જળવાઇ રહી. ધીમે ધીમે એ નીચલા થરમાં કૃષ્ણ સાથે રાધાના યોગની વાતોવાળું લોક સાહિત્ય વધતું ગયું હોવું જોઇએ પણ એમાંનું કાંઇ જળવાયું નથી. છેવટ નવમા દશમા શતકના સંસ્કૃત સાહિ-ત્યકારોએ લોકસાહિત્યમાંની આ વસ્તુને ઉપાડી લીધી. પણ એ બસ્સો ત્રણસો વર્ષનાં પણ થોડાં સુભાષિતો જ જળવાયાં છે. પણ જે જળવાયાં છે તે ઉપરથી એ પ્રકારનું ઘણું સાહિત્ય

ઉત્પન્ન થયું હશે એમ જણાય છે. પછી નિંબાર્કે અને બ્રહ્મવૈવર્ત પુરાણે પોતપોતાની રીતે રાધા પૂજાને જે નવી જ પ્રતિષ્ઠા આપી, તે આજ સુધી અવિચળ રહી છે. ટુંકામાં રાધાકૃષ્ણની પૂજાના પ્રવાહનું મૂળ લોકકથા અને લોકકવિતામાં છે.

કૃષ્ણ સાથે રાધાના યોગનો ઇતિહાસ જોયો. એકવાર યોગ થયા પછી રાધાએ લક્ષ્મીનું જ સ્થાન અથવા લક્ષ્મીને પણ અદેખાઈ આવે એવું ગોલોકસ્થ શ્રીકૃષ્ણની હ્લાદિની શક્તિનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. સોળમા શતકના સંપ્રદાયો અને રાધાકૃષ્ણનાં પદો ગાનારા કવિઓ રાધાકૃષ્ણની શૃંગારક્રીડાનું ગાન કરતાં ધરાતા નથી. તેઓની દૃષ્ટિમાં રાધાનું જે સ્થાન છે તે સમજવા માટે બ્રહ્મવૈવર્ત પુરાણમાં રાધાનું જે ચરિત્ર વર્ણવ્યું છે તે અતિટુંકામાં જોઈ લઇએ. બ્રહ્મવૈવર્ત પુરાણમાં, રાધા અને તેની સખીઓ સાથે ગોલોકમાં રાસક્રીડા કરતા શ્રીકૃષ્ણનું વર્ણન મળે છે. એ ગોલોકસ્થ રાધા શ્રીકૃષ્ણના વામાંગમાંથી ઉત્પન્ન થયેલી એની શક્તિસ્વરૂપા મૂલ પ્રકૃતિ છે. પણ ગોલોકની રાસક્રીડામાં ભાગલેતી અતિશય રૂપ લાવણ્ય યુક્ત યુવાન સ્ત્રી તરીકે જ બ્રહ્મવૈવર્ત પુરાણમાં એનું ફરી ફરી વર્ણન કરેલું છે. રાધાના રોમરોમમાંથી નીકળેલી કરોડો સખીઓ પણ એના સમાન રૂપ લાવણ્યવાળી છે. આ રાસક્રીડાને અંગે જ શ્રીકૃષ્ણને વિરજા નામની ગોપી સાથે વિહાર કરતા જોઇને, રાધા રીંસાઈ ગયા પછી કૃષ્ણ મનાવા ગયા ત્યાં રાધા કૃષ્ણને મારવા માંડી એ જોઇને કૃષ્ણના મિત્ર શ્રીદામા કે સુદામાએ રાધાને પૃથ્વી ઉપર ગોપી થવાનો શાપ આપ્યો અને રાધાએ સુદામાને શાપ આપ્યો. આ શાપના કારણથી રાધાએ ગોકુળમાં વૃષભાનુની પુત્રી તરીકે જન્મ લીધો. ત્યાં વૃષભાનુએ રાધાનાં રાયાણ નામના એક વૈશ્ય સાથે લગ્ન પણ કર્યાં. અલબત્ત રાયાણ સાથે જેનાં લગ્ન થયાં તે તો રાધાની છાયા હતી એમ પુરાણકાર કહે છે. પછી રાધા ૧૪ વર્ષનાં થયાં ત્યારે કૃષ્ણનો અવતાર થયો અને એક વખત બાળક કૃષ્ણ સાથે નન્દજી ભાંડીર વનમાં

ગાયો ચરાવતા હતા ત્યાં એકાએક વરસાદ ચડી આવ્યો. અંધારૂં થઈ ગયું અને નન્દજીએ જ રાધાને કહ્યું કે તું કૃષ્ણને લઇ જા, એટલે રાધા કૃષ્ણને લઇને ચાલ્યાં ત્યાં એકાએક ક્રીડા યોગ્ય કુંજભૂમિ તૈયાર થઈ ગઈ. અને કૃષ્ણ રાધાની કાંખમાંથી ઉતરી કિશોરરૂપમાં પ્રગટ થયા. એજ વખતે બ્રહ્માએ પ્રગટ થઈ રાધા સાથે કૃષ્ણનાં લગ્ન કરાવ્યાં. ઉપર પ્રમાણે રાધા પરકીયા અને સ્વકીયા બેય ગણાય એવું બ્રહ્મવૈવર્ત પુરાણનું વર્ણન છે. પાછળના ચૈતન્ય મતના રૂપ ગોસ્વામી વગેરે પંડિતો ગોલોકમાં નિત્ય દાંપત્ય છે અને આ પરકીયાપણું તો માયિક હોઇને અવતાર સમયે કૃષ્ણે માયાથી ઉત્પન્ન કરેલું છે એમ કહે છે. ( જુઓ ઉજ્જવલ નીલમણિ ).

બ્રહ્મ વૈવર્તના જુદા જુદા ભાગોમાં પણ રાધાની ઉત્પત્તિ, રીંસાવું, શાપ વગેરે વાતો થોડા ફેરફાર સાથે મળે છે, પણ એ મહત્ત્વની વાત નથી. પણ ભાગવતમાં રાધા નથી અને શૃંગાર કાંઈક ઢાંકયો તથા દશમ સ્કંધના પૂર્વાર્ધ શિવાય અન્યત્ર જ્ઞાન વૈરાગ્ય અને માનસી ભક્તિમાં દબાઈ ગયેલો છે એ ખોટ પૂરી પાડવા શક્તિ પૂજાના જોરવાળા પ્રદેશમાં-ઘણું કરી બંગાળામાં બ્રહ્મ વૈવર્તપુરાણની રચના થઇ જણાય છે. સંકલના, કવિત્વ, વિદ્વત્તા, ગંભીરતા, વૈરાગ્ય ભક્તિની ઉચ્ચભાવના અને બ્રહ્મજ્ઞાન વગેરે વિષયોમાં બ્રહ્મવૈવર્ત પુરાણ ભાગવતની સરખામણીમાં સારી પેઠે ઉતરતી કોટિનો ગ્રન્થ છે. અને પુષ્ટિ માર્ગીય વૈષ્ણવો તથા ગૌડીય વૈષ્ણવો પ્રમાણ તરીકે તો ભાગવતને જ ગણે છે. રાધા અને ગોપીઓની સાથે કૃષ્ણની જે શૃંગાર ક્રીડાઓનું બ્રહ્મવૈવર્તમાં ઘણા વિસ્તારથી તથા ઉઘાડું સ્થૂળ વર્ણન છે તે પણ એ વખતના ગૌડીય કવિઓના અનુકરણથી આવેલું જણાય છે. જ્યારે જયદેવ જેવા કવિની કલા બ્રહ્મવૈવર્તના કર્તામાં નથી.

# પ્રકરણ ૧૨ મું

## વૈષ્ણવ ધર્મના પ્રચારના ઐતિહાસિક પુરાવાઓ.

### સમયઃ ઈ. સ. ૪ થાથી ૧૧ મું શતક

ઈ. સ. ના આરંભ પ્હેલાંનાં ચાર શતકો દરમીયાન શરૂઆતમાં સાત્વતોમાં અને પછી બીજા લોકોમાં પણ ભાગવત ધર્મનો પ્રચાર થયો હતો એમ આપણે તે કાળના પ્રાચીન લેખોની મદદથી જોયું છેઃ એ ભાગવત ધર્મનું વર્ણન કરનારા મુખ્ય બે ગ્રન્થો છે. ભગવદ્ગીતા અને મહાભારતનું નારાયણીયપર્વ; એ પણ જોઈ ગયા. નારાયણીય પર્વ પછી અને ૧૧ મા શતકમાં આચાર્યોનો ઉદય થયો તે પ્હેલાંનું ભાગવત ધર્મ સંબંધી જે સંસ્કૃત સાહિત્ય હાલ મળે છે, તેમાં ઉપરોક્ત પાઞ્ચરાત્ર સંહિતાઓ અને વૈષ્ણવ પુરાણો મુખ્ય છે. એ ગ્રન્થોના અવલોકનથી એ સમય દરમીયાન થયેલો ભાગવત ધર્મનો વિકાસ આપણે જોયો. હવે વૈષ્ણવ ધર્મના પ્રચારનાં ઐતિહાસિક પ્રમાણો કાળક્રમમાં ટુંકામાં જોઈ જઈએ. જૂના લેખો, જૂની વૈષ્ણવ મૂર્તિઓ, જૂનાં વૈષ્ણવ મન્દિરો અને પુરાણેતર સાહિત્યમાંથી સૂચનો વગેરે એ વખતના વૈષ્ણવ ધર્મ વિષે જે દાખલાઓ મળ્યા છે તે ઉપરથી એ વખતમાં થયેલા વૈષ્ણવધર્મના વિકાસ અને પ્રચારનો સ્પષ્ટ ઐતિહાસિક ખ્યાલ આવશે એવી આશા છે.

ઈ. સ. પ્હેલાંનાં ચાર શતકોમાં ભાગવત ધર્મનો પ્રચાર જે જોરથી ચાલતો હતો, તે જોર ઈ. સ. ના આરંભ પછી મોળું પડયું જણાય છે. ઈ. સ. પૂર્વે પ્હેલા શતકના નાનાઘાટના લેખ પછીથી ૪૦૦ વર્ષ સુધી વાસુદેવ પૂજાનો ઉપલક્ષક કોઈ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી. પણ કાલિદાસથી જૂના ભાસ કવિનાં પુરૂષોત્તમ કૃષ્ણનાં ચરિત્ર વિષયક અનેક નાટકો હાલમાં પ્રસિદ્ધ થયાં છે. એ નાટકમાં ચતુર્ભુજ, શંખ, ચક્ર, ગદા, પદ્મ, ચાર આયુધ ધારી કૃષ્ણનું

પરમપુરુષ નારાયણના અવતારરૂપે વર્ણન કર્યું છે. આ કવિનો સમય ચોક્કસ નથી, પણ ઇ. સ. ના બીજા ત્રીજા શતકથી એ અર્વાચીન નથી, એમ વિદ્વાનોને બહુમતે મનાય છે. આ કવિ ભાગવતધર્મી હતા એ તો ચોક્કસ (જુઓ 'સાચું સ્વપ્ન' નો ઉપોદ્ઘાત.); વળી ઇ. સ. ના શરૂઆતના સૈકાઓમાં જ જોરમાં આવેલા બૌદ્ધ મહાયાન પન્થ ઉપર ભાગવત ધર્મની ઘણી અસર દેખાય છે; તથા કુશાન સમયની એટલે ઇ. સ. બીજા કે ત્રીજા શતકની એક વિષ્ણુમૂર્તિ મથુરાના 'મ્યુઝીયમ'માં છે[1] એ સર્વ ઉપરથી ઈ. સ. ના પ્હેલા બીજા અને ત્રીજા સૈકામાં યે ભાગવત ધર્મનો પ્રચાર હતો એમ ભાસે છે. પણ બૌદ્ધ ધર્મના જોરથી તથા એ વખતનો કોઈ રાજવંશ ભાગવતધર્માનુયાયી ન હોવાથી ભાગવત ધર્મના પ્રચારની વિશેષ નિશાનીઓ મળતી નથી.

ઈ. સ. ચોથા શતકમાં જોરમાં આવેલા ગુપ્તોના રાજ્યકાળમાં પાછી ભાગવત ધર્મની ખાસ નિશાનીઓ દેખાવા માંડે છે. સમુદ્રગુપ્તના સીક્કાઓ ઉપરનો ગરૂડધ્વજ ભાગવત ધર્મનો સૂચક છે. પછી ગુપ્ત રાજાઓ ચન્દ્રગુપ્ત બીજો, કુમારગુપ્ત અને સ્કંદગુપ્ત પોત પોતાના સીક્કાઓમાં પોતાને પરમ ભાગવત કહે છે. તથા એ સમયના જુદા જુદા ૭ લેખોમાં[2] પણ એ ત્રણે રાજાઓને પરમ ભાગવત કહ્યા છે. આ ગુપ્ત રાજાઓનો સમય લગભગ ઈ. સ. ૩૩૦ થી ૪૮૦ સુધીનો છે.

**ઈ. સ. પાંચમું શતક**—પાંચમા શતકના નીચેના ઉત્કીર્ણ લેખો એ સમયમાં થયેલા વૈષ્ણવ ધર્મના પ્રચારનો સારો ખ્યાલ આપે છે. (૧) દીલ્હીના કુતુબમિનાર નજીકના પ્રસિદ્ધ લોહસ્તમ્ભ ઉપર ગુપ્તલિપિમાં કોતરેલો એક પ્રાચીન લેખ છે; જેમાં લખ્યું છે કે 'આ સ્તમ્ભ વિષ્ણુના ધ્વજસ્તમ્ભ તરીકે ચન્દ્ર નામના મહારાજાએ

---

૧ આર્કીઓલોજીકલ સર્વે એન્યુઅલ રિપોર્ટ ૧૯૧૪–૧૫ ભા. ૧ પૃ. ૨૪
૨. કો. ઇ. ઈ. ગ્ર–૩

ઉભો કર્યો હતો. તે રાજા ચક્રવર્તી પદ ભોગવતો હતો અને વિષ્ણુનો મહાન ભક્ત હતો." આ લેખમાં કોઈ સાલ લખી નથી, પણ અક્ષરો જૂના ગુપ્ત સમયના છે. વળી મહામહોપાધ્યાય હરપ્રસાદશાસ્ત્રીના કહેવા પ્રમાણે ઉપરોક્ત ચન્દ્ર તે ઈ. સ. ચોથા શતકમાં થઇ ગયેલો ચન્દ્રવર્મા હોવાનો સંભવ છે.[1] પણ કદાચ ગુપ્ત વંશનો ચન્દ્રગુપ્ત બીજો ઉદ્દિષ્ટ હોય તો પણ આ લેખ ઈ. સ. ચોથા શતકના અન્ત ભાગનો કે પાંચમાના આદિ ભાગનો હોવો જોઈએ. (૨) ઉદયગિરિની ગુફામાં એક ચતુર્ભુજ મૂર્તિ છે, જે વિષ્ણુનીજ હોય એમ દેખાય છે. આ મૂર્તિ નીચેના લેખમાં ગુપ્ત સં. ૮૨ની સાલ છે. અર્થાત્ આ મૂર્તિ ઈ. સ. ૪૦૧ ની છે.[2] (૩) વિ. સં ૪૬૧ (ઈ. સ. ૪૦૫) ના દશપુરના સહસ્રશીર્ષા પુરૂષની સ્તુતિથી શરૂ થતા નરવર્માના શિલાલેખમાં નરવર્મા, વાસુદેવને પોતાનું શરણ્ય કહે છે.[3]

(૪) વિ. સં. ૪૮૧ (ઈ. સ. ૪૨૫)માં ત્રણ વૈશ્ય ભાઇઓએ વિષ્ણુનું મંદિર બંધાવ્યા સંબંધી વિષ્ણુસ્તુતિથી શરૂ થતો, શિલાલેખ નગરી પાસે મળી આવ્યો છે.[4] (૫) સંયુક્ત પ્રાન્તના ગાઝીપુર જીલ્લાના ભીટારી ગામમાં શિલાસ્તંભ ઉપર સાલ વગરનો લેખ છે,[5] જેમાં ભગવાન શાર્ઙ્ગી (વિષ્ણુ)ની મૂર્તિની પ્રતિષ્ઠા કર્યાનો તથા તેની પૂજા માટે સ્કન્દગુપ્તે એક ગામ આપ્યાનો ઉલ્લેખ છે. વિષ્ણુની મૂર્તિ શિલાસ્તમ્ભ ઉપર હતી જે હવે મળતી નથી. (૬) આ સ્કન્દગુપ્તેજ સુરાષ્ટ્રમાં પોતાના સુબા

---

૧. ઇ. એ. ૧૯૧૩ પૃ. ૨૧૭–૧૯

૨. કો. ઇ. ઇ. ગ્રં–૩

૩. એ. ઈ. ગ્ર. ૧૨ પૃ. ૩૨૧

૪. પ્રોગ્રેસ રિપોર્ટ ઓફ ધી આર્કીઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડીઆ વેસ્ટર્નસર્કલ ૧૯૧૬ પૃ–૫૬

૫. કો–ઇ–ઇ. ગ્ર–૩

તરીકે નીમેલા પર્ણદત્તના પુત્ર ચક્રપાલિતે ગુપ્ત સં. ૧૩૮ (ઈ. સ. ૪૫૬ )માં ગિરનાર પાસે કારણમાનુષ (અવતારરૂપ) ચક્રધર (વિષ્ણુ)નું મંદિર ચણાવ્યું હતું. આ માટેના લેખની શરૂઆત બલિની લક્ષ્મીને હરનાર વિષ્ણુ ( વામનાવતાર )ની સ્તુતિથી કરી છે. આ લેખમાં ચક્રપાલિત પોતાને ' ગોવિંદ પાદાર્પિતજીવિત ' કહે છે.[1] (૭) મધ્ય-પ્રાંતના સાગર જીલ્લામાં, બુધગુપ્તના રાજ્યકાળના, ગુપ્ત સંવત્ ૧૬૫ (ઈ. સ. ૪૮૪)ના એક શિલાસ્તમ્ભના લેખમાં, માતૃવિષ્ણુ અને એના ભાઈ ધન્યવિષ્ણુએ દેવ જનાર્દનના માનમાં ધ્વજસ્તમ્ભ ચણાવ્યાનો ઉલ્લેખ છે. " જગત્નાં સ્થિતિ, ઉત્પત્તિ અને લયના હેતુરૂપ ચતુર્ભુજ ગરૂડકેતુ જય પામે છે. " એ શબ્દોથી લેખની શરૂઆત કરી છે. આ લેખમાં માતૃવિષ્ણુને " અત્યન્ત ભગવદ્ભક્ત " કહ્યો છે.[2]

(૮) ગંગધરના શિલાલેખમાં ' વિશ્વવર્મા રાજાના સચિવ શ્રીમાન્ મયૂરાક્ષકે ન્યાયથી પ્રાપ્ત કરેલા વૈભવવડે ચક્રગદાધર (વિષ્ણુ) ઉપર પરમભક્તિ દર્શાવતાં ભગવાન વિષ્ણુનું કૈલાસના ઉચ્ચ શિખર જેવું સ્થાનક (મંદિર) " કરાવ્યાનો લેખ છે. આ લેખમાં ૪૮૦ ની સાલ લખી છે એ જો માલવગણનો (વિક્રમનો) સંવત હોય તો આ લેખ ઈ. સ. ૪૨૪ નો ગણાય[3] ઇ. સ. ૪૩૭ (વિ. સં. ૪૯૩)ના દશરૂપ (મન્દસર)ના લેખમાં[4] આ વિશ્વવર્માના પુત્ર રાજા બન્ધુવર્માનું નામ છે; એ ઉપરથી ઉપરનું અનુમાન યથાર્થ લાગે છે.(૯) તોરમાણના પ્હેલા વર્ષના એરન ( Eran )ના શિલાલેખમાં " મહારાજા માતૃવિષ્ણુના ભાઈ ધન્યવિષ્ણુએ જગત્પરાયણ વરાહ મૂર્તિ ભગવાન નારાયણનો શિલાપ્રસાદ " (પ્રાસાદ) પોતાના દેશમાં

---

૧. ગુ–એ–લે–નં. ૧૫
૨. કો–ઈ–ઈ–ઓ–૩–૮૮, ૮૯.
૩. એજન ૭૨
૪. એજન ૭૯

કરાવ્યાનો ઉલ્લેખ છે. " ત્રૈલોક્યરૂપી મોટા ઘરના સ્તમ્ભરૂપ વરાહ જય પામે છે, " એ રીતે વરાહસ્તુતિથી આ લેખનો આરંભ કર્યો છે.[1] આ ધન્યવિષ્ણુ તે ઇ. સ. ૪૮૪ માં વિષ્ણુનો ધ્વજસ્તમ્ભ ઉભો કરનાર માતૃવિષ્ણુના ભાઇ જ છે; તથા તોરમાણે ઇ. સ. ૫૦૦ પહેલાં આ દેશમાં પોતાનું આધિપત્ય સ્થાપ્યું હતું; માટે આ લેખ ઈ. સ. પાંચમા શતકના છેલ્લા વર્ષોનો હોવો જોઇએ.

વળી ભીટા ( વીચ્છીગ્રામ )માં મળી આવેલી એક સીલમાં વિષ્ણુચિહ્ન ચક્ર નીચે " **नमो भगवते वासुदेवाय** " આવા ગુપ્ત સમયના અક્ષરો છે; એ ઉપરથી ભીટામાં ગુપ્ત સમયમાં વૈષ્ણવ મન્દિર હશે એમ જણાય છે. એ વખતમાં વપરાતાં ' વિષ્ણુ રક્ષિત ' જેવાં નામો પણ વૈષ્ણવ ધર્મના બ્હોળા પ્રચારનાં સૂચક છે.[2]

કવિવર કાલિદાસ મેઘદૂત ( શ્લો. ૧૫ ) માં મેઘધનુષ્યથી શોભાયમાન મેઘને ગોપવેષ ધારી વિષ્ણુ સાથે સરખાવે છે. આ ગોપવેષ વિષ્ણુ તે કૃષ્ણ જ. કાલિદાસનો સમય ચોક્કસ નથી; પણ ઇ. સ. પાંચમા શતકથી આ મહાકવિ અર્વાચીન નથી.

જોધપુર નજીકના મેન્દોર પાસે ખોદી કાઢેલા એક સ્તમ્ભ ઉપરની મૂર્તિઓમાં શકટભંગ, ગોવર્ધનધારણ વગેરે કૃષ્ણની પુરાણોક્ત બાલક્રીડાનાં ચિત્રો છે.[3] આ સ્તમ્ભને ડા. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર ઈ. સ. પાંચમા શતકનો ગણે છે. આ રીતે પરમ ભાગવત ગુપ્ત મહારાજાઓની અસર નીચે, ઇ. સ. ના પાંચમા શતકમાં પૌરાણિક વૈષ્ણવ ધર્મના પ્રચારની ભરતીઆવી હોય એવું દેખાય છે.

**છઠ્ઠું શતક**-ગુપ્ત સં. ૨૦૯ ( ઇ. સ. ૫૨૮ ) ના ખોહના, મહારાજા સંક્ષોભના, તામ્રપત્રમાં ૐ **नमो भगवते वासुदेवाय**

---

૧. એજન ૧૫૮

૨. આ. સ. ઇ-એન્યુઅલ રિપોર્ટ ૧૯૧૧-૧૨ પૃ. ૫૦-૫૨

૩. એજન ૧૯૦૫-૦૬ પૃ. ૧૩૫

એ શબ્દોથી શરૂઆત કરી છે.[1] એ ઉપરથી આ ભાગવત ધર્મનો પ્રસિદ્ધ મન્ત્ર લગભગ ચૌદસો વર્ષ જૂનો જણાય છે.

શક ૫૦૦ (ઈ. સ. ૫૭૮) ના દક્ષિણના જૂના ચાલુક્ય વંશના મંગલીશ રાજાએ વાતાપિ–બાદામી–માં એક ગુફા ખોદાવી, તેમાં વિષ્ણુનું મન્દિર ચણાવી તેમાં વિષ્ણુની પ્રતિમા બેસાડી અને નારાયણબલિ માટે એક ગામની ઉપજ જુદી રાખી એવો લેખ ગુફામાં મળે છે.[2] આ ગુફાના મન્દિરમાં શેષ ઉપર બેઠેલી વિષ્ણુની મૂર્તિ છે, જેના પગ લક્ષ્મી દાબે છે; વળી વામન વરાહ તથા નૃસિંહ અવતારની મૂર્તિઓ અને એક હરિહરની મૂર્તિ છે; જેમાં હરિ અને હર બેયનાં ચિહ્નો એક જ મૂર્તિ ઉપર છે.[3]

જુદા જુદા દેવોની મૂર્તિઓની પ્રતિષ્ઠા માટે યોગ્ય બ્રાહ્મણોની વાત કરતાં વરાહમિહિર કહે છે કે વિષ્ણુની પ્રતિષ્ઠાનું કામ ભાગવતોને સોંપવું (बृहत्संहिता ૬૦–૧૯) વરાહમિહિર શક ૫૦૯ (ઈ. સ. ૫૮૭) માં વિદેહ થયા છે. માટે ઇ. સ. ના છઠ્ઠા શતકમાં વિષ્ણુના ખાસ પૂજારીઓ તરિકે ભાગવતો નિયત થઈ ગયા હતા એમ જણાય છે.

**સાતમું આઠમું શતક:** સાતમા શતકના મધ્ય ભાગમાં થઈ ગયેલા બાણ કવિએ હર્ષ ચરિત (ઉ. ૮) માં લખ્યું છે કે વિંધ્યાચળમાં વસતા દિવાકર મિત્ર નામના ઋષિ જે પ્હેલાં બ્રાહ્મણ હતા અને પાછળથી બૌદ્ધ થઈ ગયા હતા; તે મુનિ પાસે અનેક માર્ગોના અનુયાયીઓ વસતા હતા. જેમાં ભાગવતના અનુયાયીઓ તથા પાંચરાત્રિકો પણ હતા.

(૧) મહાબલીપુરમાં શેષ ઉપર સૂતેલી એક વિષ્ણુની મૂર્તિ છે; તથા એક ઉભી મૂર્તિ છે જે સાતમા અથવા આઠમા શતકની હશે એમ

---

૧. કો–ઈ ઈ–ગ્ર–૩ ૧૬૨

૨. ઈ–એ. ગ્ર–૩ પૃ. ૩૦૫ અને ગ્ર–૬ પૃ. ૩૬૩

૩. કેવટેમ્પલ્સ ઓફ ઇન્ડીઆ પૃ. ૪૦૭

શ્રીગોપીનાથરાવ વધારે છે.[1] (૨) સંયુક્ત પ્રાન્તના ઝાંસી જીલ્લાના દેવઘર ગામમાં જૂના મન્દિરના એક ખંડિયેરમાં શેષ ઉપર સૂતેલી વિષ્ણુની એક રમ્ય મૂર્તિ છે. જેની નાભિમાંથી નીકળેલા કમળમાં બ્રહ્મા બેઠા છે તથા આસપાસ ઇન્દ્ર વગેરે દેવો છે. વી. એ. સ્મીથ આ મૂર્તિને ઈ. સ. ૬ઠ્ઠા શતકના પ્હેલા ભાગની માને છે. ગોપીનાથરાવ સાતમા અથવા આઠમા શતકની ધારે છે.[2] (૩) કાઞ્ચીના કૈલાસનાથ સ્વામીના મન્દિરમાં એક વિષ્ણુ મૂર્તિ છે; આ મન્દિર નરસિંહવર્મા બીજાએ ઈ. સ. ના સાતમા શતકના પાછલા ભાગમાં ચણાવ્યું હતું.[3] (૪) એલાપુર ( એલુરા )ની ગુફાનાં દશાવતારનાં મન્દિરમાં શેષશાયી વિષ્ણુની મૂર્તિ છે; જેના પગ લક્ષ્મી ચાંપે છે અને જેની નાભિમાંથી નીકળેલા કમળ ઉપર બ્રહ્મા બેઠા છે. વળી નૃસિંહ, વામન અને વરાહ અવતારની તથા ગોવર્ધનધારી કૃષ્ણની મૂર્તિ પણ છે; આ મન્દિર આઠમા શતકના મધ્ય ભાગમાં રાષ્ટ્રકૂટ વંશના દન્તિદુર્ગ રાજાએ ચણાવ્યું છે; (૫) વળી આઠમા શતકના પાછલા ભાગમાં દન્તિદુર્ગના કાકા કૃષ્ણ પ્હેલાના રાજ્યકાળમાં ખોદાવેલા, કૈલાસ મન્દિરમાં એવીજ બીજી વામન વગેરે અવતારોની મૂર્તિઓ છે; આમાં કૃષ્ણની કાલીયદમનની મૂર્તિ પણ છે.[4] (૬) અલ્હાબાદની દક્ષિણ પશ્ચિમે ૩૨ માઇલ ઉપર પભોસામાં એક ગુફામાં નીચે પ્રમાણે લેખ છેઃ—" શ્રીકૃષ્ણ અને દૂધવાળી–ગોપીઓ—ની મૂર્તિઓ બનાવનાર " આ લેખ ઉપર એક માણસની પ્રતિમા છે. આ લેખમાં કાંઇ સાલ નથી, પણ બુલ્હર સાહેબ આ લેખને ઇ. સ. ના સાતમા કે આઠમા શતકનો ધારે છે.[5] (૭) રાયપુર

૧. એલીમેન્ટસ ઓફ્ હિન્દુ આઇકોનોગ્રાફી ગ્ર–૧ ભા. ૧ પૃ. ૯૭

૨. એજન ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૧૦ તથા વીન્સેન્ટસ્મિથનું એ હીસ્ટરી ઓફ્ ફાઇન આર્ટ ઇન ઈન્ડીઆ એન્ડ સીલોન

૩. એલીમેન્ટસ ઓફ્ હિન્દુઆઇકોનોગ્રાફી ગ્ર–૧ ભા.–૧ પૃ. ૧૦૬

૪. કેવટેમ્પલ્સ ઓફ્ ઈન્ડીઆ.

૫. એ–ઈ–ગ્ર–૨ પૃ. ૪૮૨.

જીલ્લામાં સીરપુર આગળના જૂના મન્દિરના સિંહદ્વારને મથાળે શેષ ઉપર સૂતેલી વિષ્ણુની મૂર્તિ છે; જેના નાભિમાંથી નીકળેલા કમળ ઉપર બ્રહ્મા છે. મન્દિરના દ્વારની બ્હારની બાજુએ નીચે વિષ્ણુના કેટલાક અવતારોની મૂર્તિઓ છે. જેમાંરામની અને બુદ્ધની પણ છે. બુદ્ધની હમેશ પ્રમાણે ધ્યાનસ્થ સ્થિતિમાં છે. આ મન્દિર ઘણુંકરી આઠમા કે નવમા શતકનું છે.[1]

આ મન્દિરમાંથીજ મળેલા મહાશિવગુપ્ત રાજાના એક શિલાલેખમાં એ રાજાની માએ હરિનું મન્દિર બાંધ્યાનો અને એ મન્દિર માટે પાંચ ગામ ૧૫ બ્રાહ્મણોને આપ્યાનો ઉલ્લેખ છે. જે ૧૫માંના બે, વામન અને શ્રીધરને ભાગવત કહ્યા છે. લેખનો આરંભ પુરૂષોત્તમને નમસ્કાર કરીને તથા નૃસિંહની સ્તુતિથી કર્યો છે; લેખમાં સાલ નથી; અક્ષરો ઉપરથી આઠમા અથવા નવમા શતકનો આ લેખ હોવાનું અનુમાન થાય છે.[2]

**નવમું દશમું શતક**–(૧) જોધપુરની ઉત્તરે ૩૨ માઈલ ઉપર સ્થાનિક જાગીરદારના ઘર પાસે એક જૂનું મન્દિર છે; એના સભામણ્ડપના બે સ્તમ્ભ ઉપર ગરૂડ ઉપર બેઠેલી બે ચતુર્ભુજ મૂર્તિઓ છે. પણ એકના હાથમાં શખ, ચક્ર, ગદા, પદ્મ છે અને બીજીના બે હાથમાં હળ અને ગદા છે અને માથા ઉપર પંચમુખ સર્પનું છત્ર છેઃ આ દેખીતી રીતે વાસુદેવ અને સંકર્ષણની મૂર્તિઓ છે. આ મન્દિર નવમા શતકથી અર્વાચીન નથી.[3] (૨) કનોજના રાજા મહેન્દ્રપાલ વિ. સં. ૯૫૦ થી ૯૬૪ (ઈ. સ. ૮૯૪ થી ૯૦૮ )ના વખતમાં વિષ્ણુનાં ત્રણ મન્દિરો બંધાયાનો

---

૧. પ્રોગ્રેસ રિપોર્ટ ઓફ ધી આર્કીઓ લોજીકલ સર્વે. વેસ્ટર્ન સર્કલ ૧૯૦૩–૪ પૃ. ૨૧.

૨. એ. ઇ. ગ્ર–૧૧ પૃ. ૧૮૪.

૩. પ્રોગ્રેસ રિપોર્ટ ઓફ ધી આર્કીઓ લોજીકલ સર્વે વેસ્ટર્ન સર્કલ ૧૯૦૩–૪ પૃ. ૪૪.

ઉલ્લેખ લાહોરના મ્યુઝીયમમાં પડેલા એક શિલાલેખમાં છે.[1] (૩) ઉદેપુર પાસેના સારણેશ્વર મહાદેવના મન્દિર ( વિ. સં. ૧૦૧૦ ઈ. સ. ૯૫૪ )ના લેખમાં મુરારિનું મન્દિર બાંધ્યાનો તથા તેમાં હરિની મૂર્તિ પધરાવ્યાનો ઉલ્લેખ છે,[2] (૪) વિ. સં. ૧૦૧૧ ઈ. સ. ૯૫૫ )ના ખજુરાહોના લેખમાં બુંદેલખંડના ચંદેલરાજા હર્ષદેવના પુત્ર યશોવર્માએ એક વૈકુંઠનું મન્દિર બંધાવ્યાનો ઉલ્લેખ છે. આ મન્દિરમાં પધરાવેલી મૂર્તિ વિષે એ લેખ કહે છે કે એ મૂર્તિ ભોટ ( તીબેટ )ના રાજાએ મૂળ કૈલાસમાંથી મેળવી હતી, જેની પાસેથી કીર રાજાને, ત્યાંથી સાહિરાજાને અને તેની પાસેથી હેરમ્બપાલને મળી હતી, જ્યાંથી કનોજના રાજા દેવપાલ પાસે આવી; છેવટ દેવપાલ પાસેથી ઉપરોક્ત યશોવર્મા પાસે આવી; જેણે એનું મન્દિર બંધાવી તેમાં એ દેવની પ્રતિષ્ઠા કરી.[3] (૫) વિ. સં. ૧૦૩૧ ( ઈ. સ. ૯૮૦ )ના મુંજ અથવા વાક્‌પતિરાજના શાસનપત્રમાં, શરૂઆતમાં સ્તુતિનો જે શ્લોક છે તેમાં રાધાવિરહાતુર મુરારિનો ઉલ્લેખ છે. પણ આ અને બીજા રાધાના પ્રાચીન ઉલ્લેખો માટે જુઓ પ્ર. ૧૧ મું.

(૬) ભુવનેશ્વરમાં અનન્ત વાસુદેવ (એટલે બલરામ અને કૃષ્ણ)નું એક મન્દિર છે. એ દશમા શતકના અન્તમાં ચણાયું હોય એમ એ મન્દિરના એક લેખ ઉપરથી મનોમોહન ગંગુલી અનુમાન કરે છે.[4]

અમિતગતિ નામના એક દિગમ્બર જૈન લેખકે ધર્મપરીક્ષા નામનો ગ્રન્થ ઈ. સ. ૧૦૧૪માં લખ્યો છે. એ ગ્રન્થકાર ૬૩ મહાન પુરૂષોમાં ૯ રામ અને ૯ કેશવને પણ ગણે છે; અને

---

૧ પ્રાચીન લેખમાળા ભા. ૨ પૃ. ૧૦૨

૨. ભાવનગરના પ્રાચીન લેખો પૃ. ૬૫

૩. એ. ઈ. ગ્ર-૧ પૃ. ૧૩૫

૪. ઓરીસ્સા એન્ડ હરસ રીમેઈન્સ પૃ. ૩૯૧.

વિષ્ણુના મત્સ્ય, કૂર્મ વગેરે પ્રસિદ્ધ દશ અવતારોને ગણાવે છે; જેમાં બુદ્ધનું નામ પણ છે. એ લખે છે કે વાસુદેવને એના બ્રાહ્મણ ભક્તો અવિકારી, અવિભાજ્ય, અવિનાશી પરમ તત્ત્વ માને છે.

ટુંકામાં ઇ. સ. ના ચોથા શતકથી તે ૧૧ મા શતક સુધીમાં આ દેશમાં ચાલતા વૈષ્ણવ ભક્તિમાર્ગ માટેનાં સમકાલીન ઐતિહાસિક પ્રમાણો જોતાં એ ૭૦૦ વર્ષોમાં પૌરાણિક વૈષ્ણવ ધર્મ–કૃષ્ણ બાલ-ચરિત, રાધાકૃષ્ણ પૂજા અને દશાવતારની માન્યતા વગેરે સાથે આખા હિન્દુસ્થાનમાં કેવા જોરથી પ્રસરી ગયો હતો; એ, એ વખતના અનેક લેખો, મૂર્તિઓ મન્દિરો, અને સાહિત્ય ઉપરથી અતિસ્પષ્ટ દેખાય છે. ૧૦ મા ૧૧ મા શતકમાં, અને તે પછી, સ્થપાયેલી મૂર્તિઓ અને ચણાયેલાં મન્દિરોમાંનાં ઘણાં અત્યારે વિદ્યમાન છે. વળી ૧૧ મા શતકથી સંપ્રદાયો નીકળવા માંડયા; એટલે જુદા જુદા સંપ્રદાયોને અનુસરીને મૂર્તિઓ અને મન્દિરો થયાં છે અને હજી પણ થાય છે; માટે ૧૧ મા શતકથી આગળ વૈષ્ણવ ધર્મના પ્રચારનું સ્વરૂપ જોવા માટે વૈષ્ણવ સંપ્રદાયોનું જ અવલોકન કરવામાં આવશે.

# પ્રકરણ ૧૩ મું

## વિષ્ણુના અવતારો.

ભગવદ્ગીતામાં ભગવાન કહે છે કે "મારા અને તારા બહુ જન્મો વીતી ગયા છે, અને તે સર્વને હું જાણું છું." "વળી પૂર્વે મેં આ યોગનો ઉપદેશ વિવસ્વાનને કર્યો હતો." આ વાક્યોમાં વાસુદેવ પોતાના પૂર્વજન્મોનું સૂચન કરે છે. પણ સાથે અર્જુનના પણ પૂર્વ જન્મોનું સૂચન હોવાથી એ વચનમાં અવતારવાદનું સૂચન નથી. પરન્તુ "જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, અને અધર્મનો અભ્યુદય થાય છે, ત્યારે ત્યારે હું આત્માને સૃજું છું" એ વાક્યમાં પોતાના જન્મની સ્વાધીનતા બતાવીને અવતારવાદનું ઝાંખું સૂચન કર્યું છે. અને ગીતાના સમય પછી થોડા કાળમાં જ અવતારની માન્યતા પ્રસરી જણાય છે. વાસુદેવ પરમાત્મા છે એ માન્યતા રૂઢ થયા પછી, ગીતામાં કહ્યા પ્રમાણે વાસુદેવના પૂર્વ જન્મો હોય તો એ પરમાત્માના અવતારોજ હોવા જોઇએ એ વિચાર પ્રગટ થયો અને વાસુદેવ પ્હેલાંના મહાપુરૂષો કે વૈદિક કથાનાં પાત્રો વાસુદેવના પૂર્વાવતારો અથવા નારાયણ કે વિષ્ણુના અવતારો ગનાવા લાગ્યા. વેદની સંહિતાઓમાં અને શતપથાદિ બ્રાહ્મણોમાં મત્સ્ય, વરાહ, વામન વગેરે અવતારોનાં બીજ હતાં, એમાંથી અવતારોનો વિસ્તાર સુલભ થઈ ગયો. જુદા જુદા ગ્રન્થોમાં વિષ્ણુના અવતારો જુદી જુદી રીતે ગણાવ્યા છે. નારાયણીયપર્વમાં ( શાં. ૩૪૦ ) એક સ્થળે માત્ર વરાહ, નૃસિંહ વામન, પરશુરામ, રામ અને કંસને મારનાર–કૃષ્ણ–એમ છ અવતારો ગણ્યા છે. અને તરતજ હંસ, કૂર્મ, મત્સ્ય, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, દાશરથિરામ, કૃષ્ણ અને કલ્કિ, ( શાં. ૩૪૦, ૧૦૧ થી ૧૦૪ ) એમ દશ અવતારો ગણ્યા છે.[1] હરિવંશમાં ઉપર કહેલા છ છે.

---

૧. મહાભારતના આ દશ અવતારો વાળા કટકાઓ મારા મતે પાછળના હોવાનો સંભવ છે.

ભીષ્મસ્તવમાં ઉપર કહેલા દશ અવતાર છે પણ હંસ નથી; અને કૃષ્ણ તથા કલ્કિ વચ્ચે બુદ્ધનું નામ છે. વાયુ પુરાણમાં એ સ્થળે અવતારોનું વર્ણન છે, ૧–૯૭–૭૨ માં અને ૨–૯૮–૬૩ માં. પ્હેલા કટકામાં ૧૨ અવતારોનું વર્ણન છે; જેમાંથી કેટલાંક નામ શિવ અને ઇન્દ્રનાં લાગે છે. અને બીજા કટકામાં ઉપરોક્ત ૭ તથા દત્તાત્રેય, નામ વગરનો પાંચમો અવતાર, વેદ વ્યાસ અને કલ્કિ, એ રીતે દશ અવતાર ગણ્યા છે. વરાહ પુરાણમાં મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ, એ રીતે ૧૦ નામ છે. અગ્નિ પુરાણમાં ઉપરોક્ત ૭ નામ છે. ભાગવતમાં પ્હેલા સ્કંધના ત્રીજા અધ્યાયમાં ૨૨ અવતારો કહ્યા છે, અને બીજા સ્કંધના ૭ મા અધ્યાયમાં ૨૩ અવતારો ગણ્યા છે. અને આ બે ગણતરીમાંથી પુનરૂક્તિ કાઢી નાખીને સરવાળો કરવામાં આવે તો કુલ ૪૦ ની સંખ્યા થાય છે. (જુઓ બોપદેવના મુક્તાફળનો અ. ૨) અને ૧૧ મા સ્કંધના ૪ થા અધ્યાયમાં અવતારોનું નીચે પ્રમાણે વર્ણન છે. "આદિદેવ નારાયણે પ્હેલાં બ્રહ્માંડરૂપ દેહ રચીને તેમાં પોતાના અંશથી પેસીને પુરૂષ નામ મેળવ્યું, પછી બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્રરૂપ ત્રિમૂર્તિ થયા, પછી ધર્મને ત્યાં નર અને નારાયણ ઋષિરૂપ થયા. પછી હંસ થઇને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. પછી દત્તાત્રેય, અને અમારા (નવયોગેશ્વરોના) પિતા ઋષભદેવરૂપે વિષ્ણુ જ અવતર્યા હતા." આગળ ચાલતાં મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, બલભદ્ર, શ્રીકૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ એટલા અવતારો પોતપોતાનાં મુખ્ય કર્મો સાથે ગણાવ્યા છે. આ ઉતારા ઉપરથી દેખાય છે કે બૌદ્ધોના બુદ્ધને અને જૈનોના ઋષભદેવ (આદિ તીર્થંકર)ને હિન્દુ ધર્મે ભાગવતના વખત સુધીમાં ઇશ્વરના અવતારો ગણીને પોતાના કરી લીધા હતા. પુરાણોમાં અને ખાસ કરીને ભાગવતમાં આમાંના ઘણા અવતારોની સવિસ્તર કથાઓ કહેલી છે. પ્રભુના અવતારોનાં

ગુણ કર્મનાં કીર્તન અને સ્મરણથી ભક્તિરસ ઉદ્દીપ્ત થાય એ ઉદ્દેશ દર્શાવ્યો છે. ગીતામાં જેમ ભગવાન કહે છે કે મારી વિભૂતિઓ અનન્ત છે; તેમ ભાગવતમાં અવતારો અનન્ત હોવાનું પણ કહ્યું છે. એટલે ખરી રીતે ગીતાની વિભૂતિઓ સાથે પુરાણોના અવતારોનું સામ્ય લાગે છે. પાઞ્ચરાત્ર સંહિતાઓમાં ક્વચિત્ ૨૪ને મુખ્ય કહે છે અને એમાં પણ ૧૦ ને ખાસ પ્રમુખ અવતાર ગણે છે. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ, એ દશ છેવટ નક્કી થયા જણાય છે. પણ તેમાંયે કૃષ્ણને પૂર્ણ પુરૂષોત્તમ માનનારા વૈષ્ણવો આઠમા અવતાર તરીકે કૃષ્ણને નહિ પણ કૃષ્ણના ભાઈ બલરામને ગણે છે અને કૃષ્ણને તો સાક્ષાત્ પરમાત્મા કહે છે. એ કૃષ્ણનાજ, ઉપલા સર્વ અંશાવતારો છે એમ માને છે. એટલે જે સ્થાન ઉપલા ઉતારામાં આદિદેવ નારાયણને આપ્યું છે તે કૃષ્ણને આપે છે (જુઓ જયદેવના ગીત ગોવિંદમાં દશાવતારસ્તુતિ ). અવતારની માન્યતા જે રીતે ઉભી થઈ છે એ જોતાં, તથા આદિ દેવ નારાયણ સાથે વાસુદેવની એકતા નારાયણીયપર્વમાંજ થઈ ગઈ હતી એ જોતાં, જયદેવ વગેરે વૈષ્ણવોની માન્યતા સ્વાભાવિક લાગે છે.

વિષ્ણુના મુખ્ય ૨૪ અવતારોમાંથી કૃષ્ણ, દત્તાત્રેય અને રામ સિવાય બીજા કોઈની પૂજાનો સારી રીતે ફેલાયેલો માર્ગ ચાલતો હોય એમ જણાતું નથી. અલબત્ત કોઈ કોઈ ભકતો સ્વતન્ત્ર રીતે નૃસિંહ વગેરેની પૂજા કરતા હશે–દક્ષિણમાં નૃસિંહના ઉપાસકોની સંખ્યા હાલમાં પણ ઠીક પ્રમાણમાં મળે છે. પણ ઉપરના બે સિવાય કોઈ અવતારની પૂજાનો સામાજિક ધર્મ હમણાં ચાલતો હોય એમ દેખાતું નથી. જો કે જૂના કાળમાં ૬ઠ્ઠા થી ૧૦ મા શતકમાં–નૃસિંહ, વરાહ અને વામનની પૂજાનો સારી રીતે પ્રચાર હતો એમ આપણે ઉપર ૧૨ મા પ્રકરણમાં જોયું છે. પણ પાછળથી એ અવતારોની પૂજાનો પ્રચાર ક્ષીણ થઈ ગયો છે.

દત્તાત્રેય આજ દિવસ સુધી મહારાષ્ટ્રમાં પૂજાય છે, પણ કૃષ્ણ સિવાય, બીજા કોઇ પણ અવતાર કરતાં રામાવતારે વધારે પ્રતિષ્ઠા મેળવી છે. માટે એનો ખાસ વિચાર કરવાની જરૂર છે.

## રામ પૂજા.

રામ ઘણા જૂના કાળથી વિષ્ણુનો અવતાર મનાય છે. રામાયણમાં રામને વિષ્ણુનો અવતાર કરાવનારાં કેટલાંક વાક્યો છે, પણ એ પ્રક્ષિપ્ત હોવાની શંકા છે. નારાયણીયમાં તથા સર્વ પુરાણોમાં વિષ્ણુના અવતારોમાં રામનું નામ છે. પણ આ પૌરાણિક સાહિત્યનો સમય અચોક્કસ હોવાથી એ ઉપરથીજ રામ ક્યારે અવતાર મનાવા લાગ્યા એ નક્કી કરવું મુશ્કેલ છે. રઘુવંશમાં રામની કથાની શરૂઆતમાં, ક્ષીર સમુદ્રમાં શેષ ઉપર સૂતેલા નારાયણ દશરથને ત્યાં જન્મવાનું વચન આપે છે એવું વર્ણન છે; કવિવર કાલિદાસ પાંચમાં શતકથી અર્વાચીન નથીજ. પુરાણોમાં પણ જૂનામાં જૂનું વાયુ પુરાણ છે. તે પણ ઈ. સ. ના ચોથા શતકથી અર્વાચીન નથી,[1] એટલે ઈ. સ. ના ચોથા પાંચમા શતકમાં રામ વિષ્ણુનો અવતાર મનાતા હશે એમ લાગે છે. ભૂતકાળમાં એથી ઊંડા ઉતરીએ તો પતજલીના મહાભાષ્યમાં દેવ તરિકે, રામનો ઉલ્લેખ કોઇ સ્થળે દેખાતો નથી. અને કાલિદાસથી જૂના ભાસ કવિના પ્રતિમા નાટકમાં રામચરિત એક રાજકુમારના જેવુંજ વર્ણવ્યું છે. હવે રામમાં અવતારબુદ્ધિ કેવી રીતે ઉત્પન્ન થઈ તે જોઇએ. વાલ્મીકીએ એક ગુણશીલવાન મહાત્મા વીર પુરૂષ તરિકે રામનાં ચરિતને બહુ આકર્ષક રીતે ચિત્ર્યું છે. વાસુદેવના પૂર્વાવતારોની કલ્પના રૂઢ થતાં, પુરાણોએ, એ સુન્દર ચિત્રમાં અવતારની ભાવના ઉમેરી દીધી. એ રીતે ચોથા–પાંચમા શતકમાં રામ અવતાર મનાવા લાગ્યા. આ પછી અમુક કાળે રામપૂજા

---

૧ જુઓ મારૂં પુરાણ વિવેચન પૃ. ૧૬૮

ચાલી હોય એ સંભવિત છે; પણ રામપૂજા ક્યારે શરૂ થઇ એ ચોક્કસ કહેવાતું નથી. ઇ. સ. નવમા–દશમા શતક સુધીના જૂના લેખોમાં કોઇ સ્થળે રામમન્દિર કે રામધ્વજનો ઉલ્લેખ દેખાતો નથી, તેમ રામની કોઇ ૮ મા શતકથી પ્રાચીનતર મૂર્તિ મળી નથી. મધ્વ અથવા આનન્દતીર્થે બદરિકાશ્રમમાંથી રામની મૂર્તિ લઇ આવ્યાની, અને અને ઇ. સ. ૧૨૬૪ ની આસપાસમાં તેણેજ રામ અને સીતાની મૂળ મૂર્તિઓ જગન્નાથપુરીમાંથી લઇ આવવા નરહરીતીર્થને મોકલ્યાની વાત પ્રસિદ્ધ છે. ચૈત્ર મહિનાની રામ નવમીને દિવસે કરવાના વ્રતના નિયમો ૧૩ મા શતકના હેમાદ્રિના વ્રતખંડમાં છે. હેમાદ્રિ તથા વૃદ્ધહારીત અમુક અમુક વખતે બીજા અવતારોની પૂજા સાથે રામ પૂજા કરવાનો વિધિ બતાવે છે. આ સર્વ ઉપરથી એમ લાગે છે કે ૧૧ મા શતકની આસપાસમાં રામપૂજાનો સંપ્રદાય ચાલ્યો હશે. ખરૂં જોઇએ તો સ્વતન્ત્ર રીતે સાક્ષાત ઈશ્વર તરિકે, રામ પૂજાવા લાગ્યા તે પ્હેલાં ઘણા વખત સુધી વિષ્ણુના અવતાર તરિકે રામ મનાયા–પૂજાયા હશે. હેમાદ્રિએ અને વૃદ્ધહારીતે વાસુદેવની ૨૪ મૂર્તિઓને જુદાં નામ આપીને **नमः केशवाय नमो नारायणाय** એ રીતે, ધાર્મિક કર્મના આરંભમાં નમસ્કારનું વિધાન કર્યું છે. કર્મના આરંભમાં એ ૨૪ મૂર્તિઓને નમસ્કાર કરવાનો હાલમાં પણ પ્રચાર છે. આ ૨૪ નામોમાં કેશવ, નારાયણ, ગોવિંદ, વગેરે વાસુદેવનાં અનેક નામો છે. સંકર્ષણ વગેરે વ્યૂહનાં નામો પણ છે, નૃસિંહ અને વામન જેવા અવતારોનાં નામો છે, પણ રામનું નામ નથી. વળી આપણે શ્રાદ્ધની સમાપ્તિ વખતે "આ શ્રાદ્ધથી પિતારૂપ જનાર્દન તૃપ્ત થાવ," એમ બોલીએ છીએ. પણ પિતા-રૂપ રામતૃપ્ત થાવ એમ કહેતા નથી. આ રીતે વૈદિક કે અવૈદિક કર્મોમાં જેવી વાસુદેવ પૂજાની વ્યાપકતા છે, તેવી વ્યાપકતા રામપૂજાની દેખાતી નથી. એ ઉપરથી પણ રામપૂજા વાસુદેવ પૂજાની અપેક્ષાએ અર્વાચીન જણાય છે.

રામને સાક્ષાત્ પરમાત્મા ઠરાવનરો, અદ્વૈત વેદાન્ત મતનું પ્રતિપાદન કરનારો, એક અધ્યાત્મ રામાયણ નામનો ગ્રન્થ છે. આમાં રામને અક્રિય, અવિકારી આત્મા અને સીતાને મૂળ પ્રકૃતિ કહેલ છે. આ ગ્રન્થના છેલ્લા ભાગમાં રામગીતા છે; જેમાં રામ લક્ષ્મણને ઉપદેશ આપે છે. ભગવદ્ગીતાનું અનુકરણ કરીને રામને ઉપદેશક તરિકે પ્રતિષ્ઠા અપાવવા માટે કોઈ રામપૂજકે આ ગ્રન્થ લખ્યો જણાય છે. મહારાષ્ટ્રના સન્ત એકનાથ આ ગ્રન્થને અનાર્ષ ગણે છે. બીજી એક રામગીતા મદ્રાસમાં છપાઈ છે. એમાં ગીતા પેઠે ૧૮ અધ્યાયો છે. ૧૦૮ ઉપનિષદો ઉપર આધાર રાખીને આ ગીતા કહી છે, એમ એમાં પોતામાં જ લખ્યું છે. ૧૦૮ માંનાં ઘણાં ઉપનિષદો તદ્દન આધુનિક છે. માટે આ ગીતા પણ આધુનિક હોવી જોઇએ.

આ સર્વ ઉપરથી, વાસુદેવ પેઠે ધર્મોપદેશક તરીકે પ્રતિષ્ઠા મળવાથી નહિ, પણ વાલ્મીકિએ લખેલા ઉત્તમ ચરિત્રથી પ્રતિષ્ઠા પામીને રામ, પ્હેલાં વાસુદેવનો પૂર્વાવતાર મનાવા લાગ્યા હોય, અને પછી કેટલેક કાળે રામની પૂજાનો ખાસ માર્ગ ચાલ્યો હોય, એમ મને જણાય છે.

# પ્રકરણ ૧૪ મું.

## સંપ્રદાયો

### नमो भगवते वासुदेवाय

વૈદિક સાહિત્યમાં ભક્તિવૃત્તિનો ઉલ્લાસ હતો. પછી ભગવાન વાસુદેવે, બુદ્ધ (ઇ. સ. પૂર્વે ૬ ઠ્ઠા શતક) પ્હેલાં, ભક્તિયોગનો મહાન ઉપદેશ કર્યો અન એ ઉપદેશની અસરથી વાસુદેવપૂજાયુક્ત ભક્તિ માર્ગનો પ્રચાર થયો. પછી નારાયણીય પર્વમાં, તથા નિદેશ, મેગેસ્થેનીસ, પાણિનિ અને શિલાલેખોમાં ભક્તિ માર્ગનો તથા વાસુદેવ પૂજાનો વિકાસ થતો જોયો. પછી સંહિતાઓમાં, પુરાણોમાં તથા ઇ. સ. ના બીજા ત્રીજાથી ૧૦ મા શતક સુધીના સંસ્કૃત સાહિત્યમાં અને તે સમયનાં જ મન્દિરો, મૂર્તિઓ લેખો વગેરેમાં મધ્યકાળના પૌરાણિક વૈષ્ણવ ધર્મનું દર્શન કર્યું. આ પ્રમાણે પૂર્ણ ખીલેલા, સમસ્ત દેશમાં પ્રસરી ગયેલા ભક્તિવૃક્ષમાંથી. ઇ. સ. ના ૧૧ મા શતકમાં સંપ્રદાય રૂપ શાખાઓ ફુટવાની શરૂઆત થઇ.

અહિં એક વાત યાદ રાખવાની ખાસ જરૂર છે, કે સંપ્રદાય નીકળવાથી, પૌરાણિક ભક્તિમાર્ગ સર્વથા દબાઇ ગયો નથી, પણ પુરાણોનો પ્રચાર, સંસ્કૃતભાષા અને લોકભાષાદ્વારા ચાલુ રહેવાથી લોકોમાં સંપ્રદાયબાહ્ય પૌરાણિક વૈષ્ણવ ધર્મનો પ્રચાર ચાલુ રહ્યો છે. છતાં સંપ્રદાયબાહ્ય લોકો ઉપર સંપ્રદાયોની આડકતરી અસર થયેલી હોવાથી તથા પાછળથી પૌરાણિક પ્રકારમાં કશો વિકાસ ન થયેલો હોવાથી હવે એનું જુદું અવલોકન કરવાની જરૂર નથી લાગતી.

વૈષ્ણવ ધર્મના મને ત્રણ યુગો સ્પષ્ટ દેખાય છે—લગભગ ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ઇ. સ. ના બીજા ત્રીજા સુધીનો ભારતીય અથવા પ્રાચીન યુગ, ઇ. સ. ના ત્રીજા ચોથા શતકથી ઇ. સ. ૧૦૦૦ સુધીનો પૌરાણિક અથવા મધ્ય યુગ, અને ઇ. સ. ના

**૧૧ મા શતકથી શરૂ થતો અર્વાચીન અથવા સાંપ્રદાયિક યુગ.** **પ્રાચીન યુગમાં ભક્તિમાર્ગનો ઉદ્‌ભવ થવાનાં જે કારણો હતાં તેને મળતાં કાંઇક બળો સાંપ્રદાયિક વૈષ્ણવ ધર્મની ઉત્પત્તિમાં કારણભૂત થયાં છે.**

પ્રાચીન કાળમાં આ દેશના વાતાવરણમાં, કર્મકાંડની વિરૂદ્ધ ઉઠેલા ત્યાગના તથા ઈશ્વર ઉપરની અનાસ્થાના વિચારોની સામે ભગવાન વાસુદેવે ભક્તિયોગનો ઉપદેશ કર્યો. પછી કાળબળથી બૌદ્ધ અને જૈન ધર્મનું ઘણું જોર જામ્યું. એની વિરૂદ્ધ આઘાત પ્રત્યાઘાતના નિયમ પ્રમાણે ઇ. સ. ના ચોથા શતકથી મીમાંસાદર્શને કર્મકાંડનો ઝુંડો ઉઠાવ્યો. પણ શબર સ્વામી અને કુમારિલ જેવા મીમાંસકો બૌદ્ધ અને જૈન ધર્મનું ખંડન કરીને બેસી રહ્યા નહિ; એમણે તો કર્મમાર્ગનું પ્રતિપાદન કરવા માટે ઔપનિષદ જ્ઞાનમાર્ગનું પણ ખંડન કર્યું. આ રીતે હિન્દુધર્મને કર્મજડ થતો જોઇને, જેઓ બચાવ કરવા દોડયા તેમાં પ્હેલા ગૌડપાદાચાર્ય હતા; અને બીજા એના પ્રશિષ્ય ભગવાન શંકરાચાર્ય. આ બે મહાપુરૂષોએ કર્મમાર્ગનું ખંડન કરીને ઉપનિષદો ઉપર આધાર રાખતા સંન્યાસ પ્રધાન, જ્ઞાનમાર્ગનું મંડન કર્યું. મધ્ય યુગના ભક્તોને, સંન્યાસ પ્રધાન જ્ઞાનજ મોક્ષ સાધન છે; એ વાત રૂચી નહિ અને શંકરાચાર્યની વિરૂદ્ધ વૈષ્ણવ આચાર્યો ઉઠયા. ઘણાખરા વૈષ્ણવ આચાર્યોએ ભક્તિમાર્ગનું સ્થાપન કરવા માટે, શંકરાચાર્યના ‘ માયાવાદ ’નું ખંડન કરવાનો અત્યન્ત પ્રયત્ન કર્યો છે.

આ રીતે ત્યાગવિરોધ વગેરે પ્રવર્તક બળો લગભગ સરખાં હોવા છતાં ભક્તિમાર્ગના પ્રાચીન ઉત્થાનમાં અને અર્વાચીન ઉત્થાનમાં એક મોટો તફાવત છે. પ્રાચીન કાળના ઉપદેશકે માત્ર પ્રતિભાથી—દિવ્ય દષ્ટિથી—નવો પ્રકાશ નાખ્યો છે. જ્યારે સાંપ્રદાયિક આચાર્યોએ આગમ પ્રમાણને આગળ કરીને મૂળ પ્રકાશનું પ્રતિફલન કર્યું છે.

બીજા શબ્દોમાં પ્રાચીન યુગ સ્વયંપ્રકાશ છે; અર્વાચીન યુગ પરપ્રકાશ છે. અને મધ્ય યુગતો પ્રાચીન અર્વાચીનને જોડનાર પૂલ જેવો છે. ઉપનિષદો અને બ્રહ્મસૂત્રના અર્થો પોતાના પક્ષને અનુકૂલ કરવામાં તથા ભક્તિનું વિવેચન કરવામાં, વૈષ્ણવ આચાર્યોને મધ્યયુગના સાહિત્યની ઘણી મદદ મળી છે.

અર્વાચીન યુગના વૈષ્ણવ સંપ્રદાયોના સર્વ આચાર્યોમાં અમુક સામાન્ય ધોરણ દેખાય છે. જેમ કે ઘણાખરા આચાર્યોએ, પોતાની પ્હેલાંના જ્ઞાનમાર્ગના આચાર્ય શંકરાચાર્યને અનુસરીને ઉપનિષદો બ્રહ્મસૂત્ર તથા ગીતામાંથી એક, બે કે ત્રણેયનું વ્યાખ્યાન કરીને, તદ્દ્વારા અમક તત્વજ્ઞાન સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યો છે. એમ કર્યા વગર એઓને છૂટકો ન હતો કારણ કે ધાર્મિક તત્ત્વજ્ઞાન, ઉપનિષદો વગેરે આગમને અનુકૂળ હોય તોજ યથાર્થ ગણાય; એવી માન્યતા પર પ્રકાશ મધ્ય યુગમાં રૂઢ થઈ ગઈ હતી. જે સંપ્રદાયના આચાર્યો પ્રસ્થાનત્રય ઉપર ભાષ્યો નથી કરી શકયા, તે સંપ્રદાયમાં પણ એના શિષ્યોનાં ભાષ્યો છે. આમાં ઘણીવાર શ્રુતિ કે સૂત્રના શબ્દોનો, અર્થ પોતાના મતને અનુકૂળ કરવા માટે મૂળના અર્થની ખેંચતાણ કરવી પડી છે. બીજું સર્વ વૈષ્ણવ આચાર્યોએ ભક્તિનું લક્ષણ તથા એનો આન્તર બાહ્ય પ્રકાર, કોઇક રીતે દર્શાવ્યો છે. ત્રીજું સર્વ આચાર્યોએ વાસુદેવનાં અમુક નામની અને અમુક રૂપની પૂજા કરવાનું કહ્યું છે. દરેક સંપ્રદાવમાં આ ત્રણે વાત હોય છે. પ્રત્યેક સંપ્રદાયે કોઈક જાતનાં તત્ત્વજ્ઞાનને, ભક્તિના અમુક પ્રકારને તથા વાસુદેવનાં અમુક નામ રૂપને પસંદ કરેલ છે. કાળક્રમમાં એક એક સંપ્રદાયને લઈને વૈષ્ણવ સંપ્રદાયોની આ ત્રણે વાતો તે તે સંપ્રદાયના પ્રમાણ ભૂત ગ્રન્થનાજ શબ્દોમાં હવે આપણે ટુંકામાં જોઇએ.

# પ્રકરણ ૧૫ મું

## રામાનુજ સંપ્રદાય

સંપ્રદાયનો પ્રવાહ દ્રાવિડ દેશમાં શરૂ થયો છે. જૂનામાં જૂનો વૈષ્ણવ સંપ્રદાય શ્રીરામાનુજાચાર્યથી ચાલેલો શ્રીવૈષ્ણવ સંપ્રદાય છે. પણ રામાનુજાચાર્યના ઉપદેશનું મૂળ ઘણું ઉંડુ દ્રાવિડ વૈષ્ણવ ભકિતમાં છે. લગભગ ઈ. સ. પૂર્વે પ્હેલા સૈકામાં વાસુદેવ અને સંકર્ષણ મહારાષ્ટ્રમાં પૂજાવા લાગ્યા હતા એટલી હકીકત નાના ઘાટના ઉત્કીર્ણ લેખથી[૧] આપણે જાણીએ છીએ. વાસુદેવની ભકિત દક્ષિણમાં આગળ તાલીમ દેશ સુધી, તે પછીના એક બે સૈકાઓમાં જ પ્રસરી હોવાનો સંભવ છે. જો કે ચોક્કસ તારિખ જાણવાનું કાંઈ સાધન નથી. શ્રી. એસ. કૃષ્ણસ્વામી આયંગર પ્રાચીન તામીલ સાહિત્યના 'સંગમ' યુગમાં વિષ્ણુ ભકિત અને શિવભક્તિનો એ પ્રદેશમાં પ્રથમ પ્રચાર થયો હોવાનો સંભવ માને છે[૨] અને સંગમયુગને દ્રાવિડ વિદ્વાનો ઇ. સ. ૩૦૦ થી બહુ અર્વાચીન નથી ગણતા.

શ્રીમદ્ભાગવત પુરાણ (૧૧–૨–૩૮ થી ૪૦)માં લખ્યું છે કે "કલિયુગમાં કયાંક કયાંક નારાયણ પરાયણ માણસો થશે પણ દ્રવિડમાં ઘણા થશે. જ્યાં તામ્રપર્ણી, કૃતમાલા, પયસ્વની, કાવેરી અને મહા નદી વહે છે. જે માણસો તે નદીઓનું પાણી પીએ છે તેઓ ઘણે ભાગે પવિત્ર હૃદયવાળા અને ભગવાન વાસુદેવમાં ભકિતવાળા હોય છે."

---

૧ જુઓ ઉપર પૃ. ૩૯

૨ જુઓ અર્લીહીસ્ટરી ઓફ્ વૈષ્ણવીઝમ ઈન સાઉથ ઈન્ડીઆ ૧૯૨૦ પૃ. ૯૩

આ નદીઓના પ્રદેશમાં રામાનુજના જન્મ પ્હેલાં દ્રાવિડ ભક્તો જેઓ આલવારો કહેવાય છે તેઓ થયા છે એમ શ્રીકૃષ્ણસ્વામી આયંગર કહે છે.[1] ભાગવત ઈ. સ. ૮૨૫ થી ૮૫૦ વચ્ચે લખાયું છે એમ મેં અન્યત્ર સિદ્ધ કર્યું છે[2] એ જોતાં ભાગવતનું ઉપરનું કથન ઈ. સ. સાતમા આઠમા શતકમાં દ્રવિડ દેશમાં વૈષ્ણવ ભક્તિનો બ્હોળો પ્રચાર દર્શાવે છે અને બીજાં પ્રમાણોથી પણ એ જ ઐતિહાસિક સ્થિતિ દેખાય છે. ઇ. સ. પાંચમા શતકમાં ગુપ્ત મહારાજાઓના છત્ર નીચે ઉત્તરમાં વૈષ્ણવ ભક્તિના પ્રચારની જે નવી ભરતી આવેલી તેની અસર છઠ્ઠા શતકમાં મહારાષ્ટ્રમાં અને સાતમામાં દ્રાવિડમાં પોચી છે.[3]

દ્રાવિડ વૈષ્ણવ પરંપરામાં વૈષ્ણવ મહાભક્તો બાર મનાય છે અને તેઓ આલવાર કહેવાય છે. આ બારમાંથી સાત બ્રાહ્મણો છે, એક સ્ત્રી છે, બે શૂદ્રો છે, જેમાંનો એક લુંટારો હતો, એક ક્ષત્રિય છે અને એક પનાર નામની અન્ત્યજ જાતિનો છે અને આખા મદ્રાસ ઇલાકાના જુદા જુદા ભાગમાં આ ભક્તો જન્મેલા છે[4]

આ બાર આલવારોનાં તામીલ અને સંસ્કૃત નામો નીચે આપ્યાં છે. ૧ સરોયોગી (પોઇગઈ આલવાર) ૨ ભૂતયોગી (ભૂતતાલવાર) ૩ મહદ્યોગી કે ભ્રાન્તયોગી (પૈયઆલવાર) ૪ ભક્તિસાર (તિરૂમલ્લી સાઈઆલવાર) ૫ શઠકોપ (નામ આલવાર) ૬ મધુર કવિ, ૭ કુલશેખર ૮ વિષ્ણુ ચિત્ત (પેરીય આલવર) ૯ ગોડા (આન્ડાલ–વિષ્ણુચિત્તની પુત્રી) ૧૦ ભક્તાંઘ્રિરેણુ (તોંડર-પોડી આલવર) ૧૧ યોગીવાહ (તિરૂપન આલવર) અને પરાંતક (તિરૂમંગઇ આલવર). આ આલવાર ભક્તો તરફ રામાનુજ સંપ્રદાય

---

૧ અર્લીહીસ્ટરી ઓફ વૈષ્ણવીઝમ ઈન સાઉથ ઈન્ડીઆ ૧૯૨૦ પૃ. ૮-૯

૨ પુરાતત્વ પુ. ૫ પૃ. ૧૧૧ માં ભાગવતનો સમય નામનો મારો લેખ.

૩ જુઓ ઉપર પૃ. ૧૪૫ થી ૧૫૦

૪ જુઓ ટી. એ. ગોપીનાથરાવના હીસ્ટરી ઓફ શ્રીવૈષ્ણવસ ઇ. સ. ૧૯૨૩ પૃ. ૨

અતિશય માનથી જુએ છે. તામિલમાં રચાયેલી એ ભકતોની કથાઓ રામાનુજ સંપ્રદાયમાં અતિશય ભક્તિપૂર્વક વંચાય છે. આ આલવરો સંબંધી ગુરૂ પરંપરા નામથી પ્રસિદ્ધ કથા ગ્રન્થો પ્રમાણે ઉપરનામાંથી પ્હેલા આલવાર ઈ. સ. પૂર્વે ૪૨૦૩ માં અને છેલ્લા ઈ. સ. પૂર્વે ૨૭૦૬ માં થઇ ગયા મનાય છે. આ સમયને તો બધા ઐતિહાસિક વિચારકો કલ્પિત ગણે છે. પણ આ ભકતો આ પ્રમાણે જ કાલાનુક્રમમાં થયા હોવા વિષે તેમજ બધા રામાનુજાચાર્ય પ્હેલાં જ થયા હોવા બાબતમાં પણ ડા. સર રા. ગો. ભાંડારકર સંશય બતાવે છે અને કારણમાં કહે છે કે "સાતમા આલવાર કુલ શેખર ત્રાવણકોરના રાજા હતા અને ધારવાડ જીલ્લાના નારેગળ ગામના એક મન્દિરમાંથી મળેલા એક શિલાલેખનું ભાષાન્તર ડા. ફ્લીટે છપાવ્યું છે[1] તેમાં લખ્યું છે કે સીન્દ વંશના પરમાદીએ કુલશેખરાંકને હરાવ્યો, જયકેશીને નસાડ્યો અને હોય્સિલાની રાજ્યસત્તા છીનવી લીધી. બીજા એક ઉત્કીર્ણ લેખમાં આ પેરમાદીને જગદેકમલ્લ બીજા (ઇ. સ. ૧૧૩૮ થી ૧૧૫૦)નો મહામંડલેશ્વર કહેલો છે.[2] આ પેરમાદીથી હારેલો કુલશેખરાંક એ જ જો આલવાર કુલશેખર હોય તો એ ઇ. સ. બારમા શતકમાં થયો હોય."

સર ભાંડારકરની આ દલીલ સામે દ્રાવિડ વૈષ્ણવ માર્ગના શ્રી. કૃષ્ણસ્વામી આયંગર અને શ્રી. ગોપીનાથરાવ જેવા તદ્દિદ વિદ્વાનો કહે છે કે દક્ષિણમાં–અરે કેરલદેશમાં કુલશેખર નામના અનેક રાજાઓ થઈ ગયા છે.[3] અને શ્રી. ગોપીનાથરાવ કુલશેખરને

---

૧ જ. બો. બ્રં. રો. એ. સો. ગ્ર. ૧૧ પૃ. ૨૪૪

૨ એજન પૃ. ૨૫૧ તથા મું. ગે. ગ્ર. ૧ ભા. ૨ પૃ. ૪૫૬ અને ૫૭૫ અને દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૪૯

૩ જુઓ અર્લીહીસ્ટરી ઓફ વૈષ્ણવીઝમ ઇન સાઉથ ઈન્ડીઆ પૃ. ૨૯ થી ૩૪

પ્રમાણપુરઃ સર ઇ. સ. નવમા શતકની પ્હેલી અર્ધ શતાબ્દીમાં મુકે છે તેને બીજા દ્રાવિડ ઐતિહાસિક વિચારક ટેકો આપે છે.[1] મતલબ કે ગુરૂ પરંપરા[2]ઓમાંનો જૂનામાં જૂનો ગ્રન્થ છેક રામાનુજના સમયમાં લખાયો છે અને તેમાં પણ બધા આલવારોનાં નામો છે એ જોતાં ભલે પરંપરાનો ક્રમ કાલાનુક્રમમાં જ ન હોય પણ આ આલવારો રામાનુજ પ્હેલાં થયા છે એટલું ચોક્કસ ગણવામાં વાંધો નથી. અને આલવારોના સમય માટે ઉત્કીર્ણ લેખો અને તામીલ વૈષ્ણવ સાહિત્યના તુલનાત્મક અભ્યાસથી શ્રી. ગોપીનાથરાવ પ્રાચીનતમ ત્રણ આલવરોને ઈ. સ. સાતમા શતકના મધ્ય ભાગમાં, એકને આઠમા શતકમાં અને બાકીનાને નવમા શતકમાં મુકે છે[3] અને બધું જોતાં એ નિર્ણય મને યથાર્થ લાગે છે.

આ આલવારો આર્દ્ર હૃદયના વિષ્ણુ ભકતો હતા. અપ્પય્ય તિરૂજ્ઞાન સંબંધ વગેરે પ્રાચીન શિવભકતો અને આ વિષ્ણુભકત આલવારોએ ઇ. સ. સાતમાથી નવમા–દશમા શતકના ગાળામાં તામીલમાં હૃદયસ્પર્શી સ્તોત્રો રચીને લોક હૃદયને હલમલાવી મુકયું તથા બૌદ્ધ અને જૈનધર્મને એ પ્રદેશમાંથી હાંકી કાઢવાનું ભારે કામ કર્યું.[4]

આ આલવારોમાં પ્રચલિત વૈષ્ણવકથાઓનો પુરાણોમાં પુષ્કળ ઉપયોગ થયો છે અને તેઓએ ગાયેલા ભકિત વિષયક વિચારોનો રામાનુજાદિ આચાર્યોએ છુટથી ઉપયોગ કર્યો છે, એમ મારૂં માનવું છે.

આ આલવારો સંબંધી, ગુરૂ પરંપરાઓમાં આપેલી કથાઓમાં ઐતિહાસિક તત્ત્વ થોડું જ હોય અને ભકિત પોષક ચમત્કારોની

---

૧ જુઓ ગોપીનાથરાવનો હીસ્ટરી ઓફ્ શ્રીવૈષ્ણવસ પૃ. ૨૨ અને જ. રો. એ. સો. ૧૯૨૫ માં એ. એસ. રમાનાથ આય્યરનો લેખ.

૨ ગુરૂ પરંપરાઓની નોંધ માટે જુઓ એજન પૃ. ૧૪

૩ એજન પૃ. ૧૬ થી ૨૬

૪ જુઓ મારો શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૯૫ થી ૧૦૦

વાતો વિશેષ હોય એ સ્વભાવિક છે. તેઓનાં આયુષ્યો સાતસો સાતસો વર્ષનાં મનાય છે. પણ કેટલીક વાતો ઐતિહાસિક ઉપયોગની પણ છે. દા. ત. ઉપર કહેલા બારમાંના ત્રણ દ્રવિડ પ્રબંધના પ્રવર્તક છે, અને વિષ્ણુનાં ગદા, શંખ અને નંદકના અવતાર મનાય છે. એજ રીતે પ્રત્યેક આલવાર વિષ્ણુનાં કોઇક ચિહ્નનો અવતાર મનાય છે. ચોથા તિરૂમલ્લી સૈયાલવાર કે ભકિતસાર ભાર્ગવ ઋષિના પુત્ર હોવા છતાં ઋષિએ એને રસ્તામાં ફેંકી દીધેલા અને એક શૂદ્રે ઉછેર્યા હતા. તેઓ ચક્રનો અવતાર મનાય છે. પછી પેરીયાલવાર કે વિષ્ણુ ચિત્તનાં પુત્રી આન્ડાલ કે ગોડા ભકત સ્ત્રી હતાં અને તેઓ એમના પછી લગભગ છસો વર્ષે રજપૂતાનામાં જન્મેલાં મીરાંબાઈ પેઠે વિષ્ણુને (સ્વપ્નમાં) પરણ્યાં હોવાનું કહેવાય છે. તેણે દ્રવિડદેશનાં બે વૈષ્ણવ મન્દિરોમાં જીવન વીતાવ્યું છે. અને કૃષ્ણ કથાના વિષયો પોતાનાં સ્તોત્રોમાં ગુંથ્યા છે.[1] કુલશેખર આલવાર ક્ષત્રિય હતા એ ઉપર કહ્યું છે. ભકતાંઘ્રિરેણુ બ્રાહ્મણ હતા છતાં પોતાને વિષ્ણુ ભક્તોના દાસ માનીને નમ્ર જીવન ગાળતા હતા.

શઠકોપ સ્વામી અથવા પરાંકુશ મુનિ શૂદ્ર હતા અને એના પિતા પાંડય રાજાના મંત્રી હતા. તેઓએ 'તિરૂવાયમોલી' કે સહસ્રગતિ નામનો તામીલ પ્રબંધ રચ્યો છે. તેઓ બકુલાભરણ નામથી પણ ઓળખાય છે. મધુર કવિ શઠકોપ સ્વામીના શિષ્ય અને બ્રાહ્મણ હતા. તિરૂપાન આલવાર કે યોગીવાહ અન્ત્યજ હતા અને તેથી શ્રીરંગમ્‌ના મન્દિરમાં દર્શન કરવા જવાનો એમને અધિકાર ન હતો. તેઓ કાવેરીને દક્ષિણ કાંઠે બેસીને રંગનાથની સ્તુતિ કર્યા કરતા. એની ભકિતથી પ્રસન્ન થઇને રંગનાથે યોગીવાહને ખભે બેસારીને મન્દિરમાં તેડી આવવાની લોકસારંગમુનિ નામના મન્દિરના આચાર્યને આજ્ઞા કરી હતી એમ કહેવાય છે. આ યોગીવાહના તામીલમાં ફક્ત દશ શ્લોકો મળે છે. છેલ્લા

૧ જુઓ તામીલ સ્ટડીઝ પૃ. ૨૯૪-૩૨૪

પરાંતક કે તિરૂમંગઈ આલવાર લુંટારા હતા. તેઓએ નાગપટ્ટમના બૌદ્ધ વિહારમાંથી સોનાની બૌદ્ધ મૂર્તિ લુંટી આણી અને તેને ગાળી તે પૈસાથી શ્રીરંગમ્‌માં ચોથો પ્રાકાર બંધાવ્યો એમ કહેવાય છે.

"આ આલવારોમાં જાતિ અને વર્ણભેદ ન હોવાથી વર્ણાશ્રમના આગ્રહી વૈદિક બ્રાહ્મણોથી તેઓ હમેશાં નિંદાયા છે. સ્માર્ત મતાનુયાયીએ આક્ષેપ કર્યો છે કે વાસુદેવ નામના કોઈ ઠગારાએ આ તંત્ર રચ્યું જણાય છે. વૈશ્યથી વ્રાત્ય, તેમાંથી સુધન્વાચાર્ય, ભારૂષ, નિર્જંધ, મૈત્ર, સાત્વત વગેરે પરંપરા ભ્રષ્ટજનોની છે. આચાર વડે પણ તેઓનું અબ્રહ્મણ્ય સમજાય છે. કેમકે તેઓ દેવતાની પૂજાવડે પોતાની વૃત્તિ ચલાવે છે અને નૈવેદ્ય ભક્ષણ કરી જીવે છે."[1]

## આચાર્યો

પ્હેલા આચાર્ય શ્રીનાથમુનિ (ઈ. સ. ૮૭૫-૮૦ થી ૯૫૦-૬૦ લગભગ) વીરનારાયણપુરમ્‌માં જન્મ્યા હતા. તેઓએ પોતાના કુલાચારને અનુસરી વૈષ્ણવ તીર્થોમાં પુષ્કળ યાત્રાઓ કરી હતી. એક વખત નાથમુનિએ સ્થાનિક મંદિરમાં કોઇ યાત્રાળુને મોઢેથી તામીલમાં ભગવાનની સ્તુતિના દશ શ્લોકો સાંભળ્યા. જેમાં સ્તુતિને અંતે એ શઠકોપની સહસ્રગીતિનો કટકો છે એવું સાંભળીને તેમણે એ યાત્રાળુને એ આખો ગ્રન્થ તમને મોઢે છે? એમ પૂછ્યું. તેણે ના પાડી પણ શઠકોપ અથવા નામ આલવારના જન્મસ્થાનમાંથી મળશે એમ કહ્યું. ગુરૂ પરંપરામાં આપેલી કથા પ્રમાણે મધુર કવિના રચેલા અમુક શ્લોકોનો બાર હજાર જપ કરીને નાથમુનિએ શઠકોપ સ્વામીનો દૈવી સાક્ષાત્કાર કર્યો અને તેઓ પાસેથી એમનો પોતાનો પ્રબંધ જ નહિ પણ બધા આલવારોના પ્રબંધો મેળવ્યા. અને તેનો દ્રાવિડ સંગીતને અનુસરી ગાઈ શકાય એવો એક સંગ્રહ તૈયાર કર્યો જે નાલાયીર પ્રબન્ધ નામથી પ્રખ્યાત છે. એમના બે સંસ્કૃત ગ્રન્થોનો

---

૧ જુઓ હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉત્તરાર્ધ પૃ. ૨૭૨

પણ ઉલ્લેખ વેદાન્ત દેશીકે કર્યો છે. શ્રીરંગમ્ વગેરે મન્દિરોમાં દ્રાવિડ પ્રબંધો ગાવાનો રિવાજ નાથમુનિથીજ ચાલ્યો છે. ટુંકમાં શ્રાસંપ્રદાયના પ્હેલા આચાર્ય નાથમુનિ આલવારો પાસેથી ભકિત તત્ત્વ શીખ્યા છે એ હકીકત ઐતિહાસિક અગત્યની છે.

**યામુનાચાર્ય કે આલવાન્દાર**—(ઈ.સ. ૯૫૦ કે ૬૦ થી ૧૦૪૫) નાથમુનિના પૌત્ર થાય. તેઓ અનેક શાસ્ત્રોમાં પારંગત વિદ્વાન હતા અને વાદવિવાદમાં ભારે કુશળ હતા. તેઓએ રાજગુરૂ અક્કીયાલવાનને વાદમાં હરાવી રાણી પાસેથી આલવાન્દાર (મુકિત આપનાર)નું બિરૂદ મેળવ્યું તથા બ્રાહ્મણો પાસેથી લેવાતો કર માફ કરાવ્યો અને પછી તો યામુન મુનિ મોટા રાજ્યાધિકારી થયા પણ પાછળથી તેઓએ સંન્યાસ લીધો અને નાથમુનિનો વિદ્યાનો વારસો તેઓના શિષ્યો પાસેથી મેળવ્યો.

એમના સિદ્ધિત્રય, આગમપ્રામાણ્ય, અને ગીતાર્થ સંગ્રહ એ ત્રણ ગ્રંથો પ્રસિદ્ધ છે. વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતનું રામાનુજ પ્હેલાંનું વિવરણ આ ગ્રંથોમાં મળે છે.

## રામાનુજાચાર્ય

છેલ્લા આચાર્ય યામુનમુનિ અથવા આલવાન્દાર જ્યારે શ્રીરંગમાં આચાર્યસ્થાને હતા, ત્યારે શ્રાપેરૂમબુધુરમાં શ્રીઆસુરી કેશવપેરૂમાલ અને ભૂમિપિરાત્તીવાર નામનાં પિતા માતાથી ઈ. સ. ૧૦૧૭ માં એક પુત્રનો જન્મ થયો. એનું નામ લક્ષ્મણ (રામાનુજ અથવા તામીલમાં ઇલયપેરૂમલ) પાડયું. બાલ્યકાળમાં એ વખતની સામાન્ય કેળવણી લીધા પછી, રામાનુજ વેદાન્ત શીખવા માટે કાંચીમાં યાદવ પ્રકાશ નામના અદ્વૈતવાદી ગુરૂ પાસે ગયા. ત્યાં એમનો અભ્યાસ એટલી ઝડપથી ચાલવા લાગ્યો કે એની કીર્તિ શ્રીરંગમ્માં યામુનમુનિ પાસે પહોંચી; અને એ વૃદ્ધ આચાર્યને રામાનુજ પોતાની જગ્યા સાચવશે એવી આશા ઉત્પન્ન થઈ. થોડા વખતમાં યાદવપ્રકાશના વ્યાખ્યાનમાં, પોતાની વૃત્તિ વૈષ્ણવ હોવાથી

રામાનુજને અસન્તોષ જણાવા લાગ્યો. યાદવપ્રકાશ શ્રુતિઓના અનુચિત અર્થ કરે છે એમ રામાનુજને ભાસવા લાગ્યું. એક શ્રુતિનો અર્થ સાંભળીને તો રામાનુજને એટલું ખોટું લાગ્યું કે એની આંખમાં આંસુ આવી ગયાં. ગુરૂના પૂછવાથી રામાનુજે બીજી રીતે અર્થ કરી બતાવ્યો. તે વખતથી ગુરૂને શિષ્યની અદેખાઈ આવી. અને રામાનુજને પોતાની પાઠશાળામાંથી યાદવપ્રકાશે રજા આપી. આ પ્રમાણે રામાનુજ અધ્યયન સમેટી પરણ્યા; અને કાંચીમાંજ દેવરાજના મન્દિરમાં પૂજારી તરીકે રહ્યા. આ વખતે શ્રીરંગમાં યામુનમુનિ મરણ પથારીએ પડયા હતા. એમણે રામાનુજને તેડવા માટે પોતાના મુખ્ય શિષ્ય પેરીયાનમ્બીને કાંચી મોકલ્યા. પણ રામાનુજ આવ્યા પ્હેલાં યામુનમુનિનો દેહ છુટી ગયો. તોપણ એ આચાર્યની અતૃપ્ત રહેલી છેલ્લી ત્રણ ઈચ્છાઓ પૂર્ણ કરવાની રામાનુજે પ્રતિજ્ઞા લીધી. બ્રહ્મસૂત્ર ઉપર પોતાના મતનું ભાષ્ય કરવું, તથા પરાશર અને શઠકોપમુનિનાં નામ રાખવાં એ ત્રણ ઇચ્છાઓ છેવટ યામુનમુનિના મનમાં હતી એમ કહેવાય છે.

રામાનુજ યામુનમુનિની ઉત્તરક્રિયા કરીને ફરી કાંચી ગયા. ત્યાં કેટલોક વખત રહ્યા પછી તેણે પેરીયાનમ્બી પાસે ૩૦ મે કે ૩૨ મે વર્ષે દીક્ષા લીધી; અને એની સાથેજ કાંચીમાં રહીને વૈષ્ણવ પ્રબન્ધોનો અભ્યાસ કરવા માંડયો. આ વખતમાં પોતાની પત્નીથી પોતાના મિત્રનું, પોતાના ગુરૂની પત્નીનું અને પોતાની આજ્ઞાનું અપમાન થવાથી રામાનુજે સંસાર છોડીને સંન્યાસ લીધો.[1] એ

૧. શાંકરદશનામી સંન્યાસીઓથી શ્રીવૈષ્ણવ સંન્યાસીઓનો પ્રકાર જુદો જ છે આ સંન્યાસનો અધિકાર બ્રાહ્મણોને જ છે પણ તેઓ સંન્યાસ લીધા છતા યજ્ઞોપવીત કાઢી નાખતા નથી. તેઓ ત્રિદંડધારણ કરે છે અને મંદિરોમાં પૂજારીનું કેમઠોમાં મઠપતિનું કામ કરે છે. રામાનુજ જેની પાસે પ્હેલાં વેદાંત ભણતા હતા તે યાદવ પ્રકાશે રામાનુજનો મત સ્વીકાર્યા પછી યતિધર્મ સમુચ્ચય નામનો શ્રીવૈષ્ણવ સંન્યાસીઓના ધર્મસંબંધી એક ગ્રંથ લખ્યો છે. શ્રીવૈષ્ણવ મતના અબ્રાહ્મણ સાધુઓ એકાંગ કહેવાય છે.

વખતથી રામાનુજ યતિરાજ કહેવાવા લાગ્યા. સંન્યાસી થયા પછી રામાનુજ શ્રીરંગમ્ ગયા. ત્યાં યામુનમુનિના વૃદ્ધ અને મુખ્ય શિષ્યો પાસેથી દ્રાવિડ વૈષ્ણવ માર્ગનાં જુદાં જુદાં રહસ્યોની દીક્ષા લીધી અને છેવટ યામુનમુનિની વિદ્યાઓ છુટી છુટી એક એક શિષ્ય પાસે એક એક હતી તે સર્વ રામાનુજમાં એકઠી થવાથી એઓ શ્રીરંગમ્માં યામુનમુનિના ઉત્તરાધિકારી આચાર્ય થયા. એમના પ્હેલા શિષ્યોમાં એમના ભાણેજ દાશરથી સ્વામી અને કુરેશ હતા. હવે પોતાની અવસ્થા પાકતી જતી હતી અને યામુનમુનિને આપેલાં ત્રણમાંથી એક પણ વચનને પાળ્યું ન હતું, એની રામાનુજને ચિન્તા થવા લાગી. દ્રાવિડ વૈષ્ણવ મતને અનુકૂળ એક ભાષ્ય આગળ બોધાયન મુનિએ કર્યું હતું; પણ એ સુલભ ન હતું. રામાનુજે શ્રમ કરીને એ મેળવ્યું અને એ બોધાયન વૃત્તિને અનુસરીને બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખ્યું. જે શ્રીભાષ્ય કહેવાય છે. પછી પોતાના ભાષ્યનો વિદ્વાનો પાસે સ્વીકાર કરાવવા માટે તથા પોતાના મતનો પ્રચાર કરવા માટે રામાનુજે કાશ્મીર પર્યન્ત યાત્રા કરી. આ રીતે યામુનમુનિને આપેલું પ્હેલું વચન પાળ્યું. પછી પોતાના શિષ્ય કુરૂશ્થલવાનના એક પુત્રનું નામ પરાશર પાડયું અને એ મોટો થયા પછી એની પાસે વિષ્ણુસહસ્ર નામ ઉપર ટીકા લખાવી. અને શઠકોપ મુનિનું નામ રાખવા માટે એમણે કરેલા તીરૂવાયમોળી નામના પ્રબન્ધ ઉપર પોતાના શિષ્ય પીલાન પાસે ૬૦૦૦ શ્લોકની ટીકા લખાવી. આ રીતે પૂર્વાચાર્યને આપેલાં બીજાં બે વચનો પણ રામાનુજે પાળ્યાં.

આ રીતે આચાર્યઋણ અદા કર્યા પછી રામાનુજે ઉપદેશના અને શ્રીરંગની સેવાના કામમાં વર્ષો ગાળવા માંડયાં. પણ એટલામાં એમની વૃદ્ધાવસ્થામાં એમને માથે એક મોટી આફત આવી. એ વખતના ચોલ રાજાઓ શૈવ હતા. તેમાંના કુલોત્તુંગ પ્હેલાએ રામાનુજને પોતાની પાસે બોલાવ્યા. પણ આચાર્યને ત્યાં જવામાં

જોખમ છે એવું માનીને તેને બદલે તેના વેષમાં એના મુખ્ય શિષ્ય કુરૂથ્થલ્વાન, પેરીયાનમ્બી સાથે રાજા પાસે ગયા. ત્યાં શૈવ ધર્મ ગ્રહણ કરવાની ના પાડવા માટે રાજાએ એમની આંખો ફોડાવી નાખી. વૃદ્ધ પેરીયાનમ્બી તો રાજા પાસેથી આવતાં રસ્તામાંજ મરી ગયા; અને કૂરૂથ્થલ્વાન ધૈર્ય ધરીને કાંચીમાંજ રહ્યા.

બીજી તરફથી રામાનુજ ભાગીને ઇ. સ. ૧૦૯૬ માં, એ વખતના મહિસૂરના હોઈસલા યાદવરાજા વિઠ્ઠોદેલ (વિઠ્ઠલદેવ) ના આશ્રયમાં રહેવા ગયા ત્યાં કાવેરીને કાંઠે શાલિગ્રામમાં ૧૨ વર્ષ સુધી રહ્યા અને ઇ. સ. ૧૦૯૮ માં વિઠ્ઠીદેવને પોતાનો શિષ્ય કર્યો. આ વખતે વિઠ્ઠીદેવ રાજા ન હતા; પણ પોતાના ભાઈ રાજા બલ્લાલના પ્રતિનિધિ તરીકે સીમાડાના દેશના હાકેમ હતા. આ વખતે રામાનુજે યાદવાદ્રિમાં તિરૂનારાયણનું મંદિર બંધાવ્યું.

થોડા વખત પછી ચોલ રાજા પાઠાંના દરદથી મરી ગયો અને રામાનુજ પાછા શ્રીરંગમ્‌માં આવ્યા. પછી રામાનુજે અધ્યયનોત્સવ નિમિત્ત નામઆલવાર ( શઠકોપમુનિ )ની શ્રીરંગમ્‌માં પ્રતિમા પધરાવી. અને ૪૦૦૦ પ્રબન્ધોનો સંગ્રહ કરાવ્યો તથા દક્ષિણનાં બીજાં વૈષ્ણવ મન્દિરોમાં પણ આલવારોની પ્રતિમાઓ પધરાવી. રામાનુજે આ પછી, દક્ષિણનાં વૈષ્ણવ તીર્થસ્થાનોની યાત્રા કરી તથા તિરૂપતીમાં ગોવિન્દરાજનું મન્દિર બંધાવ્યું.

આ રીતે લાંબા કાળ સુધી વિશિષ્ટાદ્વૈત મતનું સ્થાપન કરવાની અને એ મતને ચલાવવાની પ્રવૃત્તિ કરીને આ મહાન આચાર્યે ઇ. સ. ૧૧૩૭માં દેહ ત્યાગ કર્યો. આ પ્રમાણે ઇ. સ. ૧૦૧૭થી ૧૧૩૭ સુધી ૧૨૦ વર્ષનું લાંબું આયુષ્ય રામાનુજે ભોગવ્યું હતું એમ કહેવાય છે. કુલોત્તુંગ પહેલો ઇ. સ ( ૧૦૭૦ થી ૧૧૦૮)

વિક્રમ ચોડ ( ઇ. સ. ૧૧૦૮ થી ૧૧૨૭ ) અને કુલોત્તુંગ બીજો ( ૧૧૨૭ થી ) એ ત્રણ ચોલરાજાઓના વખતમાં એટલે લગભગ પોણોસો વર્ષ સુધી રામાનુજે પ્રવૃત્તિ કરી હતી એ તો નિશ્ચિત છે. દ્રાવિડ દેશનાં વૈષ્ણવ મન્દિરોમાં આલવારો સાથે રામાનુજની પણ પ્રતિમા બેસારેલી હોય છે. તેઓ શેષનો અવતાર મનાય છે. રામાનુજના મુખ્ય ગ્રન્થો વેદાન્ત સાર, વેદાંત દીપ, વેદાન્તાર્થ-સંગ્રહ તથા બ્રહ્મસૂત્ર ઉપર શ્રીભાષ્ય[1] અને ગીતા ઉપર ભાષ્ય એટલા ગણાય છે.[2]

## રામાનુજના વિશિષ્ટાદ્વૈત મતનો સાર.

ચિત્તત્ત્વ ( જીવો ) અને અચિત્ તત્ત્વ ( જડમાત્ર )એ બેય ઇશ્વરનાં શરીર કે વિશેષણો છે. કારણ કે ઇશ્વર વિશેષ્ય છે અને એમાં રહેલા છે; એ બેયના અન્તર્યામી છે; એટલે જેમ શરીર અને મનથી યુક્ત આત્મા એ એક જ માણસ છે; તેમ ચિદચિદ્વિશિષ્ટ ઇશ્વર એકજ તત્ત્વ છે. આ જાતનાં એકત્વને ચિદચિદ્વિશિષ્ટાદ્વૈત અથવા એકલું વિશિષ્ટાદ્વૈત નામ રામાનુજે આપ્યું હતું. બૃહદારણ્યક ઉપનિષદના અન્તર્યામી બ્રાહ્મણમાંથી આ સિદ્ધાન્ત ઉપજાવ્યો હોય એમ જણાય છે. આ ચિદચિદ્વિશિષ્ટ એક ઇશ તત્ત્વ તેજ બ્રહ્મ, પર વાસુદેવ, વિષ્ણુ કે નારાયણ;

---

૧ શ્રીભાષ્ય બોમ્બે સંસ્કૃત સીરીઝમાં છપાયું છે અને તેનું સરસ ગુજરાતી ભાષાન્તર આચાર્ય આનંદશંકર બા. ધ્રુવનું કરેલું વડોદરા રાજ્યના કેળવણી ખાતા તરફથી છપાયું છે.

૨. રામાનુજનું ચરિત્ર પ્હેલવ્હેલું એના એક શિષ્ય શ્રીઆન્ધ્રપૂર્ણે ૧૧૪ સંસ્કૃત શ્લોકમાં લખ્યું છે. પછી બીજા પણ ચરિત્રગ્રન્થો લખાયા છે. અહીં શ્રીકૃષ્ણસ્વામી આયંગર એમ-એ-જેવા ઇતિહાસ વિદનાં 'શ્રીરામાનુજાચાર્ય, એ સ્કેચ ઓફ હીઝલાઇફ એન્ડ ટાઇમ્સ'નામના પુસ્તક ઉપરથી રામાનુજાચાર્યનું સંક્ષિપ્ત ચરિત્ર ઉતાર્યું છે.

વૈકુંઠમાં રહેલા એ નારાયણ જીવનું પરમ પ્રાપ્તવ્ય અને ભક્તિ તથા પ્રપત્તિથી પ્રાપ્ત કરેલી એ નારાયણની પ્રસન્નતા, એજ એને પ્રાપ્ત કરવાનો ઉપાય. વિશિષ્ટાદ્વૈત મતમાં મૂળ વાત આટલી છે.[1] આનો વિસ્તાર ઘણો મોટો છે. પણ વિશિષ્ટાદ્વૈત મતનો ટુંકો સાર શ્રીનિવાસદાસની યતીન્દ્રમતદીપિકામાંથી, નીચે ઉતાર્યો છે.

વિશિષ્ટાદ્વૈત મતમાં જગતના પદાર્થ માત્રની વ્યવસ્થા નીચે પ્રમાણે કરી છે. પદાર્થ માત્રનો, પ્રમાણ અને પ્રમેય બેમાં સમાસ થઈ જાય છે. પ્રમાણો ત્રણજ છે. પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ; તેમાંથી પ્રત્યક્ષ અને અનુમાનનો અહીં વિચાર કરવાની જરૂર નથી. પણ શબ્દમાં, સાંગ વેદ, શ્રુતિથી અવિરૂદ્ધ સ્મૃતિ, તથા ઇતિહાસ પુરાણ અને બીજું એજ જાતનું શ્રુતિથી અવિરૂદ્ધ ધાર્મિક સાહિત્ય પ્રમાણ રૂપ, પછી પઞ્ચરાત્રાગમ તથા વૈખાનસાગમ (વૈખાનસાગમ દ્રાવિડ વૈષ્ણવોના જ ગ્રન્થો છે) સર્વથા પ્રમાણ રૂપ, શઠકોપ જેવા આલવારોનાં વચનો પ્રમાણતર અને શ્રીરામાનુજના ભાષ્યાદિ ગ્રન્થો તો પ્રમાણતમ; આ રીતે શબ્દ પ્રમાણની વ્યવસ્થા કરી છે.

હવે પ્રમેયના બે ભેદ છે. દ્રવ્ય અને અદ્રવ્ય. દ્રવ્ય બે જાતનું છે. જડ અને અજડ. જડના અવ્યક્ત કે પ્રકૃતિ અને કાળ એ બે ભેદ

---

૧ આ સિદ્ધાન્ત નીચેના શ્લોકમાં વરદરાજજીએ પોતે રામાનુજને ઉપદેશેલો એમ તેના ચરિત્રકારો કહે છે.

श्रीमान्परं तत्वमहं, मतं मे
भेदः, प्रपत्तिर्निरपायहेतुः ।
नावश्यकी च स्मृतिरन्तकाले
मोक्षो, महापूर्ण इहार्यवर्यः ॥

આન્ધ્ર પૂર્ણનું યતિરાજ વૈભવમ્ શ્લો. ૪૦ આનાં પાઠાન્તરો બીજાં ચરિત્રોમાં મળે છે.

છે. આમાંથી પ્રકૃતિ ૨૪ (સાંખ્યોક્ત) તત્ત્વોની બનેલી છે અને કાળ ઉપાધિ ભેદથી ત્રિવિધ છે. આ રીતે જડ પૂરૂં થયું. હવે અજડના બેભેદ છે. પરાક્ (બાહ્ય) અને પ્રત્યક્ (આન્તર). બાહ્ય અજડના નિત્યવિભૂતિ (કાર્યાકાર પરિણામ પામવાની ક્રિયા શકિત) અને ધર્મભૂતજ્ઞાન કે બુદ્ધિશક્તિ (જ્ઞાનાકાર પરિણામ પામવાની શકિત) એ બે પ્રકાર છે. આન્તર અજડના જીવ અને ઇશ્વર એવા બે ભેદ છે. તેમાંથી જીવ ત્રણ જાતના હોય છે—બદ્ધ, મુક્ત અને નિત્ય. તેમાંથી બદ્ધના બે ભેદ છે. બુભુક્ષુ (ભોગ ભોગવવા ઇચ્છનાર) અને મુમુક્ષુ. બુભુક્ષુ બે જાતના અર્થકામપરાયણ અને ધર્મપરાયણ. ધર્મ પરાયણના બે ભેદ, બીજા દેવતાઓને પરાયણ અને ભગવત્પરાયણ. હવે મુમુક્ષના બે ભેદ, કૈવલ્યપરાયણ અને મોક્ષપરાયણ. તેમાંથી મોક્ષ પરાયણ બે જાતના ભકત અને પ્રપન્ન. પ્રપન્નના બે ભેદ એકાન્તી અને પરમૈકાન્તી. પરમૈકાન્તીના બે ભેદ દ્રપ્ત અને આર્ત, (પરમાત્મા ઉપરના પ્રેમથી દુ:ખી.) આ રીતે જીવની શ્રેણી પૂરી થઈ. હવે ઇશ્વરનો વિચાર કરીએ. ઇશ્વર પાંચ રૂપે રહેલ છે. ૧ પર, ૨ વ્યૂહ, ૩ વિભવ, ૪ અન્તર્યામી અને ૫ અર્ચા. તેથાંથી પર એકજ રૂપે રહેલ છે. વ્યૂહ ચાર છે, વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ. વળી કેશવ, માધવ વગેરે ૧૨ ઉપવ્યૂહો છે (જુઓ પૃ. ૧૦૯.) મત્સ્ય, કૂર્મ વગેરે વિભવો (અવતારો) અનન્ત છે. અન્તર્યામી રૂપે ઇશ્વર દરેક શરીરમાં રહ્યા છે. અને અર્ચાવતાર, શ્રીરંગ, વેંકટ વગેરે મન્દિરોમાં મૂર્તિ રૂપે દેખાય છે તે. આ રીતે ઇશતત્ત્વનો વિચાર થયો.

હવે અદ્રવ્ય—સત્ત્વ, રજ, તમ, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ, સંયોગ અને શક્તિ એ રીતે દશ પ્રકારનું છે. આ પ્રમાણે રામાનુજ મતમાં પદાર્થ માત્રની ટુંકામાં વ્યવસ્થા કહી છે.

**સૃષ્ટિની ઉત્પત્તિ**—દ્રવ્યમાં, ઉપર જે પ્રકૃતિ કહી તેનું સ્વરૂપ સાંખ્ય પ્રમાણે વિશિષ્ટાદ્વૈત મતમાં પણ સત્ત્વ, રજ અને તમ ત્રણ ગુણયુક્ત, નિત્ય, તથા અક્ષર કહ્યું છે. એજ અવિદ્યા અથવા માયા કહેવાય છે અને આ પ્રકૃતિના ગુણોમાં ભગવાનના સંકલ્પથી વૈષમ્ય ઉત્પન્ન થતાં, જ્યારે એ પ્રકૃતિ સૃષ્ટિ ઉન્મુખ થાય છે ત્યારે અવ્યકતમાંથી મહત્તત્ત્વ, મહત્તત્ત્વમાંથી અહંકાર, (તે અહંકાર પાછો સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ જાતનો છે) અને આ ત્રિવિધ અંહકારમાંથી પાંચ ભૂતો, ૧૧ ઇન્દ્રિયો, અને પાંચ-તન્માત્રાઓ ઉત્પન્ન થાય છે. રામાનુજમતમાં ઇશ્વરની માયારૂપ પ્રકૃતિને ઉપાદાન કારણ અને નારાયણને સંકલ્પ કરવા માટે નિમિત્ત કારણ ગણીને ઇશ્વર જગતનું ઉપાદાન તથા નિમિત્ત કારણ છે; એ બ્રહ્મસૂત્રના મતનું સમાધાન કર્યું છે. આજ વાત બીજા શબ્દોમાં એવી રીતે કહી છે કે સૂક્ષ્મ ચિત્ અને સૂક્ષ્મ અચિત્‌વાળા વેષમાં ઇશ્વર જગતનું ઉપાદાન કારણ છે અને સંકલ્પવાળા વેષમાં નિમિત્ત કારણ છે. સૃષ્ટિની બાકીની વ્યવસ્થા પૌરાણિક સાંખ્યને અનુસરીને કહી છે.

**ઈશ્વરનું સ્વરૂપ**—જગતના કારણરૂપ ઇશ્વરમાં સર્વેશ્વરપણું, સર્વ કર્મથી આરાધ્યપણું, સર્વફલપ્રદપણું, અને સર્વ કાર્યોનું ઉત્પાદકપણું છે. તે વિભુ છે, અનન્ત છે; અને એનામાં જ્ઞાન, શક્તિ બલ, ઐશ્વર્ય, વીર્ય, તેજ, સૌશીલ્ય, વાત્સલ્ય, આર્જવ, સૌહાર્દ્ર, સ્થૈર્ય, સામ્ય, કારૂણ્ય, માધુર્ય, ગાંભીર્ય, ઔદાર્ય, શૌર્ય, પરાક્રમ વગેરે અનન્ત કલ્યાણ ગુણો નિરતિશય રૂપમાં રહ્યા છે. અહીં જ્ઞાન એટલે સર્વનો સાક્ષાત્કાર, અને શકિત એટલે અઘટિત ઘટનાનું સામર્થ્ય. આ પ્રમાણે રામાનુજ મતમાં ઉપરોક્ત ગુણોના અર્થો પણ ભગવાનને યોગ્ય રીતે કહ્યા છે. આમાં પણ સત્ય, જ્ઞાન, આનન્દ જેવા ગુણોને ભગવાનનું સ્વરૂપ દર્શાવનારા ગુણો ગણ્યા છે. સર્વજ્ઞ-

પણું વગેરેને સૃષ્ટિમાં ઉપયોગી ગુણો કહ્યા છે. વાત્સલ્ય, સૌશીલ્ય વગેરે આશ્રય કરવામાં ઉપયોગી ગુણો છે. આ પ્રમાણે ભગવાનના સ્વરૂપનો ઝીણો વિચાર આ મતમાં છે. ઈશ્વર, બ્રહ્માંડ સૃજ્યા પછી બ્રહ્મા, દક્ષ, વગેરેમાં અન્તર્યામી રૂપે રહીને સૃષ્ટિ કરે છે અને વિષ્ણુના અવતારરૂપે તથા મનુ વગેરેના અન્તર્યામીરૂપે જગતની રક્ષા કરે છે. વળી સર્વ દિવ્ય ગુણયુક્ત ઇશ્વરનાં પાંચરૂપ પ્હેલાં કહ્યાં છે, તેનો વિસ્તાર નીચે પ્રમાણે છેઃ—

**ભગવાનનું પ્હેલું રૂપ**–શ્રીવૈકુણ્ઠપુરમાં, ચણ્ડ પ્રચણ્ડ વગેરે દ્વારપાલોથી યુક્ત દિવ્ય ધામમાં, મહામણિમંડપમાં; ધર્મ વગેરે આઠપાદથી રચેલા સિંહાસન ઉપર, શેષના પલંગ ઉપર; શ્રી, ભૂ (પૃથ્વી) અને નીલા અથવા લીલા નામની પત્નીઓ સાથે; શંખ, ચક્ર વગેરે દિવ્ય આયુધોને ધારણ કરીને, કિરીટ વગેરે દિવ્ય ભૂષણો સહિત, જ્ઞાન, શક્તિ વગેરે અનન્ત કલ્યાણ ગુણોથી યુક્ત દિવ્ય મંગળ શરીરવાળા, ચતુર્ભુજ, ભગવાન રહે છે. અનન્ત, ગરૂડ, વિષ્વક્સેન વગેરે મુક્તો એનો અનુભવ કરે છે. એ ભગવાન નારાયણ, પરબ્રહ્મ અથવા પરવાસુદેવ કહેવાય છે. આ પ્હેલું અથવા પર રૂપ.

**બીજું–વ્યૂહરૂપ**–ચાર વ્યૂહનાં નામ આગળ કહ્યાં છે. તેમાંથી વાસુદેવ જ્ઞાન, બલ, ઐશ્વર્ય, વીર્ય, તેજ અને શક્તિ એ ૭ ગુણોથી યુક્ત છે, સંકર્ષણ જ્ઞાન અને બલથી યુક્ત છે, પ્રદ્યુમ્ન ઐશ્વર્ય અને વીર્યથી યુક્ત છે અને અનિરૂદ્ધ શક્તિ અને તેજથી યુક્ત છે.

**ત્રીજું–વિભવરૂપ**–વિભવો અથવા અવતારોનું વર્ણન પુરાણો-માંથી લીધું છે. અવતારોની સંખ્યા ૩૬ અથવા અહિર્બુધ્ન્ય સંહિતા પ્રમાણે ૩૯ માની છે. જુદા જુદા અવતારોનાં આયુધ વગેરેનાં જુદાં જુદાં લક્ષણો આપ્યાં છે.

**ચોથું–અન્તર્યામી રૂપ**–સ્વર્ગ નરક વગેરેના અનુભવની દશામાં પણ જીવાત્માના મિત્ર રૂપે અને યોગીઓએ જોવા યોગ્ય રીતે

હૃદયમાં રહેલું ઇશ્વરનું રૂપ તે અન્તર્યામી રૂપ. અન્તર્યામીરૂપે ઇશ્વર જીવ સાથે રહેલો હોવા છતાં તેના દોષોથી અસ્પૃષ્ટ રહે છે.

**પાંચમું-ઈશ્વરનું અર્ચા રૂપ**–મન્દિરોમાં પૂજારીને વશ જેનાં સ્નાન, ભોજન, આસન, શયન વગેરેની વ્યવસ્થા છે તે અપ્રાકૃત દૈવી શરીરવાળા મૂર્તિરૂપે રહેલા ભગવાન, તે અર્ચાવતાર રૂપ. એના ચાર ભેદ છે. સ્વયંવ્યકત (જાતે પ્રગટ થયેલા), દૈવ (દેવોએ સ્થાપેલા), સૈદ્ધ (સિદ્ધોએ સ્થાપેલા), અને માનુષ (મનુષ્યોએ સ્થાપેલા).

આ પાંચે અવસ્થાઓમાં ભગવાન લક્ષ્મીની સાથેજ રહે છે.

**જીવનું સ્વરૂપ**–પ્રત્યકૃત્વ, ચેતનત્વ, આત્મત્વ, કર્તૃત્વ વગેરે લક્ષણો ઇશ્વર અને જીવમાં સાધારણ છે. પણ જીવ અણુ છે, દેહ, ઇન્દ્રિયો, મન અને પ્રાણથી જુદો છે, નિત્ય છે, પ્રતિશરીર ભિન્ન છે, જાતે સુખી છે, ઉપાધિને લઈને સંસારી છે, કર્તા છે, ભોકતા છે, પ્રકૃતિની અપેક્ષાએ શરીરી છે, ઇશ્વરની અપેક્ષાએ શરીર છે અને સ્વયંપ્રકાશ છે. આ જીવમાં સ્મૃતિ, સંશય, વિપર્યય, ભ્રમ, વિવેક, વ્યવસાય, મોહ, રાગ, દ્વેષ, મદ, માત્સર્ય, ધૈર્ય, ચાપલ્ય, દમ્ભ, લોભ, ક્રોધ, નિર્વેદ, આનન્દ, શાન્તિ, વિરકિત, રતિ, શ્રદ્ધા ભકિત, પ્રપત્તિ, વગેરે ગુણો રહેલા છે.

**શરીર**—રામાનુજ મતમાં શરીર બે જાતનાં માન્યાં છે. એક નિત્ય, બીજું અનિત્ય. ત્રિગુણા પ્રકૃતિ, કાળ, જીવ વગેરે જે ઇશ્વરનું શરીર તે નિત્ય છે. અને જીવનું આ દેખાતું સ્થૂળ શરીર તે અનિત્ય છે.

**ઇશ્વર પ્રાપ્તિનો ઉપાય**––ઉપર કહેલા,, અનન્ત કલ્યાણ ગુણ-વાળા ભગવાન ભકિત અને પ્રપત્તિથી પ્રસન્ન થઇને મોક્ષ આપે છે; માટે ભકિત અને પ્રપત્તિ મોક્ષનો ઉપાય ગણાય છે. કર્મયોગ, જ્ઞાનયોગ, વગેરે મોક્ષના ઉપાયરૂપ ગણાતાં બીજાં સાધનો ખરી

રીતે ભક્તિ દ્વારાજ ઉપયોગી છે. માટે એ ગૌણ સાધન છે. મુખ્ય સાધન તો ભક્તિ અને પ્રપત્તિજ છે.

**ભક્તિ**—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન, અને સમાધિરૂપ આઠ અંગોવાળો, તેલની ધારા પેઠે સ્મૃતિના અવિચ્છિન્ન પ્રવાહરૂપ ભક્તિયોગ, વિવેક, વિમોક, અભ્યાસ, ક્રિયા, કલ્યાણ, અનવસાદ, અને અનુદ્ધર્ષ, એ સાત સાધનોથી ઉત્પન્ન થાય છે. આ સાત સાધનોની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે:— જાતે અદુષ્ટ અને દુષ્ટ માણસના સંસર્ગથી અદૂષિત અન્નથી શરીરની જે શુદ્ધિ તે વિવેક, કામનાઓમાં અનાસક્તિ તે વિમોક, ફરી ફરી ઇશ્વરની મૂર્તિનું ચિન્તન તે અભ્યાસ, શક્ત્યનુસાર પાંચ મહાયજ્ઞોનું અનુષ્ઠાન તે ક્રિયા; સત્ય, આર્જવ, દયા, દાન, અહિંસા, વગેરે ગુણો તે કલ્યાણ, પોતામાં દીનતાનો અભાવ તે અનવસાદ અને કર્તવ્યમાં અસન્તોષ તે અનુદ્ધર્ષ, આ સાત સાધનોથી ઉપજેલી ભક્તિ દર્શન જેવી હોય છે અને છેવટ પ્રત્યય ( ઇશ્વરનાં સાક્ષાત્ દર્શન ) સુધી પહોંચે છે. આ છેવટનું દર્શન આ શરીર પડ્યા પછી કે બીજું શરીર પડ્યા પછી થાય છે. વેદન, ધ્યાન, ઉપાસના વગેરે આ ભક્તિનાં જ નામો છે. ભક્તિ, પરભક્તિ, પરજ્ઞાન, અને પરમભક્તિ એમ ભક્તિયોગનો ક્રમ છે. પ્રપત્તિ એ આ ભક્તિનું જ એક અંગ છે. આવી ભક્તિના પણ સાધનભક્તિ અને ફળભક્તિ નામના બે ભેદ છે. ઉપરોક્ત સાધનોથી ઉત્પન્ન થયેલી ભક્તિ તે સાધન ભક્તિ અને ઇશ્વર કૃપાથી ( પરાંકુશ, નાથમુનિ વગેરે પેઠે ) સ્વતઃ સ્ફુરે તે ફલભક્તિ. ઉપનિષદોમાં કહેલી દહરવિદ્યા વગેરે વિદ્યાઓ આ ધ્યાનરૂપ ભક્તિના જ પ્રકારો છે, એમ રામાનુજ ગણે છે.

**પ્રપત્તિ**—ભક્તિમાર્ગને અનુકૂળ વિચારો કરવાનો સંકલ્પ, પ્રતિકૂળ વિચારોનો ત્યાગ, ઇશ્વર રક્ષા કરશે એવો વિશ્વાસ, રક્ષકની પસંદગી, પોતાનો ભાર ઇશ ઉપર નાખવો, આત્માર્પણ અને કાર્પણ્ય ( ગર્વનો ત્યાગ, આધીનતા ) આ છને પ્રપતિ કહે છે.

આને જ ન્યાસ અથવા શરણાગતિ પણ કહે છે. કેટલાક ગ્રન્થકારો છેલ્લા બેને એક ગણીને કુલ પાંચ સાધનો ગણે છે. જેઓ બીજું કોઈ સાધન ન કરી શકે તેને માટે છેલ્લું-ચોથું સાધન છે. આમાં પોતાનું અભિમાન મૂકી દઇને આચાર્યને શરણે જઇને એની આજ્ઞા પ્રમાણે સર્વથા વર્તવું એટલું જ કર્તવ્ય છે. આ પ્રપત્તિ આ દેહ પડયા પછી મોક્ષ આપે છે. પ્રપત્તિનું વધારે રહસ્ય ગુરૂ પાસેથીજ શીખવાનું છે; એટલે અહીં વિસ્તાર કર્યો નથી. રામાનુજ મત પ્રમાણે ભક્તિ ત્રણ વર્ણો માટે જ છે અને પ્રપત્તિ શૂદ્રને પણ સાધ્ય છે.

રામાનુજમતાનુયાયીઓએ વિષ્ણુની પૂજા કઈ રીતે કરવી એ માટે પદ્મપુરાણના આધારથી એ માર્ગના એક લેખકે પૂજાના ૧૬ પ્રકારો બતાવ્યા છે; જેમાં ભાગવતોક્ત નવધા ભક્તિમાંથી સખ્ય સિવાયના આઠ છે; અને બીજા આઠ નીચે પ્રમાણે છેઃ–પોતાના શરીર ઉપર શંખચક્ર વગેરે આયુધોનાં ચિહ્નો ધારણ કરવાં, કપાળ ઉપર વિષ્ણુનાં વાહનનું ચિહ્ન ધારણ કરવું, અવકાશે ગુરૂએ આપેલા મન્ત્રનો જપ કરવો, હરિચરણામૃત પીવું, નૈવેદ્યખાવું, વિષ્ણુના ભક્તોની સેવા કરવી, એકાદશીનું વ્રત કરવું અને હરિની મૂર્તિની, તુલસી આદિ અર્પણ કરીને પૂજા કરવી.

**રામાનુજમતનું ચિહ્ન**–ઉપર પૂજાના પ્રકારમાં કપાળ ઉપર જે ચિહ્ન ધારણ કરવાનું કહ્યું છે. તેમાં એવી રીત ચાલે છે કે કપાળમાં ધોળી માટીના બે લીંટા કરી, તેની નીચે એ બેને જોડનારો લીંટો કરવો અને ઉભા બે લીંટાની વચ્ચે હળદરનો ત્રીજો લીંટો કરવો.

**રામાનુજ મતનો પ્રચાર**–રામાનુજે ચલાવેલો માર્ગ શ્રી. સંપ્રદાય કહેવાય છે.ઉત્તર હિંદુસ્થાનમાં રામાનુજના ઘણા અનુયાયીઓ નથી. પણ દક્ષિણમાં એ સંપ્રદાયનો ઘણો પ્રચાર છે. રામાનુજના અનુયાયીઓમાં બે વર્ગ છે.[૧] (૧)વડગલઈ (ઉત્તરજ્ઞાની) (૨)તેનગલઈ.

---

૧. જુઓ જ–રો–એ-સો ૧૯ ૧૦ પૃ.૧૧૦૩માં શ્રીગોવિંદાચાર્યનો લેખ.

(દક્ષિણુશાની) આ બે વર્ગો રામાનુજ પછી બસ્સો વર્ષની અંદર પડયા છે. આમાંથી વદગલઈ કહે છે કે જેમ વાંદરીને પેટે એનું બચ્ચું વળગી રહે છે અને વાંદરી એને સર્વત્ર લઈ જાય છે; તેમ ભકતે ઈશ્વરને વળગી રહેવું. બીજો પક્ષ કહે છે કે જેમ બિલાડી પોતાનાં બચ્ચાંને દાંતમાં પકડીને લઇ જાય છે, તેવી રીતે ઈશ્વર ભક્તને મોક્ષ માર્ગે લઇ જાય છે; એમાં ભકતે કાંઈ કરવાનું નથી. અર્થાત્ વદગલઇ માર્ગવાળા એમ માને છે કે ભક્ત ઇશ્વરને શરણે જાય છે, પ્રપન્ન થાય છે; અને બીજાઓ કહે છે કે ઇશ્વર ભક્તને પોતાને શરણે લીએ છે, ભકતે તો ફક્ત પોતાના મનને બીજા વિષયોમાં ન જવા દેવું, એટલુંજ કરવાનું છે. આ બે માર્ગ વચ્ચે બીજો તફાવત એ છે કે વદગલઇના મત પ્રમાણે શૂદ્રાદિ સાથે વાતચિતમાં સમાનભાવ રાખવો, પણ બીજી બાબતમાં નહિ. તેનગલઇ કહે છે કે શૂદ્રાદિ સાથે સર્વ રીતે સમાનભાવ રાખવો. વળી પ્હેલા વર્ગના મત પ્રમાણે **ॐ नमो नारायणाय** મન્ત્રનો શૂદ્રને ઉપદેશ કરતી વખતે ॐ ન બોલવો. તેનગલઇ કહે છે કે શૂદ્રને પણ આખા મન્ત્રનો ઉપદેશ કરવામાં કાંઇ હરકત નથી.

આ પ્રમાણે રામાનુજ મતનો ટુંકો સાર અહીં આપ્યો છે. એ ઉપરથી સ્પષ્ટ દેખાશે કે રામાનુજના તાત્ત્વિક સિદ્ધાન્તોનું મૂળ ગીતા, ઉપનિષદો, ન્યાયશાસ્ત્ર અને બ્રહ્મસૂત્ર છે; સૃષ્ટિની ઉત્પત્તિના વિચારોનું મૂળ પૌરાણિક સાંખ્ય છે; અને એની વિષ્ણુપૂજાનું મૂળ જૂની પાઞ્ચરાત્ર સંહિતાઓ છે. જુદા જુદા મંદિરમાં જુદી જુદી સંહિતા વપરાય છે. કોઈક મંદિરમાં દા. ત. કાંચીમાં અને તિરૂપતિમાં વૈખાનસ સંહિતા વપરાય છે. રામાનુજે ભક્તિનાં મૂળતત્ત્વો ગીતામાંથી લઈ પાતંજલ યોગ સાથે એને મેળવી, પછી તેનો આલવારોની પરંપરાને અનુસરીને વિસ્તાર કર્યો છે. રામાનુજ સંપ્રદાયના ગ્રન્થોમાં પરમાત્માના મુખ્ય નામ તરીકે વિષ્ણુ કે વાસુદેવ કરતાં નારાયણનો વધારે ઉપયોગ થયેલો દેખાય છે.

અલબત્ત વ્યૂહમાં તો વાસુદેવ છેજ. પણ વ્યૂહથી પર તત્ત્વને કેટલીકવાર વાસુદેવજ પણ મોટે ભાગે પરવાસુદેવ કે નારાયણ કહે છે. રામાનુજની ભક્તિનું સ્વરૂપ પ્રેમ કરતાં ધ્યાન અથવા ઉપાસનાને વધારે મળતું છે. જો કે ઉપાસનામાં સ્નેહ અન્તર્ભૂત છે. રામાનુજે ભક્તિમાર્ગને ખાસ વૈદિક રૂપ આપ્યું છે, પણ એમાંથી નીકળેલા ફાંટાઓએ પાછું એને સર્વગ્રાહી લૌકિક રૂપ આપ્યું છે. રામાનુજ સંપ્રદાયમાં ચારે વર્ણના લોકો મળે છે, એટલુંજ નહિ પણ અન્ત્યજ ભક્તો પણ આ માર્ગમાં પ્હેલાં થઈ ગયા છે. આ સંપ્રદાયના અનુયાયીઓનો મોટો ભાગ તો બ્રાહ્મણ વર્ણનો છે. અને સંપ્રદાયમાં અન્નાદિની પવિત્રતાના નિયમો સખ્ત રીતે પળાય છે. વળી સ્પર્શાસ્પર્શના નિયમોમાં કાંઈ શિથિલતા નથી. છતાં મંદિરોમાં અન્ત્યજોને પણ અમુક દિવસે દર્શન કરવાની છુટ રામાનુજે આપી છે.[1]

રામાનુજ સંપ્રદાયનું સાહિત્ય ઘણું મોટું છે. રામાનુજ ઉપરાંત વેદાન્તદેશિક (૧૪ મું શતક) જેવા અનેક સમર્થ વિદ્વાનોએ વાદાત્મક તથા ભક્તિવિવરણાત્મક અનેક ગ્રન્થો લખ્યા છે. યતીન્દ્રમતદીપિકાકાર શ્રીનિવાસદાસ ( ૧૭મું શતક ) કહે છે કે " દ્રવિડ ભાષ્ય, ન્યાયતત્ત્વ સિદ્ધિત્રય શ્રીભાષ્ય, દીપસાર, વેદાર્થ સંગ્રહ, ભાષ્ય વિવરણ, સંગીતમાલા, ષડર્થસંક્ષેપ, શ્રુતપ્રકાશિકા, તત્ત્વ રત્નાકર, પ્રજ્ઞાપરિત્રાણ પ્રમેયસંગ્રહ, ન્યાયકુલિશ, ન્યાયસુદર્શન, માનયાથાત્મ્યનિર્ણય, ન્યાયસાર, તત્ત્વદીપ, તત્ત્વનિર્ણય, સર્વાર્થસિદ્ધિ, ન્યાય પરિશુદ્ધિ, ન્યાયસિદ્ધાંજન, પરમતભંગ, તત્ત્વચુલુક, તત્ત્વત્રયનિરૂપણ, તત્ત્વત્રય-પ્રચણ્ડમારૂત, વેદાન્ત વિજય વગેરે ગ્રન્થોમાંથી જ્ઞાતવ્ય વિષયોનો સંગ્રહ કરીને યતીન્દ્રમતદીપિકા લખી છે" રામાનુજ સંપ્રદાયનાં મુખ્ય મન્દિરો દક્ષિણમાં શ્રીરંગ, વેંકટાચલ, કાંચી વગેરેમાં છે. શ્રીરંગમમાં નારાયણની શેષશાયી મૂર્તિ છે.

---

[1] જુઓ રાજગોપાલાચારીઅરનું વૈષ્ણવાઇટ રીફોર્મર્સ ઓફ ઇન્ડીઆ પૃ. ૧૪૧.

# પ્રકરણ ૧૬ મું

## નિમ્બાર્ક સંપ્રદાય.

વૈષ્ણવ સંપ્રદાયોનો પ્રવાહ દ્રાવિડમાં આલ્વાર ભક્તોની પરંપરામાંથી કેવી રીતે નીકળ્યો તે ગયા પ્રકરણમાં જોયું હવે આ પ્રકરણમાં નિમ્બાર્કના દ્વૈતાદ્વૈત સંપ્રદાયનું અવલોકન કરીએ.

દ્વૈતાદ્વૈત અથવા ભેદાભેદ મતના પ્રવર્તક નિમ્બાર્ક (નિમ્બના સૂર્ય) આચાર્ય તૈલંગ બ્રાહ્મણ અને મૂળ નિમ્બ ગામના વતની હતા. આ નિમ્બ ગામ તે બેલારી જીલ્લાનું નિમ્બપુર હશે એમ ડા. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર અનુમાન કરે છે. નિમ્બાર્ક વૈશાખ શુકલ પક્ષની ત્રીજને દિવસે જન્મ્યા હતા, એમ દશશ્લોકીની ટીકામાં હરિવ્યાસ દેવ કહે છે. દિલગીરી એટલીજ છે કે હરિવ્યાસદેવે મહિનો અને તિથિ લખ્યાં છે, પણ વર્ષ લખ્યું નથી. આ નિમ્બાર્કને નિયમાનન્દ પણ કહે છે. એમના અનુયાયીઓ એને સુદર્શનનો અવતાર માને છે. એ કયારે થઇ ગયા એનું ચોક્કસ પ્રમાણ મળતું નથી. એમણે રચેલા દશશ્લોકી નામના ગ્રન્થની વેદાન્તરત્નમઞ્જુષા નામની નિમ્બાર્કાચાર્યના શિષ્યના શિષ્ય પુરૂષોત્તમાચાર્યે કરેલી ટીકા પ્રસિદ્ધ કરતાં, એની ભૂમિકામાં પંડિત કિશોરદાસ નિમ્બાર્કાચાર્યને ગૌડપાદાચાર્યના સમકાલીન કહે છે; અને એનું કારણ આપે છે કે નિમ્બાર્કાચાર્યથી ૧૩મા દેવાચાર્ય વિ. સં. ૧૧૧૨માં જન્મ્યા હતા; માટે એની પ્હેલાં ૧૩મી પેઢીના પુરૂષ ઘણા જૂના કાળમાં થયા હોવા જોઇએ. વળી નિમ્બાર્કથી ત્રીજા પુરૂષોત્તમાચાર્યે માયાવાદનું સાધારણ ખંડન કર્યું છે, અને તે પ્હેલાંના શ્રી નિવાસાચાર્ય કે નિમ્બાર્કે પોતે માયાવાદનું ખાસ ખંડન કર્યું નથી (જ્યારે રામાનુજે માયાવાદનું બળવાન ખંડન કર્યું છે). માટે માયાવાદના મુખ્ય પ્રવર્તક શંકરાચાર્ય પ્હેલાં નિમ્બાર્ક થયા હોય એમ કહેવાનો પંડિત કિશોરદાસનો આશય જણાય છે. પણ આ મતની વિરૂદ્ધ ડા. રામકૃષ્ણ

ગોપાળ ભાણ્ડારકર કહે છે કે "નિમ્બાર્ક રામાનુજ પછી થયા છે કારણ કે નિમ્બાર્ક કેશવ કાશ્મીરીના (બ્ર. સૂ. ૧-૪-૨૩ ઉપર ટીકા) કહેવા પ્રમાણે રામાનુજનું ખંડન કરે છે. વળી નિમ્બાર્ક પછી ૩૩ મા દામોદર ગોસ્વામી વિ. સં. ૧૮૦૬ એટલે ઇ. સ. ૧૭૫૦ માં વિદ્યમાન હતા. હવે આનન્દતીર્થ અથવા મધ્વ પછીનો એની પરંપરાનો ૩૩મો પુરૂષ ઈ. સ. ૧૮૭૯ માં મરી ગયો.[1] અને આનંદતીર્થે ઈ. સ. ૧૨૭૮માં દેહત્યાગ કર્યો છે. એટલે એના ૩૩ વારસોને ૬૦૧ વર્ષો થયાં એજ રીતે નિમ્બાર્કના ૩૩ વારસોને ૬૦૧ વર્ષો થયાં હોય એમ માનીએ અને ઉપરોક્ત ગ્રન્થ લખાયા પછી દામોદર ગોસ્વામી ૧૫ વર્ષ જીવ્યા હોય એમ ધારીએ તો ઇ. સ. ૧૭૬૫માંથી ૬૦૧ બાદ જતાં ઇ. સ. ૧૧૬૪ આવે એટલે નિમ્બાર્કાચાર્યનો દેહ ઇ. સ ૧૧૬૪ની આસપાસમાં પડ્યો હશે એમ કહી શકાય." જો કે આ ગણતરી ચોક્કસ કહેવાય નહિ એમ ડા. ભાંડારકર કહે છે,[2] એ સાચું છે. ગમે તેમ પણ નિમ્બાર્ક રામાનુજ પછી થયા છે, એટલું નક્કી."

---

૧ જુઓ ડા. ભાંડારકરનો રિપોર્ટ ઓન ધ સર્ચ ફોર સંસ્કૃત મેન્યુસ્ક્રીપ્ટસ ૧૮૮૨-૮૩માં આપેલી નિમ્બાર્ક અને મધ્વની શિષ્ય પરંપરા અને એમના વૈષ્ણવીઝમ શૈવીઝમમાં આપેલી ટીપ્પણી.

૨ આ અનુમાન સરણીમાં એક બીજો વાંધો પણ મને દેખાય છે તે આ કે નિમ્બાર્ક પરંપરાના ત્રીશમા કેશવ કાશ્મીરી વલ્લભાચાર્યના સમય (વિ. સં-૧૫૩૫થી ૧૫૮૭)માં વિદ્યમાન હતા એમ સં-૧૬૧૦માં સંપ્રદાય પ્રદીપ લખનાર ગદાધર કહે છે. હવે ૩૩મો પુરૂષ વિ. સં. ૧૮૦૬માં વિદ્યમાન હોય તો ત્રીશમો પુરૂષ વિ. સં. ૧૭૪૦માં વિદ્યમાન હોવો જોઇએ. તેને બદલે ૧૫૪૦ની આસપાસમાં હતો એટલે કાંતો આ પરંપરાનો અનુક્રમ બરાબર નહોય અથવા ૩૦મો, ૩૩મો વગેરે આંકડા ભૂલ ભરેલા હોય કે વલ્લભાચાર્યના સમકાલીન કેશવ કાશ્મીરી તે આ નિમ્બાર્કાચાર્ય આદીની પરંપરાના કેશવ કાશ્મીરીથી જુદા હોય.

ઉપર નિમ્બાર્કના સમય માટે પંડિત કિશોરદાસનું જે અનુમાન આપ્યું છે એથી વિરૂદ્ધ એક બીજી બાબત પણ છે. નિમ્બાર્ક ભગવાન કૃષ્ણ સાથે રાધાને પૂજે છે. હવે રાધાનું નામ હરિવંશ, વિષ્ણુપુરાણ કે ભાગવતમાં નથી; માટે પણ પાંચમા ૬ ઠ્ઠા શતક જેટલા પ્રાચીન નિમ્બાર્કને માની શકાય નહિ.

કેટલાક વળી નિમ્બાર્કનું મૂળ નામ ભાસ્કર હતું એમ કહેવાય છે, એ ઉપરથી ભેદાભેદ ભાષ્યના લેખક ભાસ્કરાચાર્ય એજ નિમ્બાર્ક એમ કહે છે પણ એ બેની એકતા માનવામાં નિમ્બાર્કની રાધા પૂજા, જે ભાસ્કર ભાષ્યમાં નથી, ભાષ્ય લખ્યા પછી વૃત્તિ લખવાની આવશ્યકતા વગેરે ઘણા વાંધા છે.[1]

નિમ્બાર્કાચાર્યે વેદાન્તસૂત્ર ઉપર વેદાન્તપારિજાતસૌરભ નામની ન્હાની ટીકા વખી છે, અને દશશ્લોકી અથવા સિદ્ધાન્તરત્ન નામનો એક બીજો ગ્રન્થ લખ્યો છે. દશશ્લોકીમાં દશ શ્લોકમાંજ પોતાના મતના સર્વ સિદ્ધાન્તો નિમ્બાર્કે ટુંકામાં બહુ સારી રીતે બતાવ્યા છે. નિમ્બાર્કના શિષ્ય શ્રીનિવાસે (જેને એ માર્ગમાં શંખનો અવતાર માનેલ છે) વેદાન્તપારિજાતસૌરભ ઉપર ભાષ્ય લખ્યું છે અને શ્રીનિવાસના શિષ્ય પુરૂષોત્તમાચાર્યે દશશ્લોકી ઉપર વેદાન્તરત્નમંજુષા નામની ટીકા લખી છે. તથા બીજી એક ટીકા એ પરંપરાના ૩૨ મા પુરૂષ હરિવ્યાસ દેવે લખી છે. પરંપરાના ૧૩મા દેવાચાર્ય સિદ્ધાન્તજાહ્નવી નામનો ગ્રન્થ લખ્યો છે, અને એના શિષ્ય સુન્દર ભટ્ટ એ ઉપર સેતુ નામની ટીકા લખી છે. ૩૦મા કેશવ કાશ્મીરીએ બ્રહ્મસૂત્ર ઉપર ટીકા લખી છે; તથા વિ. સં. ૧૬૮૦માં પુરૂષોત્તમપ્રસાદે શ્રુત્યન્તસુરદ્રુમ નામનો ગ્રન્થ લખ્યો છે. આ ઉપરાંત આ સંપ્રદાયના અનેક ગ્રન્થો પ્રસિદ્ધ થયા વગર પડયા છે.

---

૧ જુઓ આઉટલાઇન ઑફ ધી રીલીજીઅસ લીટરેચર ઑફ ઈન્ડીઆ પૃ. ૨૩૬ ટિ. ૬

## નિમ્બાર્કનો દ્વૈતાદ્વૈત મત

નિમ્બાર્કાચાર્યે દ્વૈતાદ્વૈત સિદ્ધાન્તનો ઉપદેશ કર્યો છે એ ઉપર કહ્યું છે. દ્વૈતાદ્વૈત એવી રીતે કે જડ જગત, જીવ અને બ્રહ્મ અથવા ભોગ્ય, ભોક્તા અને નિયન્તા વસ્તુતઃ ભિન્ન છે; પણ જડ જગત અને જીવનાં સ્વરૂપ, સ્થિતિ, અને પ્રવૃત્તિ સર્વથા ઇશને આધીન છે તથા એ સર્વ ઇશથી વ્યાપ્ત છે, માટે ઇશ્વરથી જડ જગત અને જીવનો અભેદ છે, એમ કહી શકાય. વળી જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ બ્રહ્મને માનેલ છે. તે એવી રીતે કે અચિન્ત્ય, અનન્ત અને અઘટિતઘટનામાં કુશળ શક્તિવાળા બ્રહ્મમાંથી એની ઇચ્છાથી જ, એના સંકલ્પથી આ જગત ઉત્પન્ન થાય છે. અથવા આ જગત બ્રહ્મનું; પોતાની શક્તિદ્વારા, પરિણામ છે. બ્રહ્મ જગતનું અભિન્નનિમિત્તોપાદન કારણ છે, એ બ્રહ્મસૂત્રના મતને નિમ્બાર્ક નીચે પ્રમાણે ઘટાવે છે:—"સૂક્ષ્મ અવસ્થાને પ્રાપ્ત થયેલા, અને પોતપોતાની સ્વાભાવિક શક્તિ જેમાં રહી છે એવા, ચેતન અને અચેતન પદાર્થોને બ્રહ્મ પોતાની શક્તિથી સ્થૂલરૂપે પ્રગટ કરે છે માટે એ એનું ઉપાદાન કારણ છે અને પોતપોતાના અનાદિ કર્મસંસ્કારને વશ થયેલા તથા સ્મૃતિ અત્યન્ત સંકુચિત હોવાથી જ્ઞાન માટે અયોગ્ય જીવોને કર્મનાં ફળ ભોગવવા યોગ્ય જ્ઞાન આપીને, તે તે કર્મના ફળરૂપ તે તે ભોગનાં સાધનો સાથે જીવોનો સંયોગ ઇશ્વર કરી આપે છે માટે એ નિમિત્ત કારણ છે." (સિદ્ધાન્તરત્નમંજૂષા શ્લોક ૧.)

નિમ્બાર્કાચાર્યના મતનો ટુંકો સાર એની દશશ્લોકીમાંથી નીચે આપ્યો છે. જેમાં કવચિત્ પુરૂષોત્તમાચાર્યની મંજૂષા નામની ટીકામાંથી પણ સાર લીધો છે (આ ટીકા સાથે દશ શ્લોકી અથવા વેદાન્તરત્નમંજૂષા ચૌખમ્બા સંસ્કૃત સીરીઝમાં ઇ. સ. ૧૯૦૮માં છપાઈ છે.) પુરૂષોત્તમાચાર્યની ટીકા સ્પષ્ટ અને સારી છે. એમાં જૂનાં ઉપનિષદો અને ગીતામાંથી ભારોભાર ઉતારા

કર્યા છે. એ ઉપરાંત, ગોપાલતાપનીય જેવાં ઉપનિષદો, કૂર્મ,મત્સ્ય, પદ્મ વગેરે પુરાણો–ખાસ વિષ્ણુપુરાણ,હરિવંશ, મહાભારત,બ્રહ્મસૂત્ર, મનુ, વિષ્ણુધર્મોત્તર, અને સાત્ત્વત સંહિતાએ ગ્રન્થોમાંથી મોટે ભાગે ઉતારા કર્યા છે. નિમ્બાર્કાચાર્ય પછી ત્રીજી પેઢીએ જ આ આચાર્ય થયા છે એટલે નિમ્બાર્કે પણ પ્રમાણ તરિકે મુખ્યત્વે ઉપલા ગ્રન્થોનોજ આશ્રય લીધો હશે એમ માનવામાં હરકત નથી.

**જીવનું સ્વરૂપ**—"જીવ જ્ઞાનસ્વરૂપ, સ્વયંજ્યોતિ, ચૈતન્યરૂપ, અણુ, જ્ઞાતા, કર્તા, ભોક્તા, હરિને આધીન, શરીરના સંયોગ તથા વિયોગને યોગ્ય અને જુદા જુદા દેહમાં જુદો જુદો છે આવા જીવો અસંખ્ય છે." (શ્લો. ૧.)

"આ જીવનું સ્વરૂપ અનાદિ માયાથી વીંટાયેલું છે એટલે ઓળખાતું નથી, પણ કેટલાક ભક્તો ભગવત્કૃપાથી એને જાણી શકે છે જીવોના ત્રણ ભેદ છે. બદ્ધ, મુક્ત અને બદ્ધમુક્ત." (શ્લો.૨)

જીવના ઉપર જે ત્રણ ભેદ કહ્યા તેનો નીચે પ્રમાણે વિસ્તાર ટીકાકારે કર્યો છે. બદ્ધના બુભુક્ષુ અને મુમુક્ષુ એવા બે ભેદ છે ફરી મુમુક્ષુના બે ભેદ છે (૧) ભગવદ્ભાવાપત્તિરૂપ મોક્ષની ઇચ્છાવાળા અને (૨) નિજસ્વરૂપને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા. હવે વૈષયિક આનન્દને ઇચ્છનારા જે બુભુક્ષુઓ તેના બે ભેદ છેઃ (૧) ભાવિમાં શ્રેય મેળવનાર, (૨) નિત્ય સંસારી. મુક્તના બે ભેદ છે, નિત્ય મુક્ત અને મુક્ત. કિરીટ, કુણ્ડલ, વંશી, વગેરે ભગવાનના અલંકારો તથા વિષ્વક્સેન, ગરૂડ વગેરે ભગવાનના પાર્ષદો એ નિત્યમુક્ત છે. અને સંસારમાંથી જે ભગવત્કૃપાથી મુક્ત થાય છે તે મુક્ત, તેમાં પણ કેટલાક ભગવદ્ભાવને પ્રાપ્ત કરે છે અને બીજા પોતાના સ્વરૂપના અનુભવથી સન્તુષ્ટ રહે છે.

**જડ**—"અચેતન જડ ત્રણ જાતનું, અપ્રાકૃત–પ્રકૃતિમાંથી ન ઉત્પન્ન થયેલું, પ્રાકૃત–પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલું અને કાળસ્વરૂપ.

આમાં જે પ્રાકૃત છે તેનેજ માયા અથવા પ્રધાન કહે છે અને એના શુક્લ, લોહિત અને કૃષ્ણ (સત્ત્વ,રજ,તમ) એવા ભેદો છે." (શ્લો. ૩.)

આ શ્લોકોક્ત પ્રાકૃત અચેતનમાં સર્વ જડ સૃષ્ટિ આવી જાય છે. એ સૃષ્ટિની પ્રકૃતિમાંથી ઉત્પત્તિ, સૃષ્ટિનો વિસ્તાર વગેરે, પૌરાણિક સાંખ્ય તથા પૌરાણિક ભૂગોળને અનુસરીને માનેલ છે. બીજું અચેતન જે કાળ તેનો વિસ્તાર પણ પૌરાણિક છે. હવે ત્રીજું અચેતન રહ્યું તે શું ? ટીકાકાર કહે છે કે ભગવાનનાં ધામમાં નગર, ગૃહ, રસ્તા, આયુધ, વાહન, અલંકારો વગેરે જે જે ભગવાનના તથા મુક્તોના ઉપભોગ માટે છે, તે તે બધું જ્યોતિઃ સ્વરૂપ અપ્રાકૃત છે, પ્રકૃતિનું કાર્ય નથી પણ ભગવાનના અનાદિ સંકલ્પથી થયું છે. એને ઉત્પત્તિ ક્ષય, વગેરે પ્રકૃતિના નિયમો લાગતા નથી; એ દિવ્ય, અનાદિ, નિત્ય છે.

**પરમાત્માનું સ્વરૂપ**—"સ્વતઃ જેમાં કોઈ પણ દોષ નથી, અને જે સર્વ કલ્યાણ ગુણોનો રાશિ છે, એ વ્યૂહોના અંગી,વરેણ્ય, કમલનેત્ર પરબ્રહ્મ હરિ, કૃષ્ણનું અમે ધ્યાન કરીએ છીએ."(શ્લો.૪.)

આ શ્લોકમાં ભગવાનને સર્વ કલ્યાણ ગુણોના રાશિ કહ્યા છે. અને કલ્યાણ ગુણોમાં જ્ઞાન, શકિત, બલ વગેરે જે રામાનુજે ગણાવ્યા છે તેજ અહિં પણ કહ્યા છે. આ ગુણો અપ્રાકૃત—દિવ્ય છે. ભગવાનને વ્યૂહોના અંગી કહ્યા છે અર્થાત્ વ્યૂહો એનાં અંગો છે—એની મૂર્તિઓ છે. વ્યૂહમાં વાસુદેહ, સંકર્ષણ વગેરે ચાર તથા કેશવ ગોવિંદ વગેરે બીજા બાર વ્યૂહો પણ કહ્યા છે, અને અવતારોનો પણ વ્યૂહમાં સમાવેશ કર્યો છે. ટીકાકાર ગુણાવતાર, પુરૂષાવતાર, અને લીલાવતાર એમ ત્રણ જાતના અવતાર કહે છે. બ્રહ્મા, રૂદ્ર, વગેરે ગુણાવતાર, સમષ્ટિ અને વ્યષ્ટિના અન્તર્યામીઓ પુરૂષાવતાર અને મત્સ્ય, કૂર્મ વગેરે લીલાવતાર. લીલાવતારના

પાછા બે ભેદ છે. આવેશાવતાર (નર, નારાયણ, કપિલ વગેરે) અને સ્વરૂપાવતાર. વળી સ્વરૂપાવતારના બે ભેદ અંશાવતાર અને પૂર્ણાવતાર; નૃસિંહ, દાશરથી રામ અને કૃષ્ણને દશ શ્લોકીનો ટીકાકાર પૂર્ણાવતાર કહે છે. બ્રહ્મને સર્વ દોષરહિત આ શ્લોકમાં કહ્યું છે. અહિં દોષ શબ્દથી પાતંજલયોગના કલેશ, કર્મ, વિપાક, અને આશય વિવક્ષિત છે એમ ટીકાકાર કહે છે.

"આ પરમદેવ કૃષ્ણના ડાબા અંગમાં આનંદથી વિરાજતી દેવી વૃષભાનુજા–રાધાનું અમે સ્મરણ કરીએ છીએ. એ કૃષ્ણના જેવાંજ સૌંદર્યવાળી, હજારો સખીઓથી વીંટાયેલી અને સર્વ ઇષ્ટ કામનાઓને આપનારી છે." (શ્લો. ૫)

ટીકાકાર આ શ્લોકના શબ્દોમાંથી રાધા અને લક્ષ્મી બેયનો ધ્વનિ કાઢે છે અને સત્યભામા પણ વિવક્ષિત છે એમ કહે છે. ટીકાકારના કહેવા પ્રમાણે "રૂકિમણી, સત્યભામા અને વ્રજ શ્રી (રાધા) સાથે ભગવાન પુરૂષોત્તમ વાસુદેવ, વૈષ્ણવો (નિમ્બાર્ક સંપ્રદાયના) એ ઉપાસના કરવા યોગ્ય છે."

"મનુષ્યોએ અજ્ઞાનરૂપ અન્ધકાર (જે પુરૂષોત્તમની પ્રાપ્તિ નથી થવા દેતો તે)ના સમ્બન્ધનો નાશ કરવા માટે હમેશાં ઉપરોક્ત પુરૂષોત્તમની ઉપાસના કરવી જોઇએ. સનન્દન વગેરે મુનિઓએ સર્વ તત્ત્વોના સાક્ષી (સર્વજ્ઞ) નારદને એ રીતે કહ્યું છે." (શ્લો ૬)

આ શ્લોકમાં સનન્દન અને નારદથી આ સંપ્રદાય પ્રાપ્ત થયો છે એમ કહેવાનો આશય છે, તથા છાન્દોગ્ય ઉપનિષદનો સનત્કુમાર નારદનો સંવાદ સૂચિત છે. ટીકાકાર નારદને પાઞ્ચરાત્ર પ્રવર્તક કહે છે. નારાણીય પર્વમાં નારાયણ, નારદને પાઞ્ચરાત્રનો ઉપદેશ કરે છે એ અહિં સ્મરણમાં રાખવાનું છે. ટીકાકાર કહે છે કે નારદેજ સનત્કુમાર પાસેથી મળેલી વિદ્યાનો નિમ્બાર્કને ઉપદેશ કર્યો છે.

"શ્રુતિ અને સ્મૃતિ પ્રમાણે સર્વ વસ્તુઓ બ્રહ્માત્મક હોવાથી બ્રહ્મજ સર્વ છે; એ વિજ્ઞાન યથાર્થ છે. અને વેદ જાણનારાઓનો એજ મત છે વળી સર્વ પદાર્થોનું ત્રિરૂપપણું પણ શ્રુતિ અને સૂત્રથી સિદ્ધ છે; માટે એ પણ યથાર્થ છે." (શ્લો ૭)

આ શ્લોક નિમ્બાર્ક સંપ્રદાયના ભેદાભેદનું વર્ણન કરે છે. એનો આશય એમ છે કે સર્વ પદાર્થોનો બ્રહ્મ અન્તરાત્મા છે. તથા સર્વનાં સ્થિતિ પ્રવૃત્તિ એને આધીન છે, માટે સર્વ બ્રહ્મ છે એમ શ્રુતિએ કહ્યું છે. પણ ભોક્તા, ભોગ્ય અને નિયન્તારૂપ ત્રણ પદાર્થો વસ્તુતઃ જુદા છે એમ શ્રુતિ અને બ્રહ્મસૂત્રનો મત છે એ પણ સાચો છે. આ રીતે અભેદ અને ભેદ બેય ખરાં છે.

"બ્રહ્મા અને શિવથી વન્દિત કૃષ્ણના પદારવિન્દ સિવાય બીજો કોઈ (મોક્ષનો) માર્ગ નથી; કૃષ્ણ, ભક્તની ઇચ્છા પ્રમાણે, ધ્યાન થઈ શકે એવું રૂપ ધારણ કરે છે, પણ એની શક્તિ અચિન્ત્ય છે, એનું તત્ત્વ દુર્જ્ઞેય છે." (શ્લો. ૮)

આ શ્લોકનો આશય એમ છે કે પરમાત્મા સ્વભાવથી બ્રહ્મા અને રૂદ્રને પણ દુર્લભ છે. પણ શરણાગત વત્સલતા, કરૂણા, દયા વગેરે ગુણોને લપને પ્રપન્ન ભક્તોને સુલભ છે. અને ભક્તિ સિવાય પરમાત્માની પ્રાપ્તિ માટે બીજો ઉપાય નથી. માટે પરમાત્માનો આશ્રય કરનાર (પ્રપન્ન) ચારમાંથી એકેય પુરૂષાર્થ વગર પરમાત્માને પ્રાપ્ત કરે છે. ટીકાકાર ગુરૂ સંબંધને પણ આવશ્યક ગણે છે.

**ભક્તિ** "જેનામાં દૈન્ય વગેરે ગુણો હોય છે તેના ઉપર આ (પરમાત્મા)ની કૃપા થાય છે; અને એ કૃપાથીજ અનન્ય અધિપતિ મહાત્માની પ્રેમલક્ષણા ભક્તિ ઉત્પન્ન થાય છે. એ ભક્તિ બે જાતની છે. એક સાધનરૂપ અને બીજી પરા અથવા ફળરૂપ." (શ્લો. ૯.)

અહીં દૈન્યથી પ્રપત્તિ ઉદિષ્ટ છે. દૈન્ય એટલે સાધનોના ગર્વનો ત્યાગ અને પરમાત્માની કૃપા ઉપર માત્ર આધાર રાખવો તે. આ

પ્રપત્તિ અથવા શરણાગતિ રામાનુજ મત પેઠે આ મતમાં પણ ૭ પ્રકારની માની છે. પ્રકારો બેયમાં એકજ છે.

આ પ્રપત્તિથી જાગેલી ભગવત્કૃપાથી ભક્તિ ઉત્પન્ન થાય છે. નિષ્કામતાથી ભગવાનની સેવા એ ભકિત. એ બે જાતની છે, એક સાધનરૂપ અને બીજી ફલરૂપ અથવા પરાભક્તિ. અનેક જન્મોનાં પુણ્યોથી જે ભક્તિ ઉત્પન્ન થાય તે સાધનરૂપ; એના બે ભેદ છે વૈદિક અને પૌરાણિક. મધુવિદ્યા, શાણ્ડિલ્યવિદ્યા વગેરે વૈદિક અનુ-ષ્ઠાનરૂપ ભક્તિ તે વૈદિક ભકિત. એમાં ત્રણ વર્ણોનોજ અધિકાર માન્યો છે. અને પુરાણોમાં કહેલી રીતથી ભગવાનનું આરાધન કરવારૂપ ભક્તિ તે પૌરાણિક. એમાં શૂદ્રને પણ અધિકાર છે. હવે ફલરૂપ ભકિત જોઇએ. કર્મયોગ વગેરે ભગવાનની આજ્ઞા પાળવાથી પ્રસન્ન થઈને ભગવાન જે ભકિત આપે અને જે આત્મજ્ઞાન થયા પછી ઉત્પન્ન થાય છે તે ફલરૂપ ભકિત. જેમ સામાન્ય માણસનું વિષયોમાં ચિત્ત રહે છે. તેમ ભગવાનના સ્વરૂપ ગુણ વગેરેમાં સર્વદા ચિત્ત રહે એજ ફલરૂપ પ્રેમલક્ષણા ભકિતનું લક્ષણ.

**જ્ઞેય અર્થો**—સાધુઓ-ભકતોએ નીચેના પાંચ અર્થો જાણવા જોઇએ. ઉપાસ્ય (ઇશ્વર)નું રૂપ, ઉપાસકનું રૂપ, કૃપાનું ફળ (મોક્ષ) ભકિતનું રૂપ અને ભગવત્પ્રાપ્તિમાં વિરોધી ભાવનું સ્વરૂપ. (શ્લો.૧૦.)

ઉપાસ્ય, ઉપાસક અને ભકિત વિષે ઉપર કહ્યું છે. મોક્ષનું સ્વરૂપ ટીકાકાર એવું બતાવે છે કે સર્વ કર્મનો નાશ થઈ જાય, અવિદ્યાની નિવૃત્તિ થઈ જાય અને પછી સતત ભગવાનના સ્વરૂપનો અનુભવ થયા કરે એજ ભગવદ્ભાવાપત્તિ, કે સાયુજ્ય અથવા સામ્યરૂપ મુકિત. એમાં ભગવાન સાથે ઐકયનો ભાવ નથી એ યાદ રાખવાનું છે. ભગવત્પ્રાપ્તિમાં વિરોધી ભાવો ટીકાકારે નીચે પ્રમાણે ગણાવ્યા છે. દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે અનાત્મામાં આત્મ-બુદ્ધિ, શ્રુતિ સ્મૃતિ વગેરે ભગવાનની આજ્ઞાની ઉપેક્ષા, અસત્શાસ્ત્રોની

અભિલાષા, બીજા દેવોને અર્ચન, વન્દન નમસ્કાર વગેરે, પોતામાં સ્વતન્ત્રતાની ભાવના, તથા અહન્તા, મમતા, ગુરૂમાં અવિશ્વાસ વગેરે વૃત્તિઓ ભગવાનને પ્રાપ્ત થવામાં પ્રતિબન્ધ કરે છે.

આ રીતે નિમ્બાર્કનો મત ટુંકામાં જોયો. રામાનુજ અને નિમ્બાર્કની ભકિતમાં તફાવત એટલોજ છે કે રામાનુજની ભકિત ધ્યાનરૂપ છે. નિમ્બાર્કની પ્રેમલક્ષણા છે. રામાનુજ શ્રી, ભૂ અને લીલા સહિત નારાયણને ભજવાનું કહે છે. નિમ્બાર્ક રાધા સહિત શ્રી કૃષ્ણને ભજવાનું કહે છે.

નિમ્બાર્ક જન્મ્યા હતા દક્ષિણમાં; પણ મથુરાની આસપાસ વધારે રહ્યા હતા અને એમના સંપ્રદાયના અનુયાયીઓ પણ મોટે ભાગે ઉત્તર હિન્દુસ્થાનમાં, મથુરામાં તથા બંગાળાના કેટલાક ભાગમાં છે. નિમ્બાર્કના અનુયાયીઓ કપાળમાં ગોપીચન્દનની બે સીધી લીંટી કરે છે, વચમાં કાળો ચાંડલો કરે છે અને તુલસીની કંઠી પહેરે છે. તેઓ શાંત રીતે કીર્તન કરે છે. એના બે પેટા ભેદ છે એક ગૃહસ્થનો અને બીજો ત્યાગીનો. આ ભેદ ઇ. સ. ૧૫૦૦ ની આસપાસથી પડયો છે. ગૃહસ્થ વર્ગની આચાર્ય પરંપરા કેશવ કાશ્મીરીથી અને ત્યાગી વર્ગના આચાર્યની પરંપરા તેના સમકાલીન હરિવ્યાસ મુનિથી નીકળી છે. આ સંપ્રદાયના સ્વામી હરિદાસ મુનિ નામના એક સંગીતવિદ-જેઓ અકબરના દરબારના તાનસેન નામના પ્રસિદ્ધ ગવૈયાના ગુરૂ ગણાય છે, તેમનાથી હરિદાસી કે ટટ્ટી પંથ ચાલ્યો છે. એમનું પણ એક મન્દિર વૃન્દાવનમાં છે. આ સંપ્રદાયનું મુખ્ય મન્દિર વૃન્દાવનમાં છે. બીજું સ્થાન અજમેરની દક્ષિણે સલીમાબાદમાં છે. નિમ્બાર્કાચાર્ય જૂના વખતમાં વ્રજ ભૂમિની બ્હાર પ્રસિદ્ધ હોય એમ જણાતું નથી; કારણ કે સર્વદર્શન સંગ્રહમાં પાછળથી થયેલા મધ્વ મતનો ઉતારો છે, જ્યારે તે પ્હેલાં થયેલા નિમ્બાર્કના મતનો ઉલ્લેખજ નથી.

# પ્રકરણ ૧૭ મું

## મધ્વસંપ્રદાય

### મધ્વાચાર્યનું ચરિત્ર

રામાનુજ અને નિમ્બાર્ક બેનો મત જોયો. આ બેય આચાર્યોએ અદ્વૈતને કાંઇક અવકાશ આપ્યો છે. પણ આ પછીના મધ્વાચાર્યે તો અદ્વૈત મતનો સર્વથા તિરસ્કાર કર્યો છે. અને એ માટે એણે ઇશ્વરને જગતના ઉપાદાન કારણ રૂપ માનવાની ના પાડી છે. બ્રહ્મસૂત્રનાં બ્રહ્મને ઉપાદાન કારણ કહેનારાં સ્પષ્ટ સૂત્રોને એણે જુદીજ રીતે ઘટાવ્યાં છે. આ રીતે રામાનુજ અને નિમ્બાર્કથી જુદા પડીને મધ્વે પાંચ ભેદવાળો દ્વૈતવાદ ઉપદેશ્યો છે. પાંચ ભેદ નીચે પ્રમાણે ગણાવ્યા છે. જીવ અને ઇશનો ભેદ, જીવોનો પરસ્પર ભેદ, જડ અને ઇશનો ભેદ, જડોનો પરસ્પર ભેદ, તથા જડ અને જીવનો ભેદ. આ પાંચે ભેદો અનાદિ છે, નિત્ય છે અને મુક્તિમાં પણ અનુસ્યૂત છે.

મધ્વાચાર્યે પ્રમાણ તરિકે ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, પાઞ્ચરાત્ર-સંહિતાઓ તથા પુરાણોનો આશ્રય લીધો છે. રામાનુજે અને નિમ્બાર્કે પુરાણોમાં વિષ્ણુપુરાણને પ્રાધાન્ય આપ્યું છે. ત્યારે મધ્વે, વલ્લભાચાર્યે તથા ચૈતન્યે ભાગવત પુરાણને પ્રાધાન્ય આપ્યું છે.

મધ્વાચાર્યનું ચરિત્ર અહીં જી. એ. નેટેસને ઇંગ્રેજીમાં છપાવેલા કૃષ્ણસ્વામીના લખેલા "શ્રી મધ્વાચાર્ય" ઉપરથી લખ્યું છે.મધ્વાચાર્યના પોતાનાજ શિષ્ય ત્રિવિક્રમના પુત્ર નારાયણે લખેલ સંસ્કૃત મધ્વ-વિજય ઉપરથી ઉપરોક્ત ઇંગ્રેજી ગ્રન્થમાં મધ્વાચાર્યના ચરિત્રનો સાર લીધો છે.

દક્ષિણ કર્ણાટકના ઉદીપી તાલુકામાં ઉદીપીની દક્ષિણ પૂર્વે છ

માઇલ ઉપર પાજક ક્ષેત્ર (બેલા) નામના ગામમાં મધ્યગેહ નામનું કુટુંબ રહેતું હતું. આ બેલા એજ કદાચ મધ્વવિજયનું રજતપીઠ હશે[1] મધ્વાચાર્યના પિતાનું નામ મધ્યગેહ અને માતાનું નામ વેદવતી હતું. મધ્યગેહના બે પુત્રો મરી ગયા પછી ઉદીપીના દેવની કૃપાથી કલિ સં. ૪૩૦૦માં એટલે ઇ. સ. ૧૧૯૯માં મધ્વનો જન્મ થયો. મધ્વાચાર્યના મહાભારતતાત્પર્યનિર્ણયમાં એણે પોતે ઉપરોક્ત કલિ સંવત લખ્યો છે. એટલે તેના મઠોની પરંપરામાં ઇ. સ. ૧૧૧૮ મનાય છે, એ યથાર્થ નથી લાગતું. મધ્વાચાર્ય વાયુનો અવતાર મનાય છે. એના પિતાએ એનું નામ વાસુદેવ રાખ્યું હતું. એના બાલ્યકાળના ચમત્કારોની અનેક વાતો છે. વાસુદેવે બ્રાહ્મણોને એ વખતમાં સાધારણ રીતે મળતી કેળવણી લીધી હતી. બાળકપણમાં એનું શરીર ઘણું સારૂં અને કસરતી હતું. સાધારણ રીતે ભણી લીધા પછી મધ્વે ન્હાની ઉમ્મરમાંજ સંન્યાસ લેવાનો વિચાર કર્યો, પણ માબાપને બહુ દુઃખ લાગતું હતું; છેવટ એના ન્હાનાભાઈ વિષ્ણુતીર્થનો જન્મ થતાં વાસુદેવે અચ્યુતપ્રેક્ષ પાસે સંન્યાસ લીધો, અને સંન્યાસી તરીકે પૂર્ણપ્રજ્ઞ નામ રાખ્યું. પછી અચ્યુતપ્રેક્ષ પાસે મધ્વ વેદાન્ત ભણવા લાગ્યા. પણ એમને શાંકર અદ્વૈત રૂચ્યું નહિ; અને એમણે ભક્તિમાર્ગવાળો દ્વૈતવાદ ઉડાવ્યો. મધ્વે હવે આચાર્ય તરીકે પોતાનું નામ આનન્દતીર્થ રાખ્યું. પછી મધ્વાચાર્ય અચ્યુતપ્રેક્ષ સાથે દક્ષિણમાં યાત્રા કરવા ગયા, અને પંડિતો સાથે વાદો કરીને પોતાના મતનો ઉપદેશ કરવા માંડયો; રસ્તામાં બનેલા એના અનેક ચમત્કારોની વાતો મધ્વવિજયમાં છે.

દક્ષિણની યાત્રા કરી આવ્યા પછી એમણે ભગવદ્ગીતા ઉપર ટીકા લખી. તે પછી ઉત્તરમાં યાત્રા કરવા ગયા. આ

---

૧ ઇમ્પીરીયલ ગેઝેટીયર (Vol. 14 p. 314)માં કલ્યાણપુરને મધ્વની જન્મભૂમિ કહી છે.

ઉત્તરની મુસાફરીના વર્ણનમાં મહારાષ્ટ્રના એક ઇશ્વરદેવ રાજાનું નામ મળે છે. હવે દેવગિરિના યાદવ રાજાઓની વંશાવળીમાં એક રાજાનું નામ મહાદેવ છે જેનો રાજ્યકાળ ઇ. સ. ૧૨૬૦થી ૧૨૭૧ સુધી છે. આ મહાદેવ એજ મધ્વવિજયના ઇશ્વરદેવ હોવાનો સંભવ કૃષ્ણસ્વામી કલ્પે છે. સંસ્કૃતમાં એવી રીતે વિશેષ નામોના પર્યાયો વપરાય છે. ઉત્તરમાં મધ્વાચાર્ય હરદ્વાર અને છેક બદરિકાશ્રમ સુધી જઇને બદરિકાશ્રમમાંથી દિગ્વિજયરામની અને વેદવ્યાસની મૂર્તિઓ લઇ આવ્યા. પાછા દેશમાં આવ્યા પછી એમને રાજાઓની સમક્ષ મુખ્ય આચાર્યની પદવી મળી. ઉત્તરમાંથી આવ્યા પછી મધ્વાચાર્યે વેદાન્તસૂત્ર ઉપર ભાષ્ય લખ્યું; જે એના નામ ઉપરથી પૂર્ણપ્રજ્ઞ ભાષ્ય કહેવાય છે. મહાભારતતાત્પર્યનિર્ણય પણ આ વખતે લખ્યો જણાય છે.

મધ્વાચાર્યને વૃદ્ધ અવસ્થામાં શૃંગેરીના શંકરાચાર્યો તરફથી એ પ્રદેશના રાજાદ્વારા કેટલીક કનડગત થયેલી એમ મધ્વવિજયમાં લખ્યું છે. મધ્વમઠોની પરંપરામાં મધ્વાચાર્ય ૭૯ વર્ષ, ૭ માસ અને ૨૦ દિવસ ગાદી ઉપર રહ્યા એમ લખ્યું છે; પણ આ એમનો જીવનકાળ હોવાનો વધારે સંભવ છે. આ રીતે મધ્વને ૭૯ વર્ષ જીવ્યા માનીએ તો ઇ. સ. ૧૨૭૮માં એઓ મરી ગયા એમ ઠરે. (મધ્વ બદરિકાશ્રમ ગયા અને ત્યાંથી પાછા ન ફર્યા એમ કહેવાય છે). અને મધ્વને શક ૧૧૨૦–૨૧થી શક ૧૨૦૦ (ઇ. સ. ૧૧૯૯ થી ૧૨૭૮) સુધી માનવા માટે ચોક્કસ પ્રમાણો છે.[1]

મધ્વાચાર્યના ચાર મુખ્ય શિષ્યો ગણાય છેઃ—પદ્મનાભતીર્થ, નરહરિતીર્થ, માધવતીર્થ અને અક્ષોભ્યતીર્થ. મધ્વ પછી ગાદીયે પદ્મનાભતીર્થ બેઠા જે લગભગ સાત વર્ષ ગાદી ઉપર રહ્યા. પદ્મ-નાભતીર્થ પછી નરહરિતીર્થ ગાદીએ આવ્યા. જે નવ વર્ષ ગાદીએ

૧ જુઓ ઈ. એ. ૧૯૧૪ પૃ. ૨૬૨

રહ્યા એટલે એ ઇ. સ. ૧૨૮૫થી ૧૨૯૪ સુધી ગાદી ઉપર હોવા જોઇએ. હવે આ નરહરિતીર્થ વિષે ગંજમ જીલ્લાના ચીકાકોલે તાલુકામાં આવેલા શ્રી કૂર્મેશ્વરના મન્દિરના એક લેખમાં એણે શક ૧૨૦૩ (ઇ. સ. ૧૨૮૧)માં એક મન્દિર ચણાવીને તેમાં યોગાનન્દ નૃસિંહની મૂર્તિ પધરાવ્યાનો ઉલ્લેખ છે.[1] આ ઉપરાંત શક ૧૧૮૬થી ૧૨૧૫ સુધીના બીજા લેખોમાં નરહરિ તીર્થ વિષે ઉલ્લેખો મળે છે.[2] માટે મધ્વના સમયનો ઉપર જે નિર્ણય કર્યો તે નિ:સંદેહ જણાય છે. આ નરહરિતીર્થને મધ્વાચાર્યે રામ અને સીતાની મૂળ મૂર્તિઓ લઇ આવવા જગન્નાથપુરી મોકલ્યા હતા અને ત્યાં એને ઘણું માન મળ્યું હતું; એમ કહેવાય છે. એ વખતે ઉડીયાની ગાદીએ એકાવલીવાળો નૃસિંહ રાજા (ઇ. સ. ૧૨૬૯થી ઇ. સ. ૧૨૯૩) હતો; એમ ડા. ભાંડારકર કહે છે.

## મધ્વના દ્વૈતવાદનો સાર

મધ્વમતનો સાર, રઘુનાથાચાર્યના શિષ્ય વેદગર્ભકુલીન પદ્મનાભસૂરિના મધ્વસિદ્ધાન્તસાર ઉપરથી અહીં લખ્યો છે.

મધ્વસિદ્ધાન્તમાં દશ પદાર્થો માન્યા છે:—દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ વિશિષ્ટ, અંશિ, શક્તિ, સાદૃશ્ય, અને અભાવ. આમાંના છ તો વૈશેષિક મતમાંથી લીધા છે. આમાંથી દ્રવ્યો ૨૦ છે. પરમાત્મા, લક્ષ્મી, જીવ, અવ્યાકૃત, આકાશ, પ્રકૃતિ, ગુણત્રય, મહત્તત્ત્વ, અહંકાર, બુદ્ધિ, મન, ઇન્દ્રિય, માત્રા, ભૂત, બ્રહ્માંડ, અવિદ્યા, વર્ણ, અન્ધકાર, વાસના, કાલ, અને પ્રતિબિંબ. ગુણો અનેક છે. વિહિત, નિષિદ્ધ, અને ઉદાસીન એમ ત્રણ જાતનું કર્મ છે. આ પ્રમાણે પદાર્થોનું વિસ્તૃત વિવેચન આ ગ્રન્થમાં છે. પણ આપણે એનું પ્રયોજન નથી. માત્ર પરમાત્મા, લક્ષ્મી, અને જીવ એ ત્રણ દ્રવ્યોનું સ્વરૂપ જોઇએ.

---

૧ એ. ઇ. ગ્રં. ૬ પૃ. ૨૬૦

૨ જુઓ એજન પૃ. ૨૬૬

**પરમાત્મા**—પરમાત્મા પરિપૂર્ણ અનન્ત ગુણોથી પરિપૂર્ણ છે. લક્ષ્મી, જીવ વગેરે કરતાં પરમાત્મામાં જ્ઞાન, શક્તિ, આનન્દ વગેરે ગુણો અનન્તગણા છે. અર્થાત્ પરમાત્મામાં અનન્ત ગુણો છે અને દરેક ગુણ અનન્ત, અપરિમિત નિરતિશય રૂપમાં છે. પરમાત્મા સૃષ્ટિ, સ્થિતિ, સંહાર, નિયમ, જ્ઞાન, આવૃત્તિ બન્ધ અને મોક્ષ એ આઠેના કર્તા છે; સર્વજ્ઞ છે; જડ, જીવ અને પ્રકૃતિ (મહાલક્ષ્મી) થી અત્યન્ત વિલક્ષણ છે. જ્ઞાન, આનન્દ વગેરે કલ્યાણ ગુણોના શરીરવાળા છે. અર્થાત્ ભગવાનના શરીરનાં સર્વ અંગો જ્ઞાનમય અને આનન્દમય છે. આપણાં અંગોમાં જેમ હાડકાં માંસ વગેરે છે, તેમ ભગવાનનાં અંગોમાં જ્ઞાન આનન્દ વગેરે ગુણો છે. એ સર્વથી સ્વતન્ત્ર છે. પોતે એકજ ઇશ્વર છે. પોતેજ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન એમ અનેકરૂપ થાય છે. આ સ્વરૂપો પૂર્ણ છે. પરમાત્માનો પોતાનાં મત્સ્ય, કૂર્મ વગેરે અવતાર રૂપો સાથે, પોતાના ગુણો સાથે, પોતાના અવયવો સાથે અને પોતાની જગતને સૃજવા આદિની ક્રિયાઓ સાથે અત્યન્ત અભેદ છે.

**લક્ષ્મી**—પરમાત્માથી જુદી અને માત્ર એને જ અધીન એવી લક્ષ્મી છે. એ પરમાત્માની પત્ની છે. પરમાત્મા પેઠે જ એ નિત્ય મુક્ત છે, અને અનેક રૂપ ધારણ કરી શકે છે. પરમાત્માની પેઠે એ પણ જડ દેહથી રહિત છે; અને દેશ અને કાળમાં પરમાત્મા સમાન વ્યાપ્ત છે.

**જીવ**—જીવો સંસારી છે, અજ્ઞાન વગેરે દોષોથી યુક્ત છે, અને અસંખ્ય છે. આ જીવોના ગણો અનન્ત છે. આ સર્વ જીવો ત્રણ પ્રકારના છે; મુક્તિયોગ્ય, નિત્ય સંસારી અને તમોયોગ્ય. એમાં મુક્તિયોગ્ય પાંચ જાતના છે; દેવો, ઋષિઓ, પિતૃઓ, ચક્રવર્તી રાજાઓ (રઘુ અંબરીષ વગેરે) અને ઉત્તમ મનુષ્યો. આમાંથી ઉત્તમ મનુષ્યો બે જાતના છે. ચતુર્ગુણોપાસક અને એકગુણોપાસક.

**સંસારી જીવો**—હમેશાં સુખ દુઃખ મિશ્રિત જીવનવાળા જીવો એ નિત્ય સંસારી જીવો, એવા મધ્યમ મનુષ્યો અસંખ્ય છે. આ લોકો હમેશાં સ્વર્ગ, પૃથિવી અને નરકમાં ફર્યા કરે છે. તમો યોગ્ય જીવો ચાર જાતના છે. દૈત્યો, રાક્ષસો, પિશાચો અને અધમ મનુષ્યો. સર્વ જીવો પરસ્પર તથા પરમાત્માથી ભિન્ન છે. તથા સંસારમાં અને મુક્તિમાં તારતમ્ય (ઓછાવત્તાપણા)નો અનુભવ કરે છે. બ્રહ્મા વગેરે દેવો જીવોના અભિમાની છે, એટલે બ્રહ્મા મુક્તિ યોગ્ય જીવોના અભિમાની છે, પુરંજન નિત્ય સંસારી જીવોના અભિમાની છે અને કલિયુગ તમોયોગ્ય જીવોનો અભિમાની છે.

**પ્રકૃતિ**—સાક્ષાત્ અથવા પરંપરાથી વિશ્વનું ઉપાદાન પ્રકૃતિ છે. કાળ અને ગુણત્રયનું સાક્ષાત્ ઉપાદાન કારણ પ્રકૃતિ છે. એ પ્રકૃતિ જડરૂપ છે, નિત્ય છે અને અવ્યાપ્ત છે. પ્રકૃતિની અભિમાની રમા છે. આ પ્રકૃતિ સર્વ જીવોના લિંગ શરીરરૂપ છે તથા એથી ભિન્ન પણ છે, એ રીતે અનેક જાતની છે. આ પ્રકૃતિમાંથી ત્રણ ગુણો તથા મહત્ વગેરે સૃષ્ટિનો વિસ્તાર પૌરાણિક રીતે કહ્યો છે.

ત્રણ ગુણોનું કાર્ય નીચે પ્રમાણે બતાવ્યું છેઃ—શુદ્ધ સત્ત્વ, મુક્ત જીવોનાં લીલા શરીર માટે ઉપયોગી થાય છે. રજોગુણથી સૃષ્ટિ થાય છે. રજોગુણમાં રહેલા સત્ત્વગુણથી સ્થિતિ રહે છે અને તમોગુણથી નાશ થાય છે. સત્ત્વગુણની અભિમાની દેવતા શ્રી છે, રજોગુણની અભિમાની દેવતા ભૂ છે અને તમોગુણની અભિમાની દેવતા દુર્ગા છે. ત્રણ ગુણમાંથી ઉત્પન્ન થયેલું મહત્તત્વ બ્રહ્માનું શરીર છે. મહત્તત્વમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે. એ ત્રણ જાતનો છે; વૈકારિક, તૈજસ અને તામસ; એના ગરૂડ, શેષ અને રૂદ્ર અનુક્રમે અભિમાની દેવતા છે.

ઉપર પ્રમાણે ક્રમશઃ બ્રહ્માંડ થયા પછી તેના પાણીમાં સૂતેલા ભગવાનની નાભિમાં કમળ થયું અને કમળમાં બ્રહ્મા થયા અને તેમાંથી ફરી દેવો અને મન વગેરે ઉત્પન્ન થયાં, એમાંથી મોહ,

મહામોહ, તામિસ્ર અને અંધતામિસ્ર એ પાંચ પર્વવાળી અવિદ્યા ઉત્પન્ન થઇ. આ અવિદ્યા જીવની આશ્રિત છે.

જે જે સાધનથી જેને જેને જે જ્ઞાન છે, તે સર્વ પરમાત્માથી જ ઉત્પન્ન થાય છે માટે જ્ઞાન પરમાત્માને આધીન છે. જ્ઞાન બે જાતનું છે, સંસારહેતુ અને મોક્ષહેતુ. દેહ, અપત્ય, સ્ત્રી વગેરેમાં મમતારૂપ જ્ઞાન સંસારનો હેતુ છે અને યોગ્ય સાધનોથી ઉત્પન્ન થયેલું અપરોક્ષ જ્ઞાન મોક્ષનું સાધન છે. એ જ્ઞાન ઘણી સાધનસંપત્તિથી ઉત્પન્ન થાય છે. બ્રહ્માથી આરંભીને મનુષ્યોત્તમ પર્યન્ત સર્વ જીવોને અપરોક્ષ જ્ઞાન થઇ શકે છે.

હવે મોક્ષના સાધનરૂપ અપરોક્ષ જ્ઞાનનાં સાધનો કહે છે. વિવિધ સાંસારિક દુઃખના દર્શનથી અને સજ્જનની સંગતિથી ઇહામુત્રફલભોગ વિરાગ, શમાદિસંપત્તિ, અધ્યયનસંપત્તિ, શરણાગતિ અને ગુરૂકુલવાસ થાય છે. ગુરૂના ઉપદેશથી સચ્છાસ્ત્રાર્થનું શ્રવણ, સાંભળેલા તત્ત્વનું મનન, ગુરૂની ભક્તિ, યથાયોગ્ય પરમાત્માની ભક્તિ, પોતાથી અધમ ઉપર દયા, પોતાના જેવા ઉપર સ્નેહ, ઉત્તમ ઉપર ભક્તિ, નિષ્કામકર્માનુષ્ઠાન, નિષિદ્ધકર્મોનો ત્યાગ, સર્વ સમર્પણ (ભગવાનને), તારતમ્ય (જીવોમાં ન્યૂનાધિકતા તથા વિષ્ણુની સર્વોત્કૃષ્ટતા)નું જ્ઞાન, પાંચ ભેદનું જ્ઞાન, (આ ભેદ શરૂઆતમાં કહ્યા છે), પ્રકૃતિ અને પુરૂષના વિવેકનું જ્ઞાન, અયોગ્ય (પાખંડમત)ની નિન્દા, અને ઉપાસના; આટલાં અપરોક્ષ જ્ઞાનનાં સાધનો બ્રહ્માથી માંડીને સર્વ યોગ્ય જીવો માટે સાધારણ છે.

**ઉપાસના**—ઉપાસના મોક્ષનું સાધન છે એ ઉપર કહ્યું જ છે. હવે એનું સ્વરૂપ કહે છે. ઉપાસના બે જાતની છે. હમેશાં શાસ્ત્રના અભ્યાસરૂપ એક અને ધ્યાનરૂપ બીજી. કેટલાક અધિકારીઓને હમેશાં શાસ્ત્રવિચાર કરવાથી અપરોક્ષજ્ઞાન થાય છે અને કેટલાકને ધ્યાનથી અપરોક્ષજ્ઞાન થાય છે. બીજી વસ્તુ માત્રના તિરસ્કારપૂર્વક (એટલે બીજાંનો વિચાર માત્ર દૂર કરીને) ભગવાનની અખંડસ્મૃતિ

એ ધ્યાન અને એજ નિદિધ્યાસન. શાસ્ત્રવિચારમાં શ્રવણ અને મનનથી અજ્ઞાન, સંશય, અને મિથ્યાજ્ઞાન દૂર થતાં, 'આ આમજ છે' એવો નિશ્ચય થઇને એ નિદિધ્યાસન થાય છે.

ઉપર એકગુણોપાસક અને ચતુર્ગુણોપાસક એવા બે ભેદ કહ્યા છે. તેનો ખુલાસો કરતાં કહે છે કે, માત્ર આત્મત્વ ગુણવાળા ભગવાનની જે ઉપાસના તે એકગુણોપાસના અને સત્ ચિત્ આનન્દ અને આત્મા એ ચાર ગુણવાળા ભગવાનની ઉપાસના તે ચતુર્ગુણોપાસના; ઉત્તમ મનુષ્યો ચાર ગુણવાળી ઉપાસના કરે છે. પણ દેવો અને ઋષિઓ બહુ ગુણયુક્ત ઉપાસના કરે છે અને બ્રહ્મા તો વેદોક્ત અનન્ત ગુણવિશિષ્ટ ઉપાસના કરે છે. કેટલાક ઋષિઓ દેહમાં રહેલા બિમ્બની ઉપાસના કરે છે. છેવટ કહે છે કે સહુએ હૃદયમાં વ્યાપી રહેલા પુરૂષોત્તમની, બિંબરૂપ ઉપાસના કરવી જોઈએ; એને જ પ્રાજ્ઞની ઉપાસના કહે છે.

જેવી રીતે અહીં અધિકાર પ્રમાણે મનુષ્ય, ઋષિ, દેવ, વગેરેમાં ઉપાસનાનો ભેદ કહ્યો, તેમ એ સર્વની દૃષ્ટિનો પણ ભેદ છે. જેમકે ઇન્દ્રપદની યોગ્યતા માટે ચાર મન્વન્તરનો ઉપાસનાકાળ, સૂર્ય કે ચંદ્રના પદની યોગ્યતા માટે એક મન્વન્તરનો ઉપાસના કાળ વગેરે.

ઉપર કહી તે સાધનસંપત્તિથી બ્રહ્માથી મનુષ્ય પર્યન્તને યથાયોગ્ય અપરોક્ષજ્ઞાન થાય છે. તેમાં ઉત્તમ મનુષ્યોને વીજળી પેઠે બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થાય છે. દેવોને સૂર્યમંડળ જેવા તેજઃપુંજરૂપે અપરોક્ષ જ્ઞાન થાય છે. ગરૂડ અને રૂદ્રને પ્રતિબિમ્બરૂપે થાય છે. બ્રહ્માને સર્વ અવયવ સહિત જેવા ભગવાન છે તેવું સ્પષ્ટ જ્ઞાન થાય છે. કેટલાક વ્યાપ્તોપાસકને બ્રહ્માંડમાં વ્યાપ્તરૂપનું જ્ઞાન થાય છે. આ સર્વ અપરોક્ષ જ્ઞાન માનસ છે. અપરોક્ષ જ્ઞાનથી દેવ વગેરેને અણિમાદિ આઠ જાતનું ઐશ્વર્ય મળે છે.

જ્ઞાન પરમાત્માધીન છે એ પ્હેલાં કહ્યું છે, તેમ જ અજ્ઞાન અને બન્ધ તથા મોક્ષ પણ પરમાત્માધીન છે. અપરોક્ષ જ્ઞાન પછી

પરમભક્તિ થાય છે. પ્હેલાં સાધનરૂપ ભક્તિ કહી છે તેથી જુદી આ પરમભક્તિ સાક્ષાત્કાર પછી જ ઉત્પન્ન થાય છે. નિરવધિ, અનન્ત, અનવદ્ય કલ્યાણ ગુણના જ્ઞાનપૂર્વક, પોતાના આત્માથી અને સર્વ આત્મીય પદાર્થોથી અનેકગણો વધારે અને હજારો અંતરાયોથી ન રોકાય એવો જે પ્રભુ પ્રતિ પ્રેમનો પ્રવાહ તે પરમભક્તિ. આ ભક્તિથી ભગવાન અત્યંત પ્રસન્ન થાય છે અને ભગવાનના પ્રસાદથી પ્રકૃતિ, અવિદ્યા વગેરેમાંથી મોક્ષ થાય છે.

પ્રારબ્ધ અનુભવ્યા પછી આ જ્ઞાનીઓ દેહમાંથી છૂટીને ક્રમે ક્રમે વૈકુંઠલોકમાં જાય છે. ઊર્ધ્વગતિ કરતા સર્વ જીવોને સત્યલોકમાં બ્રહ્મા ઉપદેશ કરે છે અને એ ભકતોને શ્વેતદ્વીપમાં વાસુદેવનું દર્શન થાય છે. વૈકુંઠમાં મુકતોને સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય એમ ચાર જાતનો સૃષ્ટિકાળે ભોગ હોય છે અને પ્રલયકાળે ભગવાનના ઉદરમાં એ બધા પ્રવેશ કરે છે. આ મુક્તો વૈકુંઠમાં પણ જુદી જુદી જાતના ઉપભોગો ભોગવે છે; પણ સર્વે ઈર્ષ્યા વગેરે દોષ વગરના અને અતિશય આનંદયુક્ત હોય છે અને ત્યાં પણ કેટલાક ભગવાનના ગુણો ગાયા કરે છે.

મધ્વાચાર્યના અનુયાયીઓ કપાળ ઉપર નાકની ઉપરથી સીધી ગોપીચંદનની બે લીટિયો કરે છે, આ લીટિયોને નાક ઉપર આડી લીટીથી જોડે છે. પછી વચ્ચે એક કાળી લીટી અને મધ્યમાં લાલ ચાંડલો આવું ચિહ્ન કરે છે, અને ગોપીચન્દનથી જ હાથ ઉપર તથા શરીરના બીજા ભાગ ઉપર શંખ, ચક્ર વગેરે આયુધોનાં ચિહ્નો કરે છે. કેટલા તપ્તમુદ્રા પણ ધારણ કરે છે.

આ સંપ્રદાયના અનુયાયીઓ કર્ણાટક જીલ્લામાં, મહીસુરમાં, તથા ગોઆથી દક્ષિણ કર્ણાટકના પશ્ચિમ કાંઠા ઉપર મોટી સંખ્યામાં દેખાય છે અને વૃન્દાવનમાં તથા ઉત્તરહિંદમાં છૂટા છૂટા દેખાય છે. આ સંપ્રદાયના દક્ષિણ કર્ણાટકમાં આઠ મઠો છે અને ત્રણ અંદરના દેશમાં છે. જેમાંના કેટલાક મધ્વે પોતે સ્થાપ્યા છે. મધ્વાચાર્યે

પોતે ૩૭ ગ્રન્થો લખ્યા છે એમ મનાય છે.[1] આ સંપ્રદાયના સંન્યાસીઓ તીર્થ, ભારતી કે પુરી નામ ધારણ કરે છે. અને દશનામીમાં જ ગણાય છે.

મધ્વાચાર્ય પછી ચૌદમા શતકની પાછલી અર્ધી શતાબ્દીમાં થયેલા તિરહુતના વિષ્ણુપરી નામના એક સંન્યાસીએ ભાગવતમાંથી ભક્તિને લગતાં વચનો વીણી વિષયવાર ગોઠવી બોપદેવના મુક્તાફળને મળતો **ભક્તિરત્નાવલી** નામનો ગ્રંથ લખ્યો છે. પંદરમા શતકમાં આ ગ્રંથનું બંગાળીમાં લૌરીય કૃષ્ણદાસ ભાષાંતર કર્યું છે. પછી ચૈતન્યને વૈષ્ણવ ધર્મનો ઉપદેશ આપનાર મધ્વમતના સંન્યાસી ઈશ્વરપુરી હતા અને ચૈતન્યે દક્ષિણની યાત્રા વખતે ઉપદેશદ્વારા તથા કીર્તનદ્વારા માધ્વ સંપ્રદાયનો પ્રચાર કર્યો હતો. માધ્વ લોકોમાં નગરકીર્તન અને સંકીર્તનના પ્રચારની શરૂઆત ચૈતન્યથી થઈ હોવાનો સંભવ છે. માધ્વ સંપ્રદાયમાં કાનડી ભાષામાં સ્તોત્રો લખવાનો પ્રચાર એના પછી થયો. મધ્વમતના કાનડી લેખકોમાં અગ્રણી પુરંદરદાસ છે અને ચૈતન્યના સમકાલીન માધ્વ સંસ્કૃત વિદ્વાનોમાં વ્યાસરાય મુખ્ય છે; તેઓ વિજયનગરના દરબારમાં હતા.

પછી અઢારમા શતકમાં તિમ્મપદાસ અને મધ્વદાસે કાનડી ભાષામાં સ્તોત્રો લખ્યાં છે. અને હરિભક્તિ રસાયનનામનો ચિદાનન્દે લખેલો કાનડી ગ્રંથ ઠીક પ્રસિદ્ધ છે. બીજો એક હરિકથા સારના મનો કાનડી ગદ્ય ગ્રંથ છે, જેમાં માધ્વમતનું સારૂં વર્ણન છે પણ એનો સમય ફર્કુહરના જાણવામાં નથી.

ભાગવતનું કાનડી ભાષાંતર તો થયું જ છે અને માત્ર દશમ સ્કંધનો કૃષ્ણલીલાભ્યુદય નામથી વેંકય્ય આર્યે અનુવાદ કર્યો છે.[2]

---

૧ જુઓ ગ્રન્થમાલિકસ્તોત્ર. રા. ગો. ભાંડારકરનો રિપોર્ટ ઓન ધ સર્ચ ફોર સંસ્કૃત મેન્યુસ્ક્રીપ્ટ્સ. ૧૮૮૨-૮૩ પૃ. ૨૦૭

૨ જુઓ આઉટલાઇન ઓફ ધી રીલીજીઅસ લીટરેચર ઓફ ઈન્ડીઆ પૃ. ૩૦૨

# પ્રકરણ ૧૮ મું

## વૈષ્ણવસ્તોત્રો

### બિલ્વમંગળ ઉર્ફે લીલા શુક

આંતરભક્તિભાવના પ્રગટીકરણનો એક પ્રકાર ઇષ્ટ દેવની સ્તુતિ છે. આ પ્રકાર ઘણો પ્રાચીન છે. છેક વેદમાંયે જુદા જુદા દેવની સ્તુતિ મળે છે. ભગવદ્ગીતામાં અર્જુન શ્રીકૃષ્ણની સ્તુતિ કરે છે અને મહાભારતમાં અન્યત્ર પણ પુષ્કળ સ્તોત્રો જોવામાં આવે છે. વિષ્ણુ પુરાણ અને ભાગવતમાં તો ભક્તિનો આ પ્રકાર બહુ સ્પષ્ટ અને સુવિકસિત રૂપમાં જોવામાં આવે છે. શ્રીમદ્ ભાગવતમાં ગંભીર વિચારવાળી તેમજ ઉંડા ભાવવાળી ઘણી સ્તુતિઓ મળે છે. પણ જુદાજુદા ભક્તોને હાથે છુટું સ્તોત્ર સાહિત્ય પણ જુના કાળથી પુષ્કળ રચાયું છે અને બૃહત્ સ્તોત્ર રત્નાકરમાં જે સંગ્રહ મળે છે તેમાં મુકુન્દ માલા જેવાં છેક નવમા દશમા શતકમાં રચાયેલાં કોઈ કોઇ ઘણાં જૂનાં સ્તોત્રો છે. પણ આ રીતે ભાગવતના કાળ પછી સંસ્કૃત ભાષામાં શ્રીકૃષ્ણનાં સ્તુતિ કાવ્યો રચનારા જે સન્તો થયા તેમાં બિલ્વમંગળનું સ્થાન મોટું છે. શ્રીમદ્ વલ્લભાચાર્ય અને શ્રી ચૈતન્ય બેયને એના કૃષ્ણકર્ણામૃત ગ્રન્થની ખબર છે. ચૈતન્યના શિષ્ય રૂપ ગોસ્વામીએ પોતાના હરિભક્તિ રસામૃત સિન્ધુમાં એમાંથી નામ સાથે ઉતારા કર્યા છે. ચૈતન્યની એ ગ્રન્થ તરફ બહુ પ્રીતિ હતી એમ એના ચરિત્ર લેખક શ્રીકૃષ્ણદાસ કવિરાજ કહે છે. આ ઉપરથી એ ગ્રન્થના લેખક ઇ. સ. ૧૬મા શતક પહેલાં થઈ ગયા છે એટલું નિર્વિવાદ નક્કી થાય છે. બીજી તરફથી તેઓ એ ભાગવતના શ્લોકો ઉતાર્યા છે તથા ભાગવતના કૃષ્ણકથાના પ્રસંગો લઇને મુક્તકો રચ્યાં છે. એટલે ભાગવત પછી તો ખરાજ.

હવે સંપ્રદાયપ્રદીપ નામથી વિ. સં. ૧૬૧૦માં શ્રી વલ્લભાચાર્યનું ચરિત્ર લખનાર ગદાધર દ્વિવેદીએ બિલ્વમંગળ વિષે દંતકથા આપી છે કે વિષ્ણુ સ્વામી સંપ્રદાયના આચાર્ય બિલ્વમંગળે શ્રી વલ્લભાચાર્યને સ્વપ્નમાં દર્શન આપીને વિષ્ણુસ્વામીનો સંપ્રદાય ચલાવવાનો આગ્રહ કર્યો. એ બિલ્વમંગળ રામાનુજ પહેલાં થઇ ગયા. એનો પહેલો જન્મ તે માધનાનલનો, બીજો જન્મતે જયદેવનો વગેરે કેટલીક દંત કથા પણ આપી છે. વળી વલ્લભાચાર્યને સ્વપ્નમાં દર્શન આપ્યાં ત્યારે બિલ્વમંગળ સાતસો વર્ષથી તિરોભૂત થઇને રહ્યા હતા એવું પણ લખ્યું છે. અને બિલ્વમંગળ બે ત્રણ થઈ ગયા છે એમ પણ એજ ગ્રંથકાર કહે છે. મતલબ કે એનાં પરસ્પર વિરોધી કથનોમાંથી ઐતિહાસિક તત્ત્વ તારવવું મુશ્કેલ છે. વળી બિલ્હણ પછી અને જયદેવ તથા રામાનુજ પહેલાં બિલ્વમંગળને એ મુકે છે એ ઉપર આધાર રાખવામાં પણ મુશ્કેલી છેજ; કારણ કે રામાનુજનો જન્મ બિલ્હણ પહેલાં થયો છે. પણ આ દંતકથાના જાળામાંથી છુટીને સાહિત્ય સંબંધી પૌર્વાપર્યનેજ વળગી રહેવું એ ઠીક છે. હેમચંદ્રાચાર્ય (વિ. સં. ૧૧૪૫થી ૧૨૨૯) કાવ્યાનુશાસનમાં તથા ક્ષેમેન્દ્ર (વિ. સં. ૧૦૮૦) ઔચિત્ય વિચાર ચર્ચામાં **कृष्णेनाम्ब—०** વગેરે પ્રસિદ્ધ આશીર્વચન ઉદાહરણ તરીકે ઉતારે છે.[1] આ શ્લોક બિલ્વમંગળના કૃષ્ણકર્ણામૃતમાં મળે છે. હવે જો એ શ્લોક બિલ્વમગળનોજ રચેલો હોય તો તેઓ વિ. સં.ના ૧૧ મા શતકના પૂર્વાર્ધમાં થયા હોવા જોઇએ. વીન્ટરનીઝ અને કદાચ તેને આધારે કીથ ૧૧ મા શતકમાં બિલ્વમગળને મુકે છે[2] તે કદાચ આ પૌર્વાપર્યને આધારેજ હશે. પણ જો ભાગવતના કેટલાક

---

૧ જુઓ કાવ્યાનુશાસન નિ. પ્રે. ૧૯૦૧ની આ. પૃ. ૮૦ એ શ્લોક કૃષ્ણકર્ણામૃત શતક ૨ શ્લો. ૬૫ મો છે.

૨ વીન્ટરનીઝ ગ્રંથ ૩ પૃ. ૧૨૪ તથા કીથ–હીસ્ટરી ઓફ સંસ્કૃત લીટરેચર પૃ. ૨૧૮

શ્લોકોનો જેમ તેણે પોતાના ગ્રંથમાં ઉતારો કર્યો છે તેમ જો આ [1]હેલાં રચાયેલા સુભાષિતનો સંગ્રહજ બિલ્વમંગળે કર્યો હોય તો આ અનુમાન ખોટું ઠરે. શ્રી મ. ર–મજમુદાર શ્રી. રામકૃષ્ણ કવિને અનુસરી બિલ્વમગળને ઇ. સ. ૧૨૫૦થી ૧૩૫૦ વચ્ચે મૂકે છે.[1]

આ સન્ત પુરૂષના ચરિત્ર સંબંધમાં એક દંતકથા સિવાય કશું જાણવામાં આવ્યું નથી. આજ દંતકથા અનેક પુરૂષો સબંધે ખાસ કરીને સૂરદાસજી તથા તુલસીદાસજી સંબંધે થોડાઘણા પાઠાંતર અને નામ ફેર સાથે પ્રચલિત હોઇને અહીં સંપૂર્ણ ઉતારવાની જરૂર નથી[2] પણ તેનો સાર એટલોજ છે કે દક્ષિણમાં કાપુલ નામના ગામમાં રહેતો બિલ્વમંગળ નામનો શ્રીમંત બ્રાહ્મણનો કુમાર ચિંતામણી નામની દેવદાસી ઉપર અતિશય આસક્ત થઇને તનમનધનથી ખુવાર થઇ ગયો. છતાં તેની કામાંધતા એટલી પ્રબળ હતી કે એક ભયાનક મેઘલી રાતે ચિંતામણીને મળવા માટે શબને પકડીને પૂરમાં આવેલી નદીને તેઓ તરી ગયા અને સર્પને, દોરી ધારીને પકડી ચિન્તામણીના ઘરની બારીમાં ચડી ગયા અને "મારા ઉપર જેવી આસક્તિ રાખો છો તેવી જો ભગવાન ઉપર રાખો તો સંસારને તરી જાવ" એવા શબ્દો ચિન્તામણી પાસેથી સાંભળી વિરક્ત થઈ ગયા અને ભગવદ્ભક્તિદ્વારા ખરેખર સંસારને તરી ગયા. પણ આ દંતકથામાં ચિન્તામણી વેશ્યા આવે છે જ્યારે કૃષ્ણકર્ણામૃત (શ્લો. ૧) માં चिन्तामणिर्जयति सोमगिरिर्गुरुर्मे એ રીતે ગુરૂ નામનો ઉલ્લેખ મળેછે. અલબત્ત અહીં ગુરૂ સોમગિરિનું ચિન્તામણિ વિશેષણ હોય એમ લાગે છે.[3] વળી સંપ્રદાય પ્રદીપકાર

---

૧ જુઓ વડોદરાની ઓ. કો. નો રિપોર્ટ પૃ. ૮૨૮-૮૨૯.

૨ જુઓ ગુજરાતનો સં. ૧૯૯૦ નો શ્રીકૃષ્ણાંક જેમાં બિલ્વમંગળ સંબંધી દંતકથાઓ વિસ્તારથી આપી છે.

૩ જો કે કૃષ્ણકર્ણામૃતના ટીકાકારે ચિન્તામણિ વેશ્યાનું નામ પણ

બિલ્વમંગળને વિષ્ણુસ્વામીના અનુયાયી કહે છે. પણ એના ગ્રંથોમાં ક્યાંય એ પ્રકારનો ઉલ્લેખ મળતો નથી એટલે કૃષ્ણકર્ણામૃતાદિ ગ્રંથો જેણે રચેલા છે તે લીલાશુક કે બિલ્વમંગળ વિષ્ણુ સ્વામીના અનુયાયી હતા એમ માનવાનું કારણ દેખાતું નથી. સંપ્રદાય પ્રદીપમાં કહેલા ત્રણ બિલ્વમંગળમાંના બીજા કોઇ હોય તો ભલે.

બિલ્વમંગળ એજ લીલાશુક એટલું તો ચોક્કસ લાગે છે. કારણ કે કૃષ્ણકર્ણામૃતની છપાયેલી બે આવૃત્તિઓમાં 'લીલાશુક વિરચિત' શબ્દો છે પણ તેની હસ્તપ્રતોમાંથી કોઈમાં 'બિલ્વમંગળ વિરચિત' એવા શબ્દો પણ છે. વળી બિલ્વમંગળના એક સ્તોત્રની હસ્તપ્રત શાસ્ત્રીજી જટાશંકર કાનજી ભટ્ટને જગન્નાથપુરીમાંથી મળી છે તેમાં રચનારનું નામ બિલ્વમંગળ ચોથા શ્લોકમાં આપ્યું છે, અને આગળ ચાલતાં એજ સ્તોત્રમાં લીલાશુક નામ પણ મળે છે. અને વડોદરાની ઓરીએન્ટલ કોન્ફરન્સમાં આવેલ બાલગોપાલ સ્તુતિ નામના ગ્રંથમાં પરમહંસ પ્રવ્રાજક શ્રીપાદ બિલ્વમંગળ વિરચિત એવા શબ્દો છે.

અત્યાર સુધીમાં આ બિલ્વમંગળ કે લીલાશુક દેવના ત્રણ ગ્રન્થો મળ્યા છે (૧) કૃષ્ણાકર્ણામૃત જેમાં ત્રણ શતકો છે ( કુલ વેંકટેશ્વરની આવૃત્તિમાં ૩૩૧ શ્લોક છે). (૨) સ્તોત્ર ગ્રન્થ[1] જેમાં છસો શ્લોકો હોવાનો સંભવ છે જો કે ઉપલબ્ધ હસ્ત પ્રતમાં ૫૬ સુધીનાં જ પાનાં છે. અને ત્રીજો બાલગોપાલ સ્તુતિ જેમાં ત્રણસો શ્લોકો છે. પ્રસિદ્ધ કૃષ્ણકર્ણામૃતના શ્લોકો અપ્રસિદ્ધ બેય ગ્રન્થોમાં મળે છે અને એ રીતે ત્રણેનું એકકર્તૃત્વ સાબીત થાય છે. આ ત્રણેય ગ્રન્થોનો પ્રકાર સ્તોત્રનો છે એટલે એમાં ભક્તિના

---

હોઇ શકે એમ કહ્યું કે (જુઓ ૧૯૯૦નો ગુજરાતીનો કૃષ્ણાંક પૃ. ૧૨૨૫) પણ મને એ બરાબર નથી લાગતું.

૧ રૂપગોસ્વામીના હરિભક્તિ રસામૃત સિન્ધુ ( પૃ. ૩૨૪ )માં બિલ્વમંગળ સ્તુતિમાંથી એમ કહીને अद्वैतवीथि० વગેરે શ્લોક ઉતાર્યો છે.

સિદ્ધાન્તોની શોધ કરવાની હોય જ નહિ પણ ભક્તિમાર્ગમાં એનું સ્થાન જોઈ શકાય એવાં કેટલાંક લક્ષણો એમાં મળે છે ખરાં. ભાગવતે રાસપંચાધ્યાયીની ફલશ્રુતિમાં "વ્રજવધુઓ સાથેની ભગવાનની ક્રીડાને જે વર્ણવે કે સાંભળે તે ગાઢ ભક્તિ પામે" એ રીતે ગોપીઓ સાથે કૃષ્ણની ક્રીડાનાં જે પ્રશંસા કરી તેની અસર જયદેવ પેઠેજ બિલ્વમંગળ ઉપર થઇ છે. એ બેય ભકતો—ભક્ત કવિઓ કૃષ્ણ ગોપીના સંભોગ કે વિપ્રયોગ શ્રૃંગારના વર્ણનને ભકિત કાવ્ય ગણે છે. જયદેવની રચનામાં અને બિલ્વમંગળની રચનામાં જે કાંઈ ફેર દેખાય છે તે ભક્તિનાં સ્વરૂપનો નથી પણ કલાનો—કવિત્વ શક્તિનો છે. બાકી બેયમાં ઉઘાડો શૃંગાર છે. આ પરમ હંસ પરિવ્રાજક સાધુ કૃષ્ણનું નામ અંદર મુકીને તદ્દન શૃંગારી રચના કરે છે. એનામાં ઉંચું કવિત્વ તો નથીજ. પણ ગાઢ કૃષ્ણભક્તિ છે.

બિલ્વમંગળના ગ્રંથોમાં જયદેવ પેઠેજ રાધા છે. પણ રાધા તો ૧૦મા ૧૧મા શતકથી પ્રાચીન છેજ. (જુઓ પ્ર. ૧૧મું) પછી એક શ્લોકમાં ચંદ્રાવળીનું નામ છે. (કૃષ્ણ કર્ણામૃત શતક ત્રીજું શ્લોક ૧૦૬). જોકે ગોપીઓનાં નામો બ્રહ્મવૈવત, ભવિષ્યોત્તર સ્કંદ વગેરે પુરાણોમાં મળે છે. પરંતુ સૌથી વિશેષ ધ્યાન ખેંચે એવી વાત તો જારભાવના ઉલ્લેખોની છે. જારભાવવાળી ભક્તિનું પણ બીજ તો ભાગવતમાંજ છે. ગોપીઓની ભકિતની ઉદ્ધવ જેવા પરમ ભકતોને મોઢે ભાગવતમાં સ્તુતિ કરાવી છે, એ ભાગવતની ભક્તિના વિચારમાં નોંધ્યું જ. आसामहो० વગેરે શ્લોક બિલ્વમંગળે ઉતાર્યો પણ છે. હવે કૃષ્ણ સાથે રાસક્રીડા કરનાર ગોપીઓમાંની કેટલીક કુમારી હતી ત્યારે કેટલીક પરણેલી હતી.[1] આ પરસ્ત્રીઓની ભક્તિને પ્રશસ્ય કહેવી એનો અર્થ જ જાર ભક્તિની સ્તુતિ. આ પ્રકારની વિચારણા વડે જારભકિતને

૧. જુઓ ભા. ૧૦-૨૮ ઉપર [illegible]ચાર્યની ટીકા ૩૫૪

પાછળથી સર્વ શ્રેષ્ઠ ભક્તિ ગણવામાં આવી છે. બિલ્વમંગળે આ જારભાવનો બે ત્રણ વખત ઉલ્લેખ કર્યો છે એટલું જ અહીં નોંધવાનું છે.[1]

બિલ્વમંગળે કૃષ્ણનાં બાલસ્વરૂપની તથા કિશોર સ્વરૂપની સ્તુતિ કરી છે. એટલે પાછળની પરિભાષામાં વાત્સલ્ય ભક્તિ અને મધુર ભક્તિ બે ય પ્રકારની ભક્તિનાં પોષક મુક્તકો રચ્યાં છે.

મધુર ભક્તિનાં રૂપ ગોસ્વામી વગેરેના જેવાં સવિસ્તર શાસ્ત્રીય નિરૂપણની બિલ્વમંગળમાં અપેક્ષા ન જ રખાય. પણ જારભાવનો ઉલ્લેખ કરનાર, ગોપીઓ સાથેની શૃંગાર ક્રીડાનું વર્ણન કરનાર તથા કૃષ્ણને જયદેવ વગેરે પેઠે શૃંગારરસનું રૂપ ગણનાર[2] બિલ્વમંગળ જયદેવ વગેરેથી બહુ દૂર નથી એમ દેખાય છે. વળી ચૈતન્ય સંપ્રદાયી લેખકો શૃંગારરસવાળી ભક્તિને મધુર ભક્તિ કહે છે. અને બિલ્વમંગળ પણ માધુર્ય તથા મધુર શબ્દો એને મળતા અર્થમાં વાપરે છે.[3]

અને એક ઠેકાણે પોતાને સ્ત્રીની ઉપમા આપતાં કહે છે "હે પ્રભુ તું પ્રસન્ન હો તો મારે ગુણોની જરૂર નથી અને તું અપ્રસન્ન હો તો મારામાં ગુણનો ઉપયોગ શું? જેમ પ્રેમી રાગ વાળો હોય તો સ્ત્રીઓને પોતાના શરીરને શોભાવવાની જરૂર નથી અને વિરક્ત હોય તો પણ જરૂર નથી." (૨–૧૦૦).

---

૧. जगदादरणीयजारभावं (२–१७)
जारोपि संसारहरः कुतस्त्वं (२–७३)
दास्यं गोकुलपुंश्चलीषु कुरुषे (२–८३)

૨ જયદેવે ગીતગોવિન્દમાં–शृंगारः सखि मूर्तिमानिव मधौ मुग्धो हरिः क्रीडति। એમ કહ્યું છે અને બિલ્વમંગળ કહે છે કે शृंगाररस सर्वस्वं (१–९२)

૩ જુઓ माधुर्यैकरसार्णवाय महसे (१–१०८)

બિલ્વમંગળ અનેક શ્લોકોમાં કૃષ્ણના દર્શનની પ્રાર્થના કરે છે (૧–૪૦) અને એક શ્લોકમાં તો કૃષ્ણે પોતાને સ્વપ્નમાં આલિંગન આપ્યું હતું એમ કહે છે. (૨–૬).

## ભક્ત કવિ જયદેવ[1]

ભક્ત કવિ જયદેવનું વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં વિશિષ્ટ સ્થાન છે. ૧૫મા–૧૬મા શતકના ભકિત સાહિત્ય ઉપર જયદેવના ગીત ગોવિંદની ઘણી અસર થઇ છે. કૃષ્ણ ગોપી સંબંધી શૃંગારનું વર્ણન કરનારાં સંસ્કૃત મુકતકો તથા ન્હાનાં મોટાં કાવ્યો રચનારા જે અનેક કવિ ભકતો ૧૦માથી ૧૨મા તેરમા શતક સુધીમાં થયા છે, તેમાં કદાચ આદિ નહિ પણ સર્વશ્રેષ્ઠ જયદેવ છે. ચૈતન્ય અને વલ્લભ સંપ્રદાયમાં જયદેવ જૂના મહાનુભાવ ભક્ત ગણાય છે.

આ જયદેવ કવિ બંગાળાના સેનરાજા લક્ષ્મણસેન (ઇ. સ. ૧૧૭૮થી ઇ. સ. ૧૨૦૬)ની સભાનાં ગોવર્ધનાદિ પંચરત્નોમાં માળાના મેર જેવા હતા. એ વીરભૂમ જીલ્લાના કેંદુલી ગામમાં જન્મ્યા હતા અને એ કારણથી હજી પ્રતિવર્ષે એ ગામમાં મેળો ભરાય છે અને આ ભક્ત કવિના મહિમાનો ઉત્સવ ઉજવાય છે. જયદેવનો જન્મ વામાદેવી અને ભોજદેવથી થયો હતો. એની પત્નીનું નામ પદ્માવતી હતું અને તેના તરફ એને અતિશય પ્રેમ હતો. જયદેવના મરણના ખબર સાંભળી પદ્માવતી તરત જ મરણ પામી, એવો એ બન્નેનો ઉત્કટ પ્રેમ વર્ણવતી તથા જયદેવે કરેલી શ્રિતકમલાકુચમણ્ડલ એ પદથી ગીતગોવિંદમાં શરૂ થતી સ્તુતિને પરિણામે પદ્માવતી પાછી જીવતી થઈ વગેરે આખ્યાયિકા પ્રસિદ્ધ છે. આવી આવી ચમત્કારમય દંતકથાઓવાળું જયદેવનું

---

[1] જયદેવ નામના એક કરતાં વધારે કવિઓ થઇ ગયા છે (જુઓ ગીતગોવિંદના કેશવહર્ષદ ધ્રુવના ગુજરાતી ભાષાંતરમાં 'કવિ અને કાવ્ય') પણ અહીં ગીત ગોવિંદનો કર્તાજ અભિપ્રેત છે.

જીવનચરિત્ર સં. ૧૫૮૦માં ગોપાલભટ્ટે સંસ્કૃતમાં લખ્યું છે.[1] અને તે પછી હિંદી ભક્તમાળમાં તથા તે કરતાં વધારે વિસ્તારથી તેના સંસ્કૃત અનુકરણમાં જયદેવનું સવિસ્તર ચરિત્ર આપ્યું છે.

જયદેવના ગીત ગોવિંદમાં વૈષ્ણવ ભક્તિ સંબંધી કોઈ નવો વિચાર નથી પણ ભાગવતમાં રાસપંચાધ્યાયીના અંતે "વ્રજવધૂઓ સાથેની વિષ્ણુની આ ક્રીડાને જે કોઈ સાંભળશે કે વર્ણવશે તે ભગવાનમાં પરમભક્તિ પ્રાપ્ત કરીને પોતાના હૃદ્રોગનો તરત નાશ કરશે." (ભા. ૧૦–૩૩–૪૦) એ રીતે જે ફલશ્રુતિ આપી છે તેમાંથી ભાગવતની ભક્તિના વિચારમાં કહ્યું છે તેમ શૃંગારભક્તિનો જે પ્રવાહ ચાલ્યો તે શૃંગારભક્તિનું નિદર્શક આ ભક્તિ કાવ્ય છે. અને એના સંગીતથી તથા રમણીય કાવ્યગુણથી એ ઘણું લોકપ્રિય થયું છે. પરિણામે શૃંગારભક્તિના અનુયાયી અનેક ભક્ત કવિઓએ જયદેવે બતાવેલા માર્ગનું અનુસરણ કર્યું છે. ગુજરાતી કવિ નરસિંહ મહેતા પણ જયદેવને 'રસમગ્ન' કહે છે. અને પોતે શ્રીકૃષ્ણની શૃંગારલીલા વર્ણવવામાં જયદેવ જેવા ભક્તને અનુસરે છે એમ સ્પષ્ટ સૂચવે છેઃ–

એક જાણો છો વ્રજની ગોપી કે રસ જયદેવે પીધો રે,
ઉગતો રસ અવની ઢળતો નરસૈંયે તાણી લીધો રે.
(ન. કા. સં. પૃ. ૨૬૬)

મતલબ કે શ્રીકૃષ્ણ ગોપીની શૃંગારક્રીડાનું વર્ણન કરતાં કાવ્યો રચવા અને ગાવાના વૈષ્ણવ ભક્તિના પ્રવાહને જયદેવ કવિએ ઘણું જોર આપ્યું છે. ગીતગોવિંદમાં જે શૃંગાર છે તે ભાવપ્રધાન નથી પણ ભોગપ્રધાન છે. અલબત્ત એ લૌકિક નથી પણ કૃષ્ણ રાધા સંબંધી છે.

---

૧ જયદેવનાં આ ચરિત્રોના ઉલ્લેખ માટે જુઓ કેશવ હર્ષદ ધ્રુવનાં ગીત ગોવિંદમાં 'કવિ અને કાવ્ય'.

# પ્રકરણ ૧૯ મું.

## ભક્તિ મીમાંસા

મહાભારતથી આગળ ચાલેલો ભક્તિનો પ્રવાહ મુખ્યત્વે ત્રણ રૂપે ચાલ્યો છેઃ (૧) પૌરાણિક સાહિત્યમાં (૨) પાંચરાત્રસંહિતાઓના સાહિત્યમાં અને (૩) દ્રાવિડ સંતોએ ઉપજાવેલ તામિલ સાહિત્યમાં ભક્તિમાર્ગના આ ત્રણેય પ્રવાહોની અસર એ વખતના વૈષ્ણવસમાજ ઉપર જરૂર થઈ હશે. વળી એ વખતની ઉત્તરાપથની મહારાષ્ટ્રી, શૌરસેની વગેરે પ્રાકૃત ભાષાઓમાં પણ એ વખતના ઉત્તરાપથના સંતોએ કાંઈક ભજનાદિ સાહિત્ય જરૂર ઉત્પન્ન કર્યું હશે પણ એમાંથી કશું જળવાયું નથી કારણ કે ઉત્તરમાં ગીર્વાણ વાણીનું પ્રાબલ્ય ઘણું હતું. સંસ્કારી સાહિત્ય એ વાણીમાં જ ઉતરી શકે એવી માન્યતા ઘણી પ્રબળ હતી અપભ્રંશમાં કૃષ્ણભક્તિ સૂચક જે થોડાં છુટક વચનો મળે છે જે તે કાળના સંતોની જ રચના હોવી જોઈએ, તેને ન ગણીએ તો સામાન્ય રીતે એટલે ઈ. સ. ચોથાથી ૧૧મા શતક સુધીમાં તો ઉપર કહેલા ત્રણ જ પ્રવાહો જોવામાં આવે છે.

પણ ભક્તિમાર્ગના ઉપરથી જુદી રીતે પણ ત્રણ વિભાગ દેખાય છે. (૧) ભક્તિના આચારનો (૨) તાત્ત્વિક વિચારનો અને (૩) ભક્તિમાર્ગના ઉપાસ્યદેવ (અહીં શ્રીકૃષ્ણ)ના ચરિત્રના અનુશીલનનો. ભક્તિમાર્ગના છેલ્લા બેય પ્રવાહોનું શ્રી. ભાગવત બ્રહ્મવૈવર્ત સુધીનું રૂપ આપણે ઉપર જોયું. હવે અહીં ભક્તિના તાત્ત્વિક વિચાર સંબંધી વિશિષ્ટ સાહિત્યને ટુંકામાં જોઈ લઇએ. ભક્તિનો તાત્ત્વિક વિચાર કરવાની પ્રવૃત્તિ તો છેક ભગવદ્‌ગીતાથી શરૂ થઈ છે, પણ ગીતામાં તો ભક્તિ સાથે યોગ, કર્મ અને જ્ઞાનની પણ ચર્ચા છે. શ્રી ભાગવતમાં ભક્તિનું ઘણું વિસ્તૃત અને તલસ્પર્શી વિવરણ છે પણ એ પુરાણ છે. ભક્તિવિવરણનો ખાસ ગ્રન્થ–મીમાંસા નથી.

અને રામાનુજાદિ આચાર્યોએ ભક્તિનું જે વિવરણ કર્યું છે તેની નોંધ તે તે સંપ્રદાયના વર્ણનમાં આવશે, પણ અહીં ભાગવત પછીના સમયમાં ભક્તિની મીમાંસા કરવાની આવશ્યકતા જણાતાં જે બે ત્રણ ગ્રંથો, એ નામના રચાયા છે, તેનું અવલોકન કરી લેવું જોઈએ. શાંડિલ્ય સૂત્ર અને નારદભક્તિ સૂત્ર આ બે ભક્તિ મીમાંસાના ગ્રંથો પ્રખ્યાત છે, અને ત્રીજો બોપદેવનો મુક્તાફલ નામનો ગ્રંથ છે, જેમાં ભાગવતમાંથી ભક્તિવિષયક સરસ શ્લોકોની ચૂંટણી કરી સંગ્રહ કરવામાં આવ્યો છે. પણ સંગ્રહ ગમે તેમ ન કરતાં ભક્તિને લગતા જુદા જુદા વિષયોનું વર્ગીકરણ કરીને આ ગ્રંથકારે ભક્તિની મીમાંસા કરી છે. પણ એની પહેલાં થયેલા અને ભાગવતના પ્રખ્યાત ટીકાકાર શ્રીધરસ્વામીએ મીમાંસાની શરૂઆત તો કરી છે. શ્રીધરી ટીકાને શ્રીવલ્લભાચાર્યે જોઈ છે એમ એની સુબોધિનીજી નામની ટીકા જોતાં સ્પષ્ટ દેખાય છે અને શ્રીચૈતન્ય શ્રીધરસ્વામીની ટીકા તરફ ઘણા ભક્તિભાવથી જોતા એવું એના ચરિત્રગ્રંથો કહે છે. ચૈતન્યના શિષ્ય રૂપગોસ્વામી શ્રીધરનો મત નોંધે છે. પણ શ્રીધરસ્વામીનો સમય નક્કી કરવા માટે હેમાદ્રિનો સ્પષ્ટ ઉલ્લેખ વધારે ઉપયોગી છે. હેમાદ્રિ દેવગિરિના યાદવરાજા મહાદેવ (ઈ. સ. ૧૨૬૦) અને રામચંદ્ર (ઇ. સ. ૧૨૭૧)ના મંત્રી હતા[૧] અને તેણે બોપદેવના મુક્તાફલની કૈવલ્યદીપિકા નામની ટીકામાં इति श्रीधरी એ રીતે ભાગવતની શ્રીધરી ટીકાનો ઉલ્લેખ કર્યો છે. (અ. ૫ શ્લો. ૧) અને એ હેમાદ્રિના વૃદ્ધ સમકાલીન જેવા મધ્વાચાર્યે પણ શ્રીધરસ્વામીની ટીકાનો ઉલ્લેખ કર્યો છે. બીજી તરફથી શ્રીધરસ્વામી વિષ્ણુપુરાણની ટીકામાં ચિત્સુખાચાર્યની ટીકાનો ઉલ્લેખ કરે છે. જેનો સમય શ્રી. નર્મદાશંકર દે. મહેતાએ ઈ. સ. ૧૨૦૦ આપ્યો છે.[૨]

---

૧. જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૯૩

૨. જુઓ હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉ. પૃ. ૨૨૨.

આ પૂર્વોત્તર મર્યાદાઓ જોતાં શ્રીધરસ્વામીનો સમય ઇ. સ. ૧૨૦૦થી ૧૨૫૦ વચ્ચે ઠરે છે.[1]

આ શ્રીધરસ્વામીએ ભક્તિની મીમાંસાનો કોઈ ગ્રંથ લખ્યો નથી પણ ભાગવત ઉપરની પોતાની ટીકામાં એક બે સ્થાને ભાગવતોક્ત ભક્તિનું કાંઈક વિશેષ વિવરણ કર્યું છે. ભાગવતમાં ભક્તિના તામસ, રાજસ અને સાત્ત્વિક ભેદ કહ્યા છે (ભા. ૩ અ. ૨૯ શ્લો. ૮ થી ૧૦) અને તે દરેકના ત્રણ ત્રણ ભેદ હિંસાદિ હેતુને અનુસરી પાડવામાં આવે તો એ રીતે નવ જાતની ભક્તિ થાય અને શ્રવણ, કીર્તનાદિ જે નવ ભેદ ભાગવતમાં જ કહેલા છે તેમાંના દરેકના ઉપર પ્રમાણે નવ ભેદ પાડવામાં આવે તો કુલ ૮૧ ભેદ થાય. આ રીતે સગુણ ભક્તિ એકાશી પ્રકારની અને નિર્ગુણ ભક્તિ કેવળ એક પ્રકારની; એ રીતે ભાગવતના ટીકાકાર શ્રીધરસ્વામીએ ભક્તિના ભેદ પાડયા છે. પણ આ વર્ગીકરણ તદ્દન ઉપરછલ્લું લાગે છે, એ કરતાં બોપદેવનું વર્ગીકરણ વધારે શાસ્ત્રીય છે.

શ્રીકૃષ્ણચરિત્ર સંબંધમાં પણ શ્રીધરસ્વામીએ જે ખુલાસો કરવાનો પ્રયત્ન કર્યો છે તે અહીં જ જોઈ લેવો ઠીક છે. રાસપંચાધ્યાયીના આરંભમાં શ્રીધરસ્વામી કહે છે કે "રાસક્રીડાવિડંબન એ કામનો વિજય દર્શાવવા માટે છે, અને શૃંગાર કથાના મિષથી આ પંચાધ્યાયી નિવૃત્તિ પરાયણ છે." (ભા. ૧૦–૨૯–૧ની ટીકા). અને રાસપંચાધ્યાયીના અંતમાં તેઓ ભાગવત (૧૦–૩૩–૩૭)ના 'અનુગ્રહ માટે' શબ્દનું સ્પષ્ટીકરણ કરતાં કહે છે કે "શૃંગાર રસથી જેનાં મન આકર્ષાયેલાં છે એવા અતિબહુર્મુખને પણ પોતા (ભગવાન)ના તરફ ખેંચવા માટે આવી ક્રીડા કરી." આ

---

૧. શ્રીધરસ્વામી પુરીના ગોવર્ધન મઠના શંકરાચાર્ય હતા, એમ ફર્કુહર કહે છે. (પૃ. ૨૯૭) પુરાવો આપ્યો નથી.

વચનનો આધુનિક વિવેચનની દૃષ્ટિએ અર્થ કરીએ તો એવો થાય કે ભાગવતકારે રાસપંચાધ્યાયીમાં જે ગોપીઓ સાથેની ક્રીડાનું વર્ણન કર્યું છે તે શૃંગાર રસમાં લુબ્ધ ચિત્તવાળાં માણસોને ભક્તિ તરફ આકર્ષવા માટે કર્યું છે. અને પાછળના અનેક લેખકોએ રાસપ્રકરણનો આ દૃષ્ટિએ બચાવ કરવાનો પ્રયત્ન કર્યો છે. (દા. ત. જુઓ શ્રીકૃષ્ણલીલા કાવ્યનું નિવેદન પૃ. ૩૦).

પણ શ્રીધરસ્વામી શૃંગાર ભક્તિને શ્રેષ્ઠ ભક્તિ નથી ગણતા એવું તાત્પર્ય પણ આ વચનમાંથી નીકળે છે અને ભાગવતના જ मल्लानांमशनि–(ભા. ૧૦–૪૩–૧૭) શ્લોકની શ્રીધરી ટીકા એને ટેકો આપે છે. એ ટીકાથી શ્રીધરસ્વામીની મતલબ કૃષ્ણને મૂર્તિમાન સ્મર જોનારી ભક્તિ કરતાં તેને પરદેવતા રૂપે જોનારી—અર્થાત્ માહાત્મ્ય જ્ઞાનવાળી સપ્રેમ ભક્તિને ઉત્તમ ગણવાની જણાય છે અને રૂપગોસ્વામીએ શ્રીધરસ્વામીનો એવો મત છે એમ સ્પષ્ટ કહ્યું પણ છે:—

**श्रीधरस्वामिभिः स्पष्ट मयमेव रसोत्तमः ।**
**रंगप्रसंगे सप्रेमभक्तिकाख्यः प्रकीर्तितः ॥**

હરિભક્તિ રસામૃતસિન્ધુ પૃ. ૩૨૫.

### વૈષ્ણવ ભક્તિ વિષે પં. બોપદેવના વિચારો

આ પં. બોપદેવ દેવગિરિના યાદવરાજા મહાદેવ (ઈ. સ. ૧૨૬૦થી ૧૨૭૧) અને રામચંદ્ર (ઈ. સ. ૧૨૭૧થી ૧૩૦૯)ના મંત્રી હેમાદ્રિના મિત્ર હતા. તેણે વૈદ્યક, વ્યાકરણ, જ્યોતિષ, ધર્મશાસ્ત્ર, ભક્તિમાર્ગીય સાહિત્ય વગેરે અનેક વિષયો ઉપર ગ્રન્થો લખ્યા છે. તેમાં શ્રીમદ્ભાગવત ઉપર પણ ગ્રન્થો લખ્યા છે: (૧) પરમહંસપ્રિયા નામની ભાગવતની ટીકા. આ ટીકા અત્યારે ઉપલબ્ધ નથી પણ મુક્તાફળની ટીકા પોતે પરમહંસપ્રિયાને અનુસરીને કરી છે એમ હેમાદ્રિ કહે છે. (૨) હરિલીલાવિવેક

નામનો ભાગવતની અનુક્રમણિકારૂપ નાનો ગ્રન્થ. અને (૩) મુક્તાફળ નામનો ભાગવતના જ ભક્તિવિષયક મોતી જેવા સુંદર એક હજાર શ્લોકોના સંગ્રહરૂપ ગ્રન્થ. આ ત્રીજો ગ્રન્થ મંત્રી હેમાદ્રિની પ્રેરણાથી વૈદ્ય કેશવના પુત્ર અને વિદ્વાન ધનેશના શિષ્ય બોપદેવે રચ્યો છે અને તેના ઉપર યાદવરાજા રામરાજના મહેલમાં બેસીને મંત્રી હેમાદ્રિએ ટીકા રચી છે એમ એ ગ્રન્થના ઉપ-સંહારમાં કહ્યું છે.

આ બોપદેવે ભક્તિનો કોઈ પંથ ચલાવ્યો નથી પણ તેના હૃદયમાં ભાગવતનું હાર્દ બરાબર બેસી ગયું હતું અને ભાગવતનાંજ વચનો લઈ ને ભક્તિનું વર્ગીકરણ કરવામાં તેણે ઠીક શાસ્ત્રીય બુદ્ધિ દર્શાવી છે. ભાગવતના પ્રસિદ્ધ ટીકાકાર શ્રીધરના સગુણ ભક્તિના ૮૧ ભેદો બોપદેવે નથી સ્વીકાર્યા એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. બોપદેવના આ મુક્તાફળ ગ્રંથમાં ભાગવતમાંથી ચૂંટેલા એક હજાર શ્લોકોનો સંગ્રહ ૧૯ અધ્યાયોમાં કર્યો છે. તેમાં પહેલા અધ્યાયમાં વિષ્ણુનું લક્ષણ અને વિષ્ણુના ભેદો, બીજામાં વિષ્ણુનું સ્વરૂપ, ત્રીજામાં અવતારો ( અવતારો ૪૦ ગણાવ્યા છે ). ચોથામાં વિષ્ણુનું અધિષ્ઠાનરૂપ, પાંચમામાં વિષ્ણુ-ભક્તિનું લક્ષણ, તેના ભેદો, અને તેના અધિકારીઓ, છઠ્ઠામાં વિષ્ણુભક્તિનો મહિમા, સાતમાથી દશમા સુધીમાં વિષ્ણુભક્તિનાં અંગોનું વર્ગીકરણ, અને ૧૧માથી ૧૯મા સુધીમાં વિષ્ણુભક્તોનાં લક્ષણો અને તેના ભેદો વર્ણવ્યા છે.

આમાંથી વિષ્ણુના અવતારો વગેરે બીજા વિષયોનું અહીં વિવરણ કરવાની જરૂર નથી. માત્ર વિષ્ણુનું સ્વરૂપ ટુંકામાં જોઈ લઈએ. બોપદેવ કહે છે કે વિષ્ણુ નિરાકાર અને સાકાર છે. તેમાં અનવચ્છિન્ન ચૈતન્ય તે નિરાકાર વિષ્ણુ અને અવચ્છિન્ન ચૈતન્ય તે સાકાર; તેમાં સાકાર વિષ્ણુના નીચે પ્રમાણે ભેદો છે: ( ૧ ) રજ અને તમથી યુક્ત સત્ત્વથી અવચ્છિન્ન ચૈતન્ય તે પુરુષ,

(૨) રજથી યુક્ત સત્ત્વથી અવચ્છિન્ન ચૈતન્ય તે બ્રહ્મા, (૩) તમોયુક્ત સત્ત્વથી અવચ્છિન્ન તે રુદ્ર અને (૪) શુદ્ધ–રજ અને તમથી અસ્પૃષ્ટ કેવળ સત્ત્વથી અવચ્છિન્ન ચૈતન્ય તે વિષ્ણુ. વળી વિષ્ણુ, બ્રહ્મા અને રુદ્ર સૃષ્ટિનું નિમિત્તકારણ અને પુરુષ ઉપાદાનકારણ છે. જ્યારે ઇશ્વરની પ્રતીતિ થવાનું કારણ નિરાકાર ચૈતન્ય છે. આ પાંચે રૂપોના વર્ણનના ભાગવતના શ્લોકોનો બોપદેવે સરસ સંગ્રહ કર્યો છે. પણ આપણે જેનું ખાસ અવલોકન કરવું છે તે તો એની **ભક્તિમીમાંસા** છે.

ભક્તિનું લક્ષણ બોપદેવે "કોઈ પણ ઉપાય વડે શ્રીકૃષ્ણમાં મનને જોડવું" (ભા. ૭–૨–૩૧) એ ભાગવતના શબ્દોમાં આપ્યું છે (અ. ૫) અને તેને તેના ટીકાકાર હેમાદ્રિએ "ઉપાયપૂર્વક ભગવાનમાં મનને જે સ્થિર કરવું તેનું નામ ભક્તિ" એ સૂત્રશૈલીમાં ગોઠવ્યું છે. આ લક્ષણ જોતાં તથા ટીકાકારે તેની ચર્ચામાં નારદભકિતસૂત્ર કે શાંડિલ્યસૂત્રનો બિલકુલ ઉલ્લેખ નથી કર્યો એ જોતાં એ ગ્રન્થો ઇ. સ. ૧૩મા શતકના અન્ત સુધી પ્રસિદ્ધિમાં આવ્યા જણાતા નથી. ઘેલછાથી "ભગવાન ભગવાન" કોઈ કર્યા કરતું હોય તો એનો આ લક્ષણમાં સમાવેશ ન થાય એમ ટીકાકારે 'ઉપાયપૂર્વક' શબ્દોમાંથી અર્થ કાઢયો છે તે બરાબર છે. આ ભકિત વિહિત અને અવિહિત એ રીતે બે પ્રકારની છે એમ બોપદેવ કહે છે. આમાંથી વિહિત ભકિતના મિશ્ર અને શુદ્ધ બે ભેદ પાડયા છે. અને મિશ્રના (૧) કર્મમિશ્ર (૨) કર્મજ્ઞાનમિશ્ર અને (૩) જ્ઞાનમિશ્ર એ રીતે ત્રણ ભેદ પાડયા છે. આમાંથી કર્મમિશ્ર ભકિતના તામસ, રાજસ અને સાત્ત્વિક એ રીતે ત્રણ પ્રકારો કહ્યા છે. અને એ ત્રણેયનાં ભાગવતોકત લક્ષણો ભા. ૩–૨૯–૮ થી ૧૦ ઉતારીને શ્રીધર પેઠે હિંસા, દંભ, યશ, ઐશ્વર્ય, કર્મક્ષય, વગેરે હેતુઓને અનુસરી તામસાદિ ત્રણ ભેદના પાછા ત્રણ ત્રણ ભેદ પાડયા છે. અને કર્મજ્ઞાનમિશ્ર ભકિતના

ત્રણ ભેદ તરીકે ભાગવતોક્ત ઉત્તમ, મધ્યમ અને પ્રાકૃત (કે અધમ) એ ત્રણ પ્રકારના ભક્તોનાં લક્ષણો ભાગવત (૧-૧૧-૨ શ્લો. ૪૫ થી ૪૭)માંથી ઉતાર્યાં છે. આ રીતે કર્મમિશ્રભક્તિના નવ ભેદ થયા અને કર્મજ્ઞાનમિશ્રના ત્રણ ભેદ થયા. આ બારેય પ્રકારો સગુણ ભક્તિના પ્રકારો છે. તેરમી નિર્ગુણ ભક્તિ કે જ્ઞાનમિશ્ર ભક્તિ જેમાં 'ભગવાનના ગુણ સાંભળવાથી જ સર્વના હૃદયમાં રહેલા ભગવાન તરફ મનની અવિચ્છિન્ન ગતિ થાય છે." (ભા. ૩-૨૯-૧૧) "આ ભક્તિ જ અહૈતુકી હોય અને સાલોક્યાદિ મુક્તિની પણ ઈચ્છા વગરની હોય" (ભા. ૩-૨૯-૧૨, ) તો એને શુદ્ધ-કર્મજ્ઞાન વગેરેથી અમિશ્રિત ગણવી એવો બોપદેવનો આશય જણાય છે. જો કે નિર્ગુણ ભક્તિ અને શુદ્ધ ભક્તિનું વ્યાવર્તક લક્ષણ બોપદેવે ઉદાહરેલા શ્લોકોમાં મને નથી દેખાતું. કદાચ ભાગવતકારે એવો ભેદ કલ્પ્યો પણ નહિ હોય, છતાં બોપદેવે ભાગવતમાં કહેલાં નિર્ગુણ ભક્તિનાં જ લક્ષણોના બે કટકા કર્યા છે. આ રીતે ચૌદ પ્રકારની વિહિત ભક્તિ ગણાવ્યા પછી ચાર પ્રકારની અવિહિત ભક્તિ ગણાવે છે. (૧) કામથી, (૨) દ્વેષથી, (૩) ભયથી અને (૪) સ્નેહથી ઉત્પન્ન થયેલી ચાર પ્રકારની ભક્તિને બોપદેવ અવિહિત ગણે છે. કામાદિથી ભક્તિ ઉત્પન્ન થવાનું પ્રમાણ ભાગવતમાંથી ઉતારે છે. "જે રીતે ભક્તિથી મનનો ભગવાનમાં પ્રવેશ થાય છે તે રીતે કામથી, દ્વેષથી, ભયથી અને સ્નેહથી પણ મનનો પ્રવેશ થવાથી પાપ છૂટી જતાં ઘણાં માણસો ભગવાનની ગતિને પામ્યા છે." (ભા. ૭-૧-૩૪) અને આ અવિહિત ભક્તિના ભાગવતનો જ (૭-૧-૩૫) શ્લોક ઉતારીને "ગોપીઓ કામથી, કંસ ભયથી, શિશુપાલ વગેરે રાજાઓ દ્વેષથી, વૃષ્ણીઓ-યાદવો અને પાંડવો સ્નેહસંબંધથી અને નારદાદિ ભક્તિથી" એ રીતે દાખલાઓ આપ્યા છે.[1]

---

૧ મૂળમાં વૃષ્ણીઓ સંબંધથી અને પાંડવો સ્નેહથી એ રીતે રાખ્યા છે, પણ બોપદેવે ચાર ભેદને વળગીને ઉપર પ્રમાણે અર્થ કર્યો છે.

આ પૌરાણિક અધિકારીઓની વાત બાજુ ઉપર રાખતાં હાલમાં કયા પ્રકારની ભક્તિનું કોણ અધિકારી ગણાય એ દર્શાવતાં બોપદેવ કહે છે કે ભક્તિના કર્મમિશ્ર નવ પ્રકારો ગૃહસ્થો માટે કર્મજ્ઞાનમિશ્ર ત્રણ વાનપ્રસ્થ માટે, જ્ઞાનમિશ્ર એક સંન્યાસીઓ માટે અને શુદ્ધ એક સર્વ માટે છે. વળી નૈષ્ઠિક બ્રહ્મચારીઓ અને નિષ્કામ કર્મ કરનારા ગૃહસ્થો પણ કર્મજ્ઞાન મિશ્રના અધિકારીઓ છે એટલું હેમાદ્રિ ઉમેરે છે. ભગવાન ઉપર હૃદયમાં પ્રેમ જાગ્યા પછી તો એની મેળે શુદ્ધ ભક્તિનો અધિકાર મળી જાય છે આ થઈ વિહિત ભક્તિની વાત. અવિહિત ચાર ભક્તિનાં અધિકારીઓ તો ગોપીઓ વગેરે પેઠે જેના મનમાં ઇશ્વર તરફ કામદ્વેષાદિ વૃત્તિઓ જાગી હોય તેઓ છે એમ બોપદેવ કહે છે. આમાંથી ઇશ્વરપ્રતિ દ્વેષાદિ જાગવાનો સંભવ અવતાર સમયમાં જ હોઇને એનો વિચાર અકર્તવ્ય છે. પણ એક કામજન્ય ભક્તિનો વિચાર કરવો પડશે. "કામાદિથી ઉત્પન્ન થયેલી ભક્તિ અવિહિત છે એમ કહેવાની જરૂર નથી કારણકે જેમ ગોપીઓ વગેરેને ભગવાન પાસે હતા તેમ અત્યારે કોઇને નથી માટે કામાદિ ઉત્પન્ન થવાનો સંભવ નથી." એવી શંકા કરીને ટીકાકાર હેમાદ્રિ કહે છે કે "હાલમાં વિષ્ણુની સ્થૂળ મૂર્તિમાં રહેલા ભગવાનમાં કેટલીક સ્ત્રીઓને ભાવ થાય છે એમ જોવામાં આવે છે, માટે આ પ્રકારો અવિહિત છે, એ કહેવું જરૂરનું છે."

બોપદેવ અને હેમાદ્રિનું ભક્તિના પ્રકારોનું આ વર્ણન ભક્તિનો ઇતિહાસ સમજવામાં બહુ ઉપયોગી છે (૧) ગોપીઓની ભક્તિ એ આદર્શ ભક્તિ છે, ગોપીઓ જ ભક્તિ માર્ગનાં ગુરુ છે એવી માન્યતા શ્રી વલ્લભાચાર્ય અને ચૈતન્યના સમયમાં પ્રચારમાં આવી છે. ત્યારે તે પહેલાં બસ્સો વર્ષે થએલા બોપદેવ હેમાદ્રિ ગોપીઓની ભક્તિને અવિહિત ગણે છે. અર્થાત્ એ માર્ગે જવાનો સંભવ હોય તો પણ તેની ના પાડે છે. (૨) કામજન્ય ભક્તિનો આધુનિક

સ્ત્રીઓમાં કવચિત્ સંભવ હેમાદ્રિ સ્વીકારે છે પણ પુરુષભકતોમાં સ્ત્રીભાવ ઉત્પન્ન થવાનો તો ઉલ્લેખ જ નથી કર્યો. એ જોતાં ગોપીઓની ભક્તિને મળેલું અસાધારણ મહત્ત્વ અને સખીભાવ બન્ને વસ્તુ બોપદેવ હેમાદ્રિ અને શ્રીવલ્લભ ચૈતન્ય વચ્ચેની નવ-દસ પેઢીના ગાળામાં પ્રચારમાં આવી છે.

હવે બોપદેવે કરેલું ભક્તિનાં અંગોનું તથા ભકતોના પ્રકારોનું નિરૂપણ ટુંકામાં જોઇ લઇએ. સાધુઓની સંગતિ, દયા, મૈત્રી, શૌચ, તપ વગેરે ભાગવતધર્મો જુદા જુદા શબ્દોમાં ઓછી વધુ સંખ્યામાં ભાગવતમાં જુદે જુદે ઠેકાણે કહ્યા છે. તે બધા એક ઠેકાણે ખેંચી ત્રણ, ચાર, પાંચ, છ, સાત, નવ એ રીતે સંખ્યાને અનુસરી ૧૯ વર્ગ બોપદેવે કહ્યા છે. પણ એ બધા ભાગવત ધર્મોમાંયે શ્રવણ, કીર્તનને અંતરંગ ગણી લઇ (અ. ૭ થી ૧૦), ભક્તિના નવ પ્રકાર ઉપર બોપદેવે જોર નથી આપ્યું એ ધ્યાનમાં રાખવાનું છે.

છેલ્લા નવ અધ્યાયોમાં ભકતોના ભેદો બોપદેવે પાડયા છે તે ખાસ જોવા જેવા છે. એ વિદ્વાન કહે છે કે ભક્તિ જ્યારે અતિશય ગાઢ થાય ત્યારે રસરૂપ બને છે, અને આ ભક્તિરસનો જે અનુભવ કરે તે ભકત. બીજી રીતે ભક્તિરસ શબ્દની વ્યાખ્યા આપતાં બોપદેવ કહે છે કે વ્યાસાદિકે વર્ણવેલા વિષ્ણુના કે વિષ્ણુ-ભકતોના નવરસાત્મક ચરિત્રના શ્રવણ વગેરેથી હૃદયમાં જે ચમત્કાર (ભાવ) ઉત્પન્ન થાય તેનું નામ ભક્તિરસ. આ વ્યાખ્યામાં મને થોડી ગડબડ લાગે છે. શૃંગાર, હાસ્ય વગેરે જેવો જ ભક્તિ એ હૃદયનો એક ભાવ છે, એટલી વાત બરાબર લાગે છે, પણ એ રીતે ભરતાચાર્યના શૃંગારાદિ આઠમાં જેમ પાછળથી નવમો શાંત રસ ઉમેરાયો, તેમ દસમો ભક્તિરસ ઉમેરવો જોઇએ. અને શૃંગારકાવ્યના શ્રવણ કે વાચનથી શૃંગારરસનો શ્રોતા કે દ્રષ્ટાના

મનમાં જેમ અનુભવ થાય તેમ વિષ્ણુના અવતારના કે ભકતોના ચરિત્રના શ્રવણ વગેરેથી ભકિતરસનો અનુભવ થાય એટલી વાત સયુકિતક છે. પણ અહીં બોપદેવે ભકિતરસને રસના પર્યાય જેવો કહીને તેના પાછા શૃંગારાદિ નવ ભેદો પાડયા છે એ વિચિત્ર લાગે છે. પણ બોપદેવની દૃષ્ટિ પુરાણોમાં ગવાયેલાં વિષ્ણુના જુદા જુદા અવતારોનાં ચરિત્રો ઉપર જ છે. અને એ ચરિત્રોના પુરાણકૃત વર્ણનમાં શૃંગારાદિ જુદા જુદા રસ મળેલા હોવાથી તેને આ રીતે ભકિતના ભેદો પાડવાનું સૂઝયું છે. પણ એનો અર્થ એટલોજ થાય કે દેવની કે ભકતની શૃંગારરસમિશ્ર કથા સાંભળીને જે રસનો અનુભવ થાય તે શૃંગારભકિત અને તેનો અનુભવ કરનાર તે શૃંગારીભકત. એજ પ્રમાણે હાસ્યાદિનું સમજી લેવું. ભકતોના આ પ્રકારોનું વર્ણન બોપદેવે ભાગવતના શ્લોકો ઉતારીને કર્યું છે.

અહીં એક વાત ખાસ નોંધવા યોગ્ય છે તે એ કે કાવ્ય-નાટકાદિ સાહિત્યની રસમીમાંસાની પરિભાષાદ્વારા ભકિતનું નિરૂપણ કરવાના પ્રવાહનો આરંભ ઉપર પ્રમાણે બોપદેવે કર્યો છે[1]. પાછળથી એ પ્રવાહ કેવો બળવાન અને વ્યાપક થઈ જાય છે એ સોળમા શતકના ભકિતમાર્ગના લેખકોનાં લખાણો જોવાથી સમજાશે. છતાં બોપદેવે શૃંગારભક્તિને પાછળના રૂપગોસ્વામી વગેરે પેઠે શ્રેષ્ઠ સ્થાન નથી આપ્યું. બોપદેવે હાસ્યરસને પ્રથમ મુકયો છે. તે ઉપર ટીકા કરતાં હેમાદ્રિ સ્પષ્ટ કહે છે કે શૃંગારો નાયકો રસઃ એ નાટકકાવ્યમાં ભલે સાચું હોય પણ આ કૈવલ્યપરાયણ શાસ્ત્રમાં ભકિતપર શૃંગાર કાંઈ મુખ્ય નથી એમ સૂચવવા માટે આચાર્યે શૃંગારને પહેલાં નથી મૂકયો[2].

---

૧. બોપદેવના સમકાલીન મહાનુભાવપન્થના ગ્રન્થોમાં પણ રસરૂપે ભક્તિનું નિરૂપણ મળે છે.

૨. જુઓ મુક્તાફળ અ. ૧૧ શ્લો. ૨ ની ટીકા.

# પ્રકરણ ૨૦ મું

## શાંડિલ્ય અને નારદનાં ભક્તિસૂત્રો

પૂર્વ મીમાંસા અને ઉત્તર મીમાંસાની પદ્ધતિ ઉપર એ દાર્શનિક સાહિત્યમાં અતિપ્રતિષ્ઠિત ગ્રન્થો પછી ઘણી વખતે રચાયેલા ભક્તિ મીમાંસાના બે ગ્રન્થો પ્રસિદ્ધ છે[૧]. (૧) શાંડિલ્ય-સૂત્રમાં સો સૂત્રો છે ત્યારે નારદભક્તિસૂત્રમાં તેથી યે થોડાં ૮૪ સૂત્રો છે. શાંડિલ્ય સૂત્ર ઉપર સ્વપ્નેશ્વરનું ભાષ્ય છે અને એ ઉપરાંત વલ્લભ સંપ્રદાયના મુરલીદાસની તથા નારાયણતીર્થની ટીકાઓ છે.

શાંડિલ્ય અને નારદ બેય નામો ભક્તિ સંબંધી પ્રાચીન સાહિત્યમાં પ્રસિદ્ધ છે. નારદનું નામ તો મહાભારતના નારાયણીય પર્વમાં ભક્ત તરીકે જોવામાં આવે છે. અને શાંડિલ્ય નામ વૈદિક ઋષિનું (જુઓ છા. ઉ.) છે. શાંડિલ્ય વિદ્યા નામ પણ ઔપનિષદ સાહિત્યમાં મળે છે અને શાંડિલ્ય ઉપનિષદ નામનું એક ઉપનિષદ છે. જે પણસીકરે નિર્ણયસાગરમાં છપાવેલ ૧૦૮ ઉપનિષદોના ગુટકામાં છપાયું છે. ભગવાન શંકરાચાર્યના વખતમાં આ ઉપનિષદ હોય તથા ભક્તિમાર્ગના ખાસ કરીને પાંચરાત્ર સિદ્ધાંતના પ્રચારક તરીકે શાંડિલ્ય પ્રસિદ્ધ હોય એમ શંકરાચાર્યના એક વાક્ય ઉપરથી દેખાય છે. તેઓ કહે છે કે "ચારે વેદમાં પરમશ્રેય નહિ મળવાથી શાંડિલ્યે આ શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું" વગેરે વેદનિન્દા શાંડિલ્યને માથે આરોપવામાં આવે છે. (બ્ર. સૂ. ભાષ્ય ૨-૨-૪૫).

---

૧. એક ત્રીજો પણ ભક્તિસૂત્ર નામનો ગ્રન્થ મળ્યો છે. જેનો સૂત્ર-પાઠ વેણુનાદ વર્ષ ૨ અંક ૧૦-૧૧-૧૨ પૃ. ૩૪ ઉપર છપાયો છે. આ ગ્રન્થ ઉપર પુષ્ટિસંપ્રદાયના શ્રી. રઘુનાથજીની સં. ૧૬૫૭ પહેલાં લખાયેલી ટીકા મળી છે. પણ આથી વિશેષ આ ભક્તિસૂત્ર વિશે કશું જાણવામાં આવ્યું નથી. પણ તેના બીજા અધ્યાયમાં આપેલું વર્ગીકરણ બોપદેવને અનુસરે છે.

શંકરાચાર્યે ટાંકેલા આ વાકયનું મૂળ શાંડિલ્યોપનિષદમાં મળે છે. અને એ ઉપનિષદમાં એકાદ ઠેકાણે ઈશ્વરને ભકતાનુકંપી કહેલ છે ખરા બાકી એમાં મુખ્ય તો યોગ (હઠયોગની ખેચરી મુદ્રાની પણ)ની વાત છે. શંકરાચાર્યના વખતમાં આ ઉપનિષદ ઉપરાંત શાંડિલ્યનો કોઈ ભકિત સંબંધી ગ્રન્થ હોય તો ભલે પણ અત્યારે તો આ ભક્તિ-મીમાંસા જ મળે છે અને એમાં શાંકરાચાર્યે જેનું ખંડન કર્યું છે તે ચતુર્વ્યૂહની વાત નથી. એટલે શંકરાચાર્યના ઉલ્લેખ ઉપરથી આ શાંડિલ્યસૂત્ર નામનો ગ્રંથ શંકરાચાર્ય પહેલાંનો છે એમ નથી ઠરતું. બીજી તરફથી ઉપનિષદો, ગીતા—મહાભારત, વિષ્ણુપુરાણ અને બ્રહ્મસૂત્ર, યોગસૂત્ર એટલા જ ગ્રંથોનાં વચનોનું સૂચન સૂત્રમાંથી મળે છે. અને ભકિતનું જે વિવરણ આ ગ્રંથમાં કરેલું છે તેમાં પણ ભાગવતની અસર નથી.[1] આ રીતે જોતાં આ ગ્રંથ જૂનો જણાય છે પણ બોપદેવે કે હેમાદ્રિએ આનો ઉલ્લેખ કર્યો નથી. એટલે કાંતો આ ગ્રંથને તેરમા શતકમાં રચાયો માનવો પડે. (કોવેલે ૧૩મા શતકનો જ આને માન્યો છે.) અથવા ૧૦માથી ૧૨ શતક સુધીમાં રચાયો હોય પણ બોપદેવના જાણવામાં આવે એટલો પ્રસિદ્ધ થયો ન હોય એમ માનીએ. ચોક્કસ નિર્ણય કરવાનું અત્યારે કાંઈ સાધન નથી. ફર્કુહર નારદને જૂનું માને છે. અને શાંડિલ્યને નિમ્બાર્કીય ગણે છે એ ખોટું છે.[2] એ પોતે જ કહે છે તેમ એમાંથી એકેયમાં રાધાની વાત નથી. એટલું જ નહિ પણ નિમ્બાર્કનો ભેદાભેદ વાદ પણ શાંડિલ્ય સૂત્રમાં નથી. જીવ અને ઈશ્વરનો અભેદ શાંડિલ્ય સૂત્રમાં કહ્યો છે. (જુઓ સૂત્ર ૯૩) શાંડિલ્ય કે નારદ સૂત્ર બેમાંથી એકેય પ્રચલિત ભકિત સંપ્રદાયોમાંથી કોઈમાં

---

૧ ફર્કુહર શાંડિલ્ય અને નારદ બેય ઉપર ભાગવતની અસર માને છે પણ મને નારદ સૂત્ર ઉપર દેખાય છે શાંડિલ્ય ઉપર નથી દેખાતી.

૨ જુઓ આઉટલાઇન ઓફ ધ રીલીજીઅસ લીટરેચર ઓફ ઈન્ડીઆ પૃ. ૨૩૪

ખાસ માન્ય થયાં નથી. ( જોકે શાંડિલ્ય સૂત્રોનો ઉલ્લેખ શ્રી વલ્લભાચાર્યના ગ્રંથોમાં મળે છે. ) કે તેની પોતાની પરંપરા ચાલી નથી. હવે શાંડિલ્ય સૂત્રના ભક્તિના સિદ્ધાંતો ટુંકામાં જોઈ લઈએ. ભક્તિનું લક્ષણ શાંડિલ્યમાં सा परानुरक्तिरीश्वरे (સૂ. ૨) ઈશ્વરમાં પરમ અનુરાગ તે ભક્તિ એવું આપ્યું છે.[1] અને તેના ઉપરના ભાષ્યમાં સ્વપ્નેશ્વરે વિષ્ણુપુરાણ (અં. ૧ અ. ૨૦ શ્લો. ૧૭)માં વાપરેલા પ્રીતિશબ્દના અર્થમાં જ આ સૂત્રમાં અનુરક્તિ શબ્દ વાપર્યો છે એમ કહ્યું છે. અને ભક્તિ જ મુક્તિનું મુખ્ય સાધન છે. (સૂ. ૩, ૪, ૫) જ્ઞાન, કર્મ વગેરે નથી. દા. ત. ગોપીઓને જ્ઞાન ન હોવા છતાં કેવળ ભક્તિથી મુક્તિ મળ્યાનું કહ્યું છે (જુઓ સૂ. ૧૪) અને તેના પ્રમાણ તરીકે વિ. પુ. (અં. ૫ અ. ૧૩ શ્લો. ૧૪, ૧૫). નો હવાલો આપ્યો છે. ભક્તોના વર્તનમાં દેખાતાં સંમાન, બહુમાન, પ્રીતિ (પ્રસન્નતા), વિરહ, મહિમખ્યાતિ તદીયતા, સર્વભૂતમાં તદ્‌ભાવ વગેરેને ભક્તિનાં ચિહ્ન તરીકે સૂત્રકારે ગણાવ્યાં છે. (સૂ. ૪૪) કીર્તન, શ્રવણ, કથા, નમસ્કાર વગેરેને આર્તભક્તિનાં અંગો સૂત્રકાર ગણે છે (૫૬, ૫૭, ૫૮ તથા ૭૪). પૂજામાં ભગવાનને અર્પણ કરેલું જાતે ગ્રહણ કરવું ( સૂ. ૬૮ ) એ સૂત્રથી વિષ્ણુ મૂર્તિની પૂજા ઉદ્દિષ્ટ છે એ દેખીતું છે. આ સૂત્રકાર સ્ત્રીશૂદ્રોને જ નહિ પણ ચંડાલાદિને પણ પરંપરાથી ભક્તિનો અધિકાર છે એમ કહે છે. (સૂ. ૭૮).

ટુંકામાં સંપ્રદાયેતર ગીતા—મહાભારત પુરાણાદિ સાહિત્યમાં વેરાયેલા ભક્તિ વિષયક વિચારો એકત્ર કરવાનો તથા ભક્તિને મુક્તિના સાધન તરીકે માન્ય કરાવવાનો આ એક પ્રયત્ન છે છે એમ દેખાય છે. પણ એની સમાજ ઉપર અથવા પાછળના તદ્વિષયક સાહિત્ય ઉપર બહુ અસર થઈ નથી.

---

1 વેણુનાદમાં જેનો સૂત્રપાઠ છપાયો છે તે ભક્તિસૂત્રમાં ભક્તિ મનનો એક પ્રકારનો ઉલ્લાસ છે એવું લક્ષણ આપ્યું છે.

**નારદભકિતસૂત્ર**—નારદભકિતસૂત્ર શાંડિલ્ય સૂત્ર પછી રચાયું છે. શાંડિલ્યનો બે સ્થળે (સૂ. ૮૩ અને સૂ. ૧૮) ઉલ્લેખ મળે છે અને તે ઉલ્લેખ પ્રાચીન ઋષિનો કે શાં. ઉ. નો નથી પણ આ સૂત્રનોજ છે એમ શાંડિલ્ય સૂ. ૨૯ થી ૩૧ તથા તેની ટીકા જોવાથી સમજાય છે. ભકિત સંબંધી વિચારોમાં પણ શાંડિલ્ય કરતાં નારદભકિતસૂત્ર ઘણું આગળ વધેલું છે અને મહાનુભાવની સેવાનો જે ઉલ્લેખ સૂ. ૪૬માં છે તે ઉપરથી આ સૂત્ર ગ્રંથ મહાનુભાવ પંથ નીકળ્યા પછી રચાયો છે અને વિરોધ અવ્યાવૃત્ત, અન્યાશ્રય, આસકિત જેવા શબ્દો શ્રીવલ્લભાચાર્યે જે પારિભાષિક અર્થમાં વાપર્યા છે તેનું મૂળ આ નારદસૂત્ર (જુઓ સૂ. ૮–૧૦–૩૬ તથા ૮૨) હોય તો એની રચના ઈ. સ. ૧૪મા કે ૧૫મા શતકમાં થઈ હોવી જોઇએ.

નારદ સૂત્રમાં ભકિતની વ્યાખ્યા ઈશ્વરમાં પરમપ્રેમરૂપ( મનની સ્થિતિ) તે ભકિત એવી છે. આલક્ષણ નિમ્બાર્કનાં 'પ્રેમવિશેષ લક્ષણા' લક્ષણ (દશશ્લોકી શ્લો. ૯) ને મળતું છે. આ લક્ષણને વધારે સ્પષ્ટ કરતાં સૂત્રકાર કહે છે કે લૌકિક અને વૈદિક પ્રવૃત્તિઓનો ત્યાગ એનું નામ નિરોધ અને ભકિત નિરોધ રૂપ હોવાથી એ કોઈ જાતની કામનાથી પ્રેરાતી નથી (સૂ. ૭–૮). નારદ સૂત્રમાં અન્યાશ્રયના ત્યાગ ઉપર પણ ભાર મુકયો છે. ( સૂ. ૯–૧૦ ) છતાં શાસ્ત્રનો એટલે શાસ્ત્રોકત આચરણનો ત્યાગ કરવાની ના પાડી છે. ( સૂ.–૧૨ )

"શ્રી ભગવાન માટે સર્વ આચરણો અર્પણ કરી દેવાં અને ભગવાનના વિસ્મરણથી પરમ વ્યાકુલતા થવી" તેને ભકિતનું ચિહ્ન નારદ ગણે છે. (સૂ. ૧૯) અને વ્રજની ગોપીઓનો દાખલો આપે છે. (સૂ ૨૧)[1] આ દાખલાથી ભાગવતની આ સૂત્રકારને ખબર છે એમ સિદ્ધ થાય છે. છતાં ઈશ્વરના માહાત્મ્ય જ્ઞાનને

---

૧ यथा व्रजगोपिकानाम् ।

ભૂલવું ન જોઈએ, નહિ તો એ ભક્તિ જારની ભક્તિ જેવી ગણાય. (સૂ. ૨૩)[1] એમ પણ કહે છે. પાછળથી જારભક્તિને વખાણવાની પ્રથા ચાલી છે એ દૃષ્ટિએ આ સૂત્ર ઐતિહાસિક મહત્ત્વનું છે. ભક્તિ ફળરૂપ છે અને કર્મ જ્ઞાન અને યોગથી અધિક છે એ વાત શાંડિલ્યસૂત્ર પેઠે આમાં પણ કહી છે (સૂ. ૨૫–૨૬). પરમભક્તિ ઉત્પન્ન થવામાં સાધન તરીકે અવ્યાવૃત્ત ભજનને, ભગવાનના ગુણના શ્રવણ કીર્તનને તથા ભગવાનની કૃપાને ગણે છે. (સૂ. ૩૭ થી ૪૬) વળી ભગવાનમાં અને ભગવજ્જનમાં ભેદ ગણવાની ના પાડે છે[2] (સૂ. ૪૧). ભગવાનમાં અવિચ્છિન્નાનુરાગરૂપ પરાભક્તિનું સ્વરૂપ તો અનિર્વચનીય છે (સૂ. ૪૯ તથા ૫૧). પણ એ શિવાય ગૌણી ભક્તિ સાત્વિકાદિ ભેદથી અથવા ગીતામાં કહેલ આર્તાદિ ભેદ વડે ત્રણ જાતની છે. (૫૬) આનો અર્થ એટલોજ કે શાંડિલ્ય અને નારદ બેય ગીતાના જ્ઞાની ભક્તને મુખ્ય ભક્ત ગણે છે. આવી ભક્તિથી બીજાં સાધન કરતાં મોક્ષ સુલભ છે (સૂ. ૫૮). એ શાન્તિરૂપ છે અને પરમાનન્દરૂપ છે. (સૂ. ૬૦) આવા ભક્તે લોક અને વેદનું નિવેદન કરી દીધું હોવાથી[3] લોકહાનિની ચિન્તા ન કરવી (૬૧) પણ ભક્તિ સિદ્ધ થતાં લોક વ્યવહાર તજવો નહિ. માત્ર ફળનો ત્યાગ કરવો (૬૨). પણ સદાચાર સાચવવાનો બોધ કરતાં સ્ત્રીની, ધનની કે નાસ્તિકની વાત સાંભળવાની ના કહે છે (૬૩). સર્વ આચારનું ભગવાનમાં સમર્પણ કરેલું હોવાથી કામ ક્રોધાદિક પણ એમાંજ કરવાં (૬૫). ત્રણ પ્રકારની ગૌણ ભક્તિને તજીને નિત્યદાસ્ય અને નિત્યકાન્તા ભજનરૂપ પ્રેમજ કરવો, પ્રેમ જ કરવો. (સૂ. ૬૬) કંઠાવરોધ, રૂંવાડાં ઉભાં થવાં, અને આંસુ

---

૧ तद्विहीनं जाराणामिव

૨ तस्मिंस्तज्जने भेदाभावात् ।

૩ આ સૂત્ર ભાગવતના ૧૧–૩–૨૭ વિગેરેનો અનુવાદ છે.

સાથે પરસ્પર ભગવાનની વાતો કરતા ભક્તો કુળોને પાવન કરે છે (૬૮) તીર્થોને તીર્થરૂપ કરે છે (૬૯). તેઓમાં જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન વગેરેનો ભેદ નથી (૭૨) કારણ કે બધા તેનાજ છે (૭૩). વાદ ન કરવો (૭૪) ભક્તિશાસ્ત્રોનું મનન કરવું અને તેમાં કહેલાં કર્મો કરવાં (૭૬). અહિંસા, સત્ય, શૌચ, દયા, આસ્તિક્ય વગેરેનું પાલન કરવું (૭૮). સર્વદા સર્વભાવથી ભગવાનને ભજવા. (૭૯) ભગવાનનું કીર્તન કરવાથી તે તરત આવિર્ભાવ પામે છે (૮૦). ગુણમાહાત્મ્યાસક્તિ, રૂપાસક્તિ, પૂજાસક્તિ, વાત્સલ્યાસક્તિ, કાન્તાસક્તિ, આત્મનિવેદનાસક્તિ, તન્મયાસક્તિ અને પરમવિરહાસક્તિ એ રૂપે ભક્તિ એકધા પણ એકાદશધા થાય છે. (૮૨)

# પ્રકરણ ૨૧ મું

## મધુસૂદન સરસ્વતીનું ભક્તિરસવિવેચન

'અદ્વૈતસિદ્ધિ', 'વેદાન્તકલ્પલતિકા', ગીતાની 'ગૂઢાર્થદીપિકા' વગેરે ગ્રન્થોના લેખક તરીકે એક મધુસૂદન સરસ્વતી પ્રખ્યાત છે અને તેનો સમય શ્રી. પ્રહ્લાદ ચંદ્રશેખર દીવાનજી ઈ. સ. ૧૫૪૦ થી ૧૬૪૭ સુધી માને છે.[1] અને સોળમું–સત્તરમું શતક માનવા તરફ વિદ્વાનોનો બહુમત છે. આ મધુસૂદન સરસ્વતી શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા અને પ્રખર શાંકર અદ્વૈતવાદી હોવા છતાં ભક્તિને પણ મુક્તિનું સાધન માને છે. મધુસૂદન કહે છે કે "ભગવદ્ભક્તિ જ્ઞાનમાર્ગના સાધકને સર્વ અવસ્થામાં ઉપયોગી છે. સાધનના એક પગથિયા ઉપરથી બીજા પગથિયા ઉપર ચડવામાં ભક્તિ સાધકને મદદ કરે છે. ભક્તિ કર્મમિશ્ર, જ્ઞાનમિશ્ર અને શુદ્ધ એ રીતે ત્રણ જાતની છે." આ રીતે બોપદેવે પણ ભક્તિના ભેદ પાડેલ છે. બીજી રીતે ભક્તિની મન્દ, મધ્યમ અને ઉત્તમ એ રીતે ત્રણ ભૂમિકા મધુસૂદન ગણે છે. પહેલી ભૂમિકામાં "ઈશ્વરનો પોતે છે" એમ સાધક માને છે, બીજી ભૂમિકામાં "પોતાનો ઈશ્વર છે" એમ માને છે, અને ત્રીજી ભૂમિકામાં "આ બધું, વિશ્વ અને પોતે, એ એક પરમેશ્વર જ છે એવી દૃઢ બુદ્ધિ હૃદયમાં ઉત્પન્ન થાય છે." અંબરિષ, પ્રહ્લાદ, ગોપી વગેરે આ ત્રીજા પ્રકારના ભક્તોના દાખલા છે. આ પ્રકારના ઉત્તમ ભક્તો જીવન્મુક્તિની દશામાં હોય છે. તેઓ ભક્તિ કરે છે તે કોઈ ફળની–મુક્તિની પણ ઈચ્છાથી નહિ પણ ભક્તિ કરવી એ પોતાનો સ્વભાવ થઈ જવાથી એમ ભાગવતનો (૧–૭–૧૦) શ્લોક ઉતારીને કહે છે. આ

---

૧ જુઓ શ્રી. પ્ર. ચં. દીવાનજીનો પોતે લખેલા 'પ્રસ્થાનભેદ'નાં ભાષાન્તરનો પ્રવેશક.

રીતે ગીતાનો ગુણાતીત કે સ્થિતપ્રજ્ઞ અને વેદાંતનો જીવન્મુક્ત એ જ ગીતાનો જ્ઞાની ભક્ત અને ભક્તિમાર્ગનો પ્રેમભક્ત. (જુઓ ગૂઢાર્થદીપિકાની પ્રસ્તાવનાના શ્લોકો તથા ૧૮-૬૬ ઉપરની ટીકા).

વિદ્યારણ્ય સ્વામીએ પણ આ રીતે 'જીવન્મુક્તિવિવેક'માં સ્થિતપ્રજ્ઞને તથા સર્વભૂતમાં ભગવદ્ભાવ જોનાર ઉત્તમ ભગવદ્ભક્તને જીવન્મુક્ત માનેલ છે.

હવે આ મધુસૂદન, ગીતા ઉપરની પોતાની ટીકામાં ભક્તિનું વિવેચન કરતાં વારંવાર "આ વસ્તુનો વિસ્તાર 'ભક્તિરસાયન'માં કર્યો છે" એમ કહે છે, એટલે એમણે જ ભક્તિનું વિવરણ કરનાર 'ભક્તિરસાયન' નામનો ગ્રન્થ લખ્યો હોવો જોઇએ એ નિઃસંદેહ છે. પણ હાલમાં 'ભગવદ્ભક્તિરસાયન' નામનો 'અચ્યુત ગ્રન્થમાળા'માં છપાયેલો મધુસૂદન સરસ્વતીનો જે ગ્રન્થ મળે છે તે આ ગીતાના ટીકાકારનો જ રચેલો છે કે કોઈ બીજા મધુસૂદન સરસ્વતીનો એ વિષે સંદેહનાં કારણો હોવાથી, ચોક્કસ કહેવું મુશ્કેલ છે. ગીતાની ટીકામાં શરણાગતિના જે ત્રણ ભેદ મધુસૂદન સરસ્વતીએ પાડ્યા છે અને જેનો વિસ્તાર 'ભક્તિરસાયન'માં છે એમ તેણે કહ્યું છે તે વસ્તુનો નામનિર્દેશ પણ 'ભક્તિરસાયન'માં નથી. વળી મધુસૂદન સરસ્વતીના બીજા ગ્રન્થોમાં ગુરુ તરીકે વિશ્વેશ્વર સરસ્વતીનો જેવો ઉલ્લેખ મળે છે તેવો 'ભક્તિરસાયનમાં' નથી. આ સ્થિતિમાં આ ગ્રન્થકર્તા ગીતાના ટીકાકાર જ છે કે બીજા કોઈ મધુસૂદન તે સંદિગ્ધ રહેવા દઇને[1]—લગભગ ઈ. સ. ૧૬૦૦ આસપાસનો આ ગ્રન્થ છે એટલી જ વાત નિશ્ચિત ગણી લઇને, ભક્તિમીમાંસાના ઉપલબ્ધ ગ્રન્થોમાં આ ગ્રન્થ મહત્ત્વનો હોવાથી એમાં કરેલી મીમાંસા સંક્ષેપમાં જોઈ લઇએ.

---

૧ શ્રી. પ્ર. ચં. દીવાનજી તો ગીતાના ટીકાકાર મધુસૂદન સરસ્વતીનો રચેલો જ 'ભક્તિરસાયન' ગ્રન્થ છે એમ ગણે છે. (જુઓ 'પ્રસ્થાનભેદ'નો પ્રવેશક પૃ. ૧૦).

'ભક્તિરસાયન'માં ત્રણ ઉલ્લાસ અને કુલ ૧૪૭ કારિકાઓ છે. અને પહેલા ઉલ્લાસ ઉપર ગ્રન્થકર્તાની પોતાની ટીકા મળે છે, તેમાં મુખ્યત્વે ભાગવતનાં વચનોના ઉતારાઓ કરેલા છે. બોપદેવે પણ આધાર ભાગવતનો લીધો છે, પણ બોપદેવ કરતાં 'ભક્તિરસાયન'ના કર્તાનું ભક્તિનું નિરૂપણ વધારે મર્મગ્રાહી તથા ભક્તિને રસ ગણવાની દિશામાં વધારે આગળ વધેલું છે. કર્મયોગ અને જ્ઞાનયોગ જેવો ભક્તિયોગ પણ એક યોગ છે એ વિચાર ભગવદ્ગીતાથી ભાગવત સુધી એકધારો ચાલ્યો છે. પણ ભાગવત પછી કદાચ તેની જ અસરને પરિણામે ભક્તિ એ એક રસ છે, એવી માન્યતાનું જોર વધતું ગયું છે અને પંદરમા સોળમા શતકમાં તો એ 'ભક્તિરસ' શબ્દ વ્યાપક થઈ જાય છે અને ભક્તિનું વિવેચન રસદૃષ્ટિએ જ કરવાની પ્રથા સર્વમાન્ય થઈ જાય છે. 'ભક્તિરસાયન'ના કર્તા અદ્વૈતવાદી અને ગીતાદિ પ્રાચીન ગ્રન્થોના દૃઢ અભ્યાસી હોઇને એમણે ભક્તિયોગનું રસદૃષ્ટિએ વિવેચન કરવાનો તથા ભક્તિરસનું માનસશાસ્ત્રીય સમાધાન રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે.

પહેલું તો ભક્તિ જ સાધન અને ભક્તિ જ ફળ એ સિદ્ધાન્તનું બીજ ભક્તિ શબ્દના બે અર્થમાં આ ગ્રન્થકાર બતાવે છે; (૧) ભક્તિ એટલે ભજન કે અંતઃકરણની ભગવદાકારતારૂપ સ્થિતિ; આ ફળરૂપ ભક્તિ અને (૨) જેના વડે અંતઃકરણની ભગવદાકાર સ્થિતિ કરાય તે શ્રવણકીર્તનાદિ સાધનો એ સાધનભક્તિ. આ સાધનોને ભાગવતને અનુસરી જેમ બોપદેવે ભાગવતધર્મ કહેલ છે તેમ જ આ ગ્રન્થકારે પણ કહેલ છે.

હવે ભક્તિનું લક્ષણ વર્ણવતાં કહે છે કે "આ ભાગવતધર્મો વડે દ્રવભાવને પામેલા મનની જે સર્વેશ્વર ભગવાનમાં ધારાવાહીપણાને પામેલી વૃત્તિ તેનું નામ ભક્તિ" (ઉ. ૧ કા. ૩) આ

લક્ષણમાં યોગ અને રસનો સમન્વય કરવાનો પ્રયાસ કર્યો છે એ સ્પષ્ટ છે.

ચિત્તના દ્રવભાવ ઉપર જે સ્પષ્ટ ભાર આ ગ્રન્થકારે મૂક્યો છે તે નવો છે. એનું વિશેષ સ્પષ્ટીકરણ કરતાં એ કહે છે કે "ચિત્તદ્રવ્ય લાખ જેવું સ્વભાવે કઠણ છે, પણ તેને ઓગાળનાર વિષયોના સંયોગથી એ દ્રવભાવ–પીગળેલી સ્થિતિને પામે છે. આવા ચિત્તદ્રવ્યને પીગળાવનાર વિષયોમાં મુખ્ય કામ, ક્રોધ, ભય, સ્નેહ, હર્ષ, શોક વગેરે છે. આ લાગણીઓ શાંત થતાં પાછું ચિત્ત કઠણ થઈ જાય છે અને ચિત્ત પીગળેલું હોય ત્યારે એમાં વસ્તુનો જે આકાર પડે તેને જ સંસ્કાર, વાસના, ભાવ કે ભાવના કહેવામાં આવે છે. વળી પીગળેલી સ્થિતિમાં જે આકાર પડી ગયો હોય તે ચિત્ત કઠણ થતાં એમાં ટકી રહે છે; એમાંથી છૂટતો નથી." (ઉ. ૧ કા. ૪થી૮) ચિત્તને પીગાળે એવી લાગણીઓ જ આ રીતે ચિત્તમાં આકાર પાડવામાં ઉપયોગી થાય છે. બાકી "બીજા ન પીગાળે એવા વિષયોના સંબંધ વખતે ચિત્ત ફક્ત શિથિલ–ઢીલું થાય છે અને તેમાં કોઇ વસ્તુ વાસનારૂપે પેસી શકતી નથી" (કા. ૭).

ભક્તિવૃત્તિનું માનસ રચનામાં સ્થાન આ રીતે દર્શાવ્યું એ 'ભક્તિરસાયન'ના કર્તાનું ભક્તિમીમાંસામાં મુખ્ય અર્પણ છે.

ઉપર પીગળેલા ચિત્તમાં વસ્તુનો આકાર ઊઠયાનું કહ્યું તેને રસમીમાંસકો સ્થાયી ભાવ કહે છે અને સ્થાયી ભાવ વ્યક્ત થાય ત્યારે રસરૂપ થાય છે. હવે "પરમાનન્દરૂપ ભગવાન મનમાં પ્રતિબિમ્બરૂપે રહીને મનના આકારે રસરૂપ થાય છે." (કા. ૮–૧૦) "આ રીતે સચ્ચિદાનંદ, નિત્ય અને વિભુ એવા ભગવાનને ચિત્ત ગ્રહણ કરે પછી બાકી શું રહે"? (કા. ૨૮) માટે "ડાહ્યા માણસે લૌકિક વિષયોમાં ચિત્તને કઠણ કરવું અને ભગવાનમાં શાસ્ત્રોક્ત ઉપાયો વડે આર્દ્ર રાખવું" (કા. ૩૦), અને ભાગવતના પ્રથમ સ્કંધમાં

કહેલા આવા ઉપાયોનું વર્ગીકરણ કરીને આ ગ્રન્થકારે નીચેના ગણાવ્યા છે: (૧) ભગવાનની તથા ભગવાનના ભક્તોની સેવા, (૨) તેઓની દયાને પાત્ર થવું, (૩) ભાગવતધર્મોમાં શ્રદ્ધા, (૪) ભગવાનના ગુણોનું શ્રવણ (આ શ્રવણમાં કીર્તન, સ્મરણ વગેરે આવી જાય છે). (૫) ભગવાનમાં પ્રીતિનો અંકુર ફૂટવો (આનું જ નામ ભક્તિ, ૭ પછીની ભૂમિકા એના પરિપાકના પ્રકારો છે), (૬) ભગવાનના સ્વરૂપનો સાક્ષાત્કાર, (૭) ભગવાનમાં પ્રેમની વૃદ્ધિ, (૮) ભગવાનનું સ્ફુરણ, (૯) ભગવદ્ધર્મનિષ્ઠા, (૧૦) પોતાનામાં ભગવાનના ગુણોનો આવિર્ભાવ અને (૧૧) પ્રેમની પરમકાષ્ઠા (ઉ. ૧, કા. ૩૧ થી ૩૬).

આ રીતે પ્રથમ ઉલ્લાસમાં ભક્તિનું સામાન્ય નિરૂપણ કર્યા પછી બાકીના બે ઉલ્લાસોમાં તેનું વિશેષ નિરૂપણ કર્યું છે. આ પાછળના ઉલ્લાસો એ જ ગ્રન્થકારના છે કે બીજાના એ નક્કી કહેવું મુશ્કેલ છે છતાં એમાં જે વિશેષ વર્ણવેલ છે તે ટૂંકમાં જોઈ લઈએ.

ઉપરના વિવેચનથી ભક્તિરસ પણ શૃંગારાદિ બીજા રસો જેવો એક રસ છે અને તેથી ચિત્ત ભગવાનનો આકાર ધારણ કરતું હોઈને એ રસ પરમકલ્યાણ સાધી શકે છે એમ ગ્રન્થકાર કહેવા માગે છે એ સ્પષ્ટ છે. પણ પછીના બે ઉલ્લાસોમાં કામાદિક નિષિદ્ધ લાગણીઓનો ભક્તિમાં ઉપયોગ દર્શાવવાનો પ્રયાસ કર્યો છે. એ પ્રકારના ભક્તિના ભેદો બતાવતાં તે કહે છે કે કામથી ચિત્ત પીગળતાં શ્રીકૃષ્ણ વિષે સંભોગ અને વિપ્રયોગ એ રીતે બે જાતની રતિ ઉત્પન્ન થાય છે; આ શૃંગારરસ. એ જ રીતે ક્રોધથી ચિત્તમાં જે દાહ થાય તેનાથી ચિત્ત પીગળતાં જે ભાવ ઉત્પન્ન થાય તે દ્વેષ. આવો જ ભયનો ભાવ સમજવો. પછી સ્નેહના ભેદરૂપ વાત્સલ્ય, દાસ્ય અને સખ્ય ભાવનું વિવરણ કર્યું છે. પછી

હર્ષના ચાર ભેદ કહ્યા છે, તેમાં ઇશ્વરના માહાત્મ્યજ્ઞાનથી ચિત્તનો જે પરમઆનન્દમય ઉલ્લાસ થાય તે હર્ષનો એક ભેદ. એથી ચિત્ત પીગળતાં ભગવાન ઉપર જે રતિ-પ્રીતિ ઊપજે તે શુદ્ધ રતિ કે ભક્તિ. હર્ષના બાકીના ત્રણ ભેદમાં હાસ્ય, અદ્ભુત અને વીરને ગણ્યા છે. અને ઇષ્ટ વિરહથી થતા શોકથી ઉત્પન્ન થતો કરુણરસ; પછી ત્રણ જાતની જુગુપ્સા અને દયા, દાન અને ધર્મ સંબંધી એમ ત્રણ જાતનો ઉત્સાહ અને શમ આટલી લાગણીઓથી ચિત્ત દ્રવભાવને પામે છે અને એ સ્થાયી ભાવો રસરૂપ ધારણ કરે છે. પણ આમાંથી "બે પ્રકારના વીર-દયાવીર અને ધર્મવીર, બીભત્સ અને શાન્ત એ રસો ભક્તિરસનું રૂપ ધારણ કરતા નથી." (ઉ. ૨, કા. ૨૮) અહીં ભક્તિરસને રસના પર્યાય જેવો ગણ્યો છે એ સ્પષ્ટ છે. એ જ રીતે "ઇર્ષ્યાથી ઉત્પન્ન થયેલો અને ભયથી ઉત્પન્ન થયેલો દ્વેષ પણ ભક્તિરસરૂપ નથી થતો." (કા. ૨૯). એ જ રીતે "શુદ્ધ રૌદ્રરસ તથા ભયાનક રસ પણ પ્રીતિથી વિરોધી હોઇને બુદ્ધિમાને એનો આસ્વાદ ન લેવો જોઇએ" (ઉ. ૨, કા. ૩૦). બાકી રહેલા શૃંગાર, કરુણ, હાસ્ય, પ્રીતિ, ભયાનક, અદ્ભુત અને દાનવીર અને યુદ્ધવીર એટલા રસો ભગવાનનું આલંબન કરીને ઉદ્ભવે ત્યારે ભક્તિરસરૂપ થઇ શકે. પણ આ મિશ્રિત રસ છે. આગળ ચાલતાં શુદ્ધ અને મિશ્રિત રસનું વિવરણ કરતાં ગ્રન્થકાર કહે છે કે શુદ્ધ ભક્તિ, સખ્ય ભક્તિ (જેમાં દાસ્યભક્તિ પણ આવી ગઇ) અને વાત્સલ્યભક્તિ એ ભક્તિરસના ત્રણ ભેદો બીજા રસોથી અમિશ્રિત છે. પછી શૃંગાર મિશ્રિત છે એટલે કે એમાં શૃંગાર અને ભક્તિ બે રસનું મિશ્રણ છે છતાં બીજા સર્વ કરતાં બળવાન છે. કારણ તીવ્ર અને તીવ્રતર પ્રીતિ એમાં જ દેખાય છે. (ઉ. ૨, કા. ૩૫-૩૬).

ગ્રંથકારની મતલબ એવી લાગે છે કે જેમાં શૃંગારાદિ રસના ભાવો ભગવાનને ઉદ્દેશીને ભક્તના હૃદયમાં ઉદ્ભવે એ મિશ્રિત

ભક્તિરસ અને ભક્તના હૃદયમાં ભગવાનના માહાત્મ્ય જ્ઞાનથી માત્ર દાસ્યાદિ ભાવ ભગવાન તરફ ઉદ્ભવે તો એ શુદ્ધ ભક્તિ. શૃંગારભક્તિ તીવ્રતમ થઈ શકે એવી હોવા છતાં એ છે તો મિશ્રિતજ.

આ ઉપરાંત ભક્તિના સાત્ત્વિકાદિ ભેદો તથા દૃષ્ટફળ અને અદૃષ્ટ ફળ જેવા ભેદોનું તેમજ મૃદુ, મધ્યમ, તીવ્ર જેવા ભેદોનું વર્ણન પણ ગ્રન્થકારે કર્યું છે, પણ તેમાં કાંઈ વિશેષ નથી. માત્ર હર્ષજન્ય ભક્તિ જેનું વિવરણ ઉપર આવી ગયું છે તેને જ શુદ્ધ સત્ત્વોત્થ જાણવી અને તે હાલના ભક્તોને અદૃષ્ટ અને દૃષ્ટ ઉભયફળ આપનારી થાય છે એમ કહે છે. "ભક્તિનું દૃષ્ટ ફળ ઉનાળાના તાપથી પીડાતા શરીરને ગંગાસ્નાનથી થતા સુખ જેવું હોય છે. ત્યારે જીવન્મુક્તિનું દૃષ્ટ સુખ નાહીને જમ્યા પછી ગંગામાં માત્ર ખુશી ખાતર પડેલા માણસના સુખ જેવું હોય છે." (ઉ. ૨, કા. ૪૭ અને ૪૯ ).

આ ભક્તિરસાયન સાંપ્રદાયિક ગ્રન્થ નથી અને ભક્તિનો વિચાર શાસ્ત્રીય દૃષ્ટિએ કરેલો છે, એ આ ગ્રન્થનો મોટો ગુણ છે.

બીજી તરફથી ચૈતન્ય અને વલ્લભાચાર્ય પછી આ ગ્રન્થકાર થયા છે અને ભક્તિ સંબંધી એ બંને આચાર્યોના વિચારો પણ એમના જાણવામાં હોવાનો સંભવ છે. ચૈતન્યસંપ્રદાયના 'હરિભક્તિરસામૃતસિન્ધુ' જેવા ગ્રંથનું[1] ભક્તિવિવેચન આ મધુસૂદન સરસ્વતીએ જોયું છે એમ એ જોયા પછી હું તો ધારૂં છું. 'છતાં ભક્તિરસાયન'નું નિરૂપણ 'હરિભક્તિરસામૃતસિન્ધુ'ના નિરૂપણથી સ્વતંત્ર છે. માનસશાસ્ત્રીય દૃષ્ટિએ એક મહત્ત્વના મુદ્દાની બાબતમાં મધુસૂદન સરસ્વતીનો મત–ચૈતન્યસંપ્રદાયથી તથા પુષ્ટિસંપ્રદાયથી જુદો છે એ હકીકત ખાસ નોંધવા યોગ્ય છે. "માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક, ઈશ્વરમાં જે સ્નેહ તેનું નામ

૧ જુઓ 'હરિભક્તિરસામૃતસિન્ધુ' પૃ. ૧૧૭.

ભક્તિ અને તેથી મુક્તિ" એ નારદ પંચરાત્રનું વચન બેય સંપ્રદાયોના આરંભ સમયે પ્રસિદ્ધ હોવા છતાં ચૈતન્યના શિષ્ય એ માહાત્મ્યજ્ઞાનવાળી ભક્તિને ગૌણ ગણે છે અને પુષ્ટિસંપ્રદાયમાં એ મર્યાદામાર્ગીય લેખાય છે. શ્રી વિઠ્ઠલનાથજી ૨૫૦૮ કહે છે કે "જેમજેમ મોહની અધિકતા તેમતેમ પુષ્ટિમાર્ગમાં ભાવની પ્રચુરતા હોય એમ જાણવું."[૨] આથી વિરૂદ્ધ મધુસૂદન સરસ્વતી માહાત્મ્ય જ્ઞાનથી ઉત્પન્ન થતી ભક્તિને શુદ્ધ ભક્તિ કહે છે એ ઉપર આવી ગયું છે.

મધુસૂદન સરસ્વતીનો આ ભક્તિરસાયનગ્રંથ અસાંપ્રદાયિક ભક્તિમીમાંસાનો છેલ્લો ગ્રન્થ છે. એ પછીના કાળમાં એ વિષયને લગતો કોઈ ગ્રન્થ રચાયો જાણવામાં નથી. રામાનુજાદિ સંપ્રદાયોમાં ભક્તિનું જે નિરૂપણ મળે છે તેની નોંધ તે તે સંપ્રદાયના સિદ્ધાન્તોના વર્ણન પ્રસગે કરેલી છે. એટલે અહિં ખાસ કરીને અસાંપ્રદાયિક મીમાંસા ગ્રન્થોનોજ વિચાર કર્યો છે. આ ગ્રન્થોમાં ક્રમશઃ કઇ જાતનો વિકાશ થયો છે એ આપણે ઉપર જોયું છે. સાંપ્રદાયિક ખાસ કરીને વલ્લભ તથા ચૈતન્ય મતના વિદ્વાનોએ ભક્તિતત્ત્વનો વિચાર કરવામાં આ શાંડિલ્ય, નારદ, બોપદેવ વગેરેનો લાભ લીધો છે ખરો, પણ તેઓએ પોતાની સ્વતત્ર પ્રણાલિકા રચી છે. અને ચૈતન્ય મતના હરિભક્તિ રસામૃતસિન્ધુ તથા ઉજ્જળ નીલમણિ જેવા ગ્રન્થોમાં ભક્તિને ભક્તિરસ ગણીને એ રસનો ખૂબ વિસ્તારથી વિચાર કર્યો છે. જેનો ટુંકસાર નીચે ચૈતન્યમતનો ઉતારો કરતાં આપ્યો છે.

---

૨ જુઓ ભાગવત ૧૦-૩-૩૯નાં સુબોધિની ઉપર શ્રીપ્રભુચરણની ટિપ્પણી

# પ્રકરણ ૨૨ મું

## શ્રી વિષ્ણુસ્વામી અને તેનો સંપ્રદાય.

શ્રી વલ્લભાચાર્ય પહેલાં વિષ્ણુસ્વામી નામના એક આચાર્ય થઈ ગયા હતા અને પ્હેલાં તેનો સંપ્રદાય પણ રામાનુજ, મધ્વના સંપ્રદાયો સાથે ચાલતો હશે એમ પદ્મપુરાણ તથા ભવિષ્ય પુરાણમાં વિષ્ણુસ્વામીને સંપ્રદાયપ્રવર્તક તથા સિદ્ધાંતકર્તા કહ્યા છે, એ ઉપરથી જણાય છે.[1] શ્રી વલ્લભાચાર્ય પણ રામાનુજના અનુયાયીઓ સાથે વિષ્ણુસ્વામીના અનુયાયીઓને ગણે છે[2] શ્રી વલ્લભાચાર્યના પુત્રના શિષ્ય ગદાધરદાસજી (વિ. સં. ૧૬૧૦) બિલ્વમંગળને વિષ્ણુસ્વામીની ગાદીના છેલ્લા આચાર્ય કહે છે.[3] અને

---

૧ श्री ब्रह्मरुद्रसनका वैष्णवाः क्षितिपावनाः ।

चत्वारस्ते कलौ भाव्याः संप्रदायप्रवर्तकाः ॥

श्रीविष्णुस्वामिनिम्बार्क मध्वरामानुजाख्यया ।

भविष्यन्ति प्रसिद्धास्ते ह्युत्कले पुरुषोत्तमात् ॥

વલ્લભાચાર્યના જલભેદ (મુંબઈ ૧૯૧૯) ઉપરની શ્રીશભટ્ટની ટીકામાં પદ્મપુરાણના કહીને ઉતારેલા શ્લોકો.

आसन्सिद्धान्तकर्तारश्चत्वारो वैष्णवा द्विजाः

यैरयं पृथिवीमध्ये भक्तिमार्गो दृढीकृतः ॥

विष्णुस्वामी प्रथमतो निम्बादित्यो द्वितीयकः ।

मध्वाचार्यस्तृतीयस्तु तुर्यो रामानुजः स्मृतः ॥

ડા. એ. વેનીસે વરદરાજની તાર્કિક રક્ષાની પ્રસ્તાવનામાં ભવિષ્ય પુરાણ ભક્તિ માહાત્મ્ય અ. ૨૧માંથી કરેલો ઉતારો. ઉપરના બેય શ્લોકો શ્રી. ગોવિંદલાલ ભટ્ટે **વિષ્ણુસ્વામી અને વલ્લભાચાર્ય નામના** વડોદરાની ઓરીએન્ટલ કોન્ફરન્સમાં આપેલા નિબંધમાંથી ઉતાર્યા છે. જુઓ કોન્ફરન્સનો રિપોર્ટ.

૨ ભા. ૩-૩૨-૩ ઉપર વલ્લભાચાર્યની ટીકા એજન ટિ. ૫

૩ સંપ્રદાય પ્રદીપ વેણુનાદ વર્ષ ૨ સં. ૧૦-૧૧-૧૨

શ્રીવલ્લભવંશના શ્રીપુરૂષોત્તમજી (જન્મ સં. ૧૭૨૪) વલ્લભાચાર્યના પિતા લક્ષ્મણ ભટ્ટજીને વિષ્ણુસ્વામીમતાનુવર્તી કહે છે.[1] આ બધા ઉપરથી વલ્લભાચાર્યના વખત પહેલાં વિષ્ણુસ્વામીનો સંપ્રદાય ઠીક ચાલતો હશે એમ જણાય છે. છતાં એ અરસામાંજ એની પરંપરા લુપ્ત થઇ ગઈ હતી. અને એ માર્ગના અનુયાયીઓ પણ વિરલ હશે એમ ગદાધરદાસજી બિલ્વમંગલને છેલ્લા આચાર્ય કહે છે તથા એમની પછી એ માર્ગ તિરોહિત થઈ ગયો છે એમ કહે છે એ ઉપરથી અનુમાન થાય છે.[2] ચારસો વર્ષ પહેલાં તો ગમે તેમ હોય પણ હાલમાં તો વિષ્ણુ સ્વામી સંપ્રદાય લુપ્તપ્રાય છે. ફર્કુહરને ઈ. સ. ૧૯૧૮ માં અલાહબાદના કુંભમેળામાં વિષ્ણુસ્વામીના મતના છએક સાધુઓ જોવામાં આવ્યા હતા. તેઓના કહેવા પ્રમાણે વિષ્ણુસ્વામી સંપ્રદાયના બે મઠો હજી છે. (૧) કાંકરોલીમાં અને (૨) કામવનમાં[3]. આ રીતે છુટા છવાયા સાધુઓ આ દેશમાં કયાંક હોય એ જુદી વાત છે પણ સામાન્ય રીતે તો એ સંપ્રદાય લુપ્ત જ થઇ ગયો છે.

**વિષ્ણુસ્વામીનો સમય**—વલ્લભાચાર્ય પહેલાં વિષ્ણુ સ્વામી થઈ ગયા છે એટલું તો ઉપરના ઉલ્લેખોથી સ્પષ્ટ છે. ભવિષ્ય પુરાણ અને પદ્મપુરાણનાં વચનોમાં જે ચાર સંપ્રદાયોનો ઉલ્લેખ છે તેવો ઉલ્લેખ મધ્વાચાર્ય પછી અને વલ્લભાચાર્ય પહેલાંજ સંભવિત છે. પણ કયારે એ નક્કી કરવું મુશ્કેલ છે. ગદાધરદાસજી તો કહે છે કે વિષ્ણુસ્વામી પછી સાતસો આચાર્ય થઇ ગયા પછી

---

૧ ભા. ૧-૧-૧ ની સુબોધિનીના ત્રીજા શ્લોક ઉપરની ટીકા.

૨ વેણુનાદ વર્ષ. ૨ સં. ૧૦-૧૧-૧૨ પૃ. ૨ તથા ૨૦ જુઓઃ—

तेभ्यः कालक्रमेणैव प्रभवत् बिल्वमंगलः ।
ततस्तिरोहितो मार्गो वर्षसप्तशतं कलौ ॥

૩ એન આઉટલાઇન ઓફ ધી રીલીજીઅસ લીટરેચર ઓફ ઇન્ડીઆ. ૧૯૨૦ પૃ. ૩૦૪

બિલ્વમંગલ થયા અને તેણે વલ્લભાચાર્યની સાતસો વર્ષ સુધી વાટ જોઈ. [1]આ દંત કથાઓ દેખીતી અર્થહીન છે, એટલે બીજો ઐતિહાસિક પુરાવો શોધવો રહ્યો. તેમાં વલ્લભાચાર્ય પ્હેલાં ઇ. સ. ૧૨૫૦ ની આસપાસમાં થયેલા શ્રીધર સ્વામીએ[2] વિષ્ણુસ્વામીના નામથી ભાગવતની પોતાની ટીકામાં જે ઉતારા કર્યા છે, તે ઉતારા વૈષ્ણવમતના કોઈ ગ્રન્થના સ્પષ્ટ દેખાય છે. આ પ્હેલાંના કહી શકાય એવા જે ત્રણેક ઉલ્લેખો વિષ્ણુસ્વામી વિષે મળે છે તે આ વૈષ્ણવ સંપ્રદાયસ્થાપક આચાર્યને લક્ષે છે કે એ નામના બીજા કોઇ ગ્રન્થકારને તે વિષે મારા મનમાં ખાત્રી થતી નથી. આવા ઉલ્લેખોમાંના બે માધવાચાર્યના સર્વ દર્શન સંગ્રહમાં છે. (૧) એ ગ્રંથના મંગલાચરણમાં પોતાના ગુરૂ સર્વજ્ઞવિષ્ણુને માધવાચાર્યે નમસ્કાર કર્યા છે અને (૨) રસેશ્વર દર્શનનું નિરૂપણ કરતાં વિષ્ણુસ્વામીના મતના અનુયાયીઓ નરસિંહનું શરીર નિત્ય માને છે એવો મત દર્શાવતાં વિષ્ણુસ્વામીના શિષ્ય ગર્ભશ્રીકાન્તમિશ્રના સાકાર સિદ્ધિ નામના ગ્રંથમાંથી ઉતારો કર્યો છે.[3] હવે રાયબહાદુર અમરનાથ માધવાચાર્યના ગુરૂ સર્વજ્ઞ વિષ્ણુ એજ વિષ્ણુસ્વામી અને એજ શૃંગેરી મઠના વિદ્યાતીર્થ એમ કલ્પના કરે છે.[4] પણ એ રીતે માનવામાં ઘણી અડચણો છે, એ શ્રી ગોવિંદલાલ ભટ્ટે બતાવ્યું છે. માધવાચાર્યના બીજા ઉલ્લેખમાંથી વિષ્ણુ સ્વામી નૃસિંહોપાસક હતા એવો અર્થ નીકળે છે. જ્યારે વલ્લભવંશના

---

૧ વેણુનાદ વર્ષ ૨ અં. ૧૦-૧૧-૧૨ પૃ. ૨

૨ જુઓ ભા. ૧-૭-૬, ૩-૧૨-૨, વિ-પુ-૧-૧૨-૬૮ વગેરે ઉપર શ્રીધરી ટીકા. શ્રી. ગો. હ. નો નિબંધ ટિ. ૩

૩ જુઓ સર્વ દર્શન સંગ્રહમાં રસેશ્વર દર્શન. અને શ્રી. ગો. હ. ભટ્ટનો નિબંધ. ટિ. ૧૦-૨૧

૪ એનલ્સ ઓફ ભાંડારકર ઇન્સ્ટીટ્યુટ પૂના ગ્રં. ૧૪ ભા. ૩-૪ પૃ. ૧૬૧ થી ૧૮૧.

ચાચા ગોપેશજી તથા પુરૂષોત્તમજીના મતનો સંદોહ કરીને, શ્રી લક્ષ્મણભટ્ટજી પરંપરાથી શ્રીવિષ્ણુસ્વામીમતાનુવર્તી ગોપાલોપાસક હતા એમ સદ્ગત તેલીવાળા કહે છે.[૧] શ્રીધરસ્વામીએ ભાગવતમાં ઉતારેલા વિષ્ણુસ્વામીના વચનમાં પણ નરસિંહને નમસ્કાર કરેલા છે પણ વિષ્ણુસ્વામીના મતમાં નૃસિંહની તથા ગોપાલની–ઉભયની ઉપાસના હોય એવું માનવામાં મને વાંધો નથી લાગતો. વિષ્ણુસ્વામીના સમયનો વિચાર કરતાં માધ્વાચાર્ય પ્હેલાંના ગણાય એવા નીચેના બે ઉલ્લેખો ધ્યાનમાં લેવા પડશે. (૧) વરદરાજની તાર્કિક રક્ષા ઉપરની જ્ઞાનપૂર્ણની ટીકાનો[૨] અને (૨) મનુસ્મૃતિ ઉપરની મેધાતિથિની ટીકાનો[૩], જ્ઞાનપૂર્ણે પોતાના ગુરૂનું નામ વિષ્ણુસ્વામી આપ્યું છે અને ભક્તમાલમાં મહારાષ્ટ્રી સંત જ્ઞાનેશ્વરના વિષ્ણુસ્વામી ગુરૂ હતા એમ કહેલું છે. એ ઉપરથી ડા–આર્થર વેનીસ અને સતીશચંદ્ર વિદ્યાભૂષણ જ્ઞાનપૂર્ણ એજ જ્ઞાનેશ્વર એમ નક્કી કરે છે.[૪] પણ શ્રી ગોવિંદલાલ ભટ્ટ જ્ઞાનેશ્વરે પોતાના ગુરૂનું નામ ગહિનીનાથ આપ્યું છે અને વિષ્ણુસ્વામી નથી આપ્યું માટે ઉપરના બે વિદ્વાનોને અને ભક્તમાલને અનુસરી વિષ્ણુસ્વામીને જ્ઞાનેશ્વરના ગુરૂ માનનાર ડા. રા. ભાંડરકરને ભ્રાન્ત ગણે છે. અને મેધાતિથિના ઉલ્લેખ ઉપર જોર દઇને વિષ્ણુ સ્વામીને દશમા શતકમાં મુકે છે.[૫]

---

૧ વેણુનાદ વર્ષ ૨ સં. ૧૦–૧૧–૧૨ પૃ. ૧૮

૨ જ્ઞાનપૂર્ણની ટીકાનો છેલ્લો શ્લોક જુઓ. શ્રી. ગો. હ, ભટ્ટનો નિબંધ ટિ. ૧૩

૩ મેધાતિથિની મનુસ્મૃતિ અ. ૯ શ્લો. ૨૫૩ ઉપર ટીકા. શ્રી. ગો. હ. ભટ્ટનો નિબંધ ટિ. ૧૨

૪ ડા. આ. વેનીસની તાર્કિક રક્ષા ઉપરની પ્રસ્તાવના તથા ડા. વિદ્યાભૂષણનું હીસ્ટરી ઓફ ઈન્ડીઅન લોજીક (૧૯૨૧) પૃ. ૩૭૩–૩૭૪ એજન ટિ. ૧૫

૫ એજન.

આ બાબતમાં શ્રી ગો. હ. ભટ્ટથી મારો મત જુદો પડે છે. એક કરતાં વધારે ગુરૂઓ હોવાનો અથવા વિષ્ણુસ્વામી પરમ• ગુરૂ હોવાનો સંભવ જોતાં નાભાજીનું કથન તદ્દન અવિશ્વનીય ઠરાવવાનું કારણ મને દેખાતું નથી. જ્ઞાનેશ્વરે પોતે આપેલી ગુરૂ પરંપરા પોતાને જાણવામાં હોવા છતાં ડા. ભાંડારકરે આવાજ કારણથી નાભાજીના કથનને અવિશ્વસનીય નથી ગણ્યું.[1] અને મને તો મેધાતિથિનો ઉલ્લેખ જેમાં વૈષ્ણવમતની કાંઈ ગંધ નથી તે કોઇ મીમાંસક વિષ્ણુસ્વામી વિષે હોવાનો સંભવ લાગે છે. મેધાતિથિ એને કાવર વિષ્ણુસ્વામી કહે છે એ પણ સૂચક છે.[2] અને બધા ઉલ્લેખોનો તથા ડા. ભાંડારકર, આર્થરવેનીસ, સતીશચંદ્ર વિદ્યાભૂષણ વગેરે બધા વિદ્વાનોના મતોનો વિચાર કરતાં સંપ્રદાય પ્રવર્તક વિષ્ણુસ્વામી શ્રીધર પ્હેલાં ઘણું કરી ઈ. સ. ૧૨૦૦ની આસપાસમાં થઈ ગયા હોય એમ લાગે છે.

વિષ્ણુસ્વામીએ શ્રુતિ, બ્યાસસૂત્ર, ગીતા અને ભાગવત ઉપર ભાષ્યો લખ્યાં છે એમ ગદાધરદાસજી કહે છે. અને ફર્કુહરને મળેલા એ મતના અનુયાયી સાધુઓ સંપ્રદાયના મઠોમાં ભાગવત-ભાષ્યની નકલ હોવાનું અને એ ઉપરાંત વિષ્ણુ રહસ્ય અને તત્ત્વત્રય નામના ગ્રન્થો વિષ્ણુસ્વામીના હોવાનું કહે છે.[3]

વળી શ્રીધરસ્વામીએ ભાગવતની ટીકામાં વિષ્ણુસ્વામીએ કહ્યું છે એમ કહીને કોઇ ગ્રન્થમાંથી ઉતારા કર્યા છે એ ઉપર નોંધ્યું છે પણ અત્યારે તો એવો કોઇ ગ્રન્થ મળતો નથી. પણ એ

---

૧ વૈષ્ણવીઝમ શૈવીઝમ પૃ. ૭૭

૨ એક શાર્ઙ્ગપાણિના પુત્ર સર્વજ્ઞ વિષ્ણુ અને બીજા મહેશ્વર હરિના પુત્ર વિષ્ણુસ્વામી એ બેને તો જુદા ગણવાનો શ્રી. ગો. હ. ભટ્ટનો મત છે. એમાં હું ત્રીજા કાવર વિષ્ણુસ્વામી અને ચોથા સંપ્રદાય પ્રવર્તક વિષ્ણુસ્વામીને ઉમેરૂં છું.

૩ આઉટ લાઇન ઓફ ધી રીલીજીઅસલીટરેચર ઓફ ઇન્ડીઆ. પૃ. ૩૦૪-૦૫

ઉતારામાં કહેલ હ્લાદિની સંવિદ્‌ ઇશ્વર આશ્લિષ્ટ હોવાની માન્યતા ચૈતન્ય સંપ્રદાયમાં પણ મળે છે.[1]

જો કે વલ્લભ સંપ્રદાયના કેટલાક લેખકો વિષ્ણુસ્વામીના સંપ્રદાયને અને વલ્લભ સંપ્રદાયને કશો સંબંધ હોય એમ માનતા નથી પણ એ સંપ્રદાયનાજ બીજા કેટલાક લેખકો દા. ત. સંપ્રદાય પ્રદીપના કર્તા ગદાધરદાસજી, વલ્લભદિગ્વિજયના લેખક યદુનાથ અને ચરિત્ર ચિન્તામણિના લેખક દેવકીનન્દન વલ્લભાચાર્યને વિષ્ણુસ્વામી સંપ્રદાયના આચાર્ય ગણે છે. કેટલાંક કીર્તનોમાં પણ આવો ઉલ્લેખ મળે છે. સાધુઓની પરંપરામાં પણ વિષ્ણુસ્વામી આચાર્ય અને વલ્લભાચાર્ય એ મતના પરમાચાર્ય એવી માન્યતા પ્રચલિત છે.[2] વલ્લભ સંપ્રદાયના શ્રીશભટ્ટજી અને ખાસ તો ગટુલાલાજીએ આ મતને આ જમાનામાં નવું જોર આપ્યું છે.[3] એનો સંપ્રદાયમાં એ વખતે વિરોધ પણ થયો છે. છતાં તટસ્થ દૃષ્ટિએ જોઇએ તો ઉપરની માન્યતા નિર્મૂળ નથી. યદુનાથ વિજયને શ્રી ગો. હ. ભટ્ટ પાછળનો બનાવટી ગ્રન્થ ગણે છે અને સ્વ. તેલીવાળા પણ એના ઉપર સંદેહની નજરે જુએ છે,[4] અને ચરિત્ર ચિન્તામણિ આધુનિક ગ્રન્થ છે; એટલે એ બેને ન ગણીએ પરંતુ ગદાધરદાસજીનો સંપ્રદાય પ્રદીપ ગ્રંથ પ્રાચીન છે અને તેની પ્રાચીન પ્રતિઓ પણ મળે છે.[5]

---

૧ ह्लादिन्या संविदाश्लिष्टः सच्चिदानंद ईश्वरः
स ईशो यद्वशे माया स जीवो यस्तयार्दितः ॥
भा. ૧–૭–૬ ની ટીકા.

૨ પ્રસ્થાન પુ. ૧૬ અં. ૬માં નાગાબાવાઓ વિષે મારો લેખ.

૩ જુઓ સત્સિદ્ધાંત માર્તંડ પૃ. ૧૩૭

૪ શ્રી. ગો. હ. ભટ્ટનો નિબંધ તથા વેણુનાદ વર્ષ ૨ અંક ૧૦–૧૧–૧૨ પૃ. ૨૦

૫ એજન

એ ગ્રંથમાં સ્પષ્ટ શબ્દોમાં વિષ્ણુસ્વામી મતના આચાર્ય બિલ્વમંગલે વલ્લભાચાર્યને વિષ્ણુસ્વામીના મતનો ઉપદેશ કર્યો અને પછી સ્વપ્નમાં વિઠ્ઠલનાથે વલ્લભાચાર્યને આત્મનિવેદન કરાવ્યું તથા વિષ્ણુસ્વામીનો માર્ગ સ્વીકારવાનું કહ્યું, એ રીતે શબ્દો છે.[૧] ગદાધરદાસજીના આ કથનને વલ્લભાચાર્યના પોતાના તત્ત્વાર્થદીપ નિબંધની ઈતિશ્રીમાં 'વિષ્ણુસ્વામી મતવર્તી વલ્લભાચાર્યે રચેલ' એવા શબ્દો છે,[૨] તે હકીકત ટેકો આપે છે. આવી ઇતિશ્રી સર્વ હસ્તપ્રતોમાં સર્વ પ્રકરણોને અન્તે મળતી નથી, એ ઉપરની માન્યતા પાછળથી તજી દેવાયાનો પુરાવો છે; પણ કેટલીક જૂની પ્રતોમાંયે એ ઇતિશ્રી મળે છે અને યોગી શ્રી ગોપેશ્વરજી આ ઇતિશ્રીના જોરે "વિષ્ણુસ્વામી મતવર્તી વલ્લભાચાર્યે રચેલ હોવાથી તત્ત્વદીપ નિબંધમાં આધ્યાત્મિક મત છે." એમ કહે છે (જુઓ રશ્મિ ૪-સૂ-૨-૩-૫૦) એટલે એમના વખતમાં તો આ ઇતિશ્રી પ્રચલિત હતી.[૩] અને અમુક બાબતમાં વિષ્ણુસ્વામીનો મત વલ્લભાચાર્યને માન્ય હતો એટલું સ્વીકારવામાં રશ્મીકારને વાંધો નથી લાગ્યો એ ઈતિહાસ દૃષ્ટિએ ઘણું સૂચક છે.

વલ્લભાચાર્યને વિષ્ણુસ્વામીસંપ્રદાયના અનુયાયી માનવા જેટલો આ પુરાવો પ્રબલ નથી. વલ્લભાચાર્ય પોતે વિષ્ણુસ્વામી, રામાનુજ વગેરેના મતથી પોતાનો મત જુદો છે અને વિષ્ણુસ્વામીનો મત તામસ છે અને પોતાનો મત નિર્ગુણ છે એમ કહીને પોતાની મતભિન્નતા સ્પષ્ટ કરે છે.[૪] અને શ્રી. ગો. હ. ભટ્ટ એ ઉપર યોગ્ય

---

૧ એજન પૃ. ૩

૨ જુઓ. ગો. હ. નો નિબંધ ટિ. ૪૪. વળી સં. ૧૫૪૯ માં ઉજ્જેનના ગોર નરોત્તમને કરી આપેલા લેખમાં પણ વલ્લભાચાર્ય પોતાને વિષ્ણુ સ્વામીના અનુયાયી કહે છે. (થોડાંક રસદર્શનો પૃ. ૨૦૧)

૩ વેણુનાદ વર્ષ ૨ અં, ૧૦—૧૧—૧૨ પૃ. ૧૯

૪ જુઓ શ્રી-ગો-હ-ભટ્ટનો નિબંધ તથા તેની ટિ. ૫માં ભા. ૩—૩૨—૩૭ની ટીકામાંથી કરેલો ઉતારો.

રીતેજ ભાર મુકે છે. આ સ્થિતિમાં મને એમ લાગે છે કે ચૌખમ્બાસીરીઝમાં છપાયેલા સકલાચાર્યમતસંગ્રહમાં વિષ્ણુસ્વામીના મત તરીકે જે કટકો આપેલો છે અને જેને આધારે ડા. ભાંડારકરે વિષ્ણુસ્વામીનો અને વલ્લભાચાર્યનો વેદાન્તમત એક છે એમ કહેલું તે ગ્રંથ ડા. ભાંડારકરે ધાર્યું હતું તેમ શ્રીનિવાસાચાર્યનો નથી અને વિશ્વસનીય પણનથી એવો શ્રી ગો. હ. ભટ્ટનો મત[1] યથાર્થ છે. પણ મારા મતે વલ્લભાચાર્યના પિતા વિષ્ણુસ્વામીમતાનુવર્તી હતા અને વલ્લભાચાર્યે પોતે પ્હેલી અવસ્થામાં કદાચ એ મતનો સ્વીકાર કર્યો હોય અને એ મતના કોઈક સિદ્ધાન્તો પોતાના પિતા પાસેથી અથવા બિલ્વમંગળની શિષ્ય પરંપરા પાસેથી જાણ્યા હોય એવો સંભવ છે. એ પોતે કાંઈકિ ઋણનો સ્વીકાર કરેજ છે અને પૂર્વાચાર્યો તથા પૂર્વ સન્તોનું ઋણ પાછળના ઉપર હોય એ સ્વાભાવિક છે; છતાં શુદ્ધાદ્વૈતવાદ તેમજ પુષ્ટિ માર્ગ વલ્લભાચાર્યે પોતે જ ચલાવેલ છે એમાં સંદેહ નથી.

વિષ્ણુસ્વામીનો મત શું હતો એ તો એના ગ્રન્થો ન મળતા હોવાથી જાણી શકાય એમજ નથી.

---

૧ એજન તથા ટિ. ૪૧, ૪૨, ૪૩.

# પ્રકરણ ૨૩ મું

## વલ્લભાચાર્ય અને તેઓનો સંપ્રદાય

વૈષ્ણવ ધર્મના ઉપર જે ત્રણ સંપ્રદાયોનું અવલોકન કર્યું તેથી હવે જે બે માર્ગો–વલ્લભ સંપ્રદાય અને ચૈતન્ય સંપ્રદાય–જોવાના છે, તે ઘણી રીતે જુદા પડે છે. ભક્તિભાજન દેવરૂપે આ બેય સંપ્રદાયોએ વૃન્દાવનના ગોપાલ—ગોપીવલ્લભ કૃષ્ણને પસંદ કર્યા છે અને ભાગવત પુરાણે ગાયેલા કૃષ્ણ પ્રતિ રાધા વગેરે ગોપીઓના સ્નેહને ભક્તિનો આદર્શ ગણ્યો છે. ઉભય સંપ્રદાયોમાં શ્રી ભાગવતનો મુખ્ય આધાર લીધો છે. બન્નેએ ભગવાનનાં કૃષ્ણ નામને પ્રિય ગણ્યું છે.

શ્રીરામાનુજ ઉપર તો પાઞ્ચરાત્ર સંપ્રદાય અને યોગની ઘણી અસર છે અને એની ભક્તિ ઉપાસના પ્રધાન છે. નિમ્બાર્ક કૃષ્ણ સાથે રાધાને ભજે છે અને પ્રેમલક્ષણા ભક્તિનો ઉપદેશ કરે છે પણ તેમાં ગોપીઓની ભક્તિને આદર્શ ગણવાની વાત નથી અને નિમ્બાર્કે ભાગવતનો નહિ પણ હરિવંશ, મહાભારત અને વિષ્ણુપુરાણનો મુખ્ય આધાર લીધો છે. જ્યારે મધ્વે ભાગવતનો આધાર લીધો છે પણ એના મૂળ ઉપદેશમાં રાધાની વાત નથી અને ભક્તિ ઉપાસના પ્રધાન છે. આ રીતે પહેલા ત્રણ સંપ્રદાયોથી પાછલા બે સંપ્રદાયો જુદા પડે છે. છતાં રામાનુજ, નિમ્બાર્ક અને મધ્વની પાછળના બંને ઉપર ઘણી અસર થઈ છે, એ ચોક્કસ છે. પાછળના બેય સંપ્રદાયોના આચાર્યો સમકાલીન છે. વલ્લભાચાર્ય અને કૃષ્ણચૈતન્ય એક બે વખત મળ્યા હતા એમ પણ બેયના ચરિત્રગ્રન્થોમાં કહેલું છે.[૧]

---

૧ નિજવાર્તામાં તો સં. ૧૫૪૮માં વલ્લભાચાર્ય વૃંદાવનમાં ચૈતન્યને મળ્યા હોવાનું કહ્યું છે, પણ એતો અસંભવિત છે કારણ કે ચૈતન્યનો

વલ્લભાચાર્યના જીવનચરિત્રને લગતું જે જૂનું સાહિત્ય મળે છે તેમાં તેના પુત્ર શ્રી વિઠ્ઠલ દીક્ષિતના સમયમાં થએલા શ્રી. ગદાધરદાસ, શ્રી. મુરલીધરદાસ અને શ્રી. ગોપાળદાસ આ ત્રણે લખેલાં ચરિત્રો જૂનામાં જૂનાં છે. તે પછી પૌત્ર ગોકુળનાથજીના સેવકો શ્રીકલ્યાણ ભટ્ટ, વ્યારાવાળા ગોપાળદાસ, અને કેશવદાસે રચેલાં ચરિત્રો આવે છે. આ છ ચરિત્ર લેખકોમાંથી શ્રીગદાધરદાસ, મુરલીધરદાસ અને કલ્યાણ ભટ્ટે રચેલાં ચરિત્રો સંસ્કૃતમાં છે જ્યારે બાકીના ત્રણ લેખકોનાં ગુજરાતી કાવ્યોમાં છે. પછીનાં બધાં ચરિત્રો આ છ ચરિત્ર ગ્રન્થોને આધારે લખાયેલ છે એમ શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રી કહે છે. વિ. સં. ૧૬૧૦ની આસપાસમાં લખાયેલા અને વેણુનાદ (વર્ષ ૨. અં. ૧૦ ૧૧-૧૨)માં છપાયેલા સંપ્રદાય પ્રદીપનો. સં. ૧૬૪૦-૪૧માં લખાયેલા મુરલીધરના શ્રીમદ્-વલ્લભાચાર્યચરિતનો, કેશવદાસની વલ્લભવેલને મુખ્યત્વે અનુસરી શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ શ્રીમદ્વલ્લભાચાર્યનું જે જીવન ચરિત્ર લખ્યું છે તેનો, રા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસે યદુનાથ વિજય[1] વગેરે ઉપરથી વલ્લભાચાર્યનું જે જીવનચરિત્ર

---

જન્મ સં. ૧૫૪૨ (શક સં. ૧૪૦૭) માં થયો છે એટલે સં. ૧૫૪૮માં તેઓ હજી છ વર્ષના બાળક હતા. વળી વીશ વર્ષની ઉમ્મર સુધી તેઓ નદીઆની બહાર ગયાજ ન હોતા. નિજ વાર્તા જેવા ગ્રન્થોમાં આવી ઘણી તારિખોની તથા બનાવોની ગડબડ હોવા બાબત તરફ રા. ભગવાનદાસ પોરબંદરવાળાએ ઠીક ધ્યાન ખેંચ્યું છે ( જુઓ ગુજરાતી સપ્ટેમ્બર ૧૯૩૫ પૃ. ૧૩૧?) બધું જોતાં કયારે મળ્યા હતા એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. રા. ભગવાનદાસે ઉપરના લેખમાં ચૈતન્યના ચરિત્રના આધારે સં. ૧૫૭૨માં મળ્યા હતા એમ લખ્યું છે. એ કથન કેટલું વિશ્વસનીય છે તે કહેવું મુશ્કેલ છે પણ બન્નેના ચરિત્ર ગ્રન્થોમાં મળ્યાની વાત છે એટલે એકાદવાર મળ્યા હશે એટલું માનવામાં વાંધો નથી.

૧ આ યદુનાથ વિજય વિ. સં. ૧૬૫૮માં આચાર્યશ્રીના પૌત્ર યદુનાથજીએ લખ્યો છે એમ કહેવાય છે. પણ એની જૂની પ્રત કોઇએ જોઈ

છપાવ્યું છે તેનો તથા સ્વ. તેલીવાળાએ રશ્મી અને પ્રકાશ સાથે સંપાદિત કરેલ અણુભાષ્યના ઉપોદ્ઘાતરૂપે વલ્લભાચાર્યનું જે ચરિત્ર લખ્યું છે તેનો યથાસંભવ લાભ લઈને અહીં શ્રી. વલ્લભાચાર્યનું ટુંકું જીવન ચરિત્ર આપ્યું છે.

જે બ્રાહ્મણ કુટુમ્બમાં વલ્લભાચાર્યનો જન્મ થયો છે, તે કુટુમ્બ આન્ધ્ર દેશમાં બ્યોમસ્તંભ નામે પર્વતની પાસે કૃષ્ણા નદીની દક્ષિણે કાકરવાડ[1] નામના મોટા નગરમાં રહેતું હતું. એ કુટુમ્બ શુદ્ધ વેલનાટ અથવા વેળનાડુ નામથી ઓળખાતું હતું. એ કુટુમ્બ ગોપાળસ્વરૂપ કૃષ્ણની ભક્તિ કરનારૂં વૈષ્ણવી દીક્ષાવાળું યજુર્વેદી તૈત્તિરીયશાખી ભારદ્વાજ ગોત્રી હતું. વલ્લભાચાર્યથી પાંચમી પેઢીના યજ્ઞ નારાયણ ભટ્ટ જે સ્વરૂપની સેવા કરતા હતા. તે શ્રી. વલ્લભાચાર્યદ્વારા સાતમા પીઠમાં હાલમાં બીરાજે છે, એમ કહેવાય છે. આ યજ્ઞનારાયણથી ચોથા પુરૂષ લક્ષ્મણ ભટ્ટજી થયા. આ લક્ષ્મણ ભટ્ટજી તથા તેમના પૂર્વજો વિષ્ણુસ્વામીના મતને અનુસરી ગોપાલકૃષ્ણની સેવાભક્તિ કરતા હોવાનો સંભવ છે. તેઓ મૂળ સ્થળ કાકરવાડનો નાશ થવાથી, અગ્રહારમાં રહેવા ગયા, ત્યાં વિદ્યાનગર (વિજયનગર) ના રાજાના પુરોહિત સુશર્માની યલ્લમાગારૂ નામની કન્યાને પરણ્યા. આ લક્ષ્મણભટ્ટને વલ્લભાચાર્ય પહેલાં રામકૃષ્ણ નામના એક પુત્ર અને બે કન્યાઓ થઈ હતી. અને ચોથો પુત્ર વલ્લભના જન્મ પછી થયો. તેઓ એક વખત પોતાની સ્ત્રી, શિષ્યો, ચાકર નોકર વગેરે સાથે કાશીની યાત્રા કરવા ગયા હતા. કેટલોક વખત કાશીએ રહ્યા પછી, મુસલમાનોના

---

નથી. અને એનું સ્વરૂપ પ્રાચીનતાનો પ્રત્યય કરાવતું નથી એવો સ્પષ્ટ અભિપ્રાય શ્રી. તેલીવાળાએ આપ્યો છે અને શ્રી. ગોવિંદલાલ ભટ્ટ કહે છે કે એ ગ્રન્થ બનાવટી છે અને પાછળના કોઇએ યદુનાથજીને માથે ચડાવ્યો છે.

૧ આ ગામનો હજી પત્તો લાગ્યો નથી.

હુમલાની બીકથી બીજાઓ સાથે લક્ષ્મણ ભટ્ટજી પણ કાશીથી ભાગ્યા. અને રસ્તામાં, ચોડા નગર પાસે ચંપારણ્યમાં શિવા (હરડે) ના ઝાડ નીચે યલ્લમાગારૂને સંવત ૧૫૨૯ (ઇ. સ. ૧૪૭૩ )ના વૈશાખ (ગુજરાતી ચૈત્ર) વદ ૧૧ને શનિવારને રોજ આઠમે માસે પ્રસવ થયો.[1] એ બાળક જીવતું નથી એમ જાણીને એક કપડાના કટકામાં એને વીંટી શમી વૃક્ષની બખોળમાં માબાપે મૂકી દીધું; અને આગળ ચાલ્યાં. પણ થોડે દૂર જઈને બીજે દિવસે પાછાં વળતાં માતા પિતાએ બાળકની આસપાસ અગ્નિ જોયો અને બાળકને જીવતું જોયું એટલે ત્યાંથી ઉપાડી લીધું. જન્મતાંજ અગ્નિએ રક્ષણ કર્યું, એ ઉપરથી વલ્લભાચાર્ય અગ્નિનો અવતાર–વૈશ્વાનરાચાર્ય કહેવાય છે. આ રીતે વલ્લભાચાર્યના જન્મની

---

૧ વલ્લભવેલ પ્હેલાંના વલ્લભાચાર્યના ચરિત્ર ગ્રન્થોમાં વર્ષો નથી આપ્યાં જ્યારે વલ્લભવેલમાં આપ્યાં છે અને અતિશયોક્તિ ભરેલી તથા ચમત્કારવાળી વાતો નથી આપી એ વલ્લભવેલનો મોટો ગુણ હોવાનું રા. કેશવરામ શાસ્ત્રી કહે છે તે યથાર્થ છે. હવે ઉપર વલ્લભાચાર્યના જન્મની જે તારિખ આપી છે, તે ગોકુલનાથજીના અનુયાયીઓમાં પ્હેલેથી મનાય છે. વલ્લભવેલમાં તથા કલ્યાણભટ્ટના કલ્લોલમાં એ તારિખ છે. પણ સામાન્ય રીતે વલ્લભસંપ્રદાયમાં સં. ૧૫૩૫ના ગુર્જર ચૈત્ર વદિ ૧૧ને ગુરૂવાર કે રવિવાર મનાય છે. આ તિથિ પ્હેલ વ્હેલી મૂળ પુરૂષકાર દ્વારિકેશજીએ લખી છે. પણ એ પ્હેલાં દોઢસો વર્ષ ઉપર સં. ૧૫૨૯ની સાલ લખાઈ છે અને ગણિતને ૧૫૨૯ ચૈત્ર વદિ ૧૧ જ અનુકૂળ છે; વળી સં. ૧૫૪૬ માં ઉજ્જૈનના નરોત્તમ નામના ગોરને શ્રીવલ્લભાચાર્યે લેખ કરી આપ્યો છે. વગેરે હકીકત સં. ૧૫૩૫ની માન્યતાને ભૂલભરેલી ઠરાવે છે એમ જે રા. કેશવરામ શાસ્ત્રી કહે છે તે સાચું લાગે છે. અને છેલ્લાં ચાર પાંચ વર્ષથી તો ૧૫૩૫ની સાલ સંદિગ્ધ જરૂર થઈ ગઇ છે. પ્રો. મગનલાલ ગ. શાસ્ત્રી જેવા પુષ્ટિ સંપ્રદાયના પ્રતિષ્ઠિત વિદ્વાન પણ બેય જન્મ તિથિઓનો ઉલ્લેખ કરે છે (જુઓ ૧૯૯૦ની વલ્લભ જયંતી પ્રસંગે થયેલાં એ વિદ્વાનનાં ભાષણો–શ્રીપુષ્ટિ સિદ્ધાન્ત કુસુમાવલિ સપ્તમ પુષ્પ) એ ઓછું સૂચક નથી.

હકીકત તેના અનુયાયીઓની ભક્તિનાં ઘેરાં વાદળાંથી ઢંકાઈ ગઈ છે. તેના અનુયાયીઓ અને તેઓ પોતે પણ પોતાને અગ્નિનો અવતાર ગણે છે એમાં સંદેહ નથી. રામાનુજાદિ બીજા આચાર્યો વિષે પણ આવી માન્યતાઓ પ્રચલિત છે.[1]

માતાપિતાએ આ બાળકનું નામ વલ્લભ રાખ્યું. લક્ષ્મણ ભટ્ટ આ બાળકને લઈને પાછા કાશીએ જઈને રહ્યા; અને સાતમે કે આઠમે વર્ષે વલ્લભને ઉપનયન આપી પોતાની પાસે તથા વિલાસ ભટ્ટ પાસે વિદ્યાભ્યાસ કરાવવા માંડયો.[2] કાશીમાં જ વેદોનો, વ્યાકરણનો તથા ન્યાયાદિ દર્શનોનો અભ્યાસ કરી લીધા પછી વૈષ્ણવ તથા શૈવતંત્રો તેમજ રામાનુજાદિ વૈષ્ણવ આચાર્યોના સિદ્ધાન્તોનો પરિચય મેળવવા માટે કાશીમાં કાંઈ સાધન ન જોઈને બાર વર્ષની ઉમ્મરે વલ્લભાચાર્યે દાક્ષિણાપથ તરફ પ્રયાણ કર્યું.[3]

---

૧ જુઓ સ્વ. તેલીવાળાએ અણુભાષ્યના ઉપોદ્ઘાતમાં લખેલું ચરિત્ર. ધર્મ સંસ્થાપન માટે પરમેશ્વરના કે બીજા દેવોના અવતારો થવાની માન્યતાનું મૂળ તો છેક ગીતામાં મળે છે.

૨ વલ્લભવેલમાં ગુરૂનું નામ વિલાસ ભટ્ટ લખ્યું છે. મુરલીધરે ગુરૂના નામનો ઉલ્લેખજ નથી કર્યો, જ્યારે નિજવાર્તામાં અને વલ્લભીય સર્વસ્વમાં ગુરૂનું નામ માધવાનંદ આપ્યું છે. અન્યત્ર વળી વિષ્ણુચિત્ત આપ્યું છે. સંપ્રદાય પ્રદીપમાં ગર્ભથી આઠમે વર્ષે ઉપનયન આપ્યું એમ લખ્યું છે અને મુરલીધરદાસે સાતમે વર્ષે લખ્યું છે. શ્રીવલ્લભીય સર્વસ્વમાં સં. ૧૫૪૦ રામનવમીને દિવસે ઉપનયન આપ્યું લખ્યું છે તે તો સં. ૧૫૩૫માં જન્મ માનતાં પણ ઉપરના બેય ચરિત્રકારોની વિરૂદ્ધ છે.

૩ જુઓ સંપ્રદાય પ્રદીપનું સ્પષ્ટ કથન અને તેને અનુસરતું તેલીવાળાનું કથન ( વેણુનાદ વર્ષ ૨ અં. ૧૦-૧૧-૧૨ પરિશિષ્ટ) વલ્લભવેલમાં પણ સ્પષ્ટ કહ્યું છે કેઃ—

સંપ્રદાય ચારનાં ભાષ્ય ભણિયા દક્ષિણમાં જઈ આપ. કડવું રજું.

પણ રસ્તામાં વેંકટાદ્રિમાં એમના પિતા લક્ષ્મણ ભટ્ટજીનો સં. ૧૫૪૧માં વૈકુંઠવાસ થયો.[૧] અને માતાનો વૈકુંઠવાસ તો પ્હેલાંજ થયો હતો. પછી શ્રીવલ્લભાચાર્ય પોતાને મોસાળ વિદ્યાનગર (વિજયનગર) ગયા. ત્યાં એ વખતે કૃષ્ણદેવ રાજા હતા અને શ્રી વલ્લભાચાર્યના મામા એના દરબારમાં દાનાધ્યક્ષ તરીકે અધિકારી હતા એમ શ્રીવલ્લભાચાર્યના ગદાધર વગેરે ચરિત્ર લેખકો કહે છે. પણ કૃષ્ણદેવનો રાજ્યકાળ લગભગ સં. ૧૫૬૫થી સં. ૧૫૮૬ સુધી ચોક્કસ છે.[૨] એટલે બારમા વર્ષમાં—સં. ૧૫૪૧માં કે, જન્મ સં. ૧૫૩૫માં માનતાં ૧૫૪૬–૪૭માં, વલ્લભાચાર્ય વિદ્યાનગર ગયા હોય. ત્યારે કૃષ્ણદેવ ત્યાંનો રાજા હોવાનો સંભવજ નથી. આ ઐતિહાસિક મુશ્કેલીનું કારણ એટલું જ છે કે ગદાધર મુરલીધરદાસ વગેરે ચરિત્ર લેખકોએ પ્હેલીવાર વિદ્યાભ્યાસ માટે ગયા અને પાછળથી મોટી ઉમ્મરે શાસ્ત્રાર્થ માટે ગયા એ બે પ્રસંગોને એક કરી નાખ્યા છે. પણ કેશવરામ શાસ્ત્રી કહે છે તેમ શ્રી. ગોકુળનાથજીનાં વચનામૃતનાં ૨૫૦૮ કથનને[૩] અનુસરી વિદ્યાનગરમાં બનેલા જે શાસ્ત્રાર્થની વાત ચરિત્રલેખકો કરે છે તે પ્રસંગ બીજીવારની પરિક્રમા વખતે બનેલો એવું માનીએ તોજ બધો મેળ બેસે છે અને શ્રીમદ્વલ્લભાચાર્યની ઉમ્મર જોતાં પણ એજ સંભવિત છે. ચરિત્ર લેખકો બનાવોનો અનુક્રમ નોંધવામાં ભૂલ કરે પણ રાજાનું નામ લખવામાં ભૂલ ન કરે એમ માનવું યોગ્ય છે. મતલબ કે રા. કેશવરામ શાસ્ત્રી કહે છે તેમ ચારેક વર્ષ

---

૧ જુઓ મુરલીધરદાસનું વલ્લભાચાર્ય ચરિત. ગદાધર તો પિતાના સ્વર્ગવાસ પછી શ્રીવલ્લભાચાર્યે કાશીમાં વિદ્યાભ્યાસ કર્યો એમ કહે છે. પણ મુરલીધરદાસનું કથન સ્પષ્ટ છે.

૨ જુઓ સેવેલનું એ ફરગોટન એમ્પાયર પૃ. ૧૦

૩ જુઓ શ્રી. કે. કા. શાસ્ત્રીનું શ્રીમદ્વલ્લભાચાર્યનું ચરિત્ર પૃ. ૯–૧૦ તથા તેની ટિપ્પણી અને શુદ્ધાદ્વૈત ભક્તિ માર્તંડ વર્ષ ૮ અં. ૯પૃ.૨૦

વિદ્યાનગરમાં વૈષ્ણવ શાસ્ત્રોના અભ્યાસમાં ગાળી આચાર્યશ્રી સં. ૧૫૪૫માં ગોકુળ મથુરા ગયા હશે. ત્યાં ગિરિરાજમાં દેવદમન કે શ્રીનાથજીનાં પ્રાકટ્યની વાત સાંભળી એટલે ત્યાં જઈ [1]શ્રીનાથજીનાં દર્શન કર્યાં. શ્રીનાથજીનું મૂળ પ્રાકટ્ય સં. ૧૪૫૬માં થયું કહેવાય છે. મથુરાથી વલ્લભાચાર્ય ઉજ્જેન ગયા; જ્યાં નરોત્તમ ગોરને સં. ૧૫૪૬માં હસ્તાક્ષર કરી આપ્યા અને ત્યાંથી કાશી ગયા.

આ અરસામાં શ્રીવલ્લભાચાર્ય દશેક વર્ષ કાશીમાં રહ્યા હોય એમ લાગે છે અને એ વખતે જ તત્ત્વાર્થદીપનિબંધ, સિદ્ધાંત મુક્તાવલિ, પત્રાવલંબન વગેરે ગ્રન્થો લખ્યા હશે. પત્રાવલંબન તો પાછળથી ( સં. ૧૫૭૨-૭૩માં ) બીજા માર્ગોને આહ્વાનરૂપે કાશી વિશ્વનાથના દ્વાર ઉપર ચોડ્યો[2] હતો એમ ચરિત્ર લેખકો કહે છે. પછી કાશીમાં જ કાશીના દેવનભટ્ટની કન્યા મહાલક્ષ્મી સાથે ત્રીશ વર્ષની ઉમ્મરે આચાર્યે લગ્ન કર્યાં[3]

૧ શ્રીનાથજીનાં પ્રાકટ્યની દંતકથા માટે જુઓ મુરલીધરદાસનું શ્રી વલ્લભાચાર્ય ચરિતમ્, નિજવાર્તા તથા શ્રીનાથજીના પ્રાકટ્યની વાર્તા. શ્રી નાથજીના પ્રાકટ્ય સબંધી સાલો નિજવાર્તા વગેરેમાં આપી છે પણ તે એકસરખી નથી. દા. ત. ઉપર પ્રથમ પ્રાકટ્યની સાલ એક જૂનાં પુસ્તક ઉપરથી ૧૪૫૬ આપી છે (જુઓ વેણુનાદ વર્ષ ૨ અં. ૧૦-૧૧-૧૨ પૃ. ૧૨) ગોકુળનાથજીના એક વચનામૃતમાં પણ એજ સાલ છે. જ્યારે પ્રાકટ્યની વાર્તામાં ૧૪૬૫ની સાલ છે. વળી વલ્લભાચાર્યે પ્રથમ દર્શન કર્યાં ૧૫૪૫માં એમ ઉપર કહેલા જૂના પુસ્તકમાં છે. જ્યારે પ્રાકટ્યની વાર્તામાં ૧૫૪૯ની સાલમાં દર્શન કર્યાં એમ છે. પણ સાલોની બાબતમાં આવી ગડબડ આ ગ્રન્થોમાં પુષ્કળ છે. વધારે દાખલા આપવાની જરૂર નથી.

૨ જુઓ સંપ્રદાય પ્રદીપ.

૩ સંપ્રદાય પ્રદીપકારે, મુરલીધરદાસે કે કેશવદાસે લગ્નની સાલ આપી નથી. પણ રા. કેશવરામ શાસ્ત્રીએ સં. ૧૫૫૬ આપી છે. (જુઓ ૧૯૩૪નું ગુજરાતી પૃ. ૭૫૬) જ્યારે ગુજરાતીના તંત્રી. રા. રા. ન. ઈ. દેસાઈએ

આ લગ્ન પ્હેલાં તેઓ કાશીથી વ્રજમાં ગયા હોય એમ જણાય છે. કારણ કે સાંપ્રદાયિક માન્યતા પ્રમાણે સં. ૧૫૫૬ની ચૈત્ર સુદ બીજે ગોવર્ધન પર્વત ઉપર તેઓએ શ્રીનાથજીનું મંદિર બંધાવી તેની સેવાનું કામ ચૈતન્ય સંપ્રદાયના ગૌડીય વૈષ્ણવોને સોંપ્યું છે.

લગ્ન પછી આચાર્યે ગદાધર અને કેશવદાસના કહેવા પ્રમાણે નવ વર્ષ સુધી આ દેશનાં જુદાં જુદાં તીર્થોમાં પર્યટન કરી પોતાના માર્ગનો ઉપદેશ કર્યો. આ રીતે ધાર્મિક દિગ્વિજય જેને કહેવામાં આવે છે તેવું પર્યટન બધા આચાર્યોએ કર્યું છે. શ્રીમદ્‌વલ્લભાચાર્યે આ પરિક્રમા એક કટકે કરી કે બે ત્રણ કટકે તે ચરિત્ર ગ્રન્થો ઉપરથી નક્કી થઈ શકતું નથી.[૧] આ પરિક્રમામાં એમની સાથે એકજ સેવક કૃષ્ણદાસ મેઘન નામના હતા એમ ગદાધર કહે છે અને દામોદરદાસ એકજ હતા એમ મુરલીધરદાસ કહે છે. પાછળના લેખકોએ ચાર શિષ્યો સાથે હતા એમ કહેલું છે. વળી ક્યાંથી ક્યાં ગયા વગેરે યાત્રાક્રમ પણ સંપ્રદાય પ્રદીપ વગેરે જૂના ગ્રન્થોમાં આપ્યો નથી અને પાછળના ગ્રન્થોમાં જે ક્રમ આપ્યો છે તેનો ચરિત્ર ગ્રન્થોના અન્ય પ્રસંગો સાથે બરાબર મેળ ખાતો નથી. છતાં સામાન્ય રીતે દક્ષિણનાં તારૂપતિ, વ્યંકટેશ, કાંચી, ચિદંબરમ, કુમ્ભકોણમ્, શ્રીરંગજી વગેરે રામેશ્વર સુધીનાં તીર્થોની; નાસિક ત્ર્યંબક, પંઢરપુર વગેરે મહારાષ્ટ્રનાં તીર્થસ્થાનોની; ઉજ્જે-

---

સં. ૧૫૬૦ની સાલ આપી છે (જુઓ ગુજરાતી ૧લી મે ૧૯૩૨) જ્યારે વલ્લભદિગ્વિજયને અનુસરી રા. લલ્લુભાઈ પારેખ સં. ૧૫૩૫માં જન્મ અને સં. ૧૫૬૫માં ત્રીશની ઉમ્મરે લગ્ન થયાં એમ કહે છે (જુઓ પુષ્ટિમાર્ગનો ઈતિહાસ પૃ. ૫૨)

૧ નિજ વાર્તામાં અઢાર વર્ષમાં ત્રણ પરિક્રમાઓ કરી એમ લખેલું છે. અન્યત્ર લગ્ન પ્હેલાં બે અને લગ્ન પછી એક કરી એવું પણ કથન મળે છે.

નાદિ માળવાનાં તથા પુષ્કરજી આદિ મારવાડનાં સ્થાનોની, સિદ્ધપુર, પાટણ, વડનગર, વીશનગર, ડાકોર, ભરૂચ, સુરત, વગેરે ગુજરાતનાં મોટાં શહેરો તથા દ્વારકાં જતાં આવતાં કાઠીઆવાડનાં પ્રભાસ વગેરે સ્થળોની, કુરૂક્ષેત્ર, હરદ્વાર વગેરે ઉત્તરનાં તીર્થોની અને અયોધ્યા, પ્રયાગથી જગન્નાથપુરી સુધીનાં પૂર્વનાં તીર્થોની આચાર્યે યાત્રા કરી છે.

આ પરિક્રમાઓ વખતે માર્ગમાં વિશ્રામ લેવા યોગ્ય રમણીય સ્થળોમાં તથા તીર્થસ્થાનોમાં વલ્લભાચાર્ય ભાગવતનું પારાયણ કરતા, તથા શ્રીકૃષ્ણભક્તિનો ઉપદેશ આપતા. આવાં જે જે સ્થળોએ વલ્લભાચાર્યે ભાગવતનું પારાયણ કરેલ છે તે તે સ્થળોએ મહાપ્રભુજીની બેઠકો થઈ છે એમ કહેવાય છે. હાલમાં મહાપ્રભુજીની ૮૪ બેઠકો આ દેશમાં છે. પણ તે સર્વ એમના વખતથી જ છે એમ નક્કી કહેવું મુશ્કેલ છે.

મુસાફરી કરતા કરતા એક વખત શ્રી. વલ્લભાચાર્ય વિદ્યાનગર પહોંચ્યા ત્યારે ત્યાં રાજસભામાં કૃષ્ણદેવરાજાના ગુરૂ માધ્વ સંપ્રદાયી વ્યાસરાયના સભાપતિ પદ નીચે ધાર્મિક વાદવિવાદ ચાલતો હતો. વલ્લભાચાર્યના ચરિત્ર ગ્રન્થોમાં આ વિવાદને બહુ મહત્ત્વ આપ્યુ છે. કહે છે[1] કે વલ્લભાચાર્યે આ વિવાદમાં માયાવાદી

૧ કૃષ્ણદેવ રાજાની સભામાં શું બન્યું તેનું ચરિત્ર લેખકોએ કરેલું વર્ણન એકસરખું નથી અને હાલમાં પણ એ બાબતમાં ભારે અને કાંઈક તીખો વાદવિવાદ ચાલ્યો છે. ઉપર સૌથી જૂના ચરિત્ર લેખક ગદાધરે કરેલું વર્ણન ઉતાર્યું છે. પણ મુરલીધરદાસ અને તેને અનુસરી પછીના લેખકો રાજાએ આચાર્યને કનકાભિષેક કર્યો હતો એમ કહે છે. કોઈ વળી રાજાએ આચાર્ય પદવી આપી તથા પોતે સપરિવાર સેવક થયો એમ કહે છે. (જુઓ નિજવાર્તા તથા શુદ્ધાદ્વૈત ભક્તિ માર્તંડના વર્ષ ૮ અં. ૯ ખાસ અંકમાં શ્રીવલ્લભીય સર્વસ્વ) પણ એ તો દેખીતી અતિશયોક્તિ છે. કૃષ્ણદેવ રાજા તો માધ્વસંપ્રદાયી વૈષ્ણવ હતો. પણ સંપ્રદાય પ્રદીપની

પંડિતોને જીતીને પોતાનો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત સિદ્ધ કર્યો અને વ્યાસરાયની સૂચનાથી તુલાદાન સુવર્ણ આપીને કૃષ્ણદેવરાજાએ વલ્લભાચાર્યનો સત્કાર કર્યો. આચાર્યે આ સુવર્ણના અર્ધા દ્રવ્યમાંથી શ્રીવિઠ્ઠલની રત્નખચિત મેખલા કરાવી, ચોથો ભાગ પૈતૃકઋણ ફેડવામાં વાપર્યો અને અર્ધો પોતાના ગૃહસ્થાશ્રમના યજ્ઞ ખર્ચ માટે રાખ્યો. વલ્લભાચાર્યના ચરિત્ર લેખકો કૃષ્ણદેવરાજાના દરબારમાં આ પ્રસંગ બન્યો હોવાનું સ્પષ્ટ કહે છે એ સાચું હોય તો વિ. સં. ૧૫૬૫—૬૬માં આ પ્રસંગ બન્યો હોવો જોઈએ.

આ પ્રસંગે વિદ્યાનગરમાં શ્રીવલ્લભાચાર્ય હતા ત્યારે જ "વ્યાસરાયે (કે વ્યાસતીર્થે) શ્રીવલ્લભાચાર્ય પોતાનો (મધ્વનો) માર્ગ સ્વીકારે તો એને આચાર્ય પદવી આપવાની ઈચ્છા રાખી હતી પણ વિષ્ણુસ્વામી મતના છેલ્લા આચાર્ય બિલ્વમંગલે સ્વપ્નમાં દર્શન આપી વ્યાસતીર્થના શિષ્ય થવાની ના પાડી અને વિષ્ણુ સ્વામીનો સર્વ મત કહી એ લુપ્ત થઈ ગયેલા મતને પુનઃપ્રકાશિત કરવાની સૂચના કરી" એમ ગદાધર કહે છે.

આ પ્રાચીન દંતકથામાં વિષ્ણુસ્વામી મતના એ વખતે પ્રચલિત સિદ્ધાન્તોનો તથા મહાભક્ત બિલ્વમંગળના કૃષ્ણકર્ણામૃત જેવા ગ્રન્થનો શ્રીવલ્લભાચાર્યને લાભ મળ્યો છે એટલું ઐતિહાસિક

---

જે જૂની પ્રત મળે છે તેમાં કનકાભિષેકની વાત નથી તથા એ માટે કૃષ્ણદેવના રાજ્યકાળનો ઉત્કીર્ણ લેખાદિ જેવો સ્વતંત્ર પુરાવો નથી માટે કનકાભિષેકની વાત માનવાની રા. એલ. રંગીલદાસ ના પાડે છે. (જુઓ એમની 'કનકાભિષેકની ઐતિહાસિકતા વિષે ચર્ચા' નામની ગુજરાતી પ્રેસમાં છપાયેલી પુસ્તિકા) કનકાભિષેકની વાત સાચી માનનાર પક્ષની દલીલો માટે જુઓ પુષ્ટિમાર્ગનો ઇતિહાસ શુદ્ધાદ્વૈત માર્તંડ વર્ષ ૮ અં. ૯ આ પછી ઇ. સ. ૧૯૩૫ના જુલાઇના ગુજરાતીમાં પણ એલ. રંગીલદાસે કનકાભિષેક વિરૂદ્ધ બે ત્રણ લેખો લખ્યા છે.

તત્ત્વ જરૂર છે. એમના પિતા વિષ્ણુસ્વામી મતના અનુયાયી હતા એ ભૂલવાનું નથી. પછી વલ્લભાચાર્ય દક્ષિણમાં વિદ્યાભ્યાસ માટે રહ્યા તે દરમિયાન પોતાના મામા તથા રાજગુરૂ વ્યાસરાય મધ્વ સંપ્રદાયી હોવાથી એ મતના સિદ્ધાન્તો જાણવાનો તો એમને ઘણો અવકાશ મળ્યો હશે. રામાનુજ મતના અભ્યાસ માટે પણ ત્યાં સગવડ હોય એ સંભવિત છે અને નિમ્બાર્ક મતનો અભ્યાસ તેઓએ વ્રજમાં કર્યો હોવો જોઈએ.[1]

વિદ્યાનગરના શાસ્ત્રાર્થમાં વિજય મેળવ્યા પછી શ્રીવલ્લભાચાર્ય વ્રજમાં થઈ કાશી ગયા હોય એમ જણાય છે. છેલ્લાં ૧૯–૨૦ વર્ષ તેઓ મોટે ભાગે અડેલમાં રહ્યા છે. પણ વચ્ચે વચ્ચે વારંવાર વ્રજમાં જતા હતા. અને વ્રજવાસ દરમિયાન પ્હેલાં બંધાવેલા શ્રીનાથજીના ન્હાના મંદિરને ઠેકાણે પૂરણમલ્લ પાસે સં. ૧૫૭૬માં મોટું મંદિર બંધાવી તેમાં શ્રીનાથજીની મૂર્તિને પધરાવી છે. આ મંદિરમાં પાછળથી સં. ૧૬૩૦માં વિઠ્ઠલનાથજીએ શય્યા મંદિર અને મણિકોઠા કરાવ્યા હતા. આ ઉપરાંત સં. ૧૫૮૫માં એક વખત તેઓ દ્વારિકા પધાર્યા હોવાની નોંધ મળે છે.[2]

વળી એક વખત શ્રીવલ્લભાચાર્ય વ્રજમાં હતા ત્યારે શ્રાવણ શુકલ એકાદશીની મધ્યરાત્રીએ શ્રીકૃષ્ણે (સ્વપ્નમાં?) પ્રકટ થઈને બ્રહ્મસંબંધ દ્વારા જીવોનો પોતાના સેવા માર્ગમાં અંગીકાર કરવાની આજ્ઞા કરી એમ સિદ્ધાન્ત રહસ્યમાં વલ્લભાચાર્ય કહે છે. અહીં માસ અને તિથિ આપેલ છે પણ વર્ષ નથી આપ્યું. પણ વિદ્યાનગરથી પાછા આવ્યા પછી વિ. સં. ૧૫૬૭ની આસપાસમાં

---

૧ નિમ્બાર્ક મતના કેશવકાશ્મીરી સાથેના મેળાપનું વર્ણન ચરિત્ર ગ્રન્થોમાં મળે છે. (જુઓ સંપ્રદાય પ્રદીપ તથા વેણુનાદ વર્ષ ૨ અં. ૧૦–૧૧–૧૨ પૃ. ૩)

૨ જુઓ વેણુનાદ વર્ષ ૨ અં. ૧૦-૧૧-૧૨ પૃ. ૧૨ તથા પૃ. ૫૦

આ બનાવ બન્યો હોવાનો સંભવ છે. વલ્લભાચાર્યે મુરલીધરદાસના કહેવા પ્રમાણે પ્હેલા શિષ્ય દામોદરદાસને કર્યા, પછી કૃષ્ણદાસ મેઘનનો સ્વીકાર કર્યો હશે. પછી આ અરસામાં જ નિમ્બાર્ક મતના વિદ્વાન કેશવ કાશ્મીરી અને વલ્લભાચાર્યનો સમાગમ થયો હોવાનો સંભવ છે. અને ગદાધરના કહેવા પ્રમાણે કેશવકાશ્મીરીએ[1] આચાર્ય પાસેથી ભાગવતનું વ્યાખ્યાન સાંભળ્યું અને પછી પોતાના શિષ્ય માધવભટ્ટને આચાર્યને સોંપ્યા અને આચાર્યે આત્મસમર્પણ કરાવી તેમને પોતાની સેવામાં લીધા. આ માધવભટ્ટે આખું આયુષ્ય આચાર્યશ્રીના લહીઆ તરીકે એમના ગ્રન્થો લખવામાં ગાળ્યું. ઉપરના ત્રણેય શિષ્યો સાથે શ્રીવલ્લભાચાર્યનું ચિત્ર કૃષ્ણગઢમાં છે. આ ચિત્ર સીકંદર લોદીના કહેવાથી હોનહારે સં. ૧૫૬૭માં ચિત્ર્યું છે એમ અઢારમા શતકમાં થયેલા કૃષ્ણગઢના સાવંતસિંહે એક કાવ્યમાં લખ્યું છે. (જુઓ પુષ્ટિમાર્ગનો ઇતિહાસ પૃ. ૩૪ થી ૪૧) પછી તો પ્રભુદાસ, નારાયણ મિશ્ર, પુરૂષોત્તમ શેઠ વગેરે ઘણા બ્રાહ્મણો અને ક્ષત્રિયો સેવક થયા.

છેલ્લાં વર્ષોમાં ઉપર કહ્યું છે તેમ વલ્લભાચાર્ય ચાતુર્માસમાં ગોકુળમાં કે ગોવર્ધનનાથજીના મન્દિર પાસે બેઠકમાં અને બાકીનો વખત અડેલમાં રહેતા હતા. આ રીતે અડેલમાં ૧૫–૨૦ વર્ષ રહ્યા ત્યારે સેવામાંથી બચતા વખતમાં ગ્રન્થો લખતા. સં. ૧૫૬૭માં કે ૧૫૭૦માં વલ્લભાચાર્યને ઘેર પ્રથમ પુત્રનો જન્મ થયો, એનું ગોપીનાથજી નામ રાખ્યું; અને સં. ૧૫૭૨માં ચરણાટમાં બીજો પુત્ર થયો તેનું નામ વિઠ્ઠલનાથજી રાખ્યું.

વલ્લભાચાર્યે છેલ્લી અવસ્થામાં અધુરા ગ્રન્થો પુરા કરી ગોપીનાથજીને ગાદીએ બેસારી પોતે માધવેન્દ્રયતિ પાસે સંન્યાસ લીધો

૧ આ કેશવ કાશ્મીરી તે નિમ્બાર્કની પરંપરાના ૩૦મા પુરૂષથી જુદા હોવાનો સંભવ છે જુઓ ઉપર પૃ. ૧૮૪ ટિ. ૨

અને તે પછી તરતજ સંવત્ ૧૫૮૭ની આષાઢ શુકલ ત્રીજને દિવસે ભગવત્ ધામમાં પધાર્યા.[૧]

વલ્લભાચાર્યે નીચે પ્રમાણે ગ્રન્થો લખ્યા ગણાય છે. વ્યાસ સૂત્રપરભાષ્ય (અણુભાષ્ય), પૂર્વમીમાંસાકારિકા, પૂર્વમીમાંસાભાષ્ય વ્યાસ સૂત્રપર બૃહદ્‌ભાષ્ય, કૃષ્ણાશ્રય, સિદ્ધાન્ત મુક્તાવલી, સિદ્ધાન્ત રહસ્ય, અંતઃકરણ પ્રબોધ, તત્ત્વાર્થદીપ, પુષ્ટિપ્રવાહમર્યાદા, દશમસ્કંધાનુ-ક્રમણિકા, પત્રાવલંબન, સુબોધિની–ભાગવતની ટીકા (જે ૧, ૨, ૩, ૧૦ તથા ૧૧માના ૪ અધ્યાયો ઉપર જ મળે છે) તત્ત્વાર્થપ્રકાશ અને બીજા ન્હાના ન્હાના ૧૮ ગ્રન્થો. શ્રીવલ્લભાચાર્ય પછી એના સંપ્રદાયને એના મોટા પુત્ર શ્રીગોપીનાથનો વિશેષ લાભ મળ્યો નહિ કારણ કે લગભગ સં. ૧૫૯૦થી સં. ૧૬૦૦ વચ્ચે[૨] તેઓએ જગન્નાથપુરીમાં આ લોકનો ત્યાગ કર્યો અને પછી તરત એના પુત્ર શ્રીપુરૂષોત્તમજીનો પણ પરલોકવાસ થયો. આ દુઃખમાં ડુબેલાં શ્રીગોપીનાથજીનાં વિધવા વલ્લભાચાર્યના બધા ગ્રન્થો પોતાની

---

૧ વલ્લભાચાર્યનું ચરિત્ર લખનારા હાલના ઘણાખરા લેખકોએ વલ્લભાચાર્યના પરલોક પ્રયાણ માટે ઉપરની સાલ આપી છે. પણ કલ્લોલકાર કલ્યાણ ભટ્ટે આચાર્ય બાવન વર્ષ ભૂતલપર બીરાજ્યા એમ લખ્યું છે, એ જો સાચું માનવામાં આવે તો જન્મ સં. ૧૫૨૯માં માનતાં દેહત્યાગ સં. ૧૫૮૧માં માનવો જોઇએ. મતલબ કે ૧૫૮૫માં દ્વારકાં પધાર્યાનો જે ઉલ્લેખ ઉપર કર્યો છે તે પણ ખોટો માનવો પડે (જુઓ શ્રી. કે. કા. શાસ્ત્રીનો લેખ ગુજરાતી ૨૦ મે ૧૯૩૪ પૃ. ૭૨૦) અથવા તો સં. ૧૫૮૭ની સાલ દેહત્યાગ માટે સાચી માની આયુષ્ય ૫૮ વર્ષનું માનવું પડે. ચોક્કસ નિર્ણય બાંધવા માટે કાંઈ સાધન હોય એવું મારા જાણવામાં નથી.

૨ આ સાલ તેલીવાળાને અનુસરીને આપી છે પણ ચોક્કસ નથી. જુઓ પુષ્ટિમાર્ગનો ઈતિહાસ પૃ. ૭૮ સં. ૧૫૯૫માં ગોપીનાથે કાશીના ગોરને લેખ કરી આપ્યો છે. જુઓ ગુજરાતી ૧૯૩૫ નો દીપોત્સવી અંક પૃ. ૧૦૨

સાથે લઈ ગયાં અને બહુ પ્રયત્ન કર્યા છતાં શ્રી. વિઠ્ઠલનાથજી વિધવા ભાભી પાસેથી વ્યાસ સૂત્ર ઉપરનું બૃહદ્ભાષ્ય વગેરે જે ગ્રન્થોની નકલો ન મેળવી શકયા તે સદાને માટે નાશ પામ્યા.

સં. ૧૬૨૨માં શ્રીવિઠ્ઠલનાથજી અડેલ છોડી શ્રીગોકુળમાં જઈ રહ્યા અને સં. ૧૬૨૨થી ૧૬૪૨નાં વીશ વર્ષ દરમિયાન વિઠ્ઠલનાથજી અકબર બાદશાહ, બીરબલ, ટોડરમલ્લ, રાય પુરૂષોત્તમ વગેરેના સંબંધમાં આવ્યા. અને અકબરે વિઠ્ઠલનાથજીને ગોકુળમાં કોઈપણ જાતની કનડગત વગર નિરાંતે રહેવા દેવાનાં, તેની ગાયોને ખાલસા જમીનમાં પણ ચરવા દેવાનાં અને જતીપુર, ગોકુળગામ અને હોડીઘાટ સર્વ પ્રકારના કરવેરાથી મુક્ત કરીને પેઢી દરપેઢી યાવચ્ચન્દ્રદિવાકરૌ આપવાનાં ફરમાનો કાઢયાં.[1] આ ફરમાનો ઉપરથી એવું દેખાય છે કે વિ. સં. ૧૬૩૮ સુધીનાં ફરમાનોમાં વિઠ્ઠલનાથને પવિત્ર જનોઈ ધારણ કરનાર (બ્રાહ્મણ) વિઠ્ઠલરાય કહ્યા છે પણ તે પછીનાં ફરમાનોમાં ગોસ્વામી કહેલ છે. અને આ રીતે વિઠ્ઠલદીક્ષિતને મળેલી ગોસ્વામી કે ગુસાંઈજીની પદવી આજસુધી તેના વંશજો ભોગવે છે. શ્રીવિઠ્ઠલનાથજીને શ્રી ગોકુળ અને ગોવર્ધન ઉપર કેવો પ્રેમ હતો એ અણુભાષ્ય (બ્ર. સૂ. અ. ૪. ૨–૧૫) માં વ્યાપિ વૈકુંઠની ઉપર ગોકુળને મુકતાં એમણે કરેલા તેના વર્ણનથી દેખાય છે. ગોકુળમાં એમને શાન્તિ મળી અને તેમણે અણુભાષ્યનો ખુટતો ભાગ લખ્યો અને બીજા પણ વિદ્વન્મંડનાદિ ગ્રન્થો લખ્યા. વિઠ્ઠલનાથજીના આવા નાના મોટા ૩૯ ગ્રન્થોનાં નામો શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ ગણાવ્યાં છે. અન્યત્ર ૪૭ નામ આપ્યાં છે.[1] આ સાહિત્ય કે નામ સેવા

---

૧ અકબર બાદશાહનાં આ ફરમાનો માટે જુઓ. વિ. સં. ૧૯૮૮ના ગુજરાતી પત્રના દિવાળીના અંકમાં 'બાદશાહી ફરમાનો' સંપાદક દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પૃ. ૪૯

ઉપરાંત શ્રીવિઠ્ઠલનાથજીએ જે મોટું કામ કર્યું તે સંપ્રદાયની સેવા પ્રણાલી બાંધવાનું છે. એમના ૭૦ વર્ષના દીર્ઘાયુષ્ય દરમિયાન વલ્લભ સંપ્રદાય આ દેશમાં ખૂબ ફેલાયો અને તેનો પ્રતાપ ઘણો વધ્યો.

## પુષ્ટિમાર્ગ-શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત

શ્રીમદ્વલ્લભાચાર્યના ગ્રન્થોનાં વચનોનું તાત્પર્ય ખેંચી આધુનિક પુષ્ટિમાર્ગીય વિદ્વાનોએ લખેલા ટૂંકા[1] ગ્રન્થોમાંથી આ સાર બનતાં સુધી એમના જ શબ્દોમાં અહીં ઉતાર્યો છે. અને મોટે ભાગે મૂળના ઉલ્લેખો ટિપ્પણીમાં આપ્યા છે. જેથી ઉંડા ઉતરવા કે કોઇપણ એક વિષયનો વિસ્તાર જોવા ઇચ્છનારને સગવડ થશે એવી આશા છે.

**ભક્તિ**—વલ્લભાચાર્ય નિઃશ્રેયસના માર્ગ તરિકે કર્મ અને જ્ઞાન કરતાં ભક્તિને શ્રેષ્ઠ ગણે છે. ભક્તિ એટલે પ્રભુનું ભજન 'જેવી ગંગાના પાણીની સમુદ્રમાં ગતિ થાય છે તેવી પ્રભુમાં મનની ગતિ તે ભક્તિ"[2] અથવા "માહાત્મ્યના જ્ઞાન પૂર્વક સુદૃઢ અને સર્વથી વધારે પ્રભુમાં સ્નેહ તે ભક્તિ, અને એનાથી જ મુક્તિ મળે છે બીજાથી નહિ."[3] પણ પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન પ્રભુના અનુગ્રહ

---

૧ ભટ્ટશ્રી રમાનાથ શર્માએ ગુજરાતીમાં લખેલા શુદ્ધાદ્વૈત સિદ્ધાંતસાર, શા. રા. જેઠાલાલ ગો. શાહે અણુભાષ્યના ગુજરાતી અનુવાદના ઉપોદ્ઘાત રૂપે લખેલો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત વગેરે અનેકગ્રન્થોનો આધાર લીધો છે.

૨ ભક્તિનું આ લક્ષણ ભાગવતમાંથી ઉતાર્યું છે. (ભા. ૩–૨–૧૧)

૩ આ બીજું લક્ષણ નારદપંચરાત્રમાં છે પણ શ્રીવલ્લભાચાર્યે તત્ત્વદીપનિબંધમાં ઉતાર્યું છે (જુઓ શાસ્ત્રાર્થ પ્ર. શ્લો. ૪૨) છતાં પુષ્ટિભક્તોને માહાત્મ્યજ્ઞાનની જરૂર નથી, તેઓ માટે "જેમ જેમ મોહની અધિકતા તેમ તેમ પુષ્ટિમાર્ગમાં ભાવની પ્રચુરતા હોય એમ જાણવું." એવા શબ્દો શ્રીવિઠ્ઠલનાથે લખ્યા છે (ભા. ૧૦–૩–૩૯ની સુબોધિની ઉપર તેમની ટિપ્પણી.)

વગર થતું નથી, માટે સાધનરૂપ, અને ભક્તને પ્રભુકૃપા સિવાય બીજું કાંઈ જોતું નથી માટે ફળરૂપ, શ્રીહરિનો અનુગ્રહ જ આ માર્ગનું સર્વસ્વ ગણાય છે. માટે જ "પુષ્ટિ એટલે પોષણ અને પોષણ એટલે (શ્રીહરિનો) અનુગ્રહ" એ વાક્યને અનુસરીને પોતાના અનુગ્રહાત્મક માર્ગને વલ્લભાચાર્યે પુષ્ટિમાર્ગ નામ આપ્યું છે.[1] પુષ્ટિ શબ્દનો આ રીતે અનુગ્રહ અર્થ તો ભાગવત (૨–૧૦–૪)માં જ છે. પુષ્ટિમાર્ગ એટલે ખાઈપી મોજ કરી પુષ્ટ થવાનો માર્ગ એવો અર્થ કોઈ કરતા હોય તો એને અજ્ઞાનનું પરિણામ જ માનવું પડશે. અહન્તામમતારૂપ સંસારથી મુક્તિ, ભગવન્માહાત્મ્યનું જ્ઞાન, ભગવાનનો સાક્ષાત્કાર, ભગવાનની ભક્તિ અને ભગવલ્લીલામાં પ્રવેશ, એ સર્વ ભગવાનના અનુગ્રહથી જ થાય છે, માટે હરિનો અનુગ્રહ અથવા પુષ્ટિ એ જ આ માર્ગમાં મુખ્ય છે. આ માર્ગના ભક્તો પુષ્ટિ ભક્તો કહેવાય છે. એના ચાર પેટા ભેદ છે.[2] મર્યાદા પુષ્ટિ ભક્તો (ભગવાનના ગુણોને જાણીને ભક્તિ કરનારા), પ્રવાહ પુષ્ટિ ભક્તો (કર્મમાં વિશેષ રૂચિવાળા), પુષ્ટિપુષ્ટ ભક્તો (હરિના યથાર્થ જ્ઞાનપૂર્વક એમાં, સુદ્રઢ અને સર્વાધિક સ્નેહવાળા) અને શુદ્ધ પુષ્ટિ ભક્તો (પ્રેમથી હરિની પરિચર્યા તથા એના ગુણોનું શ્રવણ કીર્તન કરનારાં). છેલ્લો પ્રકાર સર્વોત્કૃષ્ટ છે. એ ભગવત્પ્રાપ્ય છે અને એનું ઉદાહારણ વ્રજભક્તો સિવાય બીજો નથી. મતલબ કે ગોપીઓની ભાગવતોક્ત કૃષ્ણ ભક્તિને પરમ આદર્શ ગણીને આ માર્ગનાં તેઓને ગુરૂ ગણવામાં આવે છે[3] (જુઓ સંન્યાસ નિર્ણય શ્લો. ૮) અને ગોપીઓને જેવું દુઃખ ભગવાનના વિરહથી થયું અને ગોકુળમાં ભગવાનના પ્રાકટ્યથી જેવું સુખ થયું તેવું દુઃખ અને સુખ પોતાને માટે ઇચ્છે છે. (નિરોધ લક્ષણ

૧ સિદ્ધાન્ત મુક્તાવલી શ્લો. ૧૮

૨ જુઓ પુષ્ટિપ્રવાહ મર્યાદા ભેદ શ્લો. ૧૪–૧૫ તથા તેની ટીકાઓ

૩ જુઓ પુષ્ટિમાર્ગનું સ્થાપન નામનો વેણુનાદમાં છપાયેલો લેખ.

શ્લો. ૨) આ શુદ્ધ પુષ્ટિભક્તિને ફળરૂપ ભક્તિ અથવા માનસી સેવા કહે છે.

**ભગવત્સેવા**—પુષ્ટિમાર્ગની ભક્તિમાં ભગવત્સેવા મુખ્ય છે. તેના ત્રણ ભેદ છે. તનુજા સેવા, વિત્તજા સેવા અને માનસી સેવા. શ્રવણ, કીર્તન તથા પોતાના શરીરથી પ્રભુની જુદી જુદી જાતની પરિચર્યા તે તનુજા સેવા અને પ્રભુને વસ્ત્રો, અલંકારો ધરાવવા, એના ઉત્સવો કરવા, મન્દિરો બંધાવવાં વગેરે સેવા એ વિત્તજા સેવા. આ બેય જાતની સેવા સાધનરૂપ છે; એથી જ પ્રભુમાં નિરન્તર પરોવાઈ રહેવાનો મનને અભ્યાસ પડે છે, જેને ફલરૂપ માનસી સેવા કહે છે. માનસી સેવાનો ક્રમ નીચે પ્રમાણે છે. તનુજા અને વિત્તજા સેવાથી બીજરૂપ ભાવનો ઉદ્ભવ થાય છે, ભાવથી પ્રભુમાં પ્રેમ થાય છે. તેમાંથી આસક્તિ થાય છે અને છેવટ વ્યસન થાય છે. અને એ પછી સર્વાત્મભાવ પ્રભુની કૃપાથી પ્રાપ્ત થાય છે.[1]

**આત્મનિવેદન**—ઉપર કહેલી પ્રભુની સાધનરૂપ સેવા એજ ફળરૂપ શુદ્ધ પુષ્ટિ ભક્તિનું સાધન છે. પણ સેવાનો અધિકાર એમને એમ મળતો નથી. સદ્ગુરૂદ્વારા શ્રીહરિને શરણે જવાથી જ સેવાનો અધિકાર મળે છે. આ અધિકાર મેળવવામાં વયની મર્યાદા નથી. ગમે તે ઉમ્મરનાં સ્ત્રીપુરૂષને આ સંસ્કાર થઈ શકે છે. જીવમાં રહેલા અહન્તામમતાદિ દોષો, ગુરૂને શરણે જઈને જીવ જ્યારે આત્મનિવેદન કરે ત્યારેજ દૂર થાય છે.[2] આત્મનિવેદનનો ક્રમ નીચે પ્રમાણે કહ્યો છે. પુષ્ટિ માર્ગમાં પ્રવેશ કરવા ઈચ્છનારે પ્રથમ, ગુરૂ-શ્રીઆચાર્યના કોઈપણ વંશજને શરણે જઈ તેની પાસેથી **श्रीकृष्णः शरणं मम** એ મંત્ર પોતાના કાનમાં સાંભળવાથી અને ગુરૂએ કંઠમાં નાખેલી તુલસીમાળા પહેરીને આત્મનિવેદનનો અધિ-

---

૧ જુઓ સિદ્ધાન્ત મુક્તાવલી શ્લો. ૧-૨ તથા ભક્તિવર્ધિની.

૨ જુઓ સિદ્ધાન્ત રહસ્ય તથા તે ઉપર ટીકાઓ.

કાર મેળવવો. પછી આત્મનિવેદનથી બ્રહ્મ સંબન્ધ લેવો. બ્રહ્મ સંબન્ધમાં મુખ્ય વાત આચાર્યદ્વારા ભગવાનને સર્વ સમર્પણની છે. આત્મનિવેદન વખતનો બ્રહ્મસંબન્ધનો ગદ્ય મન્ત્ર નીચે પ્રમાણે છે.[1] "હજારો વર્ષોએ માપેલા કાળમાં થયેલા શ્રીકૃષ્ણ વિયોગથી ઉત્પન્ન થયેલા તાપ અને કલેશોએ કરીને જેનો આનન્દ તિરોભાવ પામી ગયો છે, એવો હું ભગવાન કૃષ્ણને દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અન્તઃકરણ અને તેના ધર્મો, સ્ત્રી, ઘર, પુત્ર, કુટુમ્બ, દ્રવ્ય અને આત્મા સહિત સર્વ અર્પણ કરૂં છું; હે કૃષ્ણ હું તારો દાસ છું." આ રીતે બ્રહ્મસંબન્ધ એટલે જીવ અને ભગવાનના અશાંશિરૂપ સંબન્ધની પુનઃસ્મૃતિ; અથવા પોતે કૃષ્ણનો દાસ છે એમ જીવે કરેલો સ્વીકાર એવો અર્થ ગદ્યમંત્રના ટીકાકારોએ કર્યો છે. બ્રહ્મ સંબંધવડે પુષ્ટિમાર્ગીય સેવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

**જીવ**[2]—જીવને ભગવાનનો અંશ માને છે. જીવ અણુ છે. જીવમાં બ્રહ્મના સત્‌ચિત્‌ અને આનન્દ ત્રણ ધર્મોમાંથી આનન્દનો તિરોભાવ છે. માત્ર સત્‌ચિત્‌ બે ધર્મો છે. જીવ જ્ઞાતા છે, જ્ઞાન એનો ધર્મ છે, જીવ પ્રકાશક છે, ચૈતન્ય એનો ધર્મ છે. જાતે અણુ હોવા છતાં એ ચૈતન્ય ધર્મથી દેહમાં વ્યાપી રહ્યો છે. જીવ કર્તા

---

૧ મૂળમંત્ર આ પ્રમાણે :—

सहस्रपरिवत्सरमितकालजातकृष्णवियोगजनिततापक्लेशानंदतिरोभावोहं भगवते कृष्णाय देहेन्द्रियप्राणान्तःकरणानि तद्धर्मांश्च दारागार पुत्रवित्तेहापराणि आत्मना सह समर्पयामि, दासोहं कृष्ण तवास्मि। (જુઓ વેણુનાદ વર્ષ ૨ અં. ૧૦-૧૧-૧૨ પરિશિષ્ટ) આ મંત્રમાં कृष्णाय પદ પછી કેટલાક गोपीजनवल्लभाय ઉમેરે છે વગેરે થોડું પાઠાંતર છે પરંતુ વસ્તુતઃ ઉપર આપેલો પાઠ શુદ્ધ છે. (એજન પૃ. ૫ની ટિ.)

૨ જુઓ અણુભાષ્ય ૨-૩-૧૦ થી ૨-૩-૫૦ સુધીનાં સૂત્રો તથા તે ઉપરની ટીકાઓ, તેમજ અણુભાષ્યના ગુજરાતી ભાષાન્તરનાં શ્રી. છોટાલાલ ગો. શાહના શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનાં પૃ. ૩૨થી ૪૯

છે અને ભોક્તા પણ છે. અગ્નિમાંથી જેમ તણખા નીકળે તેમ બ્રહ્મની ઇચ્છાથી બ્રહ્મમાંથી એના અંશરૂપ અસંખ્ય જીવો નીકળ્યા છે. બ્રહ્મના આનન્દનો જીવમાં તિરોભાવ હોવાથી, એ સાથે ભગવાનના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ગુણોનો પણ તિરોભાવજ છે અને એ કારણથી જીવ પરાધીન, દુઃખી, દેહાદિકમાં અહંબુદ્ધિવાળો અને વિષયાસક્ત દેખાય છે. એ જીવમાં બ્રહ્મનો આનન્દ અંશ પ્રગટ થતાં જીવ અણુ મટી વિભુ થઇ જાય છે. આ રીતે જીવમાં ભગવાનનો આવેશ થતાં એમાં ભગવાનના ધર્મોનો પણ આવિર્ભાવ થાય છે. આ અંશાંશિભાવથી જીવ અને બ્રહ્મનો આ માર્ગમાં અભેદ માન્યો છે.

**જગત અને સંસાર**[1]—આ જગત બ્રહ્મની ઇચ્છાશક્તિથી બ્રહ્મમાંથીજ પ્રગટ થયું છે, માટે ભગવાન રૂપજ છે–ભગવાનથી જુદું નથી. બ્રહ્મમાંથી જગત પરિણમે છે. છતાં કારણરૂપ બ્રહ્મમાં કાંઇ વિકાર થતો નથી માટે આ મત અવિકૃત પરિણામવાદ કહેવાય છે. જેમ સોનાના અનેક ઘાટ થયા છતાં સોનું સોનુંજ રહે છે. તેમ બ્રહ્મમાંથી જગત અને જીવ નીકળ્યા છતાં બ્રહ્મ બ્રહ્મજ રહે છે. બ્રહ્મમાંથી જગત નીકળે છે માટે બ્રહ્મ ઉપાદાન કારણ અને બ્રહ્મની ઇચ્છાથી નીકળે છે, માટે બ્રહ્મ નિમિત્ત કારણ, આ રીતે બ્રહ્મ અભિન્નનિમિત્તોપાદાન કારણ છે. વલ્લભાચાર્યના મતમાં જગતના કારણરૂપે બ્રહ્મથી જુદી પ્રકૃતિ માની નથી અને માયાને બ્રહ્મની શક્તિજ કહી છે. બ્રહ્મની આવિર્ભાવતિરોભાવાત્મક શક્તિથી જીવ અને જગતનો બ્રહ્મમાંથી આવિર્ભાવ થાય છે અને બ્રહ્મમાંજ પાછો તિરોભાવ થાય છે. આ રીતે બ્રહ્મ એકજ છે; એથી જુદું કાંઇ નથી. આવા પોતાના અદ્વૈત મતને, શંકર અને રામાનુજના

---

૧ જુઓ તત્વદીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્ર. શ્લો. ૨૩ થી ૩૩ અણુભાષ્ય અ. ૨–૧–૧૪ થી ૧૯ તથા એજન પૃ. ૧૯ થી ૩૨

અદ્વૈતથી જુદો પાડવા શુદ્ધાદ્વૈતવાદ કે બ્રહ્મવાદ વલ્લભાચાર્ય કહે છે. આ રીતે જગત બ્રહ્મરૂપ છે. પણ જીવનો અહંતામમતાત્મક સંસાર તો અવિદ્યાત્મક અને ખોટો છે. એ સંસારનો નાશ જ્ઞાનથી થાય છે. દેહનો અધ્યાસ, ઇન્દ્રિયોનો અધ્યાસ વગેરે અધ્યાસો અવિદ્યાનું કાર્ય છે. આ પંચપર્વા અવિદ્યા જીવને લાગે છે એટલે જીવ સંસાર બાંધે છે. એથી વિરૂદ્ધ વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને પ્રેમ એ પાંચ પર્વ વાળી વિદ્યા છે, જે અવિદ્યાને દૂર કરે છે; અને જીવને છુટો કરે છે. વિદ્યા અને અવિદ્યા બેય માયાએ રચેલી ભગવાનની શક્તિઓ છે.

[1]ઈશ—અવિકૃત, સચ્ચિદાનન્દ, રસરૂપ શ્રીકૃષ્ણ પૂર્ણ પુરૂષોત્તમ જગતના કર્તા છે. એજ સર્વેશ્વર સર્વોત્તમ છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તથા સર્વ દેવો એની આજ્ઞામાં વર્તે છે. એ ક્ષર અને અક્ષરથી પર છે. શ્રી કૃષ્ણ પોતેજ ગુણભેદથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ કહેવાય છે. એ અનન્ત મૂર્તિ, અનન્તરૂપ તથા અનન્ત-નામવાળા છે; સર્વ શક્તિમાન, સર્વભવનસમર્થ અને વ્યાપક છે, છતાં સાકર છે. એમાં પ્રાકૃત ગુણો નથી પણ સર્વ અપ્રાકૃત અલૌકિક ગુણો છે. શ્રીકૃષ્ણ સર્વવિરૂદ્ધધર્માશ્રય છે. એટલે એ મહાનથી મહાન છે. છતાં અણુથી અણુ છે. નિરાકાર છે અને સાકાર પણ છે. અવિભક્ત છે અને વિભક્ત પણ છે. પરબ્રહ્મ પરમાત્મા શ્રી કૃષ્ણનાં ત્રણ રૂપ છે. આધિદૈવિક, આધ્યાત્મિક અને આધિભૌતિક, સચ્ચિદાનદ બ્રહ્મ એ આધિદૈવિક રૂપ છે. અક્ષર બ્રહ્મ એ આધ્યાત્મિકરૂપ છે અને જગત તેમજ લક્ષ્મીપતિ નારાયણ એ આધિભૌતિકરૂપ છે. એ ત્રણે રૂપો વસ્તુતઃ અભિન્ન છે. આમાંથી અક્ષરરૂપ જ્ઞાનીને પ્રાપ્ત થાય છે. અને આધિદૈવિક ભક્તને પ્રાપ્ત

---

૧ જુઓ અણુભાષ્ય ૩–૨–૧૧ થી ૩–૨–૪૧, ૨-૧-૩૭, ૨–૧–૨૦ ૨–૧-૧૮ વગેરે તથા શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પૃ. ૮ થી ૧૯ સિદ્ધાન્ત મુક્તાવલી શ્લો. ૩ થી ૧૨

થાય છે.[૧] બ્રહ્મનો આકાર આનન્દ રૂપ છે–હાથ પગ સર્વ અવયવો આનન્દ રૂપ છે.[૨] એને ધીર પુરૂષો જોઈ શકે છે. પણ માયાથી આચ્છાદિત સાધારણ માણસોને એ દેખાતા નથી. આ શ્રી કૃષ્ણ વૈષ્ણવોના સેવ્ય દેવ છે. એ દ્વિભુજ પણ છે અને ચતુર્ભુજ પણ છે. શ્રી વૈકુંઠમાં ભગવાન ચતુર્ભુજ રૂપે વિરાજે છે અને ગોકુળમાં દ્વિભુજ રૂપે વિરાજે છે.[૩] ભગવાનના અનેક અવતારો થયા છે; પણ સર્વ એના અંશાવતારો છે. જ્યારે ગોકુળમાં પ્રગટ થઈને લીલા કરનાર શ્રી કૃષ્ણ તો પૂર્ણ પુરૂષોત્તમ છે.[૪] એની ગોકુળની જુદી જુદી લીલા વખતનાં જુદાં જુદાં રૂપોને વૈષ્ણવો સેવે છે. આ માર્ગમાં દેવને મન્ત્રાધીન નહિ પણ ભક્ત્યાધીન માનેલ છે. એટલે ભગવાનની મૂર્તિ એ એનું સાક્ષાત્ સ્વરૂપ છે. શ્રીનાથજીમાં ભગવાનનું જે સ્વરૂપ છે તે ગોવર્ધનધારી છે. આગળ વલ્લભાચાર્યના ચરિતમાં કહ્યું તેમ વલ્લભાચાર્યે પોતેજ એ સ્વરૂપને સેવ્યું છે. પુષ્ટિ સંપ્રદાયમાં શ્રી કૃષ્ણને સર્વવ્યાપક અને સાકાર માનેલા હોવાથી મૂર્તિને જે વસ્ત્રાભૂષણ ધરાવવામાં આવે છે, તે સાક્ષાત્પ્રભુનેજ ધરાવાય છે એમ વૈષ્ણવો માને છે.[૫]

---

૧ જુઓ સિદ્ધાન્ત મુક્તાવલી. બૃહત્સ્તોત્ર સરિત્સાગર (પૃ. ૧૩ ૫-૩૬) માં શ્રીભગવત્પીઠિકા. તત્ત્વદીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્ર. શ્લો. ૬૫ થી ૭૭ નિબંધ આવરણ ભંગ પૃ. ૪૬૪

૨ જુઓ અણુભાષ્ય ૧-૧-૧૨ તથા તત્ત્વાર્થદીપ શાસ્ત્રાર્થ પ્ર. શ્લો. ૪૪ ના आनन्दमात्रकरपादमुखोदरादि: એ શબ્દો.

૩ ભાગવત ૧-૩-૪૬ તથા એ ઉપરની સાંપ્રદાયિક ટીકા ટિપ્પણીઓ.

૪ જુઓ અણુભાષ્ય ૪-૪-૨૦ તથા તેના અન્તનો શ્રીવિઠ્ઠલનાથજીનો શ્લોક, ચતુઃ શ્લોકીનો પ્હેલો શ્લોક તથા એનું વિવરણ તથા ભા. દશમ સ્કંધના જન્મ પ્રકરણની સુબોધિની.

૫ જુઓ તત્ત્વદીપ નિબંધ સર્વ નિર્ણય શ્લો. ૨૨ ૯ અને તે ઉપરનો પ્રકાશ.

**વૈષ્ણવોનો ધર્મ**—પ્રભુની તનુજા અને વિત્તજા સેવા કરવી એ વૈષ્ણવોનો ધર્મ છે, એમ આગળ કહ્યું છે. આ ઉપરાંત વૈષ્ણવોએ વૈષ્ણવોનોજ સંગ રાખવો, અવૈષ્ણવોનો સંગજ કરવો નહિ; જે કાંઈ કાર્ય કરવું, તે પ્રભુને નિવેદન કરીને કરવું, પ્રભુને ધરાવ્યા વગર કોઈ પણ વસ્તુનો–અન્નનો કે બીજી ચીજનો ઉપયોગ કરવો નહિ. ગૃહ, પૈસો, નોકર ચાકર, સ્ત્રી, પુત્ર, અને પોતાનાં દેહ, પ્રાણ, મન વગેરેને પણ પ્રભુ સેવાનાં સાધન તરિકેજ સંભાળવાં.[1] શ્રી હરિની યથા સમય બરાબર સેવા કરવી. સેવા સિવાયના સમયમાં વર્ણાશ્રમ ધર્મનું પાલન કરવું. કપાળમાં શ્રી હરિના ચરણની આકૃતિવાળું ભગવત્પ્રસાદીરૂપ કુંકુમનું ઊર્ધ્વપુંડ્રતિલક ધારણ કરવું. તુલસીની કંઠી પ્હેરવી, સેવા વખતે બાહુમૂળ વગેરે અંગો ઉપર ગોપીચન્દનની શંખ ચક્રની મુદ્રા ધારણ કરવી, શ્રવણાદિ સાધનદ્વારા ભગવત્શાસ્ત્રોનો વિચાર કરવો અને ક્રમે ક્રમે માનસી સેવાનો અધિકાર પ્રાપ્ત કરવો. એકાદશી, જયન્તી વગેરે વ્રતો કરવાં તથા યથાશક્તિ વૈષ્ણવ ઉત્સવો કરવા. પોતાના ગામના સ્વમાર્ગીય મંદિરમાં બને ત્યારે દર્શન કરવા જવું. શ્રીનાથજી મથુરા ગોકુળ વગેરે તીર્થોની યાત્રા કરવી. આવો સામાન્ય રીતે આ માર્ગના વૈષ્ણવોનો ધર્મ ગણાય છે.

**પુષ્ટિ માર્ગમાં પ્રમાણ**[2]—" વેદો, શ્રી કૃષ્ણનાં વાક્યો (ગીતા), તત્ત્વસૂત્રો (બ્રહ્મસૂત્રો) અને વ્યાસની સમાધિ ભાષા (ભાગવત) એ ચાર પ્રમાણ છે; અને તેમાં પણ ઉત્તરોત્તર પૂર્વ પૂર્વનું સંદેહ નિવારક છે." એટલે વેદમાં સંદેહ પડે તો શ્રી કૃષ્ણ વાક્યથી તેનું

---

૧ જુઓ ભા. ૧૧–૨–૩૬ ઉપર ગુંસાઈજીની ટિપ્પણી જેનું ભાષાંતર વેણુનાદ વર્ષ ૧ અં. ૨ પૃ. ૫૫માં છે. તથા તત્ત્વદીપ નિબંધ નિર્ણય પ્ર. શ્લો. ૨૨૬ અને સિદ્ધાન્ત રહસ્ય શ્લો. ૪–૫.

૨ તત્ત્વદીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્ર. શ્લો. ૭–૮

નિવારણ થાય, એ રીતે ઉત્તરોત્તર સમજવું. આ રીતે છેવટનું પ્રમાણ ભાગવત રહે છે, એ ધ્યાનમાં રાખવાનું છે.

**મુક્તિ**[1]—આ માર્ગમાં બ્રહ્માનંદ કરતાં પણ ભજનાનંદને અધિક ગણેલ છે. અને પુષ્ટિ ભકતોનો મોક્ષ એટલે પુરૂષોત્તમને પ્રાપ્ત થઇને તેના અનુગ્રહથી તેની સાથે નિત્ય લીલામાં પ્રવેશ કરીને તથા લીલામાં ઉપયોગી દેહની પ્રાપ્તિ કરીને અલૌકિક ભજનાનંદ રૂપી કામભોગનો અનુભવ કરવો. આને જ પુષ્ટિમાર્ગીય સદ્યોમુકિત કહે છે. આ પુષ્ટિમાર્ગીય સ્વરૂપાનંદ કે ભજનાનંદના અનુભવમાં ઐશ્વર્યાદિભાવનો નાશ હોવાથી તેઓને દુઃખ પણ હોય છે જો કે એ ભગવાનના વિરહનું હોય છે જે એ ભક્તોને ઇષ્ટજ છે. આ પુષ્ટિમાર્ગીય મોક્ષની અપેક્ષાએ મર્યાદા માર્ગીય મોક્ષને તેઓ સંસાર તુલ્ય ગણે છે. આ અલૌકિક ભજનાનંદનું વર્ણન જેને શ્રીવલ્લભાચાર્ય તામસ ફલપ્રકરણ કહે છે તે ભાગવતના રાસપંચાધ્યાયીવાળા ભાગમાં છે.

**અધિકારી**—ભકિતમાર્ગમાં પ્હેલેથી સ્ત્રીશૂદ્રાદિને ભકિતનો અધિકાર હોવાની વાત છે એ આપણે જોયું છે. એટલે આ માર્ગમાં એટલું હોય એમાં કાંઇ નવાઇ નથી પણ રસખાન નામથી હિંદી સાહિત્યમાં પ્રસિદ્ધ પઠાણ કવિ અને તાજબીબી જેવાં શ્રી વિઠ્ઠલનાથજીનાં શિષ્યો હતાં એ હકીકત ખાસ નોંધવા જેવી છે.

શ્રીવલ્લભાચાર્યના સિદ્ધાન્તોનો ટુંકો સાર ઉપર આપ્યો છે તે કેવળ દિગ્દર્શક છે. સાંપ્રદાયિક સિદ્ધાન્તોમાં ઉંડાં ઉતરવા ઇચ્છનારે તો મૂળ સાંપ્રદાયિક ગ્રન્થોજ જોવા જોઇએ. પણ અહીં જે સાર આપ્યો છે તે ઉપરથી ભકિત માર્ગના પ્રવાહનું સાતત્ય જરૂર સમજાશે. અનુગ્રહને સ્વમાર્ગનું ખાસ લક્ષણ ગણીને વલ્લભાચાર્યે

---

૧ જુઓ અણુભાષ્ય અ. ૪નું ચોથું પાદ, તથા ૪–૨–૧ થી ૧૬ તથા ૪–૧–૧૯ વગેરે તથા તે ઉપર ટીકાઓ.

પુષ્ટિમાર્ગ નામ પાડયું છે તે અનુગ્રહનું તત્ત્વ તો ભક્તિમાર્ગના છેક આદિકાળથી—કઠ અને મુંડક ઉપનિષદના यमेवैष वृणुते:—વગેરે મંત્રના સમયથી વૈષ્ણવ અને શૈવ માર્ગોમાં અગ્રસ્થાને રહેલું જોવામાં આવે છે.[૧] શરણનો ઉલ્લેખ પણ શ્વે–ઉ.માં છે. મતલબ કે વૈષ્ણવ ભક્તિનાં, ઉપનિષદ ગીતા મહાભારતમાં મળી આવતાં પાયાનાં પ્રાચીન તત્ત્વો જેમ રામાનુજાદિ બીજા સંપ્રદાયોમાં ઉતરી આવ્યાં છે તેમ આમાં પણ ઉતરી આવ્યાં છે. એટલુંજ નહિ પણ પૂર્વ સંપ્રદાયોમાં થયેલો કેટલોક વિકાસ પણ આ સંપ્રદાયમાં સ્વાભાવિક રીતે અવતર્યો છે.[૨] દા. ત. રામાનુજ મતના ઈશ્વરના સ્વરૂપ વર્ણન સાથે વલ્લભમતનું વર્ણન સરખાવતાં સામ્ય સ્પષ્ટ દેખાય છે. એજ રીતે ભગવાનના શરીરને આનન્દમય માનવાની વાત મધ્વમતમાં છે. અને ભક્તિના લક્ષણમાં પ્રેમને મુખ્ય સ્થાન આપવાનું માન શ્રીનિમ્બાર્કને છે. ભક્તિમાર્ગનાં પ્રાચીન સાહિત્ય અને સાંપ્રદાયિક મંતવ્યોની આવી અસર સ્વીકારવા છતાં પુષ્ટિમાર્ગનો મુખ્ય આધાર પ્રમાણો ગણાવતાં જેને વલ્લભાચાર્ય સર્વસંદેહવારક કહે છે તે શ્રીમદ્ભાગવતગ્રન્થ ઉપર છે એ દેખીતું છે. પોતાના માર્ગના અનુયાયીઓને પણ તેઓ ભાગવતના પઠનનો આગ્રહપૂર્વક ઉપદેશ આપે છે.[૩]

---

૧ જુઓ ઉપર પ્ર. ૧ પૃ. ૨૯ તથા શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૧૭

૨ પોતાના સમય પ્હેલાં વિકાસ પામેલા સમાનમાર્ગીય સિદ્ધાન્તોનો પાછળથી જન્મનાર વિદ્વાન લાભ લે એ તો તદ્દન સ્વાભાવિક છે પણ માયાવાદ કહીને જેના વાદને વૈષ્ણવ આચાર્યો તિરસ્કારે છે તથા તેના ખંડનનો પુષ્કળ પ્રયત્ન કરે છે તે શંકરાચાર્યના વિચારોનો પણ પોતાના વાદનું સ્વરૂપ ઘડવામાં બીજા વૈષ્ણવ આચાર્યો પેઠે શ્રી વલ્લભાચાર્યે પણ લાભ લીધો છે એમ મને બન્નેનાં બ્રહ્મસૂત્ર ભાષ્યો સરખાવતાં લાગે છે.

૩ તત્ત્વદીપ નિબંધ સર્વ નિર્ણય પ્ર. શ્લો. ૨૪૩

પોતાના ભક્તિ વિષયક સિદ્ધાન્તો ભાગવતમાંથી વલ્લભાચાર્યે ઉપજાવ્યા છે એ ચોક્કસ છે, છતાં ભાગવતોક્ત ભક્તિ અને પુષ્ટિમાર્ગની ભક્તિ એક નથી. પુષ્ટિમાર્ગમાં તો ગોપીઓની ભક્તિ આદર્શ ભક્તિ ગણાય છે. જ્યારે ગોપીઓની ભક્તિનું ભાગવતમાં શું સ્થાન છે તેનો ભાગવતના પ્રકરણમાં સવિસ્તર વિચાર કર્યો છે. ભાગવત પછી શ્રીધરસ્વામી અને બોપદેવ હેમાદ્રિ જેવાનો મત પણ ગોપીઓની ભક્તિને આદર્શ ગણવાનો ન હોવા છતાં એ વિચાર બિલ્વમંગળ, જયદેવ વગેરે સંત ભક્તોની અસર નીચે કેવી રીતે ધીમે ધીમે વિકસ્યો તે આપણે ભક્તિમીમાંસાના પ્રકરણમાં જોયું છે અને ચૈતન્ય સંપ્રદાયના અવલોકનમાં પણ જોશું એટલે અહીં તેનો વિસ્તારથી વિચાર કરવાની જરૂર નથી.[૧] ફક્ત આ બે સમકાલીન સંપ્રદાયો વચ્ચે જે તફાવત છે તે જ અહીં નોંધવાની જરૂર છે. વિ. સં. ૧૬૦૦થી ૧૬૫૦ વચ્ચે વલ્લભી અને ચૈતન્ય સંપ્રદાયના ગુંસાઇઓ તથા ભક્તોનો વ્રજભૂમિમાં જ નિવાસ હોવાથી પરસ્પર સમાગમ તેમજ વિચાર વિનિમયનો પુષ્કળ અવકાશ હતો અને સખીભાવ જેવા ચૈતન્યમતના વિચારની-એ વિચાર પુષ્ટિમાર્ગની ભક્તિની સમગ્ર કલ્પનાને વિરોધી ન હોવાથી, પુષ્ટિમાર્ગના વિદ્વાનો ઉપર અસર થાય એ સ્વાભાવિક છે અને વલ્લભાચાર્યના પોતાના ગ્રન્થોમાં સખીભાવનો કોઈ ઠેકાણે સ્પષ્ટ ઉલ્લેખ નથી જ્યારે એમના પુત્ર વિઠ્ઠલનાથજીએ મહાપ્રભુજીના ચિન્તનના **सौंदर्यं निजहृद्गतं** વગેરે શ્લોકમાં તથા દ્વિતીય વિજ્ઞપ્તિના પ્હેલા શ્લોકમાં ગોપીભાવનો ઉલ્લેખ કર્યો છે[૨] શ્રી વિઠ્ઠલનાથજી ઉપર

---

૧ આ વિષયના સવિસ્તર વિચાર માટે જુઓ મારો "અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણવભક્તિનું પૃથક્કરણ" લેખ ગુજરાત ૧૯૩૫ સપ્ટેમ્બર, અક્ટોમ્બર.

૨ मारणे वरणे वापि दासीनां नाप्रभुर्गतिः વેણુનાદ ૧-૪-૯૪

ચૈતન્યમતની કાંઈક અસર થઈ હોવાનું તો એમની રાધાજીની સ્તુતિઓ, કૃષ્ણપ્રેમામૃત, શૃંગાર રસમંડન વગેરે કૃતિઓ ઉપરથી તેલીવાળા જેવા સાંપ્રદાયિક વિદ્વાનો પણ સંભવિત ગણે છે.[1] છતાં પુષ્ટિ સંપ્રદાયમાં જારભાવનો તેમજ સખી ભાવનો ચૈતન્ય સંપ્રદાય જેવો ઉત્કટ અને પ્રકટ ઉપદેશ નથી પણ શૃંગાર ભક્તિનો ઉપદેશ છે જ. વલ્લભાચાર્ય પોતે નિરોધના સાધન તરીકે ભગવાનનો અવતાર ન હોય એ સમયે ભગવાનની ગુણ લીલાના શ્રવણકીર્તનનો ઉપદેશ કરે છે.[2] અને એમના પોતાના તથા ગુંસાઈજીના સુરદાસાદિ શિષ્યોનાં ગોપીઓ સાથેની કૃષ્ણની શૃંગાર ક્રીડા (જેમાં ગોપીઓ પરસ્ત્રી હોવાથી જારભાવ આવી જાય છે) નાં વર્ણનનાં કાવ્યો ઉદાહરણ તરીકે આપણી આગળ મોજુદ છે.

શૃંગારભક્તિનું મોટું ભયસ્થાન એ છે કે એમાંથી ભક્તિ ભાગનો ત્યાગ થઈ જઈને શૃંગાર બાકી રહે છે તથા ભક્તિની ઢાલ આડી હોવાથી આ અનિયંત્રિત શૃંગાર ઘણીવાર અવળે રસ્તે પણ ઉતરી પડે છે.

**હાલના આચાર્યો અને વર્તમાન સ્થિતિ**—શ્રીવલ્લભાચાર્યના બીજા પુત્ર વિઠ્ઠલનાથજીને સાત પુત્રો થયા અને એ સાતના વંશજો એ પુષ્ટિ માર્ગના હાલના આચાર્યો. તેઓ જુદી જુદી ગાદીમાં શ્રી કૃષ્ણનાં જુદાં સ્વરૂપોની હાલમાં સેવા કરે છે અને પુષ્ટિસૃષ્ટિને સેવા માર્ગની દીક્ષા આપે છે. શ્રીવલ્લભાચાર્ય અને શ્રીવિઠ્ઠલનાથજી એ બેયે તો આ માર્ગની સ્થાપના કરી છે. એમની પછી વિઠ્ઠલનાથજીના ચોથા પુત્ર શ્રીગોકુળનાથજીએ પોતાના (સં; ૧૬૦૮થી ૧૬૯૭ સુધીના) ૯૦ વર્ષના દીર્ઘાયુષ્ય દરમિયાન ષોડશ ગ્રન્થો

---

૧ જુઓ વિદ્વન્મંડન ઉપર તેલીવાળાનો ઉપોદ્‌ઘાત.

૨ જુઓ નિરોધ લક્ષણ પૃ. ૪૨ વેણુનાદ વર્ષ ૧ અં. ૫ પૃ. ૧૧

ઉપર ટીકાઓ, શ્રીસુબોધિનીજી ઉપર અનેક સ્વતંત્ર લેખો, વેણુ-ગીત ઉપર સ્વતંત્ર લેખ વગેરે રચનાદ્વારા તથા જેમાં એમણે કહેલા કથા પ્રસંગો સેવકોએ લખી લીધેલા તે ચોરાશી અને બસોબાવન વૈષ્ણવોની વાર્તા, વચનામૃતો વગેરે વ્રજભાષાનાં ગદ્યદ્વારા નામ સેવા કરવા ઉપરાંત માલા પ્રસંગ જેવા પ્રસંગવડે પુષ્ટિ-માર્ગના રક્ષણનું ભારે કાર્ય કર્યું છે.[1] શ્રીગોકુળનાથજીના એક અનુયાયી મોહનભાઈથી ભરૂચી–પાવડીઆ અને નીમડીઆ વૈષ્ણવોનો એક પેટાભેદ પણ નીકળ્યો છે. એજ રીતે કાઠીઆવાડમાં એક જયગોપાલીઆ વૈષ્ણવોનો વર્ગ પણ મળે છે. (જુઓ વેણુનાદ વર્ષ ૨ અં. ૧૦–૧૧–૧૨ પૃ. ૨૮ તથા પુષ્ટિમાર્ગનો ઇતિહાસ પૃ. ૧૦૦)

શ્રીગોકુળનાથજી પછી શિક્ષા પત્રના લેખક હરિરાયજી, શ્રી પુરૂષોત્તમજી, શ્રીયોગી ગોપેશ્વરજી વગેરે વિદ્વાન વંશ્યોએ સંસ્કૃતમાં

૧ જુઓ માલા પ્રસંગની ઐતિહાસિકતા નામનો શ્રી. રામલાલ ચુનીલાલ મોદીનો પુષ્ટિમાર્ગના ઇતિહાસમાં પ્રગટ થયેલો લેખ. એમ કહેવાય છે કે જહાંગીર બાદશાહે તુળસીની માળા પહેરવા સામે મનાઈ હુકમ કાઢયો હતો. એ હુકમ પ્રમાણે ઘણા વૈષ્ણવોએ તુળસીમાળાનો ત્યાગ કર્યો પણ શ્રીગોકુળનાથજીએ તેમ કર્યું નહિ. એટલે જહાંગીરે તેઓને કાશ્મીર બોલાવ્યા અને માળાનો ત્યાગ ન કરે તો ઘરબાર છોડી દેવાનો હુકમ કર્યો. પરિણામે ગોકુળનાથજી ગોકુળ છોડી સોરમ જઈને રહ્યા. બાદશાહે પોતાની ભૂલ જોઈ ગોકુળમાં મુકામ કરી પોતાનો આગલો હુકમ રદ કર્યો એટલે શ્રીગોકુલનાથજી પાછા ગોકુળમાં આવી રહ્યા. આ પ્રસંગની નોંધ જો કે આ સમયનાં ફારસી પુસ્તકોમાં મળતી નથી પણ ગોકુળનાથજીના શિષ્ય વ્યારાવાળા ગોપાળદાસના સં. ૧૬૯૭માં રચાયેલા માલોદ્ધાર કાવ્યમાં તથા કલ્યાણભટ્ટના સં. ૧૬૮૫ થી ૧૬૯૩ વચ્ચે રચાયેલા કલ્લોલમાં વિસ્તારથી વર્ણન છે, હરિરાયજીના એક શ્લોકમાં આ પ્રસંગનો ઉલ્લેખ છે તથા વિહારી વલ્લભ વગેરે કેટલાક ઇતર મતના હિંદી કવિઓએ ઉલ્લેખ કર્યો છે.

તથા વ્રજભાષામાં પુષ્કળ સાહિત્ય રચ્યું છે. તે ઉપરાંત આ ગોસ્વામી બાલકોના જામાતાઓ, ભાણેજો વગેરે ભટ્ટ વર્ગના વિદ્વાનોએ તથા આશ્રિત શાસ્ત્રીઓએ પણ ઘણા ગ્રન્થો લખ્યા છે. તથા શ્રીવલ્લભાચાર્યના અને ગુંસાઇંજીના અષ્ટ છાપનામથી પ્રસિદ્ધ સૂરદાસ, કૃષ્ણદાસ, પરમાનંદદાસ, કુંભનદાસ, નંદદાસ, ચતુર્ભુજદાસ, છીતસ્વામી, ગોવિંદસ્વામી એ કવિશિષ્યોએ વ્રજભાષામાં કીર્તનો લખીને કાવ્યસાહિત્યની ભારે સેવા કરી છે. વ્રજભાષાનું પ્રથમ ખેડાણ આ સંપ્રદાયની છાયામાં એ કવિઓએ જ કર્યું છે. આ કવિઓનાં શ્રી કૃષ્ણનાં બાલચરિત્રને ગાનારાં પદો મંદિરોમાં ઠાકોરજી આગળ તે તે સમયના રાગોમાં ગવાય છે.

વળી ચારસો વર્ષ દરમિયાન આ વલ્લભ સંપ્રદાયે સંગીતકળાને ઘણું પોષણ આપ્યું છે. ઉપર કહેલ છાપમાંના છેલ્લા કવિ ગોવિંદસ્વામી એ વખતના પ્રસિદ્ધ ગવૈયા હતા અને શ્રીનાથજીના મંદિરમાં કીર્તનકાર તરી શ્રી વિઠ્ઠલનાથજીએ એમની નિમણુક કરી હતી. છેક એ વખતથી આજ સુધી આ સંપ્રદાયનાં મંદિરોમાં કીર્તનો ગાવાનો રિવાજ હોવાથી સંગીતની થોડી ઘણી કેળવણીને ચાલુ ઉત્તેજન મળ્યા કરે છે. અને એમાંથી કવચિત્ કોઈ કોઈ સારા ગવૈયાઓ પણ પાકે છે. સંગીત પેઠે ચિત્રકળાને તથા સુતારી કારીગરી, જડીઆની કારીગરી, રસોઈકળા વગેરે કળાઓને પણ એ સંપ્રદાયમાં પોષણ મળે છે. નથી મળતું ઉત્તેજન શિલ્પકળાને તથા સ્થાપત્યકળાને. કારણ કે આ માર્ગની મૂર્તિઓમાં શિલ્પકળાને અવકાશ નથી અને આ માર્ગનાં મન્દિરો અંદરથી ગર્ભગૃહાદિ ગોઠવણ વાળાં હોવાં છતાં બ્હારથી શિખર વગરનાં સાદાં ઘર જેવાં હોય છે.

પુષ્ટિમાર્ગીય મંદિરોમાં ૧ મંગલા, ૨ શૃંગાર, ૩ ગ્વાલ, ૪ રાજભોગ, ૫ ઉત્થાપન, ૬ ભોગ, ૭ સંધ્યા, ૮ શયન. આ રીતે સવારે તથા બપોર પછી જુદે જુદે સમયે દર્શન થાય છે. અને વૈષ્ણવો તેમાંથી બને તેટલો વખત દર્શન કરે છે.

**ગુરૂભકિત**—પ્રત્યેક ધર્મમાર્ગમાં ગુરૂનું સ્થાન મોટું જોવામાં આવે છે. જ્ઞાનમાર્ગ, યોગમાર્ગ અને ભક્તિમાર્ગ ત્રણેયમાં ગુરૂની આવશ્યકતા માની છે. વાસ્તવિક રીતે ગુરૂ એક પ્રકારનો શિક્ષક છે અને માનવજીવનમાં શિક્ષકની આવશ્યકતા સ્પષ્ટ છે. ઉપનિષદ માં "જેમ બુદ્ધિમાન અને પંડિત મુસાફર કોઇએ રસ્તો બતાવ્યા પછી ગામે ગામ પૂછતો પૂછતો પોતાને ધારેલે સ્થાને પોચે તેમ આચાર્ય (ગુરૂ)વાળો જિજ્ઞાસુ જ્ઞાન મેળવે છે" (છાં. ઉ. ૬–૧૪–૨) એમ લખ્યું છે ત્યાં ગુરૂનું તદ્દન સ્વાભાવિક સ્થાન બતાવ્યું છે. પણ એ સ્વાભાવિક સ્થાનમાંથી શિષ્યની ભકિતએ ગુરૂને એવે સ્થાને ચડાવ્યા કે જેના પરિણામે ગુરૂ અને શિષ્ય બેયના પતનના પ્રસંગો ઉપસ્થિત થયા. પ્રાચીન ઉપનિષદના ઉપરના વચન સાથે શ્વેતાશ્વતરનું "જેની દેવમાં પરાભકિત હોય અને જેવી દેવમાં તેવી ગુરૂમાં હોય તેને આ જ્ઞાન પ્રકાશિત થાય છે" એ વચન સરખાવવાથી ગુરૂભકિતનો આરંભ કયાંથી થયો તેનો ખ્યાલ આવશે. ભકિતના શૈવ વૈષ્ણવ સર્વ પંથોમાં આ વચનના મૂળમાંથી ગુરૂભકિતનો પ્રવાહ ચાલ્યો છે. વૈષ્ણવ ભકિતમાર્ગના ઈતિહાસમાં સાંપ્રદાયિક પ્રવાહ શરૂ થયા પછીથી ગુરૂ ભકિતએ અમુક સ્થિરરૂપ પકડયું છે. રામાનુજાદિ સર્વસંપ્રદાયોમાં આચાર્યને શરણે જવાની વાત છેજ. પણ પુષ્ટિ સંપ્રદાયમાં આ ગુરૂભકિતને બીજા કરતાં વધારે મહત્ત્વ મળ્યું છે. આ મહત્ત્વ પ્રાપ્તિનો ક્રમ પણ નોંધવા જેવો છે. શ્રી વલ્લભાચાર્યે તો ગુરૂ વિષે લખ્યું છે કે જિજ્ઞાસુએ "શ્રીકૃષ્ણની સેવામાં પરાયણ, દમ્ભાદિથી રહિત અને શ્રી ભાગવતના તત્ત્વને જાણનાર માણસને જોઇને તેને ગુરૂ તરીકે આદરથી ભજવો; એવો માણસ ન મળે તો કવચિત્ જાતે હરિની મૂર્તિ કરીને પણ તેની સેવા કરવી."[1] મતલબકે આ વચનમાં યોગ્ય ગુરૂ શોધી લેવાની જિજ્ઞાસુ

---

૧ તત્ત્વદીપ નિબંધ સર્વ નિર્ણય પ્ર. શ્લો. ૨૨૭, ૨૨૮

ને છૂટ આપી છે. પછી પોતે સંપ્રદાય ચલાવ્યો એટલે પોતે ગુરૂપણું ધારણ કર્યું, આટલે સુધી બધું સ્વાભાવિક છે. પણ મૂળ સંપ્રદાયસ્થાપક આચાર્ય પછી એની શિષ્ય-પ્રશિષ્ય પરંપરા તે તે સંપ્રદાયમાં ગુરૂની ગાદીએ બેસે અને સ્વસંપ્રદાયના અનુયાયીઓને દીક્ષા આપે એવું ધોરણ જોવામાં આવે છે; ત્યારે શ્રીવલ્લભાચાર્યના સંપ્રદાયમાં આચાર્યે પોતાને પુત્રો થયા પછી છેવટ સંન્યાસ લીધેલો હોવાથી તથા પોતાના અનુયાયીઓને સંન્યાસ લેવાની ના પાડેલી હોવાથી[1] એમના માર્ગમાં એમના વંશ્યોજ ગુરૂ ગણાય છે, અને તેઓ પાસેથીજ માર્ગના અનુયાયીઓ દીક્ષા લીએ છે. જો કે સાંપ્રદાયિક વિદ્વાનો કહે છે તેમ સંપ્રદાયમાં આચાર્ય તો શ્રીવલ્લ-ભાચાર્યજ અને એમના વંશ્યો તો ગુરૂદ્વાર એવી માન્યતા[2] છે એ વાત સાચી પણ ગુરૂભકિતના બળથી એ માર્ગના અજ્ઞાન અનુયાયીઓમાં આથી જુદીજ માન્યતા જામી ગઈ છે, અને એનાં મૂળ પણ ઉંડાં છે.

શ્રી. વલ્લભાચાર્ય પોતાને 'કૃષ્ણના દાસ' કહે છે[3] પણ એમના પુત્ર વિઠ્ઠલનાથજી ગુરૂ ભકિતના બળથી 'વલ્લભાચાર્ય એ જ કૃષ્ણ' वस्तुतः कृष्ण एव सः એમ કહે છે[4] અને આ રીતે ગુરૂ ની ઇશ્વર જેવી ભક્તિને બદલે ગુરૂમાં જ ઇશ્વર બુદ્ધિ કરવાનો ચીલો આ સંપ્રદાયમાં લગભગ શ્રી વલ્લભાચાર્ય જેવું જેનું સ્થાન

---

૧ જુઓ સંન્યાસ નિર્ણય

૨ જુઓ પૃ-૨૭૧ ટિ. ૧ માં કહેલા વચન ઉપર પુરૂષોત્તમજીની ટીકા તથા સિદ્ધાન્ત રહસ્ય ઉપર તેલીવાળાનો ઉપોદ્ઘાત

૩ જુઓ इति श्रीकृष्णदासस्य वल्लभस्य हितं वचः ।
અંતઃકરણ પ્રબોધ શ્લો. ૧૦

૪ વલ્લભાષ્ટક શ્લો.૮

છે તે શ્રીવિઠ્ઠલનાથે જ પાડ્યો છે. અને સંપ્રદાયનો અનુયાયી સમાજ પાછળથી વધારે ઉંડા ઉતરતા એજ ચીલે ચાલ્યો છે. શ્રીવિઠ્ઠલનાથજીના શિષ્ય ગોપાળદાસે નવાખ્યાન કે વલ્લભાખ્યાન નામનું વલ્લભાચાર્ય ચરિત્રનું કાવ્ય લખ્યું છે, તેમાં પોતાના ગુરૂ શ્રીવિઠ્ઠલનાથને શ્રી પુરૂષોત્તમનો જ અવતાર કહેલ છે.[1] પણ આ ગુરૂભક્તિ આટલેથી નથી અટકી. વિઠ્ઠલનાથજીના ચોથા પુત્ર ગોકુળનાથજીના કેટલાક અનુયાયીઓ–જેઓ ભરૂચી પાવડીઆ કહેવાય છે તેઓ પોતાના ગુરૂને જ પૂર્ણ પુરૂષોત્તમ માને છે. એટલું જ નહિ પણ જેને તેઓ અનન્યતા કહે છે અને બીજાઓ જેને ધાર્મિક ઘેલછા કહે છે તેના જોસમાં વલ્લભાચાર્યના બીજા વંશજોને તો નથી જ ગણતા પણ વલ્લભાચાર્યને પોતાને તથા વિઠ્ઠલનાથજીને યે નથી ગણતા.[2] અને એથી યે આગળ વધી ગોકુળનાથજી ઉપર તેના પોતાના સેવ્ય શ્રીકૃષ્ણને–અરે કોટાનકોટિ કૃષ્ણને પણ ન્યોછાવર કરી દે છે.[3] આ અંધ ગુરૂ-ભક્તિ આટલેથી નથી અટકી. શ્રી વિઠ્ઠલનાથજીના "વલ્લભાચાર્યે પોતાનું અશેષ માહાત્મ્ય પોતાના વંશમાં સ્થાપ્યું છે."[4] એ વચનને અવલંબીને પાછળના સર્વ આચાર્યો–પછી તેઓ વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, ચારિત્ર્યવાન્ હોય કે ચારિત્ર્યહીન હોય પણ અનુયાયીઓમાં પુરૂષોત્તમરૂપ મનાય છે.

---

૧ આખા વલ્લભાખ્યાનમાં એજ ભાવ ભર્યો છે એટલે કોઈ પણ એક કડીનો ઉલ્લેખ આવશ્યક નથી.

૨ ગોકુળનાથજીના વખતમાં આ પ્રકારના એમના ભક્તો હોવાનું તેઓ પોતે સ્વીકારે છે. જુઓ વેણુનાદ વર્ષ ૧ અં. ૫ પૃ. ૧૨૨.

૩ જુઓ વેણુનાદ વર્ષ ૧ના છેલ્લા અંકમાં ભરૂચી વૈષ્ણવ સમાજ નામનો તટસ્થતાથી લખાયેલો લેખ.

૪ स्ववंशे स्थापिताशेषस्वमाहात्म्यः सर्वोत्तम स्तोत्र श्लो. २२

જે માર્ગમાં સ્ત્રીઓ–ગોપીઓ સાથે રાસક્રીડા ખેલતા શ્રી કૃષ્ણ સેવ્ય મનાય છે, તે દેવની શૃંગાર ક્રીડાઓનું શ્રવણ કીર્તન ભક્તિ ગણાય છે, સ્ત્રીઓ ઉચ્ચામાં ઉંચી શુદ્ધ પુષ્ટિ ભક્તિની ખાસ અધિકારી ગણાય છે;[૧] અનુયાયી વર્ગ મોટે ભાગે ઓછી વિદ્યાવાળો પણ ખાધે પીધે સુખી છે અને ગુરૂઓ રાજાઓ પેઠે વંશપરંપરાથી ગાદીપતિ હોઇને મોજશોખનાં સાધનોથી વીંટાયેલા ગૃહસ્થ હોય છે; તે માર્ગમાં આચાર્ય જ પરમદેવ એવી માન્યતા રૂઢ થતાં ભોગવિલાસ–દુરાચાર ખાસ–વ્યભિચારને ઉત્તેજન મળવાનો સંભવ દેખીતો છે.

અને તન્માર્ગીય વિદ્વાનોને પણ સ્વીકાર્યા વગર ન ચાલે એટલો વ્યભિચાર દોષ "આ સંપ્રદાયમાં લાંબા વખતથી ઉતરી આવ્યો છે."[૨] મહારાજ લાયબલ કેસે અને તેથી પણ વધારે દામોદરલાલ હંસાના લોકબત્રીશીએ ચડેલા પ્રકરણે મહારાજો પણ સામાન્ય મનુષ્ય છે એ સત્ય સંપ્રદાયના અનુયાયીઓથી પણ ના ન પડાય એવા ઉગ્ર રૂપમાં દેખાડી આપ્યું છે. શ્રીવલ્લભાચાર્યે તો પોતાના વંશ્યોને "તમે જ્યારે બહિર્મુખ થશો ત્યારે કાલપ્રવાહસ્થ દેહચિત્ત વગેરે તમને ખાઇ જશે."[૩] એમ સ્પષ્ટ કહ્યું છે. બહિર્મુખતાની સ્વાભાવિકતા અપરિહાર્ય નીવડતી જોઇ શકાય છે.

આ પ્રસંગમાં એક વસ્તુ સ્પષ્ટ કરવાની જરૂર છે અને તે એ કે આ સંપ્રદાયમાં કેટલાક અનુયાયીઓ અને ગોસ્વામીઓનું

---

૧ ભા. ૧૦—૨૯ની સુબોધિનીની કારિકાઓ ૧ થી ૪.

૨ વેણુનાદ વર્ષ ૨ અં. ૧૦–૧૧–૧૨ પૃ. ૩૦.

એજન પરિશિષ્ટ પૃ. ૧૫.

૩ यदा बहिर्मुखा यूयं भविष्यथ कथञ्चन ।
तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत
सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम ॥

દુરાચરણ જોઇને વલ્લભાચાર્યે, એના પુત્રે કે પૌત્રે અનીતિનો ઉપદેશ કર્યો છે એમ કહેવું એ ખોટું છે.[1] છતાં મહારાજ લાયબલ કેસમાં બ્રહ્મસંબન્ધનો મન્ત્ર અને ગોકુળનાથજીની ટીકા સાથે સિદ્ધાન્ત રહસ્ય ગ્રંથ વલ્લભાચાર્ય તથા તેના પૌત્ર ગોકુનાથજીના ધાર્મિક સિદ્ધાન્તો અનીતિ અને દુષ્કર્મ (વ્યભિચાર) નો બોધ કરે છે એમ સિદ્ધ કરવા માટે પુરાવા તરીકે કોર્ટમાં રજુ કરવામાં આવ્યા હતા, પણ ગદ્યમંત્રમાં જે સર્વ સમર્પણ ઉદ્દિષ્ટ છે, તે કોઇ આચાર્યને નહિ પણ શ્રી કૃષ્ણને છે. સિદ્ધાન્તરહસ્યની જુદી જુદી ટીકાઓમાંથી પણ એ જ અર્થ નીકળે છે.[2] મતલબ કે આચાર્યના ઉપદેશનું તાત્પર્ય તેના વિદ્વાન વંશ્ય પુરૂષોત્તમજી કહે છે તેમ ત્યાગમાં હોવા છતાં તેના અનુયાયીઓનું વર્તન ભોગવિલાસનું ચિત્ર રજુ કરે છે એ સ્થિતિ સંપ્રદાયને હાનિકારક છે.

હાલમાં કેટલાંક વર્ષોથી સ્વ. તેલીવાળા, સ્વ. મગનલાલ શાસ્ત્રી વગેરે વિદ્વાનોના ભારે પ્રયત્નોને પરિણામે સાંપ્રદાયિક સાહિત્ય મૂળ તેમજ અનુવાદરૂપે પ્રગટ થવા લાગ્યું છે, પણ હજી સામાન્ય અનુયાયી વર્ગમાં એનો પ્રચાર ઘણો ઓછો છે. તે પ્રચાર વધે, વિદ્યા અને ઉંડી-માનસી કૃષ્ણભક્તિ તરફ વલણ વધે તો અનુયાયીઓમાં શ્રદ્ધાની ખોટ નથી.

---

૧ શ્રી. મુનશી પણ આ આક્ષેપને ગેરવ્યાજબી ગણે છે. જુઓ થોડાંક રસદર્શનો પૃ. ૨૦૭.

૨ બ્રહ્મ સંબંધનો ગદ્ય મંત્ર ઉપર આપ્યો છે. અને તેના વિવરણ માટે જુઓ સ્વ. તેલીવાળાએ ટીકાઓ સાથે છપાવેલ સિદ્ધાન્ત રહસ્ય ગ્રન્થ અને અંગ્રેજી ઉપોદ્ઘાત.

# પ્રકરણ ૨૪ મું

## ચૈતન્ય અને તેનો સંપ્રદાય

દક્ષિણ, ઉત્તર અને પશ્ચિમના વૈષ્ણવ માર્ગોનું કાલાનુક્રમે અવલોકન કર્યું. હવે પૂર્વ તરફ દષ્ટિ કરીએ. પૂર્વમાં-બંગાળામાં અને ખાસ કરીને ઉડ્રીયામાં વિષ્ણુભક્તિનો પ્રથમ ઉદય ૧૧ મા શતકમાં થયો જણાય છે. તે પહેલાં બૌદ્ધ, જૈન, શૈવ અને શાક્ત માર્ગોનો પ્રચાર હતો. ભુવનેશ્વરનું અનન્ત વાસુદેવનું મન્દિર ૧૦મા શતકના અન્તમાં અને જગન્નાથપુરીનું મન્દિર ૧૨ મા શતકમાં ચણાયું છે. રાધાકૃષ્ણના પ્રેમનું રમણીય કાવ્ય લખનાર જયદેવ કવિ પણ બારમા શતકમાં થઇ ગયા છે. આ રીતે ૧૧મા ૧૨મા શતકમાં વિષ્ણુભક્તિનો પૂર્વમાં અરૂણોદય થયેલો. પછી બારમાથી ચૌદમા-પંદરમા શતક સુધીમાં બંગાળામાં થયેલા જે વૈષ્ણવ ભક્તોની સંસ્કૃત કે પ્રાકૃત વાણીનો પણ ચૈતન્યને લાભ મળ્યો છે; તેમાંથી ચંડીદાસ (જન્મ ઇ. સ. ૧૩૮૦ ની લગભગ) અને વિદ્યાપતિ[1] (પંદરમું શતક)નાં કાવ્યોનું અગ્રસ્થાન છે. વળી આ ચંડીદાસ, વિદ્યાપતિ ઉપર એ સમયમાં બંગાળામાં પ્રચલિત વામાચારી શાક્તસંપ્રદાય તથા ઇ. સ. દશમાશતકના કાણ્હભટ્ટે જોરથી ઉપદેશેલા બૌદ્ધધર્મની અધોગતિના ફળરૂપ સહજીયા પંથની, અર્થાત્ એ બન્નેનાં ચક્રપૂજા, વ્યભિચાર પ્રચાર, સુંદરી કુમારી કન્યાનાં પૂજા-સમાગમ દ્વારા મોક્ષપ્રાપ્તિ જેવી ભ્રષ્ટ પ્રક્રિયાઓની અસર હોવાનું શ્રી દિનેશચંદ્રસેન અને કેનેડી જેવા ઐતિહાસિકો માને છે. પણ શ્રી ચૈતન્યે જાતે કે એના શિષ્યોએ સહજીઆ પન્થની અસર પોતાના ઉપર થવા દીધી નથી એમ તો કેનેડી પણ સ્વીકારે છે.[2]

---

૧ વિદ્યાપતિ વૈષ્ણવ નહિ પણ શાક્ત હતા. જુઓ માધુરી ૧૯૩૬ ના જનવરી, ફેબ્રુઆરી અંકોમાં વિદ્યાપતિકી કલા નામનો લેખ.

૨ જુઓ The Chaitanya Movement p. 10.

અને સંપ્રદાયના પ્રમાણભૂત ગ્રંથો તો ભાગવતનો જ મુખ્ય આધાર લે છે. ભાગવતમાંથી જ પ્રેરણા લઈ વલ્લભાચાર્ય જે વખતે પશ્ચિમમાં પ્રેમલક્ષણા–પુષ્ટિ ભક્તિનો ઉપદેશ આપતા હતા; ત્યારે પૂર્વમાં–બંગાળા ઉડીયામાં ચૈતન્યદેવ પોતાના જ દાખલાથી પ્રભુની મધુર પ્રીતિનું ઉજ્જ્વલ સ્વરૂપ સમજાવતા હતા.

આ ચૈતન્યદેવે વૈષ્ણવ ધર્મના ઉપદેશને અંગે કોઈ ખાસ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો નથી; પણ માત્ર પ્રેમમય અને કીર્તનમય કૃષ્ણની ભક્તિનો ઉપદેશ કર્યો છે, અને પોતે ભક્તિ કરીને ઉંડી તીવ્ર ભક્તિ કેવી હોય એ સ્પષ્ટ દર્શાવ્યું છે. પણ એમના શિષ્યોએ, ભક્તિરસના વિવરણના તથા ચૈતન્ય દેવનાં ચરિત્રના, એમની યાત્રાઓના, એમણે કરેલા ચમત્કારોનાં અને ગાઢ ભક્તિના વેગ વખતની એમની દશાનાં વર્ણનોના, બંગાળીમાં તથા સંસ્કૃતમાં અનેક ગ્રન્થો લખ્યા છે. ચૈતન્ય સંપ્રદાયનાં ધાર્મિક સાહિત્યમાં આ ગ્રન્થો જ મુખ્ય છે.

ચૈતન્યદેવનાં ચરિત્રના, કાવ્ય–નાટક–કથારૂપે, અનેક ગ્રન્થો છે; પણ તેમાંથી સમકાલીન ચાર છે. પ્હેલો ઈ. સ. ૧૫૧૪ માં નવદ્વીપના વિદ્વાન વૈદ્ય મુરારિ ગુપ્તે લખેલો કૂર્ચા, બીજો ચૈતન્યના દેહ ત્યાગ પછી ઇ. સ. ૧૫૩૫ માં વૃંદાવનદાસ (ઈ. સ. ૧૫૦૭ થી ૧૫૮૯) ને હાથે લખાયેલો ચૈતન્ય ભાગવત અને તે પછી બે વર્ષે ૧૫૩૭ માં ૧૪ વર્ષના ત્રિલોચનદાસે લખેલો ચૈતન્યમંગલ નામનો ગ્રન્થ છે. પણ આ ત્રણેયથી સર્વ રીતે ગુણમાં ચડીયાતો અને હકીકતમાં શ્રદ્ધેય તો ઈ. સ. ૧૫૮૨ માં લખાયેલો ચૈતન્યચરિતામૃત છે. કવિરાજ કૃષ્ણદાસ નામના ચૈતન્યના પરમભક્ત જેઓ ઈ. સ. ૧૪૯૬ માં, ચૈતન્યના જન્મ પછી ૧૧ વર્ષે, જન્મ્યા હતા અને ચૈતન્યના મુખ્ય સાક્ષાત્સેવક રઘુનાથદાસના શિષ્ય હતા, તેઓએ પોતાની ૮૬ વર્ષની પાકી ઉમ્મરે શિષ્યોના આગ્રહથી, વૃંદાવનમાં, પરમ ભક્તિથી નવ વર્ષ સુધી મહેનત કરીને આ

ગ્રન્થ લખ્યો છે. ગ્રન્થકાર ચૈતન્યના સમકાલીન હતા; અને એના ગુરૂ, જેની પાસેથી એમણે આ ચરિત્રની વિગતો મેળવી હશે, તે રઘુનાથદાસ હમેશાં ચૈતન્યની સાથેજ રહેતા, એ કારણથી, તથા ઉપરોકત ત્રણેને સરખાવ્યા પછી શ્રીયુત જદુનાથ સરકાર અને કેનેડી જેવા આ ચરિત્રને માન્ય ગણે છે. અને સંપ્રદાયમાં તો આ ગ્રન્થની પ્રસ્થાનગ્રન્થ જેવી પ્રતિષ્ઠા છે. ચૈતન્યચરિતામૃતની મધ્ય લીલાનું ઇંગ્રેજીમાં ભાષાંતર જદુનાથ સરકારે ૧૯૧૩ માં બહાર પાડ્યું છે. જદુનાથ સરકારના એ Chaitanya's life & Teachings, કેનડીના The Chaitanya Movement અને સં ૧૯૮૫ માં શ્રી નર્મદાશંકર પંડયાએ લખેલા અને સાધુ ગૌરાંગદાસે પ્રકાશિત 'પ્રેમાવતાર ચૈતન્યદેવ' ઉપરથી ચૈતન્યના જીવનચરિત્રનો ટુંકો સાર અહીં આપ્યો છે.

બંગાળામાં, ન્યાયશાસ્ત્ર માટે ભારતવર્ષના વિદ્યાપીઠ જેવા ગણાતા નદીયા અથવા નવદ્વીપ નામના ગામમાં ચૈતન્ય દેવ કે ગૌરાંગ પ્રભુનો જન્મ થયો છે. ચૈતન્યના ચરિત્રલેખકોના કહેવા પ્રમાણે એ વખતે નદીયા પાખંડપ્રાય અને નાસ્તિક હતું. પંડિતો ન્યાય-વેદાન્તની ચર્ચા કરતા અને ભક્તિનો તિરસ્કાર કરતા, મદિરા અને માંસનો લોકોમાં ઘણો પ્રચાર થઈ ગયો હતો; અને શાકત ક્રિયાઓ ઘણી ચાલતી હતી; એટલે ધર્મપ્રકાશક ચંદ્રના ઉદયની જરૂર હતી.

જગન્નાથમિશ્ર (ઉર્ફે પુરન્દર) નામના એક વૈદિક બ્રાહ્મણ પોતાનાં મૂળ વતન શ્રીહટ્ટ (સીલ્હટ) થી આવીને, ગંગા કાંઠે રહેવાની ઇચ્છાથી, અહીં (નદીયામાં) રહ્યા હતા. એઓ નીલામ્બર ચક્રવર્તીની શચીદેવી નામની પુત્રીને પરણ્યા હતા. આ શચીદેવીને એક પછી એક આઠ પુત્રીઓ થઇ. પણ તેમાંની એકેય જીવવા પામી નહિ. પછી તેને એક પુત્ર થયો, તે સૌને જોવા ગમે તેવો હતો. માતાપિતાએ તેનું વિશ્વરૂપ નામ પાડ્યું. આ છોકરાના

જન્મ પછી દશ વર્ષે બીજો છોકરો ઈ. સ. ૧૪૮૬ ના ફેબ્રુઆરીની તા. ૧૮ મી એટલે શક સં. ૧૪૦૭ ના ફાગણની પૂર્ણિમાએ ગ્રહણને લીધે લોકો હરિનામ બોલતા હતા ત્યારે જન્મ્યો. તે છોકરો દીર્ઘાયુષી થાય માટે માતાએ તેનું લાડનું નામ નિમાઈ પાડયું. બાકી લોકો તેને વિશ્વંભર કહેતા. અને સંન્યાસ દીક્ષા લીધા પછી તેઓ ચૈતન્ય નામથી પ્રસિદ્ધ થયા.

ચૈતન્યનાં માતાપિતા વૈષ્ણવ હતાં અને તેઓએ ચૈતન્યને અતિશય લાડથી પણ વૈષ્ણવધર્મના સંસ્કારમાં ઉછેર્યા હતા. એમના ઘરમાં બ્રાહ્મણ સહજ વિદ્યાનું અને કૃષ્ણભક્તિનું વાતાવરણ હતું. ચૈતન્યના બાલ્યાવસ્થાના કેટલાક ચમત્કારો એના ચરિત્રગ્રન્થોમાં વર્ણવ્યા છે, પણ તેઓ રમતમાં પણ કૃષ્ણ, હરિ, રામ વગેરે ઈશનામો ગાતા એમ જે ચરિત્રગ્રન્થોમાં કહ્યું છે તેમાં આ દેશનાં બાળકો માટે અસ્વાભાવિક કશું નથી. નિશાળે જવા જેવડી ઉમ્મર થતાં ચૈતન્યને નિશાળે બેસારવામાં આવ્યા અને તેઓ બારાખડી શીખવા લાગ્યા. પણ સાથે સાથે ગંગામાં તરવાની અને બીજી રમતો પણ તેઓ શીખવા લાગ્યા હતા. અને તેમાં છોકરાઓની ટોળીના સરદાર બનીને ઘાટ ઉપર સ્નાન કરવા આવતાં સ્ત્રી પુરૂષોને ખૂબ કાયર કરતા. પણ આ અતિશય રૂપાળો–ગૌરાંગ બાળક ગામનો લાડીલો હોઈને સૌ સહન કરી જતાં. આ રીતે રમતમાં ઘણો કાળ જતો હોવા છતાં ચૈતન્યનો અભ્યાસ આગળ વધ્યે જતો હતો. તે જમાનામાં નવદ્વીપ (નદીઆ) પાઠશાળાઓનું ધામ હતું. ભરતખંડના જુદાજુદા ભાગોમાંથી વિદ્યાર્થીઓ ત્યાં ભણવા આવતા હતા. વ્યાકરણ, કાવ્ય, અલંકાર, વેદાંત વગેરે બધા વિષયો ત્યાં શીખી શકાતા; પણ નવ્યન્યાયનું તો ઉંચામાં ઉંચું શિક્ષણ મેળવવા માટે ભારતમાં એ એકજ સ્થાન હતું. આવા સંસ્કૃત વિદ્યાના ધામમાં રહેનાર ચૈતન્યે, આઠ વર્ષની ઉમ્મરે યજ્ઞોપવીત ધારણ કરી

સંસ્કૃત શીખવા માટે ગંગાદાસ પંડિતના ટોલ (પાઠશાળારૂપ ગુરૂના ઘરને બંગાળામાં ટોલ કહે છે) માં પ્રવેશ કર્યો. દસ વર્ષના થતાં તો ચૈતન્યે વ્યાકરણ ન્યાય વગેરે શાસ્ત્રોમાં ઠીક પ્રવીણતા મેળવી લીધી અને પંદર વર્ષની ઉમ્મરે તેઓ નદીઆમાં અગ્રગણ્ય પંડિત ગણાવા લાગ્યા એમ ચરિત્રલેખકો કહે છે. ચૈતન્યના પિતા તો તેની નવ વર્ષની ઉમ્મર થતાં સ્વર્ગવાસી થયા હતા. પણ તેની માએ ચૈતન્યની આટલી ઉમ્મર થતાં એના લગ્નનો વિચાર કર્યો. ચૈતન્યના મોટા ભાઈ વિશ્વરૂપે સોળ વર્ષની ઉમ્મરે સંન્યાસ લીધો હતો એટલે આ નાનો પુત્ર પણ સંન્યાસ લેશે તો એમ માને બીક રહ્યા કરતી હતી. ચૈતન્યના પિતા મરણ પામેલા હોવાથી માતાને માથે જ બધો ભાર હતો. અને તેમણે નવદ્વીપનાજ[1] વલ્લભાચાર્ય નામના એક બ્રાહ્મણની કન્યાનું માગું આવ્યું કે તરત ઝડપી લીધું. પછી યથા સમય ચૈતન્ય લક્ષ્મીને પરણ્યા. અને નદીઆમાં પોતાની સ્વતંત્ર વ્યાકરણપાઠશાળા ઉઘાડી, ટુંક મુદતમાં પ્રતિષ્ઠા જમાવી. પરણ્યા પછી એક વખત ચૈતન્ય પૂર્વ બંગાળાની મુસાફરીએ ગયા હતા, ત્યાં પાછળથી તેમની સ્ત્રી લક્ષ્મીદેવીનું સર્પદંશથી મૃત્યુ થયું. પછી સનાતનમિશ્રની કન્યા વિષ્ણુપ્રિયા સાથે ચૈતન્યનાં લગ્ન થયાં. આ લગ્ન થયા પછી ચૈતન્ય ગયાજીની યાત્રાએ ગયા અને ત્યાં તેમને સાધુ ઇશ્વર પુરીનો સમાગમ થયો.

---

૧ ચૈતન્યના સસરાના આ નામનું પુષ્ટિ સંપ્રદાયના આચાર્ય વલ્લભાચાર્યના નામ સાથે મળતાપણું જોઈને કેટલાક લોકોએ ચૈતન્ય વલ્લભસંપ્રદાયના આચાર્યના જમાઈ હતા એમ માની લઇ 'પ્રજામિત્રને પારસી,' 'સનાતન ધર્મકેસરી' વગેરે વર્તમાન પત્રોમાં ચર્ચા કરેલી અને પુષ્ટિસંપ્રદાયના વિદ્વાનોને આવા અજ્ઞાનજન્ય ચર્ચાપત્રોના જવાબો પણ આપવા પડેલા. (જુઓ પુષ્ટિ માર્ગનો ઇતિહાસ નામના શુદ્ધાદ્વૈત ભક્તિ માર્તંડના ખાસ અંકમાં રા. રા. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહનો 'શું આચાર્યશ્રીને લક્ષ્મી નામની પુત્રી હતી?' નામનો લેખ)

આ ઇશ્વરપુરી, સંન્યાસીઓમાં ભક્તિનો પ્રચાર કરનાર મધ્વસંપ્રદાયી માધવેન્દ્રપુરીના શિષ્ય હતા. ચૈતન્યદેવે આ ઇશ્વરીપુરીને પોતાના ગુરૂ કર્યા. અને તેમની પાસે ગોપાલ મંત્રને શ્રવણ કર્યો. હવે ચૈતન્યનો સ્વભાવ તદ્દન ફરી ગયો. તેઓ બુદ્ધિશાળી પંડિત મટીને નમ્ર, નિરભિમાની, ભક્ત બની ગયા. પછી તો ગમે તે વિષયનું વ્યાખ્યાન આપતાં, પોતાના શિષ્યોને રોજનો પાઠ આપતાં આપતાં પણ કૃષ્ણભક્તિનો ઉપદેશ કરવા લાગ્યા. પછી કૃષ્ણપ્રેમથી થોડો વખત તો ચૈતન્ય ગાંડા જેવા બની ગયા. તેઓ ઘડીમાં રોતા, કૃષ્ણને બૂમો પાડીને બોલાવતા, ઝાડ ઉપર ચઢી જતા, અથવા પોતાનેજ કૃષ્ણ કલ્પતા. અને શ્રીવત્સ પંડિત નામના વૈષ્ણવને ઘેર મુરારિગુપ્ત, મુકુન્દદત્ત વગેરે વૈષ્ણવો સાથે મળી વારંવાર કૃષ્ણ કીર્તન કરતા. હવે એમને વૃદ્ધ અને વિદ્વાન ભક્ત અદ્વૈતાનન્દ સાથે પરિચય થયો. આ અદ્વૈતાનન્દ ભક્ત હતા, ભક્તિનો બોધ કરતા અને હમેશાં ગંગા કાંઠે, ભક્તિના પ્રચાર માટે અવતાર લેવાની પ્રભુને પ્રાર્થના કરતા. આ સિવાય એક નિત્યાનંદ નામના ચૈતન્યથી ઉમ્મરમાં નવ વર્ષે મોટા મધ્વસંપ્રદાયી ભક્ત સંન્યાસી પણ ચૈતન્યને આવીને મળ્યા. થોડા વખતમાં નદીયાના ઘણા લોકો ચૈતન્યને કૃષ્ણનો અવતાર માનવા લાગ્યા. સંપ્રદાયમાં ચૈતન્ય, રાધાભાવવિલસિત કૃષ્ણરૂપ કે રાધા કૃષ્ણના ઐકયસ્વરૂપ મનાય છે અને મહાપ્રભુ, કૃષ્ણચૈતન્ય કે ચૈતન્યદેવ કહેવાય છે. હવેથી અદ્વૈતાનન્દ અને નિત્યાનન્દ સાથે ચૈતન્યની મંડળીઓ રસ્તામાં, ગંગા કાંઠે કે કોઈ ભક્તના ઘરમાં કીર્તન માટે એકઠી થવા લાગી.[1] આ વખતે ચૈતન્યે અનેક ચમત્કારો કર્યા ગણાય છે. જેમાં જગાઇ અને માધાઈ નામના

---

૧ જ્યારે ચૈતન્ય ભક્તમંડળી સાથે ગામના રસ્તામાં પણ કીર્તનો કરવા લાગ્યા ત્યારે નિત્ય વ્યવહારમાં ખલેલ થાય છે એ બ્હાનાથી આવાં કીર્તનો બંધ કરવાનું મુસલમાન હાકેમે ફરમાન કાઢેલું પણ ચૈતન્યે હલકું

દુષ્ટોને સુધાર્યાની વાત મુખ્ય છે. આ વખતે ચૈતન્યની આસપાસ શિષ્યો એકઠા થવા લાગ્યા હતા પણ એમાં ઉચ્ચ વર્ણના થોડા હતા. વળી પાખંડીઓ અને શાકતો ચૈતન્યને બહુ દુઃખ દેતા હતા. આ સર્વથી કંટાળીને ચૈતન્યે વિચાર કર્યો કે જો 'હું સંન્યાસી થાઉં તો આ લોકો મને એ તરીકે માન આપે અને એ રીતે હું ભક્તિનો પ્રચાર કરી શકું' આ વિચારથી છેવટ ઇ. સ. ૧૫૧૦ માં ૨૪ વર્ષની ઉમ્મરે ચૈતન્યે મધ્વસંપ્રદાયી કેશવ ભારતી પાસે કટવા ગામમાં કૃષ્ણ ચૈતન્ય નામથી સંન્યાસની દીક્ષા લીધી. એની સીત્તેર વર્ષની વૃદ્ધ માનું હૃદય કપાઇ ગયું, પણ ચૈતન્યે માને ઘણું આશ્વાસન આપ્યું અને સંન્યાસી થયા છતાં પણ એની ઘણી ઘણી ઇચ્છાઓ તૃપ્ત કરી.

સંન્યાસી થયા પછી, છ વર્ષ સુધીમાં ચૈતન્યે, ઉડીયામાં દક્ષિણ દેશમાં, વૃંદાવનમાં, તથા પશ્ચિમમાં વૈષ્ણવ શૈવ સર્વ તીર્થોની કૃષ્ણકીર્તનો કરતાં તથા ભક્તિનો ઉપદેશ કરતાં યાત્રા કરી. આ યાત્રામાં એમને કૃષ્ણકર્ણામૃત અને બ્રહ્મસંહિતા નામના બે ગ્રન્થો હાથ લાગ્યા.[1] ચૈતન્ય દેવ આ ગ્રન્થોની ખૂબ પ્રશંસા કરતા

---

એ હાકેમના ઘર આગળ જ કીર્તન કર્યું. અને તેની એવી અસર થઇ કે એ મુસલમાન હાકેમ પણ કીર્તનમાં ભળ્યો એમ ચરિત્ર લેખકો કહે છે (જુઓ કેનેડી પૃ. ૨૭ અને પ્રેમાવતાર ચૈતન્યદેવ પ્ર. ૮ મું) અહીં નોંધવું જોઇએ કે એક મુસલમાન દરજી આ કીર્તન જોઇને એવો રંગાઇ ગયો કે હરિદાસ નામ ધારણ કરી ચૈતન્યનો ભક્ત બની ગયો. (જુઓ પ્રેમાવતાર ચૈતન્ય દેવ પ્ર. ૯ મું)

૧ આ બે ગ્રન્થો યાત્રામાં કયે સ્થળેથી મળ્યા? બ્રહ્મસંહિતા ત્રાવણકોરમાંથી અને કૃષ્ણકર્ણામૃત પંઢરીપુરથી એમ ચૈતન્યચરિતામૃતમાં કહ્યું છે. મેં દ્વારકામાંથી કૃષ્ણકર્ણામૃત ગ્રન્થ મળ્યો એમ શબ્દ કલ્પદ્રુમમાં આપેલા ચૈતન્યચરિત્રને અનુસરી આ ગ્રન્થની પહેલી આવૃત્તિમાં લખ્યું હતું, પણ એ ખોટું છે. વળી ચૈતન્ય ચરિતામૃતમાંથી તો ગૂજરાતમાં ચૈતન્યે

અને એમના ભક્તિ વિષયક વિચારો ઉપર એ બે ગ્રન્થોની ઘણી અસર દેખાય છે. યાત્રા કરી આવ્યા પછી, ૩૦ વર્ષની ઉમ્મરે ચૈતન્ય જગન્નાથપુરીમાં આવીને રહ્યા અને શેષ આયુષ્ય ત્યાં જ પુરૂં કર્યું. બંગાળામાંથી અને વૃન્દાવનથી અનેક શિષ્યો પુરીમાં એમની પાસે આવતા અને ઉપદેશામૃતનું પાન કરતા. જીવનનાં છેલ્લાં વર્ષોમાં તેઓ વારંવાર ભક્તિરસની ઉન્મત્ત અવસ્થાના જોરમાં સમુદ્રમાં કુદી પડતા કે મન્દિરની

---

યાત્રા કરી હોય એમ નીકળતું નથી (જુઓ જદુનાથ સરકાર, કેનેડી અને શ્રી નર્મદાશંકર પંડયાના ગ્રન્થો) તેઓ નર્મદા સુધી પોચી ત્યાંથી અગ્નિકોણ તરફ વળી ગયા અને પાછા વિદ્યા નગર ગયા છે (જુઓ પ્રેમાવતાર ચૈતન્યદેવ પૃ. ૧૦૬) પણ ચૈતન્યના એક લુહાર (કર્મકાર) શિષ્ય ગોવિન્દદાસ જે યાત્રામાં ચૈતન્યની સાથે હતા તેણે 'કૂર્ચા' નામથી ચૈતન્યનું ચરિત્ર લખ્યું છે એમ કહેવાય છે અને એમાં ગુજરાતમાં–સુરત, વડોદરા, સાબરમતી, ઘોઘા, સોમનાથ, ગિરનાર–જુનાગઢ અને દ્વારકા સુધી ચૈતન્યે યાત્રા કરી હોવાનું વર્ણન છે. શ્રી દિનેશચન્દ્રસેન એ ગ્રન્થને અતિશય પ્રમાણભૂત ગણે છે (H. B. L. L. p. 443, 463) અને શ્રી મુનશીએ તેનો મત સ્વીકારી ચૈતન્યે ગુજરાતમાં યાત્રા કરી હતી એ સિદ્ધ માન્યું છે. (જુઓ ગુજરાતી સાહિત્ય ખં. ૫. વિ–૯ પ્ર. ૧૪–પૃ. ૩૩૭) પણ બીજા ઐતિહાસિક વિચારકોનો મત એથી જુદો છે. અને તેઓ કૂર્ચાને નીચેનાં કારણોથી બનાવટી ગ્રન્થ ગણે છે. (૧) એનો પ્રમાણભૂત સાંપ્રદાયિક સાહિત્યમાં ઉલ્લેખ નથી (૨) ચૈતન્ય મંગલમાં ગોવિંદ કર્મકારનો ઉલ્લેખ છે પણ તેણે ગ્રન્થ રચ્યાની વાત નથી (૩) ચૈતન્યનાં પોતાનાં રૂપાદિના વર્ણનમાં અક્ષમ્ય ભૂલો કૂર્ચામાં કરેલી છે. (૪) અને સૌથી મહત્ત્વની દલીલ તો એ છે કે એ ગ્રન્થની એક પણ જૂની હાથપ્રત કોઇએ જોઇ નથી. ઉપરની દલીલો કૂર્ચાને બનાવટી ગણવા માટે પૂરતી છે. શ્રી જદુનાથ સરકારે ચૈતન્યના ચરિત્રને લગતા ગ્રન્થો ગણાવતાં કૂર્ચાનો નિર્દેશ પણ નથી કર્યો અને કેનેડીનું વલણ કૂર્ચાને બનાવટી માનવાના પક્ષમાં છે. (જુઓ The chaitanya movement p. 129–130) ગૌડીય વૈષ્ણવ વિદ્વાનો પણ કૂર્ચા તરફ બહુમાનથી નથી જોતા એ અહીં નોંધવું જોઈએ.

દિવાલમાં માથું પછાડતા. અનેક વાર એમને મૂર્છાઓ આવી જતી. છેવટે આ રીતે શરીર ઘસાઈ જતાં શક ૧૪૫૫–ઈ.સ. ૧૫૩૩માં ૪૮ વર્ષની ઉમ્મરે એમનો દેહ પડી ગયો.

ચૈતન્યના જીવનકાળમાંજ એના શિષ્યોએ સંપ્રદાયના પ્રચારનું કામ શરૂ કર્યું હતું. બંગાળામાં બલરામના અવતાર મનાતા નિત્યાનન્દે નવા ધર્મનો બ્હોળો પ્રચાર કર્યો; અને વૃન્દાવનમાં રૂપ અને સનાતન નામના શિષ્યોએ ચૈતન્યમાર્ગ ચલાવ્યો. આ માર્ગનાં અનેક મન્દિરો અને તપોવનો, વૃન્દાવનમાં આમણે ઉભાં કર્યાં છે. ખરી રીતે આ ગૌડીય ગોસ્વામીઓએ વૃન્દાવનનો પુનરૂદ્ધાર કર્યો છે. આ રૂપ સનાતન બે ભાઇઓ અને એના ભત્રીજા જીવગોસ્વામી ઘણા સારા સંસ્કૃત પણ્ડિતો હતા. અને એ ત્રણના ભકિતના ગ્રન્થો, ટીકાઓ વગેરેએ એ સમયમાં, બંગાળામાં સંસ્કૃત ભાષાના પ્રચારને સારૂં ઉત્તેજન આપ્યું હતું. ઉપલા ત્રણ, ગોપાલભટ્ટ ચોથા, રઘુનાથભટ્ટ પાંચમા અને છઠ્ઠા રઘુનાથદાસ, ચૈતન્યના એ છ શિષ્યો ચૈતન્ય સંપ્રદાયના છ મૂળ ગોસ્વામીઓ છે. આમાંથી રૂપ, સનાતન અને જીવ સિવાયના બીજાઓએ બંગાળી ભાષામાં ચૈતન્યમાર્ગનું વિશાળ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. જેમાં ભક્તિના સંસ્કૃત ગ્રન્થોનાં ભાષાંતરો, ભકિત રસનાં કાવ્યો, તીર્થયાત્રાઓનાં વર્ણનો, ભકતોનાં ચરિત્રો વગેરે છે. વૈષ્ણુવ ગોસ્વામીઓએ વૃંદાવનમાં તથા નદીઆમાં હજી પૌરાણિક સંસ્કૃત અભ્યાસને જીવતો રાખ્યો છે. ચૈતન્યચરિતામૃતમાં ચૈતન્યના શિષ્યોની નામાવલી પ્રથમ લીલાના પહેલા અધ્યાયમાં છે. અને નિત્યાનન્દના તથા અદ્વૈતાનન્દના શિષ્યોની નામાવલી ૧૧ મા તથા ૧૨ મા અધ્યાયોમાં છે.

બંગાળી ભાષા તથા સાહિત્યનો વિકાસ સાધવામાં ચૈતન્ય સંપ્રદાયે જે ભારે કામ કર્યું છે તેની કિંમત આંકવી મુશ્કેલ છે. સાહિત્યની અનેક દિશાઓ–જીવનચરિત્ર જેવી કેટલીક તો તદ્દન

નવી દિશાઓ ચૈતન્યસંપ્રદાયની અસરથી વિકાસ પામી છે.[૧]

બંગાળી સાહિત્ય પેઠે બંગાળી સમાજ ઉપર પણ ચૈતન્ય સંપ્રદાયે શુભ અસર કરી છે. દા. ત. સમાજના નીચલા થરમાં તથા સ્ત્રીઓમાં કેળવણીના પ્રચારનું ભારે કામ આ સંપ્રદાયે કર્યું છે.[૨] ઈ. સ. ૧૮૩૫–૩૮ ના બંગાળામાં દેશી ભાષાની કેળવણીના પ્રચારના રિપોર્ટમાં રે. ડબ્લ્યુ એડમ લખે છે કે આખો સમાજ અક્ષર-જ્ઞાનશૂન્ય છે તેમાં અપવાદ ફક્ત વૈરાગી વૈષ્ણવોનો છે. તેઓની છોકરીઓ પણ લખી વાંચી શકે છે.[૩]

## ચૈતન્યમતનો સાર

ચૈતન્ય પંડિત કે વિચારક નહિ પણ મહાન્ ભક્ત હતા. અને પાછલાં વર્ષોમાં તેઓ એવી ભાવોન્મત્ત દશામાં રહેતા કે ગંભીર ચિંતન અથવા દાર્શનિક ગ્રન્થ રચના એમને માટે અશક્ય જ કહેવાય. આ સ્થિતિમાં ચૈતન્યની પોતાની રચના તરીકે એક શિક્ષાષ્ટક શિવાય કાંઇ મળતું નથી એ સ્વાભાવિક છે. એટલે ચૈતન્યનો સિદ્ધાન્ત એમના શિષ્યોના ગ્રન્થો દ્વારા જ જાણી શકાય છે. ચૈતન્યના ચરિત્ર ગ્રન્થોમાં જે ઉપદેશ ચૈતન્યના મોઢામાં મુકેલો મળે છે તેમાંથી કેટલા વિચારો એમના પોતાના હતા અને કેટલા એમના શિષ્યોની વિદ્યા અને બુદ્ધિનું ફળ છે એ કહેવું મુશ્કેલ છે.

બંગાળાની વૈષ્ણવ ભક્તિનું મૂળ મુખ્યત્વે માધ્વ મતના ભક્ત સંન્યાસીઓ છે. ચૈતન્યના પરમ ગુરૂ માધવેન્દ્રપુરી માધ્વ હતા અને ચૈતન્ય પ્હેલેથી જેના ગાઢ પરિચયમાં આવ્યા હતા, તે અદ્વૈતાનન્દ વગેરે ભક્તો પણ માધ્વ હતા. સાધુ સંપ્રદાયમાં મધ્વ આચાર્ય અને

---

૧ જુઓ સેનનો ગ્રન્થ હીસ્ટરી ઓફ બેંગાલીલેંગ્વેજ એન્ડ લીટરેચર પૃ. ૫૮૪ થી ૬૦૧

૨ એજન.

૩ કલકત્તા રીવ્યુ જાનેવારી ૧૯૧૧ પૃ. ૧૮, ઓગષ્ટ પૃ. ૮૫.

ચૈતન્ય પરમાચાર્ય ગણાય છે એ આ રીતે જોતાં યથાર્થ લાગે છે. પણ ચૈતન્ય સંપ્રદાયમાં માધ્વ અસર સાથે નિમ્બાર્કમતનું તથા જયદેવ, બિલ્વમંગળ વગેરે સંસ્કૃત ભક્ત કવિઓ અને ચંડીદાસ, વિદ્યાપતિ વગેરે પ્રાકૃત ભક્ત કવિઓએ ગાયેલ રાધા કૃષ્ણની શૃંગાર–ભક્તિનું મિશ્રણ થયું છે. ચૈતન્યમતમાં પ્રેમમય કૃષ્ણ ભક્તિને જ સાધનરૂપ તથા ફળરૂપ માની છે. એ મતમાં ભાગવતનો મુખ્ય આધાર લેવામાં આવ્યો છે. પણ એ ઉપરાંત, બ્રહ્મસંહિતા, નારદ પંચરાત્ર, કૃષ્ણકર્ણામૃત વગેરેનો પણ આધાર લીધો છે.

અહીં ચૈતન્યમતનો સાર ચૈતન્ય ચરિતામૃતની મધ્યલીલાના કટકાઓના કેનેડી, જદુનાથ સરકાર વગેરેએ આપેલા અનુવાદ ઉપરથી, પ્રેમાવતાર ચૈતન્ય દેવ ઉપરથી તથા હરિભક્તિરસામૃત સિન્ધુ અને ઉજ્જ્વલનીલમણિ જેવા એ સંપ્રદાયમાં પ્રમાણભૂત મનાતા ગ્રન્થો ઉપરથી તારવ્યો છે.

જીવ.—ચૈતન્યમતમાં વલ્લભ મત પેઠે જગત અને જીવ સત્ય મનાય છે. જીવો પરમેશ્વરના વિભિન્નાંશરૂપ છે. આ વાદને અચિંત્ય ભેદાભેદ વાદ કહે છે. જીવોના બે ભેદ છે સચેતન અને અચેતન. મનુષ્યો સચેતન જીવોનો એક ન્હાનો ભાગ છે. મનુષ્યોમાં પણ મ્લેચ્છો, પુલીન્દો, વગેરેને બાદ કરતાં વેદાનુયાયીઓનો ન્હાનો ભાગ રહે છે. તેમાં પણ વધારે તો ધર્મ જ્ઞાન વગરના માત્ર મોઢેથી વેદાનુયાયી છીએ એમ કહેનારા છે. ધાર્મિક માણસોમાં પણ ઘણા તો કર્મમાર્ગી છે. ૧૦ લાખ કર્મમાર્ગીઓએ એક જ્ઞાનમાર્ગી મળે છે. ૧૦ લાખ જ્ઞાનમાર્ગીઓએ એક મુક્ત મળે છે અને ૧૦ લાખ મુક્તોમાં એક કૃષ્ણભક્ત મળે છે. સંસાર ચક્રમાં ભ્રમણ કરતા જીવને, પુણ્યોદય થતાં ગુરૂકૃપાથી અને કૃષ્ણકૃપાથી ભક્તિનું બીજ મળે છે. કૃષ્ણ નામના કીર્તનરૂપી અને શ્રવણરૂપી જળસિંચનથી એ બીજમાંથી વૃક્ષ થાય છે; એ

વૃક્ષ વિશ્વ, વિરાટ, બ્રહ્મ, અને પરવ્યોમની પાર જઈને દિવ્ય-વૃંદાવનમાં કૃષ્ણના ચરણ પાસે પહોંચે છે; ત્યારે તેને કૃષ્ણપ્રેમરૂપ ફળ આવે છે.

**ભક્તિ**—જેને ભોગની કે મોક્ષની ઇચ્છા હોય તેનામાં સાધનોથી પણ સ્નેહનો ઉદ્ભવ થતો નથી. ભક્તિ એટલે બીજી અભિલાષાથી શૂન્ય અને જ્ઞાનકર્મથી અનાવૃત એવું કૃષ્ણનું માનસિક અનુશીલન. આ ભક્તિ જ કૃષ્ણને વશ કરે છે અને એથી મળતા સુખ આગળ બ્રહ્માનંદ પરાર્ધ ગણો હોય તો પણ તુચ્છ છે. આ ભક્તિ ત્રણ પ્રકારની છે; સાધનરૂપ, ભાવરૂપ અને પ્રેમરૂપ. તેમાંથી સાધન ભક્તિ બે પ્રકારની છે એક વૈધી અને બીજી રાગાનુગા. અંતરમાં રાગ ન હોય છતાં શાસ્ત્રની આજ્ઞાથી જે ભક્તિ કરવામાં આવે તે વૈધી. ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો જૂના કાળથી ચાલતી આવેલી ભક્તિને આ લોકો વૈધી કહે છે. વૈધી ભક્તિને કેટલાક મર્યાદા માર્ગ કહે છે એમ પણ રૂપગોસ્વામી કહે છે. (પૂર્વ વિભાગ દ્વિતીય લહરી શ્લોક. ૫૯) પણ ચૈતન્ય સંપ્રદાયમાં જેનો વિશેષ વિચાર છે તે તો રાગાનુગા ભક્તિ. જેને વલ્લભાચાર્ય પુષ્ટિ ભક્તિ કહે છે તેને જ આ લોકો રાગાનુગા કહે છે. ઇષ્ટમાં પ્રેમમય તૃષ્ણા (તલસાટ)થી જે સ્વાભાવિક આવેશ તેનું નામ રાગ. આ રાગાત્મિકા ભક્તિ કામરૂપ અને સંબંધરૂપ[1] હોય છે. (હ. ભ. ર. સિ. એજન શ્લો. ૬૨-૬૩) હાલના સાધારણ માણસમાં સાધન ભક્તિના અભ્યાસથી આ પાંચ પ્રકારની કૃષ્ણરતિને અનુસરી ભક્તિરસના પણ પાંચ ભેદ પડે છે; જે પાંચ મુખ્ય રસ ગણાય છે. અને અદ્ભુત, વીર, કરૂણ, રૌદ્ર, ભયાનક અને બીભત્સ એ સાત ગૌણ રસ ગણાય છે. (જુઓ હ. ભ. ર. સિન્ધુ. પૃ. ૩૦૮, ૩૦૯.) એકજ ભક્તમાં શાન્ત રસ ગાઢ થતાં, દાસ્યનું રૂપ ધારણ કરે

---

૧ સંબંધરૂપ ભક્તિ તો અવતાર દશામાં જ સંભવિત છે.

છે, દાસ્યમાંથી સખ્ય પરિણમે છે; એમ અનુક્રમે ભક્તિ ઉચ્ચતર રસમાં પરિણમે છે. છતાં દાસ્યાદિ દરેક પ્રકારની ભક્તિના આદર્શરૂપ દાખલાઓ પણ છે. સનકાદિ તથા નવ યોગેન્દ્રો શાંત ભક્તિના આદર્શ છે. દાસ્ય ભક્તિ તો અસંખ્ય લોકો કરે છે. શ્રી દામા, અર્જુન વગેરે સખ્યભક્તિના; નંદ, યશોદા વગેરે વાત્સલ્યના અને કૃષ્ણની રાણીઓ તથા ગોપીઓ માધુર્ય ભક્તિના આદર્શીભૂત દાખલાઓ છે. વળી કૃષ્ણ પ્રીતિને બે જાતની માની છે એક ઇશપણાના માહાત્મ્યથી જ્ઞાનમિશ્ર અને બીજી શુદ્ધ. કૃષ્ણની મથુરા, દ્વારકા, અને વૈકુંઠની લીલામાં પ્હેલા પ્રકારની ભક્તિના દાખલાઓ છે; ત્યારે ગોકુલની લીલામાં બીજા પ્રકારની ભક્તિના દાખલાઓ છે. જ્યારે કૃષ્ણના ઈશત્વનું ભાન હોય છે ત્યારે પ્રેમ સંકુચિત થઈ જાય છે, પણ ઇશત્વ ભુલી જવાતાં પ્રેમનું પ્રાબલ્ય વધી જાય છે.

અન્ય વસ્તુમાત્રની કામના છોડી દઇને, કૃષ્ણનું યથાર્થ સ્વરૂપ સમજીને કૃષ્ણની એકનિષ્ઠા વાળી ભક્તિ કરવી એ શાંતભક્તિનું લક્ષણ છે. દાસ્ય ભક્તિમાં શાન્ત ભક્તિનાં લક્ષણો ઉપરાંત સેવાનું લક્ષણ વધે છે. સખ્ય ભક્તિમાં આ બેય ઉપરાંત પ્રભુમાં અમર્યાદ વિશ્વાસ વધારે હોય છે. કૃષ્ણને સખા–ભક્ત વખતે કૃષ્ણની સેવા કરે છે તો વખતે એની પાસે પોતાની સેવા કરાવે છે. વાત્સલ્યરસમાં ઉપલા ત્રણ ઉપરાંત કોમળતા હોય છે; જે ક્વચિત્ ગુસ્સાનું રૂપ પણ ધારે છે. આવો ભક્ત કૃષ્ણને રક્ષણીય બાળક માને છે. માબાપની પેઠે આ ભક્ત કૃષ્ણની સંભાળ ભરી સેવા કરે છે. મધુર રસમાં ઉપલા ચાર ગુણો ગાઢ રૂપમાં હોય છે અને તે ઉપરાંત આત્માર્પણ હોય છે આ પ્રકારનો ભક્ત, સ્નેહી પેઠે કૃષ્ણની સેવા કરે છે અને પોતાનો આત્મા કૃષ્ણને અર્પી દિયે છે. મધુર ભક્તિમાં અવર્ણનીય મધુરતા છે કારણ કે એમાં પાંચેય ગુણો છે. કૃષ્ણની કૃપાથી આ માણસ

પણ ભક્તિના આ શિખરને પ્રાપ્ત કરી શકે છે. આ મધુર ભક્તિ જ કૃષ્ણને પ્રાપ્ત કરવાનું ખરૂં સાધન છે. અને મધુર ભક્તિ જ મનુષ્યનું પરમ પ્રાપ્તવ્ય છે. આ મધુરભક્તિના પણ બે પ્રકાર છે. એકમાં મથુરાવાસી રાણીઓ પેઠે કૃષ્ણને પતિરૂપે ભજવાની વાત છે અને બીજા પ્રકારમાં વ્રજની ગોપીઓ પેઠે ઉપપતિરૂપે ભજવાની વાત છે. આ ઉપપતિ ભાવવાળી ભક્તિમાં જ મધુર ભક્તિનો પરમ ઉત્કર્ષ રહેલો છે. આવી ભક્તિ સિદ્ધ કરવા માટે ભક્તે શ્રવણ કીર્તનરૂપ બાહ્ય સાધનનો આશ્રય લેવો અને આંતરિક સાધનમાં કોઇ પણ વ્રજવાસીના ભાવનો અભ્યાસ કરવો. મતલબકે કૃષ્ણાવતારમાં જેઓએ કૃષ્ણનું દાસ્ય કર્યું હોય તેઓના કૃષ્ણ સાથે સંબંધના અનુશીલનદ્વારા પોતામાં એ આદર્શ જેવો દાસ્ય ભાવ પ્રકટાવવો, એજ રીતે નંદયશોદાના કૃષ્ણ ઉપરના વાત્સલ્યનું ચિંતન કરીને પોતામાં વાત્સલ્ય ભાવ કેળવવો અને ગોપીઓ સાથેની કૃષ્ણની ક્રીડાઓનાં શ્રવણ-કીર્તન-મનનવડે પોતાનામાં વ્રજની ગોપીનો ભાવ ઉત્પન્ન થાય ત્યારે ભક્તિની ઉચ્ચતમ ભૂમિકા સિદ્ધ થઈ ચુકી છે એમ સમજવું. ચૈતન્યચરિતામૃતમાં સ્પષ્ટ કહ્યું છે કે, રાધાકૃષ્ણની ગૂઢ લીલાનું દર્શન કરવાનો અધિકાર સખીઓ સિવાય બીજા કોઇને નથી, પણ જે ભક્તો સખીભાવ કેળવે છે તેઓ "રાધાકૃષ્ણની રાસકુંજમાં સેવા કરવાનો ખાસ અધિકાર મેળવી શકે છે. માટે સખી ભાવ ધારણ કરીને આ ભક્તો રાતદિવસ રાધાકૃષ્ણની લીલાનો વિચાર કર્યા કરે છે" (ચૈતન્યચરિતામૃત મધ્યલીલા અ-૮)

ઉપરના વિચારને પરિણામે ચૈતન્ય સંપ્રદાયના ઉત્તમ ભક્તો ભિન્નભિન્ન ગોપીઓના અવતારો ગણાવા લાગ્યા. ચૈતન્યમાં પોતામાં રાધાભાવનું પ્રાગટ્ય મનાય છે.

જો કે જૂના કાળથી વૈષ્ણવના લક્ષણ તરીકે આવશ્યક મનાતાં દયા, નિષ્પાપવૃત્તિ, સત્યપ્રિયતા, અહિંસા, મિતાહાર, ષડ્રિપુનું

દમન, દેવની અનન્ય ભાવે સેવા વગેરેને વૈષ્ણુવનાં લક્ષણો તરીકે આ સંપ્રદાયમાં પણ ગણાવ્યાંજ છે; છતાં ચૈતન્યમતમાં મધુર ભક્તિ એજ શ્રેષ્ઠ પ્રકાર ગણાય છે અને તે પ્રકારની ભક્તિનો પૂરો અનુભવ સખીભાવ કેળવવાથી થઈ શકે છે, એ સિદ્ધાંતને અનુસરીને રાધાકૃષ્ણુની ક્રીડાનું વર્ણન કરતાં પદોનાં કીર્તન સ્મરણુને ઘણું મહત્ત્વ મળ્યું છે.

ચૈતન્ય સંપ્રદાયમાં ભક્તિરસનું શિખર મનાતી માધુર્ય ભક્તિ અને તેના ફળરૂપ સખીભાવના વિકાસનું વિવેચન ટુંકમાં પણ અહીંજ કરવું યોગ્ય છે. ભાગવત અને નિમ્બાર્કથી ધ્યાનલક્ષણાને બદલે પ્રેમલક્ષણા ભક્તિને પ્રાધાન્ય મળ્યું એ આપણે જોયું છે. પછી નિમ્બાર્કે વિષ્ણુપત્ની તરીકે લક્ષ્મીને બદલે રાધાનો સ્વીકાર કર્યો અને ભાગવતે એક તરફથી કૃષ્ણુને જ સ્વયં ભગવાન (પૂર્ણ પુરૂષોત્તમ) કહ્યા અને બીજી તરફથી ગોપીઓની ભારે પ્રશંસા કરી.[1] પરિણામે જયદેવ બિલ્વમંગલાદિ સંતભકતોએ ગોપીઓની ભક્તિનેજ આદર્શ ભક્તિ ગણી અને રાસપંચાધ્યાયીને અનુસરીને કૃષ્ણુ ગોપીની શૃંગાર ક્રીડાના કીર્તનનેજ ભકિત કેળવવાનું સાધન ગણ્યું અને ગોપીઓની ભકિત એજ આદર્શભકિત એ વિચાર જામતાં કૃષ્ણુ 'શૃંગારરસ સર્વસ્વ' કે 'મૂર્તિમાન[2] શૃંગાર' ઠર્યા અને ભક્તો ગોપીરૂપ થઈ ગયા અને છેવટ ગોપીઓમાં કેટલીક પરસ્ત્રી હોવાથી જારભકિત એજ ભકિતનો શ્રેષ્ઠ ભાવ ગણાવા લાગ્યો.

ઉપર ટુંકામાં કહેલો અને અન્યત્ર[3] વિસ્તારથી કહેલો આ વિકાસ કાંઇ ભાગવત પછી એકદમ નથી થયો, પરંતુ સોળમા

---

૧ ભાગવતની ભક્તિની નોંધ કરતાં આ વિષયનો વિચાર કર્યો છે તે જુઓ.

૨ જુઓ મારો "અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણુવભક્તિનું પૃથક્કરણુ" નામનો ગુજરાત નવું પુસ્તક અં. ૧-૨-૩-૪માં છપાયેલો લેખ.

૩ જુઓ-જયદેવ કૃષ્ણુને "મૂર્તિમાન શૃંગાર" કહે છે અને બિલ્વ-મંગળ "શૃંગારરસ સર્વસ્વ" કહે છે. (કૃષ્ણુ કર્ણામૃત ૧-૯૨)

શતકમાં તો એ વિકાસ સંપૂર્ણ થઇ ગયો હતો એટલું ચોક્કસ છે. જો કે ઘણા ભક્તોને જારભાવ કે ગોપીભાવની વાત કબૂલ નહોતી[1] (મહારાષ્ટ્રમાં તો વિઠોબા (વિષ્ણુ) સાથે રૂક્મિણીજ પૂજાય છે.) છતાં સામાન્ય રીતે ચૈતન્ય સંપ્રદાયમાં તો રાધા કૃષ્ણની શૃંગાર ક્રીડાનું કીર્તન એ વૈષ્ણવ ભક્તિનું મહત્ત્વનું અંગ ગણાય છે.

આ સંપ્રદાયના રૂપગોસ્વામી અને જીવગોસ્વામી જેવા ભક્તોએ આ શૃંગાર ભક્તિ અને જારભાવનો બચાવ કર્યો છે અને એવા શ્રેષ્ઠ ભક્તોના ચિત્તમાં ભગવદ્ભક્તિ શિવાય બીજો ભાવ નહિ ઉઠતો હોય એમ માનવામાં વાંધો નથી પણ સામાન્ય સંસ્કારવાળા અને સંયમહીન અનુયાયી વર્ગ ઉપર દેખીતી રીતે તો સામાન્ય શૃંગાર કાવ્ય લાગતાં આ શૃંગારભક્તિનાં કાવ્યોની અસર વિકાર પોષક થાય એ સ્વાભાવિક છે અને એ પરિણામ આવ્યું છે એ ઇતિહાસ પ્રસિદ્ધ હકીકત છે.

**શ્રી કૃષ્ણ**—કૃષ્ણ અનન્ત શક્તિ છે, સત્ચિત અને આનંદનું એનું શરીર છે. વ્રજના એ વ્રજપતિ એકજ દેવ છે. એ સર્વના આદિ કારણ છે. એ પરમ સુંદર યુવાન છે. એ સર્વનો આશ્રય છે, સર્વના પ્રભુ છે, સર્વથી શ્રેષ્ઠ છે, એનું અનંત ધામ દિવ્ય ગુણોથી ભરેલું ગોલોક છે. જ્ઞાન, યોગ અને ભક્તિ એ ત્રણ સાધનોથી કૃષ્ણ બ્રહ્મ, આત્મા અને ભગવાનના રૂપમાં પ્રગટ થાય છે. વળી કૃષ્ણ અનેકરૂપ ધારણ કરે છે જેમાં ત્રણ મુખ્ય છે. સ્વયંરૂપ, તદેકાત્મરૂપ અને આવેશરૂપ. વૃંદાવનમાં ગોપાળ કૃષ્ણરૂપે દેખાયા છે એ એનું સ્વયંરૂપ, અને જુદી જુદી વૃત્તિને લઇ જુદું રૂપ દેખાય એ તદેકાત્મરૂપ. એના બે ભેદ છે. વિલાસ અને સ્વાંશ. વિલાસનાં બે રૂપ છે. પ્રાભવ અને વૈભવ. પ્રાભવ વિલાસનાં ચાર મુખ્ય રૂપ છે, વાસુદેવ, સંકર્ષણ પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધ. આ ચાર રૂપો દ્વારકા અને મથુરામાં રહે છે. આ ચારમાંથી આયુધોના જુદા જુદા અનુક્રમવાળી ૨૪ મૂર્તિઓ થાય છે. જેનાં કેશવ,

---

૧ હરિભક્તિ રસામૃતસિન્ધુ પૃ. ૪૨૯

નારાયણ, માધવ, ગોવિન્દ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ પદ્મનાભ, દામોદર, પુરૂષોત્તમ, અચ્યુત, નૃસિંહ, ગદાધર, હરિ, કૃષ્ણ, અધોક્ષજ, ઉપેન્દ્ર, અને ઉપલા ચાર એ પ્રમાણે ૨૪ નામ સિદ્ધાર્થ સંહિતામાંથી આપ્યાં છે. આમાંથી પ્હેલાં બારને પ્રભાવ વિલાસનાં રૂપો ગણ્યાં છે. એ રીતે પ્રાચીન વ્યૂહોને ચૈતન્યે કૃષ્ણનાં વિલાસરૂપ કહ્યાં છે. કૃષ્ણનાં રૂપો સંબંધી આ વિષયનો પાઞ્ચરાત્ર સંહિતાઓમાં વધારે વિસ્તાર છે.

કૃષ્ણની અનન્ત શકિતઓમાં ત્રણ મુખ્ય છે. ઇચ્છા, ક્રિયા અને જ્ઞાન. કૃષ્ણમાંથી ઇચ્છા શક્તિ વિશેષ બહાર આવે છે, વાસુદેવ-માંથી જ્ઞાન શક્તિ અને બલરામમાંથી ક્રિયા શક્તિ. આ ત્રણે શકિતના સંયોગથી વિશ્વ ઉત્પન્ન થાય છે. તેમાં પણ બલરામ આ પ્રાકૃત જગતને ઉત્પન્ન કરે છે અને કૃષ્ણ ગોલોકને તથા વૈકુંઠને ઉત્પન્ન કરે છે.

જડ પ્રકૃતિ જગતનું કારણ હોઈ શકે નહિ, પણ સંકર્ષણ પોતાની શકિત પ્રકૃતિને આપે છે જેથી જગત ઉત્પન્ન થાય છે. સૃષ્ટિ માટે ભગવાન વિશ્વમાં ઉતરે છે. વિશ્વમાં ઉતરેલું આ દિવ્યરૂપ અવતાર કહેવાય છે. પુરૂષ, બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર વગેરે પુરૂષાવતારો, મત્સ્ય, કૂર્મ, વગેરે લીલાવતારો અને સનક, નારદ, પૃથુ વગેરે ભગવાનના આવેશાવતારો છે.

કૃષ્ણ ગોલોકમાં નિત્ય રહે છે અને એના અવતારો પૃથ્વી ઉપર થાય છે. મથુરા અને દ્વારકાના કૃષ્ણમાં દિવ્ય ગુણો પૂર્ણતર રૂપમાં દેખાય છે. પણ વૃન્દાવનના કૃષ્ણમાં પૂર્ણતમ રૂપમાં દિવ્ય ગુણો દેખાય છે. વૃન્દાવનના કૃષ્ણ પરમપૂર્ણ છે; એનાં બીજાં રૂપો એ રૂપની અપેક્ષાએ અપૂર્ણ છે.

કૃષ્ણમાં અનંત દિવ્ય ગુણો છે. બ્રહ્મા અને અનંત તો શું પણ કૃષ્ણ પોતે પણ પોતાના ગુણોનો છેડો જોઈ શકતા નથી.

માયા એ પણ કૃષ્ણનીજ શક્તિ છે. એ મનુષ્યોને બાંધી રાખે છે. કૃષ્ણને શરણે જનાર એ માયાથી છૂટી જાય છે.

વૈધી ભક્તિનાં કુલ ૬૪ સાધનો છે;[1] પણ તેમાં મુખ્ય ગુરૂનો આશ્રય, ગુરૂ પાસેથી દીક્ષાપૂર્વક શિક્ષણ, વૈષ્ણવોનો સત્સંગ ભાગવતનું શ્રવણ, દ્વારકામાં કે મથુરામાં નિવાસ, અને ભગવાનની મૂર્તિની પૂજા એટલાં છે. આ ઉપરાંત ગુરૂસેવા, તુલસીની સેવા, એકાદશીનું વ્રત, તીર્થયાત્રા, ભગવાનના પ્રસાદનું ગ્રહણ, આરતી, વૈષ્ણવો સાથે ભગવાનના જન્મોત્સવ વગેરે ઉત્સવોનું પાલન, શરણાગતિ, શ્રવણ-કીર્તન, સ્મરણ, પૂજન, વંદન, સેવા, દાસ્ય, સખ્ય, આત્મનિવેદન, કૃષ્ણની પ્રતિમા આગળ નૃત્ય, તિલક વગેરે વૈષ્ણવચિહ્નો ધારણ કરવાં, સ્તુતિપાઠ, વગેરે છે.

ટુંકામાં ચૈતન્યના મતમાં વલ્લભમત પેઠેજ શ્રીમદ્ભાગવતનો સૌથી વધારે આધાર લીધો છે. અને પાઞ્ચરાત્ર સંહિતાઓમાંથી પણ કેટલોક વિષય લીધો છે. બ્રહ્મસૂત્રની ભાગવત એ ટીકા છે એમ ચૈતન્ય કહે છે અને ભાગવતમાં કહેલી કૃષ્ણની લીલાનું ચિંતન, એનુંજ કીર્તન અને ગોપીઓ તથા રાધાની જયદેવ વગેરે કવિઓએ ગાયેલી ભક્તિને અનુસરી કૃષ્ણની ભક્તિ એ આ મતનું પ્રધાન તત્ત્વ છે. વલ્લભમત જેટલો પૂજાનો વિસ્તાર ચૈતન્ય મતમાં નથી. પણ ભક્તિની લાગણી ઉપર વધારે ભાર છે.

કૃષ્ણચૈતન્ય, નિત્યાનંદ અને અદ્વૈતાનન્દ એ ત્રણે આ સંપ્રદાયના પ્રભુઓ કહેવાય છે; એના વંશજો હાલમાં એ સંપ્રદાયના ગુરૂઓ છે. નિત્યાનંદની પરંપરાની ગાદી નવદ્વીપ-નદીયામાં છે અને અદ્વૈતાનન્દના વંશજો શાન્તિપુરમાં રહે છે. ચૈતન્ય સંપ્રદાયનાં મંદિરો, મથુરામાં, વૃન્દાવનમાં, નદીયામાં, અમ્બિકામાં

---

૧ આ ૬૪ સાધનોની યાદી માટે જુઓ હરિભક્તિ રસામૃતસિન્ધુ પૃ. ૪૬ અથવા પ્રેમાવતાર ચૈતન્યદેવ પૃ. ૧૭૨

(નિત્યાનંદનું) અગ્રદ્વીપમાં (ગોપીનાથનું) અને શ્રીહટ્ટમાં તથા રાજશાહી જીલ્લાના ખેતપુરમાં છે.

ચૈતન્યના અનુયાયીઓ, કપાળ ઉપરથી બે સીધી ઉભી લીટીઓ નાક ઉપર જોડી દઇને પછી એક લીટી નાક ઉપર, નાકના ટેરવા સુધી કરે છે તથા તુળસીની કંઠી પહેરે છે.

ચૈતન્ય સંપ્રદાયનો ચૈતન્યના દેહ ત્યાગ પછીનો ઇતિહાસ આ ગ્રંથવિષયની મર્યાદાની બહાર હોવા છતાં થોડુંક ટુંકામાં અહીં નોંધવાની જરૂર લાગે છે. ચૈતન્ય સંપ્રદાયના છ મૂળ ગોસ્વામીઓ અને તેઓની શિષ્ય પરંપરાએ વૃન્દાવનમાં રહી ભક્તિ સંબંધી વિશાળ સાહિત્ય ઉત્પન્ન કર્યું. બીજી તરફથી નિત્યાનંદે બંગાળામાં શૂદ્ર અને અતિ શૂદ્ર લોકોમાં પ્રચાર શરૂ કર્યો. આ કાર્ય તેના પુત્ર વીરભદ્રે પણ ચાલુ રાખ્યું. આ વીરભદ્રેજ બૌદ્ધ ધર્મની પડતીને પરિણામે અધમ દશામાં આવી પડેલાં ભિખ્ખુઓ અને ભિખ્ખુણીઓ કે નેડાનેડીને પોતાના સંપ્રદાયમાં દાખલ કરી દીધાં. આ લોકો વ્યભિચારપ્રધાન બૌદ્ધ સહજીયા પંથ અને તાંત્રિક વામ માર્ગનાં અધમ આચરણોમાં રાચનારા હતા, તેઓ ચૈતન્ય સંપ્રદાયમાં આવીને સુધર્યા હોય એમ દેખાતું નથી. ઉલટું તેઓની ચૈતન્ય સંપ્રદાય ઉપર કાંઇક ખરાબ અસર થઇ હોય તો નવાઇ નહિ.[1]

ચૈતન્ય સંપ્રદાયના ઉડ઼ીયા અને આસામમાં થયેલા પ્રચારનો પણ ઇતિહાસ છે પણ તેને માટે અહીં અવકાશ નથી. ૧૭મા શતક પછી બે સૈકાઓ સુધી શાંત કે અવસાદવાળી દશામાંથી પસાર થયા પછી હાલના સમયમાં ચૈતન્ય સંપ્રદાયમાં નવું ચેતન આવ્યું છે. પણ એનો સવિસ્તર વિચાર ચૈતન્ય સંપ્રદાયના ઇતિહાસ માટે રાખી અહીં એનું હાલનું સ્વરૂપ જોઇ લઇએ. ચૈતન્ય સંપ્રદાયમાં અત્યારે ચાર વર્ગ છેઃ (૧) ગોસ્વામીઓ કે સંપ્રદાયના ગુરૂઓ (૨) ગૃહસ્થો (૩) વૈરાગીઓ અને (૪) જાત વૈરાગીઓ.

---

૧ જુઓ કેનેડીના ચૈતન્ય મુવમેન્ટનું પ્ર. ૪થું.

આમાંથી પહેલા એટલે કે ગોસ્વામીઓ, ૭ મૂળ ગોસ્વામીઓ, આઠ કવિરાજો અને ૬૪ મહન્તોમાંથી ઉતરી આવેલા કહેવાય છે. પણ આ મૂળ ગોસ્વામીઓ તો બ્રહ્મચર્ય પાળનારા ત્યાગી સાધુઓ હતા. એટલે તેઓમાંથી વંશ કેમ ચાલે? વળી હાલના અગ્રણી ગોસાઇઓ નિત્યાનંદ અને અદ્વૈતાનન્દના વંશજો છે, એવી માન્યતા છે, પણ તે સામે નિત્યાનંદના પુત્ર અપુત્ર મરણ પામ્યા હોવાનો વાંધો આગળ કરવામાં આવે છે. ગમે તેમ હો પણ નિત્યાનંદના વારસ ગણાતા ગોસાઇઓનું જોર ઘણું છે. તેઓ આખા બંગાળમાં ફેલાયેલા છે, તેઓમાં ઘણા ખૂબ પૈસાદાર છે. કલકત્તાની ઘણી રામજણીઓ તેઓની શિષ્યાઓ છે અને તેમાંની ઘણી મરણ વખતે પોતાની મીલકત આ ગોસાઇઓને આપી જાય છે. નિત્યાનંદના વંશજ ગોસ્વામીઓની ત્રણ મુખ્ય શાખાઓ છે. અદ્વૈતાનંદના વારસો શાન્તિપુરના ગોસ્વામી કહેવાય છે.

આ ગોસ્વામીઓ દીક્ષા આપવી વગેરે ગુરૂનાં કર્તવ્યો કરે છે. તેઓ રાજશાહી ઠાઠથી બ્રાહ્મણ રસોયો અને વૈરાગી સેવકો સાથે મુસાફરી કરી વર્ષમાં એક વાર તથા લગ્નાદિ શુભપ્રસંગે ખાસ શિષ્યને ઘેર પધરામણીમાં જાય છે અને તે ગોસ્વામીઓના અનુયાયીઓ તેમની અત્યંત માનઆદરથી પૂજા સેવા કરે છે તથા યથાશક્ત ભેટ ધરે છે. સંપ્રદાયનાં ઘણાં ખરાં મન્દિરોના માલિકો આ ગોસ્વામીઓ છે. આ ગોસ્વામીઓ મોટેભાગે બ્રાહ્મણ વર્ણના છે, તેઓ પોતાના વર્ણની કન્યા પરણે છે તથા વર્ણાશ્રમના બધા નિયમો પાળે છે. એટલું જ નહિ પણ નિત્યાનંદી અને અદ્વૈતાનન્દી ગોસ્વામીઓ એકબીજાની કન્યાને પરણતા નથી, કારણ બેયના મૂળપુરૂષો જુદી જુદી નાતના બ્રાહ્મણો હતા.

**૨ ગૃહસ્થનો વર્ગ**—સંપ્રદાયના આ અનુયાયીવર્ગની જ સંખ્યા સ્વાભાવિક રીતે મોટી છે; તેમાં બધા વર્ણના લોકો છે.

૩ **વૈરાગી**—આ ભેખધારી વૈરાગીના વર્ગનું મૂળ નક્કી કરવું જરા મુશ્કેલ છે. હાલમાં તો ગુરૂઓ કોઇને પણ ભેખની દીક્ષા આપે છે, આ વૈરાગીઓના અખાડા કે મઠો ન્હાનાં મોટાં ઘણાં ગામોમાં હોય છે. વૈરાગીઓ અને વૈરાગિણીઓ ભજનો ગાતાં સાથે ભીખ માગે છે. પુરૂષ વૈરાગી પેઠે સ્ત્રી વૈરાગિણીઓ પણ આ સંપ્રદાયમાં છે અને એક જ મઠમાં રહેનારાં આ સ્ત્રી–પુરૂષો પતિ–પત્નીના સંબંધથી પણ રહે છે. આ સંપ્રદાયના બે મુખ્ય અખાડા છે: એક નદીયામાં અને બીજો પુરીમાં.

૪ **જાત વૈરાગીઓ**—ઉપર કહેલા વૈરાગીઓનાં છોકરાં જાત વૈરાગી કહેવાય છે.[૧]

**ચૈતન્ય સંપ્રદાયના પેટા ભેદો**—ચૈતન્ય સંપ્રદાયના અનુયાયીઓનો મોટો ભાગ અશિક્ષિત વર્ગનો હોવાથી તથા તેઓને ગુરૂઓ તરફથી કોઈ જાતનું નૈતિક કે આધ્યાત્મિક શિક્ષણ મળતું ન હોવાને પરિણામે સંપ્રદાયમાં ખાસ કરીને નીચલા થરમાં ગુપ્ત દુરાચરણવાળા કેટલાક પેટાભેદો નીકળ્યા છે. કેનેડીએ નીચેના ખાસ ગણાવ્યા છે.

**સહજીયા**[૨]—આ લોકો ચૈતન્યે કરેલા ગોપીભાવના ઉપદેશને એટલે કે પુરૂષ સ્ત્રીભાવને પ્રાપ્ત કરી શકે એ વાતને અસ્વાભાવિક ગણે છે અને તેને બદલે સ્ત્રીને સાથે રાખીને ભક્તિ કરવાની વાત કરે છે એટલે પુરૂષભક્તે પોતાને કૃષ્ણ ગણવો અને પોતાની સાથેની

---

૧ આ વર્ગોના વિસ્તૃત વર્ણન માટે જુઓ કેનેડીનું ચૈતન્ય મુવમેન્ટ પ્ર. ૯મું.

૨ ચૈતન્ય સંપ્રદાયથી વામાચાર તરફ ઢળતો જે ખાસ ભેદ સહજીયા પંથમાં છે તે જ ઉપર ટુંકામાં કહ્યો છે. પણ ચૈતન્ય સાથે સહજીયાપંથનું ઐક્ય માનીને તેને જોવામાં આવે તો જે રૂપ દેખાય તે માટે જુઓ પ્રસ્થાન (૧૯૯૧ માગશરના અંક પૃ. ૧૫૬) માં **સહજીયા સંપ્રદાય** નામે છપાયેલો લેખ.

ઓને રાધા ગણવી, અને વિષયોપભોગથી મોક્ષ મેળવવો એવો તેઓનો સાધારણ મત છે.

**કિશોરભાજા**—આ લોકો અને સહજીયા વચ્ચે બહુ ભેદ નથી. તેઓ જુવાન કુમારિકાઓના પૂજક છે તથા તેઓ સાથે રહીને ભજન કરે છે. આ પંથનાં સ્ત્રી-પુરૂષો ભજન માટે રાતે એકઠાં થાય છે અને રાતનો મોટો ભાગ કૃષ્ણલીલા ગાવામાં ગાળે છે, પણ છેવટ શું થાય છે, તેની કોઈને ખબર પડતી નથી. વામાચારી શાક્તોમાં અને આમાં બહુ ફેર નથી. ઉંચવર્ણના કોઈ આવી મંડળીમાં જાય તો ઓળખાઇ ન જાય એ રીતે જાય છે. વૃંદાવનના ચૈતન્ય સંપ્રદાયી પંડિતોએ આ પંથના વિચારોને અસાંપ્રદાયિક ગણ્યા છે.

**શ્રીરૂપસેવા**—સીલ્હટમાંથી આ ગુપ્ત પ્રકારની કેનેડીને ખબર પડી હતી. ભટકતા વૈરાગીઓ ગામડીઆઓને ખાસ મંત્ર આપીને આ સેવા પ્રકાર શીખવે છે. કિશોરભાજાનો જ આ કાંઈક ભેદ જણાય છે.

**નેડાનેડી**—આ લોકો વિષે ઉપર કહ્યું છે. ઘણા ખરા ચૈતન્ય સંપ્રદાયી વિદ્વાનો આ લોકોને પોતાના સંપ્રદાયના ગણવાની ના પાડે છે. ડા. સેન તેઓને સહજીયા જ ગણે છે.[1]

**બાઉલ**--બાઉલ એટલે ઘેલા. આ લોકો પણ ચૈતન્યને પોતાના સંપ્રદાયના સ્થાપક કહે છે. પણ કદાચ આ પંથ ચૈતન્ય પહેલાંનો હશે. તેઓ દેહતત્ત્વ ઉપર બહુ ભાર મુકે છે. બધા દેવો અને બધાં તીર્થો દેહમાં જ છે એમ તેઓ કહે છે. અને સ્ત્રી સાથીઓ સાથે વૈષયિક પ્રેમ કેળવવો એનું જ નામ ભજન એમ ગણે છે. રાધાકૃષ્ણ જેવી લીલાનો અનુભવ સ્ત્રી-પુરૂષોએ કરવો પણ પ્રજા ન થવી જોઇએ એવો તેઓનો મત છે. તેઓ મૂર્તિ-

---

૧ વૈષ્ણવ લીટરેચર પૃ. ૨૩૫

પૂજાને તથા ગુરૂ તરીકે ગોસ્વામીઓને નથી માનતા એ તેમની વિશેષતા છે. આ બાઉલ લોકો વિષે શાન્તિનિકેતન દ્વારા નીકળતા સાહિત્યમાં આજકાલ ઘણું સંભળાય છે. પણ તેઓનો વેષ, તેઓનાં વાદિત્રો અને નાચો બધું વિચિત્ર છે.

**દરવેષ**—જે વખતે સનાતન ગોસ્વામી ગૌડના અધિકાર પદેથી ચૈતન્યને મળવા માટે મુસલમાન ફકીરને વેષે નાઠા હતા, એ વખતે તેમના જે અનુયાયીઓ હતા તેમાંથી આ પંથ નીકળ્યો છે એમ કહેવાય છે. તેઓના ભક્તજનોમાં મુસ્લીમ અસર સ્પષ્ટ જણાય છે. વેષમાં અને પ્રતિમા પૂજાના વિરોધમાં તેઓ બાઉલને મળતા છે.

દરવેષની એક શાઇંસ નામની શાખા છે. તેઓ માંસ મદિરા બધું લીએ છે અને કોઇનું પણ અન્ન ખાય છે.

**જગન્મોહિની પંથ**—સીલ્હટમાં લગભગ પાંચ હજારની વસ્તી આ પંથીઓની છે. તેઓ ચૈતન્ય સાથેના સંબંધનો દાવો કરતા નથી. છતાં વૈષ્ણવ છે અને પોતાનાં રચેલાં રામકૃષ્ણ અને ચૈતન્ય સંબંધી પદોથી કીર્તન કરે છે. સ્થાપકના નામ ઉપરથી આ પંથનું નામ પડયું છે. સ્થાપકની કબર હબીગંજના અખાડામાં છે.[૧]

સદ્ગોપના રામશર્માપાલ નામના માણસે આશરે ૨૦૦ વર્ષ પ્હેલાં ચૈતન્ય સંપ્રદાયની કર્તાભાજો નામની નવી શાખા સ્થાપી છે, જેમાં કર્તાની પૂજા થાય છે. એમાં બધી જાતનાં માણસો દાખલ થઇ શકે છે. અને બીલકુલ જ્ઞાતિભેદ પાળતા નથી. એનો સ્થાપક રામશર્માપાલ જે કર્તા બાબા પણ કહેવાય છે એ ઘોસા-પુરમાં મરી ગયો છે. ત્યાં એના અનુયાયીઓનો દર વર્ષે મેળો ભરાય છે.

---

૧ ચૈતન્ય સંપ્રદાયના આ પેટા ભેદોનું વર્ણન કેનેડીના પુસ્તકના પૃ. ૯ ઉપરથી લીધું છે.

## પ્રકરણ ૨૫ મું

### સન્ત પ્રણાલી

ભક્તિ માર્ગના ઉપદેશનો પ્રવાહ મધ્ય કાળમાં બે ભિન્ન માર્ગે ચાલ્યો છે. એક આચાર્યદ્વારા ચાલેલા પન્થોનો માર્ગ અને બીજો સન્તોનો માર્ગ. આમાંથી પ્હેલા પ્રકારના વૈષ્ણવ ભક્તિ માર્ગના ઇતિહાસનું નિરૂપણ કર્યાં પછી હવે બીજા માર્ગનું ઐતિહાસિક અવલોકન કરવું યોગ્ય છે. કાલાનુક્રમના ધોરણને દૃઢતાથી વળગી રહેવું હોય તો જ્ઞાનેશ્વર રામાનન્દ જેવા સન્તોની નોંધ વલ્લભાચાર્ય અને ચૈતન્ય પ્હેલાં લેવી જોઇએ. પણ એ પદ્ધતિ આચાર્યોદિત સંપ્રદાયોનો તેમજ સંતોદિતપંથોનો સળંગ વિચારપ્રવાહ સમજવામાં નડે એવી લાગવાથી, અમુક વિચારપ્રવાહની સળંગ ચર્ચા પૂરી કર્યા પછી બીજા વિચાર પ્રવાહનો સળંગ ઇતિહાસ જોવો એવી યોજના અહીં સ્વીકારી છે.

ખરી રીતે જોઈએ તો પ્હેલા વૈષ્ણવ આચાર્ય રામાનુજનીયે પ્હેલાં સંતોની શ્રેણીનો આરંભ થયો છે. દ્રાવિડના તિરૂજ્ઞાન સંબંધ, અપ્પર વગેરે શૈવ સંતો વિષે શૈવ ધર્મના ઇતિહાસમાં અને વૈષ્ણવ આલવારો વિષે આ ગ્રન્થમાં નોંધ કરીજ છે. રામાનુજ પછીના ઉત્તર હિંદુસ્તાનના રામાનન્દાદિ સન્તો એ જૂના દ્રાવિડ સન્તોના ઐતિહાસિક વારસો છે. અને અહીં એને વિષે નોંધ કરવાની છે.

ભક્તિમાર્ગનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો આચાર્યો કરતાં આ સન્તોમાં ઘણા જોરમાં પ્રકટી નીકળેલાં દેખાય છે. આચાર્યોના ઉપદેશે હિંદુ સમાજના ઉપલા થરને–ઉંચા કહેવાતા વર્ણોને વધારે અસર કરી છે. પણ સ્ત્રીઓ તથા શૂદ્રોનો ઉદ્ધાર કરવાનો ભક્તિ માર્ગનો મૂળ આશય તો આ સન્તોએજ સંપૂર્ણ સિદ્ધ કર્યો છે.

આ સંતોની સંખ્યા ઘણી મોટી છે. પણ સંતભક્ત કહેવાતા બધા લોકો એક કોટિના નથી. આ ગ્રન્થના પ્રવેશકમાં કહ્યું છે

તેમ કોઈ પણ ધર્મના અનુયાયીઓના ત્રણ ભેદ પડે છે અને ત્રીજા સંત કોટિનાં જનોની સંખ્યા હમેશાં ન્હાની હોય છે. આ દેશમાં ભક્તિ માર્ગનો પ્હેલાં જોયું છે તેમ સાંપ્રદાયિક પ્રવાહ ચાલ્યા છતાં પૌરાણિક કે અસાંપ્રદાયિક ભક્તિ પ્રવાહ પણ ચાલુ રહ્યો છે. પરિણામે પાછલા કાળમાં જુદા જુદા સંપ્રદાયના અનુયાયીઓમાંથી કેટલાક સંતકોટિમાં ગણાય એવા ભક્તો અને કોઇ પણ સંપ્રદાયના નહિ એવા પણ સંતો થયા છે અને ભક્તોનાં ચરિત્રો છેક વિષ્ણુ પુરાણના સમયથી ભક્તિપોષક મનાવાને લીધે ભક્ત મંડળીઓમાં ભકતોની કથાઓ કહેવાની તેમજ એવી કથાઓ સંગ્રહવાની રૂઢી પણ એટલીજ જૂની છે. રામાનુજાદિ સંપ્રદાયો ચાલ્યા પછી તે તે સંપ્રદાયના મોટા ભક્તોનાં ચરિત્રોના ગ્રન્થો રચાયા છે અને ખૂબ લોકપ્રિય થયા છે. વલ્લભ સંપ્રદાયની ૮૪ વૈષ્ણવની વાર્તા અને ૨૫૨ વૈષ્ણવની વાર્તાની લોકપ્રિયતા એનો સચોટ દાખલો છે. પણ જે અસાંપ્રદાયિક ભકતો થયા તેઓનાં ચરિત્રોના સંગ્રહની આવશ્યકતા જણાતાં ભક્ત માળ જેવો ગ્રન્થ રચાયો છે. ભક્તમાળના કર્તા નાભાજીનું મૂળનામ નારાયણદાસ હતું. તેઓ ડોમ જાતિના અને દક્ષિણના હતા. તેઓ પોતે રામાનંદી રામભક્ત હતા અને તેના ગુરૂ અગ્રદાસ જેઓ વલ્લભ સંપ્રદાયી હતા તેની આજ્ઞાથી તેઓએ ભક્તમાલ ગ્રન્થ લખ્યો છે. આ ગ્રન્થમાં વિઠ્ઠલનાથજીના પુત્રોનો તથા કવિ તુલસીદાસનો ઉલ્લેખ હોવાથી સં. ૧૬૪૨થી સં. ૧૬૮૦ વચ્ચે આ ગ્રન્થ રચાયો હોય એમ હિંદી ભાષાના વિદ્વાનો માને છે. ભક્તમાળ ઉપર ચૈતન્ય સંપ્રદાયી પ્રિયાદાસે સં. ૧૭૬૯માં ટીકા લખી છે.[1] વળી આ પ્રિયાદાસે વિસ્તારેલ હિંદી ભકતમાળને આધારે ચંદ્રદત્ત મૈથિલે ભગવદ્ભક્તિ

[1] જુઓ કે. હ. ધ્રુવના ગીતગોવિંદમાં કવિ અને કાવ્ય. તથા જી. ગ્રી. અર્સનના જ. રો. એ. સો. ૧૯૦૯ પૃ. ૬૦૭ તથા ૧૯૧૦ પૃ. ૮૭, ૨૬૯માં લેખો.

માહાત્મ્ય નામથી રચેલી સંસ્કૃત ભક્તમાલા પણ છપાઇ ગઈ છે. એજ પ્રમાણે કવિ મહીપતિએ અઢારમા શતકમાં હિંદી ભકતમાલને અનુસરી ભક્ત લીલામૃત જેવા ભકતોનાં ચરિત્રોનો સંગ્રહ ગ્રન્થ મરાઠીમાં લખ્યો છે. અને કવિ માર્તંડે હિંદી ભકતમાળાની જ ભકિત પ્રેમામૃત નામથી મરાઠીમાં વિસ્તૃત ટીકા લખી છે. આ બધા ઉપરથી એની લોકપ્રિયતા સમજી શકાય છે. નાભાજીએ ભાગવતોકત ભક્ત ચરિત્રોને આદર્શ રાખીને આ રચના કરી છે. અને જૂના નવા પૌરાણિક, ઐતિહાસિક અને સમકાલીન બધી જાતના ભકતોનાં ચરિત્રોની ટૂંકી નોંધ કરી છે. દા. ત. જય વિજય, હનુમાન, શબરી જટાયુ, અંબરીષ, વિદુર, સુદામા, ચિત્રકેતુ, દ્રૌપદી વગેરે પૌરાણિક ભક્તોનાં ચરિત્રો સાથે શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય વગેરે આચાર્યોનાં ચરિત્રો તેમજ રામાનંદ, કબીર, નામદેવ જેવા પ્રચારક સન્તો અને આસકરણ, જૈમાલ, લાલદાસ જેવા સામાન્ય ભકતો સર્વનાં મળીને કુલ બસ્સો ચરિત્રો આપ્યાં છે:મતલબ કે ભકતમાલમાં કોઈ પણ જાતનું વર્ગીકરણ નથી. વળી તે તે ભકતનાં ચરિત્રની વિગતો આપવા તરફ ગ્રન્થકારે બીલકુલ ધ્યાન આપ્યું નથી પણ કેવળ ચમત્કારો લખ્યા છે. અને આ કારણથી ભકિતપોષક ગ્રન્થ તરીકે ભકતમાળ જેવા ગ્રન્થની ગમે તે કિંમત જૂના કાળમાં રહી હોય પણ એની ઐતિહાસિક કિંમત ઘણી ઓછી છે.

પણ આ ચરિત્ર ગ્રન્થો ઉપરથી સંતમાત્રનાં અમુક સામાન્ય લક્ષણો હોવાની લોક માન્યતા સ્પષ્ટ જોઈ શકાય છે. સંતના લક્ષણમાં દૈવી ચમત્કારનું કાંઈક સ્થાન તો સર્વ દેશકાળનાં સંતચરિત્રોમાં જોવામાં આવે છે. મુસ્લિમ ઓલીયાઓ વિષે અને ખ્રીસ્તી સંતો વિષે પણ ચમત્કારની વાતો સંભળાય છે. દૈવી ચમત્કાર દેખાડે એ સંત એવું કાંઈક લક્ષણ લોકમાનસમાં બંધાઈ ગયું છે. આ ચમત્કારોના પ્રકારો ગણી શકાય એમ નથી. છેક વિષ્ણુ પુરાણોક્ત પ્રલ્હાદ ચરિત્રથી આરંભી ગઇ સદીમાં થઈ ગયેલા

સહજાનંદ ચરિત્ર સુધી સર્વમાં પરચો આવે છે. એ જોતાં લોકમાનસમાં ચમત્કારનું સ્થાન કેવું મોટું છે એ સ્પષ્ટ સમજાય છે. એથી વધારે વૈજ્ઞાનિક કે કોઇ પણ જાતનો આવા ચમત્કારોનો ખુલાસો આપવો શકયજ નથી. ભકતો વિષે ચમત્કારોવાળી વાતો લોકો જાતે પૌરાણિક કાળથી ચાલી આવતી પરંપરાને અનુસરી કલ્પી કાઢે છે; અથવા અશિક્ષિત કે અર્ધશિક્ષિત વર્ગને ચમત્કાર લાગે એવું કાંઇક બન્યું હોઈ ને તેને લોકો સંપૂર્ણ ચમત્કારિક લાગે એવું રૂપ આપે છે; એ ગમે તેમ હો પણ ઈશ્વરેચ્છા માટે કે જેને ઇશ્વર પણ આધીન છે એવા ભકત માટે શું અસંભવિત છે વગેરે માન્યતાનુસાર બંધાયેલા મતોની કાંઈજ વૈજ્ઞાનિક કિંમત નથી. વળી ભકતોની ઉપલબ્ધ જીવનકથાઓમાં જો કે પરચાની જ વાતો વધારે જોવામાં આવે છે પણ જે આધ્યાત્મિક શકિતને બળે સાચા સંતોના શબ્દોની જનસમાજ ઉપર અસર થાય છે તે શકિત તો તેઓના અંતરાત્મામાં ઉગ્રરૂપે પ્રજવલતી ઇશ્વર ભકિતમાં અને જનતા તરફના વિશાળ પ્રેમ ભાવમાં રહેલી છે અને સર્વ દેશ કાળના સંતજનનું સાચું લક્ષણ આ દ્વિવિધ પ્રેમભાવજ છે. આ પ્રેમના બળથીજ આચાર્યો કરતાં પણ આ સંતો તરફ લોકો વધારે આકર્ષાય છે અને એ પ્રેમથીજ વર્ણભેદની દિવાલો તુટી જતાં નીચામાં નીચા ગણાતા વર્ગના માણસોને કેવળ અનુયાયી વર્ગમાંજ નહિ પણ સંત વર્ગમાંયે પ્રવેશ મળ્યો છે. હિંદુ મુસલમાનના નિષ્કારણ પણ ઝનુની ઝઘડાઓને શમાવવાની વાસના પણ કબીર નાનક જેવા સંતોમાં જનતા તરફના પ્રેમના બળથી જાગી છે.

આ સન્ત-ભકતોની સંખ્યા ઘણી મોટી છે. પણ સન્ત કે ભક્ત કહેવાતા બધા લોકો એક કોટિના નથી હોતા. અને જો કે આ દેશના પ્રાચીન વિચારકોએ કોઇ જાતનું વર્ગીકરણ કર્યું નથી પણ ભિન્ન ભિન્ન ભકતોની ભકિતના પ્રગટીકરણના ભેદને અંગે ખાસ શાસ્ત્રીય વર્ગીકરણના દાવા વગર આ દેશના ભકતોના

દાખલાઓ ઉપરથી નીચે પ્રમાણે ભેદ પાડી શકાય. (૧) ઇષ્ટ મૂર્તિની સેવા-ભકિતમાં લીનભકત (૨) ભજન કીર્તનકાર ભકત—આ પ્રકારના ભકતો બીજાએ જોડેલાં ભજનો સમૂહમાં કે એકલા ગાઇને પોતાની ભકિતવૃત્તિને સંતોષે છે. (૩) કલાકાર–ભક્ત આ વર્ગમાં શિલ્પી અને ચિત્રકાર ભકતોનો પણ સમાવેશ થઇ શકે અને ઘણા શિલ્પીઓ પરમભક્ત હશે એવું એલીફન્ટા, એલોરા વગેરેનાં શિલ્પ જોતાં જણાય છે. પણ આ દેશમાં તો થોડા કવિ ભકતોનાંજ ચરિત્રો જળવાઈ રહ્યાં છે. કવિ જયદેવ, કવિ તુલસીદાસ, કવિ સુરદાસ વગેરે આ વર્ગના ભકતો છે. (૪) જ્ઞાની ભકતો—જ્ઞાનદેવ તેની રચના પદ્યમય હોવા છતાં જ્ઞાની ભકત છે અને રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય વગેરે તો આ ચોથા વર્ગના ભકતો જ છે.

આ ચારમાંના દરેક પ્રકારમાં પાછી બીજી માનસિક શકિતઓના ભેદને કારણે ચડતી ઉતરતી ઘણી શ્રેણીઓ મળે છે. વળી છેલ્લા બે પ્રકારના ભકતોમાંના કેટલાક મોટા પ્રચારકો થયા છે. આ પ્રચારક વલણવાળા ભકતોમાંથી જેઓએ સંસ્કૃત ભાષાદ્વારા તથા સમાજ પ્રણાલીને સાચવીને ભકિતના ઉપદેશ સાથે પોતે શોધેલા શાસ્ત્રનો–તત્ત્વજ્ઞાનની કોઇ પણ પ્રણાલીનો ઉપદેશ આપ્યો તેઓને આચાર્યના आचिनोति शास्त्रार्थं એ પ્રાચીન લક્ષણને અનુસરી આચાર્ય કોટિમાં ગણ્યા છે અને એથી જુદા પડીને જેઓએ તત્વજ્ઞાનને આગળ કર્યા વિના તથા મોટે ભાગે સ્માર્ત પ્રણાલીને તોડીને સીધો, ભકિત, જ્ઞાન, વૈરાગ્ય, યોગ વગેરેનો લોક ભાષામાં ઉપદેશ આપ્યો અને એ કારણથી જ જેઓપ્રતિ લોકો સ્વાભાવિક રીતે વધારે આકર્ષાયા; તેઓને સંત ગણ્યા છે. વળી સર્વ આચાર્યો બ્રાહ્મણ હતા ત્યારે સંતોમાં કોઇ બ્રાહ્મણ, કોઈ ખત્રી, કોઇ ચમાર અને કોઇ અન્ત્યજ પણ હતા. છતાં જેમ રામાનુજાદિ આચાર્યોના પંથો ચાલ્યા તેમ રામાનંદ કબીરાદિ સંતોના પણ પંથો ચાલ્યા છે. આ દેશમાં ભૂતકાળમાં

થઇ ગયેલા ભકતોની સંખ્યા તો ઘણી મોટી છે, અને આ જમાનામાં પણ ભક્તકોટિમાં ગણાય એવાં માણસો જોવામાં આવે છે પણ આ ઇતિહાસમાં કેવળ દેવમૂર્તિની સેવા કરનાર અથવા એકલાં કે ભજનમંડળીમાં ભજનકીર્તન કરનાર ભક્તોની નોંધ લેવી એ શક્ય નથી. જોકે આ ભજનમંડળીઓએ સંસ્કાર પ્રચારનું ભારે કાર્ય કર્યું છે. એટલે બાકી જે કલાકાર અને જ્ઞાની બે પ્રકારના ભક્તો રહ્યા તેમાંથી જે સંતો દ્વારા કોઇ પણ જાતનો પંથ ચાલ્યો હોય અથવા જેની સાહિત્ય રચનાનું ભક્તિ સાહિત્યમાં વિશિષ્ટસ્થાન હોય તેનો જ વિચાર આ ઇતિહાસમાં થઇ શકે અને એનો જ વિચાર આવશ્યક છે. વળી જૂના કાળના નાભાજી જેવા વિચારકોએ જોકે ભક્ત કે સંતની વ્યાખ્યા ઘણી વિશાળ બાંધી છે પણ આધુનિક વિચારકો ભાષા દ્વારા ઉપદેશ આપનાર રામાનંદાદિને જ સંત કહે છે. અને આ ગ્રન્થમાં પણ આધુનિક વ્યાખ્યા જ સ્વીકારી છે. અલબત્ત હિંદીનો ઉપયોગ કરનાર પેઠે જ, મરાઠી, ગુજરાતી, બંગાળી કે તામીલ તેલગુનો ઉપયોગ કરનાર પણ જો તેનામાં સંતનાં બીજાં લક્ષણો હોય તો ખુશીથી સંત કહી શકાય.

આવા સંતોના પણ ત્રણ વર્ગ પાડવામાં આવે છે (૧) નિર્ગુણ ભક્ત, (૨) વૈષ્ણવભક્ત જેમાં પાછા બે પેટા ભેદ કૃષ્ણભક્ત તથા રામભક્ત અને (૩) શિવભક્ત અને શાક્ત. આ ત્રણમાંથી અહીં તો કેવળ વૈષ્ણવ સંતોનો જ ઉલ્લેખ કરવાનો છે. કેટલાક સંતોએ પોતપોતાના પંથો ચલાવ્યા હોવા છતાં જાતે ઇશ્વરપદ તો શું પણ આચાર્યપદ પણ સ્વીકાર્યું નથી; નમ્ર ભકતો જ રહ્યા છે.

ઉપર કહેલાં કારણથી જ બિલ્વમંગળ અને જયદેવ જેવા ભક્તકવિઓ અને ચૈતન્ય જેવા ભક્ત મહાપુરૂષ બીજી રીતે સંતકોટિના હોવા છતાં પહેલા બેએ સંસ્કૃતમાં રચના કરી છે માટે અને ચૈતન્ય સપ્રદાયમાં જેઓએ સાંપ્રદાયિક સાહિત્ય ઉત્પન્ન કર્યું છે તે એના શિષ્યોની ઉપદેશ શૈલી આચાર્યકોટિની હોવાથી

તેઓનો સમાવેશ આ પ્રકરણમાં ન કરતાં ચૈતન્યનો આચાર્યો સાથે અને જયદેવ બિલ્વમંગલનો ભક્તિ સ્તોત્રોના પ્રકરણમાં વિચાર કર્યો છે.

સંત પરંપરામાં હિંદી તરફ જ દૃષ્ટિ રાખીને રામાનંદને પ્રથમ સ્થાન આપવામાં આવે છે. અને ઘણી વાર જૂના દ્રાવિડ ભક્તોને દૃષ્ટિ મર્યાદાની બ્હાર રાખવામાં આવે છે. પણ આ ગ્રન્થમાં દ્રાવિડ ભક્તોનો વિચાર જુદો કર્યો છે. અને રામાનુજાદિ સંપ્રદાયોમાં તે તે સંપ્રદાયના જે અનુયાયી સન્તો થયા છે અને જેમાંના સુરદાસ જેવા કેટલાક પ્રથમ પંક્તિના કવિ હતા; તેઓને સાંપ્રદાયિક ઇતિહાસને યોગ્ય ગણીને અહીં એમનો ઉલ્લેખ નથી કર્યો. બાકી જે રહ્યા તેમાં ગુજરાતી ભક્ત કવિઓનો વિચાર ગુજરાત સંબંધી પ્રકણમાં કર્યો છે. જ્યારે મહારાષ્ટ્રી સન્તો અને હિંદી સન્તોની નોંધ નીચે કરી છે.

હિંદી ભાષાભાષી પૂર્વ હિંદ અને મહારાષ્ટ્ર આ બે ભાગમાં કોઈપણ આચાર્યના ઉપદેશની ગતિ થઈ નથી પણ આ સન્તોનાં ભજનોની ધુન એ પ્રદેશમાં છવાઈ ગઈ છે. સન્તો ઉપર પૌરાણિક સાહિત્યની તેમજ પ્હેલાંના આચાર્યોની અસર જરૂર છે; તેઓના ઘણા વિચારોનું મૂળ પ્રાચીનતર સાહિત્યમાં મળે છે. પણ તેઓની પ્રવૃત્તિનું ખરૂં પ્રેરક બળ તો એ વખતના સમાજની સ્થિતિના અવલોકનમાંથી તેમજ મુસ્લીમ આક્રમણને પરિણામે જે નવાં બળો આ દેશમાં ઉત્પન્ન થયાં હતાં તે સામે હિન્દુસમાજ કેમ ટકી શકે, એ વિચારમાંથી ઉત્પન્ન થયું છે. મુસ્લીમ રાજ્યના ધાર્મિક જુલમોથી કચરાતી પ્રજા મુસ્લીમ પીરોનો ઉપદેશ સાંભળીને સ્વાભાવિક રીતે જ કાંદિશીક થઈ ગઈ હતી. નીચલા અને પ્રજાના જે થર ઉપર આ મુસ્લીમ પીરોની વાણીની વધારે અસર થવાનો સંભવ તે લોકમાંથી જ કબીર વગેરે હિંદુ પીરો જાગ્યા. મુસ્લીમ પીરોના પ્રતિઘાત રૂપે જાગેલી જે શક્તિ તેનું નામ હિંદી સન્તો. કબીર તો પીર જ ગણાય

છે. આ સન્તોએ હિંદુ પ્રજાના નીચામાં નીચા થરને જાગૃત કર્યો તથા ભાન ભૂલી જતાં બચાવ્યો. અલબત્ત આ પ્રવાહ આગળ વધતાં એમાંથી કબીરપન્થ અને શીખપન્થ જેવા પંથો નીકળ્યા.

આ મુસ્લીમ ટક્કરરૂપ બળનું જે જોર પૂર્વ ઉત્તરહિંદમાં હતું તે મહારાષ્ટ્રમાં નહોતું. અને એ બાહ્ય અસરનો ફેર આ બે પ્રાન્તના સન્તોમાં સ્પષ્ટ દેખાય છે. હિંદી સન્તોથી મહારાષ્ટ્રીય સન્તોનો પ્રકાર સ્પષ્ટ જુદો દેખાય છે. અહીં બેય પ્રાન્તના વૈષ્ણવ સન્તોમાંથી અગ્રગણ્યોની નોંધ લેવાનું યોગ્ય ગણ્યું છે.

### રામાનન્દ

સન્તોની પરંપરામાં પ્હેલું નામ રામાનન્દનું દેખાય છે. જોકે મહારાષ્ટ્રના જ્ઞાની સંત જ્ઞાનદેવ રામાનંદની પ્હેલાં થયા છે એમ ઐતિહાસિક પુરાવાઓથી જણાય છે. પણ સંત પરંપરામાં રામાનંદનું પ્રથમ પદ એટલું દ્રઢ થઈ ગયેલું છે કે મહારાષ્ટ્રી ભક્ત જનો પણ જ્ઞાનદેવના પિતાને રામાનંદના શિષ્ય માને છે. અને આ દ્રઢ સાંપ્રદાયિક માન્યતાને અનુસરી અહીં રામાનન્દથી આ પ્રકરણનો આરંભ કર્યો છે. વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજના અનુયાયી રાઘવાનન્દના રામાનન્દ શિષ્ય ગણાય છે. રામાનન્દી વૈરાગીઓ રામાનંદને શ્રી સંપ્રદાયના પરમાચાર્ય માને છે. પણ એમણે પોતાના ગુરૂથી જુદા પડીને પોતાના ઉપદેશમાં કેટલાંક નવાં તત્ત્વો દાખલ કર્યાં છે. જેમકે રામાનુજ બ્રાહ્મણોને વૈદિક રીતે ભક્તિ કરવાનો હક્ક આપે છે અને બીજા વર્ણોને તાન્ત્રિક અથવા પૌરાણિક રીતે ભક્તિ કરવાનું કહે છે. આ રીતે વર્ણોમાં જે ભેદભાવ રામાનુજે રાખ્યો હતો તે રામાનન્દે તદ્દન કાઢી નાખ્યો. એણે તો સર્વ વર્ણ માટે સાદી ભક્તિનો સરખો ઉપદેશ કર્યો, બીજું સંસ્કૃતને બદલે ભાષામાં ઉપદેશ આપ્યો અને ત્રીજું વાસુદેવની પૂજાને બદલે રામપૂજા ચલાવી.

મેકલીફ, માઇકોટને રામાનન્દની જન્મભૂમિ ગણે છે અને ૧૪મા શતકના અન્તમાં તથા ૧૫મા શતકના મધ્યમાં રામાનન્દને થઈ ગયેલા માને છે. રામનારાયણદાસે કરેલાં હિંદી ભાષાંતર સાથેની અગત્યસંહિતામાં કલિ સંવત ૪૪૦૦ એટલે ઈ. સ. ૧૩૦૦ માં રામાનંદનો જન્મ પ્રયાગમાં થયો એમ કહ્યું છે.[1] અને ડા. સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર કહે છે કે રામાનુજ અને રામાનંદ વચ્ચે ત્રણ પેઢીઓ થઈ હોય એમ મનાય છે એ જો ખરૂં હોય તો આ અગત્યસંહિતાવાળી તારિખ ખરી હોવાનો સંભવ છે. પણ એની સામે દલીલ એવી છે કે કબીર ઈ. સ. ૧૩૯૯માં જન્મ્યા મનાય છે. એટલે કબીરના જન્મ વખતે રામાનંદ એની ઉપલી જન્મ તારિખ પ્રમાણે ૯૯ વર્ષના હોય અને ઈ. સ. ૧૪૧૧માં રામાનંદના મરણ વખતે કબીર ૧૨ વર્ષના હોવા જોઇએ. બાર વર્ષના કબીર ૧૧૨ વર્ષના રામાનંદના શિષ્ય થયા હોય અને ખરેખર કાંઈ ઉપદેશ લીધો હોય એ જરા શંકા પડે એવું છે. વળી રામાનુજ અને રામાનંદ વચ્ચે કેટલાક ત્રણ પેઢી ગણે છે તો કેટલાક ચાર પાંચ પેઢી ગણે છે. અને કબીરની ઉપદેશ લેવા જેવડી ઉમ્મર વખતે રામાનંદ વૃદ્ધ તો ખરા પણ અતિ વૃદ્ધ ન હોવા જોઇએ એમ ગણીને કેટલાક રામાનંદને ૧૪ મા શતકના મધ્ય પછી થયેલા માને છે. ગમે તેમ હો પણ એટલું તો ચોક્કસ છે કે રામાનંદ કબીર પ્હેલાં એટલે ઈ. સ. ૧૪૦૦ની આસપાસમાં થયા છે. રામાનંદને ફર્કુહર ઈ. સ. ૧૪૦૦ થી ૧૪૭૦માં મુકે છે[2] અને મેકલીફના કહેવા પ્રમાણે

---

૧ નીચેના દોહામાં રામાનન્દનો જન્મ સમય લખ્યો છે.

चारि सहस शत चारिमी  
नत कलिकाल मलिन  
तेहि अवसर नरलोक हरि  
निवसत हित चित दीन.

૨ આઉટ લાઈન ઓફ ધી રીલીજીઅસ લીટરેચર ઓફ ઇન્ડીઆ પૃ. ૩૨૩.

રામાનંદના શિષ્ય પીપાનો જન્મ ઈ. સ. ૧૪૨૫ માં થયો હતો એ જો સાચું હોય તો ફર્કુહરની તારીખને એથી ટેકો મળે છે.

અગસ્ત્યસંહિતા પ્રમાણે રામાનંદના પિતાનું નામ પુણ્યસદન અને માતાનું નામ સુશીલા હતું. તેઓ કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા, પ્રયાગમાં જન્મ્યા હતા અને ભણવા માટે પ્રયાગથી કાશી ગયા હતા. ભણી રહ્યા પછી રાઘવાનંદના શિષ્ય થયા. પણ થોડા વખત પછી એ સંપ્રદાયના કોઈ ન દેખે તેમ જમવું વગેરે નિષેધક નિયમો છોડી દઇને નવો ઉપદેશ કરવા લાગ્યા. એમણે ગમે તે વર્ણોમાંથી જે આવ્યા તેને શિષ્ય તરીકે સ્વીકાર્યા. એના મુખ્ય શિષ્યો નીચે પ્રમાણે ગણાય છે. અનન્તાનન્દ, સુરસુરાનન્દ, સુખાનન્દ, નિરહરાનન્દ, યોગાનન્દ, પીપા, કબીર, ભવાનન્દ, સેના, ધન્ના, ગાલવાનન્દ, રૈદાસ, અને પદ્માવતી. આમાં પીપા રજપુત હતો, કબીર વણકર, સેના વાળંદ, ધન્ના જાટ, અને રૈદાસ ચમાર હતો, જ્યારે પદ્માવતી સ્ત્રી હતી. રામાનંદના "જાતિ પાંતિ પૂછે નહિ કોઇ હરિકો ભજે સો હરિકો હોઈ' એ ઉપદેશને એના શિષ્યોએ વ્યવહારમાં ખૂબ વિસ્તાર્યો.

આ શિષ્યો સાથે રામાનંદ દેશેદેશ ફરતા–યાત્રાઓ કરતા અને પોતાના મતનો ઉપદેશ કરતા. એના શિષ્યોથી એનું નામ અમર થઈ ગયું છે.

રામાનંદ દાસ્યભાવવાળી ભક્તિના પ્રચારક છે. એમણે બ્રહ્મસૂત્ર ઉપર આનન્દ ભાષ્ય, શ્રીમદ્ ભગવદ્ગીતા ભાષ્ય, શ્રીરામાનંદીય વૈષ્ણવ મતાબ્જભાસ્કર અને શ્રીરામાર્ચનપદ્ધતિ વગેરે અનેક ગ્રન્થો રચ્યા છે,[1] એમ સાંપ્રદાયિકો કહે છે. જેમાંથી કોઈ કોઈ હાલમાં છપાય પણ છે. વળી શીખ ધર્મગ્રન્થ ગ્રન્થસાહેબમાં પણ રામાનંદનો એકાદ શબ્દ જાળવાઈ રહ્યો છે.

---

૧ જુઓ શ્રી ભગવદ્દાસજી બ્રહ્મચારીએ લખેલ શ્રીરામાનન્દ દિગ્વિજય, અને કલ્યાણના ભક્તાંકમાં એમનો જ લખેલો જગદ્ગુરૂશ્રી રામાનન્દાચાર્ય નામનો લેખ (પૃ. ૧૯૫).

રામાનંદ સીતારામના પૂજક હતા. રામાનંદના અનુયાયીઓ શ્રીરામાય નમઃ એ મંત્રનો જપ કરે છે. તેઓમાં અધ્યાત્મ રામાયણ અને અગસ્ત્યસુતીક્ષ્ણ સંહિતા એ બે ગ્રન્થો વધારે વપરાય છે. તેઓ રામાનુજી તિલકમાં થોડા ફેરફારવાળું ઉભી બે સફેદ લીટી વચ્ચે એક લાલ લીટીવાળું તિલક કરે છે. રામાનંદના અનુયાયીઓમાં રામાનંદી વૈરાગીઓ મુખ્ય છે. તેઓના મઠો કાશીમાં, અયોધ્યામાં અને અન્યત્ર પણ છે. રામાનંદી વૈરાગીઓની સંખ્યા પંદર થી વીશ લાખની મનાય છે.

રામાનંદની પરંપરામાંથી ત્રણ મોટા પંથો ચાલ્યા છે (૧) રૈદાસીપંથ જે રૈદાસે ઈ. સ. ૧૪૭૦માં સ્થાપ્યો છે. અને જે પંજાબમાં ઘણો ચાલે છે. ચમારની એક પેટા જાતિ રૈદાસની અનુયાયી છે. (૨) સેનાએ એજ અરસામાં સ્થાપેલો સેનાપંથ રેવારાજ્યની આસપાસમાં ચાલે છે (૩) ત્રીજો પંથ મલૂકદાસે ઈ. સ. ૧૬૩૦માં સ્થાપ્યો છે અને તેની મુખ્ય ગાદી કડામાં છે.[1]

## મહારાષ્ટ્રમાં વિષ્ણુભક્તિ : પંઢરપુરના વિઠોબા

મહારાષ્ટ્રનો લોકપ્રિય વૈષ્ણવધર્મ વિઠોબાનો પૂજક છે. ભીમા નદીના કાંઠા ઉપર વસેલા પંઢરપુર નામના એક ન્હાના ગામમાં વિઠોબાનું મન્દિર છે. વિષ્ણુનો કાનડી અપભ્રંશ વિઠુ થાય છે. અને બા પ્રત્યય સ્નેહ, કોમળતા માન વગેરેનો સૂચક છે. આ રીતે વિષ્ણુમાંથી વિઠુબા કે વિઠોબા થયા છે. વિઠોબાનું મન્દિર ક્યારે ચણાયું છે એ નક્કી કરવાનું કાંઈ સાધન નથી. પણ વિક્રમના ૧૩ મા શતકના મધ્યમાં એ મન્દિર વિદ્યમાન

---

૧ જુઓ ફર્કુહરનું આઉટલાઇન ઓફ ધી રીલીજીઅસ લીટરેચર ઓફ ઇન્ડીઆ તથા પં. અયોધ્યાસિંહ ઉપાધ્યાય કૃત હિન્દી ભાષા તથા ઉસકે સાહિત્યકા વિકાસ પૃ. ૩૨૧ મલૂકદાસ ખત્રી હતા અને દ્રવિડદેશના મહાત્મા વિઠ્ઠલદાસના શિષ્ય હતા એમ શ્રી. ઉપાધ્યાય-ઉપલા ગ્રન્થમાં કહે છે.

હોવાનું ચોક્કસ પ્રમાણ મળે છે. દેવગિરિના યાદવરાજા કૃષ્ણના રાજ્યકાળના એક તામ્રલેખમાં લખ્યું છે કે "રાજાના મલ્લી શેઠી નામના સરદાર અને પ્રતિનિધિએ સેના લઈ જતાં બેલગામ નજીક પૌંડરિક ક્ષેત્ર પાસે એક ગામનું દાન કર્યું છે, જે ક્ષેત્ર ભીમા નદી ઉપર આવેલું છે. દેવ વિષ્ણુ પાસે આ દાન શક ૧૧૭૧ (ઇ. સ. ૧૨૪૯)માં કર્યું છે."[1] ભીમાનદી ઉપરનું પૌંડરીકક્ષેત્ર તે પંઢરપુર જ હોવું જોઇએ. અને દેવ વિષ્ણુ તે વિઠોબા જ હોવા જોઇએ. પંઢરપુરના એક પથ્થરપરના લેખમાં લખ્યું છે કે "કેશવના પુત્ર ભાનુએ પાંડુરંગપુરમાં આપ્તોર્યામ નામનો યજ્ઞ કર્યો હતો. જેમાં સંખ્યાબંધ લોકો એકઠા થયા હતા અને દેવો સાથે વિઠ્ઠલ પોતે સન્તુષ્ટ થયા હતા." આ લેખ શક ૧૧૯૨ (ઈ. સ. ૧૨૭૦)નો છે. આ લેખમાં વળી પંઢરપુરનું નામ પાંડુરંગપુર લખ્યું છે. હેમચંદ્રના કહેવા પ્રમાણે પાંડુરંગ શિવનું નામ છે. (જુઓ દેશી નામ માળા ૬–૨૩) અને પંઢરપુરમાં એક શિવ મન્દિર પણ છે; જ્યાં દર્શન કર્યા પછી યાત્રાળુઓ વિઠોબાનાં દર્શન કરવા જાય છે. પણ હાલમાં તો મહારાષ્ટ્રીઓ વિઠોબાને જ પાંડુરંગા કહે છે. આ ઉપરથી એમ અનુમાન થાય છે કે મૂળ આ સ્થળ શિવક્ષેત્ર તરીકે પ્રસિદ્ધ હશે, પણ પાછળથી વિઠોબાનું માહાત્મ્ય વધતાં પાંડુરંગપુરના મુખ્ય દેવ વિઠોબાને જ પાંડુરંગ નામ પણ લાગી ગયું છે.

પંઢરપુર પહેલા લેખ પ્રમાણે પૌંડરીક ક્ષેત્ર કહેવાવાનું કારણ નીચેની દંતકથામાંથી મળે છે. જૂના કાળમાં પંઢરપુરની આસપાસ દીણ્ડીર વન નામનું મોટું જંગલ હતું. એ જંગલમાં પુણ્ડરીક નામનો માણસ રહેતો હતો. જે પોતાનાં માબાપની સેવામાં ઘણો વખત ગાળતો હતો. એક વખત એ સ્થળનાં સર્વે માણસો દ્વારકાની યાત્રા કરવા ગયાં ત્યારે પણ પુણ્ડરીક, યાત્રા કરવાની ઇચ્છા છતાં પોતાનાં માબાપની

---

૧ ઇ. એ. ગ્રં. ૧૪ પૃ. ૬૮

સેવા કરવા રોકાયો. આવી માબાપ ઉપરની એની ભક્તિ જોઇને શ્રીકૃષ્ણ પ્રસન્ન થયા; અને એને ઘેર એને દર્શન આપવા પધાર્યા. એ વખતે પુણ્ડરીક માબાપની સેવામાં રોકાયેલો હોવાથી તરત કમાડ ઉઘાડી ન શકયો. તેથી કૃષ્ણને ઉભા રહેવા માટે એક ઇંટ (મરાઠીમાં વીટ) બ્હાર ફેંકી; શ્રીકૃષ્ણ રૂકિમણી સાથે એ ઇંટ ઉપર ઉભા રહ્યા. માબાપની સેવા કરી રહ્યા પછી પુંડરીકે બ્હાર આવી કૃષ્ણની પૂજા કરી અને અતુલિત માતૃપિતૃભક્તિથી પ્રસન્ન થયેલા પ્રભુ પાસેથી પુંડરીકે હંમેશાં ત્યાંજ રહેવાનું વરદાન માગી લીધું. આ રીતે ઉપરની કથામાં પુંડરીકને મહારાષ્ટ્રમાં વિષ્ણુ પૂજાના પ્રથમ પ્રચારક કહ્યા છે. અને નામદેવ તથા તુકારામ પણ વિઠ્ઠલ પૂજાના મૂળ પ્રચારક તરીકે પુંડરી(લી)કને ગણે છે; માટે ઉપરની વાર્તામાંથી પુંડરીકે મહારાષ્ટ્રમાં પ્હેલવ્હેલી વિષ્ણુ પૂજા ચલાવી એટલું ઐતિહાસિક સત્ય માનવામાં વાંધો નથી. આ પુંડરીકના નામ ઉપરથી પંઢરપુર પૌંડરીક ક્ષેત્ર કહેવાવા લાગ્યું હશે.

મહારાષ્ટ્રમાં શ્રીકૃષ્ણ સાથે રૂકિમણી પૂજાય છે; અને લોકભાષામાં વિષ્ણુને બદલે વિઠ્ઠલ તથા રુકિમણીને બદલે રુકમાબાઇ બોલાય છે. જો કે લોકોમાં શ્રીકૃષ્ણની ગોકુલક્રીડાની વાતો પ્રચલિત છે અને જન્માષ્ટમી જેવા ઉત્સવો દહીં સાથે થાય છે; પણ મરાઠી વૈષ્ણવ સાહિત્યમાં રાધાવલ્લભ તરીકે નહિ પરંતુ રૂકિમણીના પતિ તરીકે કૃષ્ણનું સ્મરણ વિશેષ થયું છે. અને વિઠ્ઠોબા સાથે પણ રૂકિમણીજ પૂજાય છે. એ ઉપરથી એમ લાગે છે કે મહારાષ્ટ્રના વૈષ્ણવ ધર્મ ઉપર કોઇપણ સંપ્રદાયની અસર હોય તો નિમ્બાર્ક જેવા સંપ્રદાયની નહિ પણ રામાનુજની અસર હોવી જોઇએ. અને પાછળથી પણ વલ્લભાચાર્યની અસર દેખાતી નથી. મુખ્યત્વે તો કોઇપણ સંપ્રદાય ઉપરથી નહિ પણ સામાન્ય પૌરાણિક સાહિત્ય ઉપરથી મહારાષ્ટ્રના સંતોએ પોતાની હૃદયવૃત્તિને અનુસરીને મહારાષ્ટ્રીય વષ્ણવ માર્ગ ઉપજાવ્યો છે.

મહારાષ્ટ્રમાં સંસ્કૃત ભાષામાં ઉપદેશ કરનાર કોઈ આચાર્ય થયા નથી; પણ મરાઠીમાં લોક ભાષામાં ઉપદેશ ગાનારા સન્તો થયા છે. આ સન્તોમાં બ્રાહ્મણો ખરા પણ મોટે ભાગે શૂદ્રો હતા અને મહારાષ્ટ્રમાં વૈષ્ણવ ધર્મનો પ્રચાર પણ નીચલા વર્ણમાં વધારે છે. બ્રાહ્મણો છુટાછવાયા વૈષ્ણવો હશે પણ તે જુજ.

મહારાષ્ટ્રમાં પ્રચલિત આ વારકરી પંથના વૈષ્ણવ સન્તો વિષે વિચાર કર્યા પ્હેલાં એ પ્રદેશમાં પ્રચલિત મહાનુભાવ પન્થનું ટુંકું અવલોકન કરી લઇએ.

## મહાનુભાવ કે માનુભાવ પન્થ

આ મહાનુભાવ પન્થ વૈષ્ણવ છે અને મહારાષ્ટ્રમાં તથા ખાનદેશમાં પ્રચલિત છે. તે પન્થના અનુયાયીઓ તો પોતાના પન્થને ઘણો પ્રાચીન કહે છે. મૂળ વૈષ્ણવ ધર્મને લક્ષીને એ ભલે સાચું હોય પણ આ પન્થ તો તેરમા શતકથી જૂનો નથી જણાતો. વીરશૈવ માર્ગ પેઠે આ માર્ગમાં પણ પાંચ આચાર્યો મનાય છે. અને શ્રીકૃષ્ણના અવતારરૂપે દત્તાત્રેય આ પન્થના આદિ સ્થાપક કહેવાય છે; પરંતુ વસ્તુતઃ પ્રશાન્ત ચક્રધર નામના સંન્યાસીથી આ પન્થ ચાલ્યો છે. આ ચક્રધર ભરૂચ (ગુજરાત)ના હરપાળદેવ નામધારી બ્રાહ્મણ રાજા હતા એમ કહેવાય છે.[1] તેઓએ ઈ. સ. ૧૨૬૩ (શક ૧૧૮૫)માં સંન્યસ્ત દીક્ષા લઈ મહાનુભાવપન્થ કાઢ્યો. આ ચક્રધરના પટ્ટ શિષ્ય નાગદેવભટ્ટ દેવગિરિના યાદવરાજા રામચન્દ્ર (ઈ. સ. ૧૨૭૧ થી ૧૩૦૯)ના સમકાલીન હતા. તેઓએ આ પન્થનો જોરથી પ્રચાર કર્યો. અને ચક્રધર ગુજરાતી હોવા છતાં એનું સાહિત્ય મરાઠીમાં છે. અને તેના અનુયાયીઓ મહારાષ્ટ્ર અને વરાડમાં મુખ્યત્વે મળે છે; જો કે

---

૧ એ કાળે ભરૂચમાં બ્રાહ્મણ રાજા હોવા વિષે ચક્રધર ચરિત, લીલાચરિત, મૂર્તિપ્રકાશ વગેરે એ સંપ્રદાય પ્રવર્તકના ચરિત્ર ગ્રન્થો સિવાય કશો પુરાવો નથી મળતો.

મધ્યપ્રાંત અને પંજાબ સુધી થોડો ઘણો ફેલાવો ખરો. ગુજરાતમાં પણ તેના થોડા અનુયાયીઓ મળે ખરા, ગુજરાતમાં અચ્યુતપન્થને નામે અને પંજાબમાં જયકૃષ્ણિપન્થને નામે એ પંથ ઓળખાય છે.

મહાનુભાવપંથમાં ઉપાસ્યદેવતા શ્રીકૃષ્ણ મનાય છે. તેઓ ભગવદ્ગીતાને મુખ્ય પ્રમાણ ગ્રંથ ગણે છે. પણ વિશેષ તો લીલાચરિત, લીલાસંવાદ, સૂત્રપાઠ વગેરે, એક પ્રકારની ગૂઢ લિપિમાં લખાયેલા મરાઠી ગ્રંથો જ એ પંથના પ્રમાણ ગ્રન્થો છે.

વીરશૈવપંથ પછી મહાનુભાવપંથ સોએક વર્ષે ઉદ્ભવ્યો છે અને તેની અસરથી કે તેની હરિફાઈમાં વીરશૈવનાં કેટલાંક લક્ષણો એમાં પણ ઉતર્યા છે. મહાનુભાવપંથીઓ મંદિરમાં મૂર્તિને નથી રાખતા, પણ ચતુષ્કોણ કે ગોળ ચોતરો રાખે છે. અને તેને જ ઈશ્વરના નામથી ભજે છે. તેઓ કાળાં કપડાં પહેરે છે. તથા ચંદન અને તુળશીની માળા ધાલે છે. તેઓના ભજનનો પ્રકાર અજ્ઞાત છે. આ પંથના લોકોના બે વર્ગ છે. (૧) ત્યાગી અને (૨) ગૃહસ્થ ગૃહસ્થવર્ગ સોળ સંસ્કાર પાળે છે તથા ચાતુર્વર્ણ્યને માને છે. પણ ત્યાગીવર્ગ એ બધાથી પર છે. અસ્પૃશ્ય સિવાયનો કોઈપણ હિન્દુઓ શૂદ્રાદિ પણ મહાનુભાવ થઈ શકે છે. એટલું જ નહિ પણ મહંત થઈ શકે છે. માંસભક્ષણ તથા મદિરાપાનને તેઓ નિષિદ્ધ ગણે છે. પણ બધા મહાનુભાવ એક સાથે ખાઈ શકે છે. વીરશૈવ પેઠે આ લોકો પણ પોતાનાં મડદાંને દાટે છે. આ પંથમાં ત્યાગી વર્ગનું મહત્ત્વ ઘણું છે. અને તેમાં સાધુઓ અને સાધ્વીઓ બેય હોય છે. પણ બેય જુદાં રહે છે. મરાઠી સંત જ્ઞાનેશ્વર ઉપર આ મહાનુભાવ પંથની પણ કંઈક અસર મનાય છે. (જુઓ મહારાષ્ટ્રીય જ્ઞાનકોષ ૧૮ મો વિભાગ પૃ. ૭૬–૭૯, મરાઠી રિયાસત, જી. એસ. સરદેશાઈનું પૂર્વ ભાગ પૃ. ૬૦–૬૧ શ્રી હરિલીલા ષોડશકલાનો ઉપોદ્ઘાત પૃ. ૪૩–૪૪ તથા આઉટલાઈન ઓફ ધી રીલીજીઅસ લીટરેચર ઓફ ઈન્ડીઆ પૃ. ૨૪૭ થી ૨૪૯)

## જ્ઞાનદેવ

મહારાષ્ટ્રના સંતોમાં સૌથી પહેલું અને સૌથી મોટું નામ જ્ઞાનદેવનું છે. પણ જ્ઞાનદેવરૂપ સૂર્યના ઉદય પહેલાં મુકુન્દરાજથી અરૂણોદય થાય છે. દેવગિરિના યાદવરાજા જૈત્રપાલ વિ. સં. ૧૨૪૭ થી ૧૨૬૬ (શક સં. ૧૧૧૩થી ૧૧૩૨)ના[૧] મુકુન્દરાજ ગુરૂ મનાય છે. મરાઠી ભાષાના પ્હેલા પ્રખ્યાત લેખક કદાચ આ મુકુન્દારાજ જ છે. એમણે પરમામૃત–જેના ઉપરથી જ્ઞાનદેવને અનુભવામૃત (કે અમૃતાનુભવ) જેવું નામ રાખવાનું સૂચન થયું હોય એમ લાગે છે, તે અને વિવેકસિન્ધુ એ બે ગ્રન્થો લખ્યા છે.

મુકુન્દરાજ વેદાન્તી હોવા ઉપરાંત ભક્ત પણ છે. તેઓ પોતાની ગુરૂ પરંપરા આદિનાથથી શરૂ કરે છે અને પોતાના સાક્ષાત્ ગુરૂ તરીકે હરિનાથનું નામ લે છે. હરિનાથને મુન્કુદરાજ શિવભક્ત કહે છે.

મુકુન્દરાજના ગ્રન્થોની ભાષામાં મૌખિક પરંપરાને પરિણામે પ્રાચીનતા હોવી જોઇએ તેટલી દેખાતી નથી પણ વિવેકસિન્ધુની લખ્યાસાલ શક ૧૧૧૦ મળે છે તથા જૈત્રપાલનો ઉલ્લેખ તેના ગ્રન્થોમાં મળે છે એ જોતાં એના સમય વિષે શંકા કરવાનું કારણ નથી એમ શ્રી રાનાડે કહે છે.[૨]

શ્રી જ્ઞાનદેવ દેવગિરિના રાજા રામદેવરાઓ (વિ. સં. ૧૩૨૭થી ૧૩૬૫)[૩]ના વખતમાં થઇ ગયા. આ રામદેવરાઓના વખતમાં વિ. સં. ૧૩૬૨ (ઇ. સ. ૧૩૦૬)માં અલાઉદ્દીન ખીલજીના સરદાર મલીકકાફુરે દેવગઢ ઉપર ચડાઇ કરી એ સર કર્યું તથા

---

૧ જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૭૯–૧૮૦.

૨ મીસ્ટીસીઝમ ઈન મહારાષ્ટ્ર પૃ. ૨૬.

૩ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૯૨-૨૦૯.

રામદેવરાઓને કેદ કરી દીલ્હી મોકલ્યો. પણ દેવગઢની આ દુર્દશા જોવા જ્ઞાનદેવ જીવ્યા નહોતા.

શ્રી જ્ઞાનદેવ અદ્વૈતવાદી જ્ઞાની અને ભક્ત છે. અને સંતનાં બધાં લક્ષણો એનામાં છે. એના વખતમાં ભક્તિ-યોગના ત્રણ પ્રવાહોનું જોર જોવામાં આવે છે. જ્ઞાનદેવના પિતા પૂર્વહિંદ-કાશીના મહાન આદિ સંત રામાનંદના શિષ્ય થયા હોવાનું કહેવાય છે, પણ એ ભ્રમ છે. કોઈ બીજા હિંદી સંતના હોય તો ભલે. વળી દક્ષિણમાં એ વખતમાં પ્રચલિત મહાનુભાવ સંપ્રદાયની જ્ઞાનદેવ ઉપર કાંઈક અસર હોય એમ મનાય છે. પણ શ્રીરાનાડેના મત પ્રમાણે મહાનુભાવ સંપ્રદાયનું વિશેષ સાહિત્ય પ્રકાશિત થયા પ્હેલાં વધારે કાંઈ કહી શકાય નહિ[1] પણ જ્ઞાનદેવ એ સમ્પ્રદાયના અનુયાયી નહોતા તેમ વિરોધી પણ નહોતા એટલું જ કહી શકાય એમ છે. મહાનુભાવ સંપ્રદાય જ્ઞાતિભેદને ગણતો નથી, આશ્રમ વ્યવસ્થા સ્વીકારતો નથી, અને વેદને પણ માનતો નથી, એવું હમણાં સુધી મનાતું પણ હાલમાં વળી એ સંપ્રદાયના પક્ષવાદીઓ વેદાદિના હિંસા સિવાયના અંશો-જ્ઞાતિભેદ વગેરે સ્વીકારવાનો દાવો કરે છે. બીજું મહાનુભાવ સંપ્રદાયમાં કૃષ્ણ શિવાય બીજા કોઈ દેવ માન્ય નથી, વિઠ્ઠલ પણ નહિ. તેઓ ચક્રધરને જ કૃષ્ણ તરીકે પૂજે છે. જ્ઞાનેશ્વરના સંપ્રદાયમાં કૃષ્ણ અને વિઠ્ઠલ એક જ છે. અને વેદ તથા વર્ણાશ્રમ વ્યવસ્થા સર્વથા માન્ય છે.

મહાનુભાવની અસર કરતાં નાથસંપ્રદાયની અસર જ્ઞાનદેવ ઉપર વધારે છે. જ્ઞાનદેવના સમય પ્હેલાંથી નાથસંપ્રદાયના યોગમાર્ગની અસરથી દક્ષિણનું વાતાવરણ ભર્યું હતું. જ્ઞાનદેવના પ્રપિતામહ ત્ર્યંબકપન્તને ગોરક્ષનાથે આંપેગાંવમાં દીક્ષા આપી હતી એમ મનાય છે. વળી ગોરક્ષનાથના શિષ્ય ગહનિનાથે નિવૃત્તિનાથને દીક્ષા આપી

---

૧ જુઓ મીસ્ટીસીઝમ ઈન મહારાષ્ટ્ર પૃ. ૨૮.

હતી. ગોરક્ષનાથ પોતે મત્સ્યેંદ્રનાથના શિષ્ય ગણાય છે. આ નાથ લોકોને કયાંના ગણવા એ પ્રશ્ન હજી અણઉકલ્યો છે. બંગાળીઓ ગોરક્ષનાથ વગેરેને ગૌડ બંગાળામાં થઈ ગયા માને છે. હિંદીઓ ઉત્તરહિંદના વતની ધારે છે અને મરાઠી લોકો તેઓને મરાઠી ગણે છે. દા. ત. જાલંધર અને મૈનાવતીની વાર્તા ઘણું કરી બંગાળી છે. પણ મહારાષ્ટ્રમાં સતારા જીલ્લામાં એક ટેકરી ઉપર મત્સ્યેન્દ્રનાથનું સ્થાન બતાવવામાં આવે છે અને ગહિનીનાથે નિવૃત્તિનાથને બ્રહ્મગિરિ ( ત્ર્યંબક ) ઉપર ઉપદેશ આપ્યો કહેવાય છે. ગહિનિનાથ અને કદાચ ગોરખનાથ ઐતિહાસિક પુરૂષો લાગે છે. જ્ઞાનદેવ ગહિનીનાથના પ્રશિષ્ય છે. અને જ્ઞાનદેવના ગ્રન્થો ઉપરથી જો માપ કાઢવામાં આવે તો આ નાથ સંપ્રદાયની વિદ્યાને તેજસ્વી માનવી પડે. જ્ઞાનદેવ પોતાની ગુરૂ પરંપરા ભગવાન શંકરથી શરૂ કરે છે. શંકરના શિષ્ય મત્સ્યેન્દ્રનાથ, તેના ગોરક્ષનાથ તેના શિષ્ય ગહિની (કૈગઈની) નાથ, તેના નિવૃત્તિનાથ અને નિવૃત્તિનાથે કરેલી ઉપદેશ વૃષ્ટિનાં ચાતક પેઠે ફક્ત બિન્દુઓ ગ્રહણ કરનાર પોતે છે એમ જ્ઞાનદેવ કહે છે ( જુઓ જ્ઞાનેશ્વરી અ. ૧૮, ૧૭૫૧ થી ૧૭૬૩ )

જ્ઞાનદેવના ગ્રન્થમાં જે વિદ્યા-જ્ઞાનની અસાધારણ પ્રતિભા દેખાય છે તેને મળતું એની પહેલાંના નાથ સંપ્રદાયમાં અક્ષરારૂઢ કાંઈ દેખાતું નથી. એટલે એને સાચી પ્રેરણા તો ઉપનિષદો, ભગવદ્ગીતા, શ્રીમદ્ભાગવત અને શંકરાચાર્યના ગ્રન્થોમાંથી જ મળી છે એમ માનવામાં વાંધો નથી.

જ્ઞાનદેવના વડવાઓમાં પ્હેલું પ્રસિદ્ધ નામ ત્ર્યંબક પન્તનું મળે છે. જ્ઞાનદેવના આ પ્રપિતામહને ગોરક્ષનાથે દીક્ષા આપેલી મનાય છે એ ઉપર કહ્યું જ છે. વળી શક સં. ૧૧૨૯ (વિ. સં. ૧૨૬૩) માં અમુક પ્રદેશના ત્ર્યંબકપન્ત અધિકારી હોવાનો દસ્તાવેજ મળ્યો છે. અને શક સં. ૧૧૩૫ (વિ. સં. ૧૨૬૯)માં તેના પુત્ર હરિપન્ત

અધિકારી હોવાનો એવો જ પુરાવો મળ્યો છે.[1] આ હરિપન્તના ભાઈ ગોવિન્દપન્તના પુત્ર વિઠ્ઠલપન્ત એ જ્ઞાનદેવના પિતા.

વિઠ્ઠલપન્તને વડિલો પાસેથી આપેગાંવનું કુલકર્ણી પણું વારસામાં મળેલું. આપેગાંવ ગોદાવરીને કાંઠે પૈઠણની નજીકનું ગામડું છે. આ વિઠ્ઠલપન્ત આલંદીના કુલકર્ણી સિદ્ધોપન્તની દીકરી રખુમાબાઇને પરણ્યા હતા. પિતાના મરણનો વિઠ્ઠલપન્તને એટલો બધો આઘાત લાગ્યો કે તેનું મન સંસાર ઉપરથી ઉઠી ગયું. પણ તેના સસરાએ ઘણુંકરી શક સં. ૧૧૮૮ (વિ. સં. ૧૩૨૨)માં તેને પોતાની પાસે બોલાવી આલંદીમાં રાખ્યા અને પ્રજા થયા પછી સંસારનો ત્યાગ કરવાની સંમતિ આપી. પણ કેટલાક કાળ સુધી તેને પ્રજા થઈ નહિ અને તેથી વધારે નિર્વેદ પામી, પોતાની પત્નીની રજા લઈ એક દિવસ વિઠ્ઠલપન્ત કાશી ચાલ્યા ગયા. ત્યાં દંતકથા પ્રમાણે રામાનન્દ પાસે પણ ખરી રીતે કોઇ બીજા પાસે તેણે સંન્યાસ લીધો. નામદેવના એક અભંગ ઉપરથી તેનું સંન્યસ્તાશ્રમનું નામ ચૈતન્યાશ્રમ લાગે છે. પછી એક વખત તેના ગુરૂ તીર્થયાત્રા કરતા કરતા આલંદી ગયા. ત્યા વિઠ્ઠલપન્તની પત્નીનું દુઃખ જોઇને તેનું હૃદય પીગળ્યું અને તેણે પોતાના શિષ્ય વિઠ્ઠલપન્તને પાછો ગૃહસ્થાશ્રમી બનાવ્યો. અને આ વિઠ્ઠલપન્તને રખુમાબાઇથી ચાર બાળકો થયાં ૧ નિવૃત્તિનાથ ૨ જ્ઞાનદેવ ૩ સોપાન અને ૪ મુક્તાબાઈ નિવૃત્તિનાથ શક ૧૧૯૦ કે ૧૧૯૫માં જન્મ્યા મનાય છે, જ્ઞાનદેવ શક સં. ૧૧૯૩ (વિ. સં. ૧૩૨૭)માં કે ૧૧૯૭માં સોપાન તે પછી ત્રણ કે બે વર્ષે અને મુક્તાબાઈ તે પછી ત્રણ કે બે વર્ષે. વળી આ ચારેય ભાંડુઓ અલ્પજીવી છે. જ્ઞાનદેવ અને સોપાન શક ૧૨૧૮માં અને બાકીનાં એકેક વર્ષ પછી મરણ પામ્યાં છે. આ તારિખોમાંયે થોડો મતભેદ છે પણ જ્ઞાનેશ્વરી શક સં. ૧૨૧૨ (વિ. સં. ૧૩૪૬)માં રચાઈ છે એટલી વાત ચોક્કસ લાગે છે.

---

૧ એજન પૃ. ૩૦.

જ્ઞાનદેવ વગેરે ભાંડુઓ ફરી ગૃહસ્થ થયેલા સંન્યાસીની પ્રજા હતી એ સ્થિતિને લીધે તેઓને સમાજ તરફથી ઘણાં કષ્ટો ભોગવવાં પડ્યાં. આરૂઢપતિતના છોકરાઓને ઉપવીત ધારણનું કર્મ કરાવવા કોઇ બ્રાહ્મણો તૈયાર નહોતા. છેવટ પૈઠણ જઇ કદાચ એ વખતના હેમાદ્રિપન્ત અને બોપદેવ જેવા વિદ્વાનોની મદદથી શુદ્ધિપત્ર મેળવ્યું. અન્તે આલંદીમાં જઇ જ્ઞાનેશ્વરે દેહ ત્યાગ કર્યો. ત્યાં સિદ્ધેશ્વરના મંદિર પાસે જ્ઞાનેશ્વરની સમાધિ છે.

## જ્ઞાનેશ્વરના ગ્રંથો

જ્ઞાનેશ્વરે ચાર મોટા ગ્રન્થો રચ્યા છે ૧ જ્ઞાનેશ્વર નામની ભગવદ્‌ગીતા ઉપરની મરાઠી ટીકા, (૨) અમૃતાનુભવ ૩ અભંગો ૪ ચાંગદેવ પાસસ્થી. છેલ્લા બે ગ્રંથો જ્ઞાનેશ્વરના હોવા બાબત શંકા કરવામાં આવે છે પણ શ્રી. રાનાડે તેને પણ જ્ઞાનેશ્વરના માનવાના મતના છે.[1]

જ્ઞાનેશ્વર જ્ઞાની સંત છે અને જ્ઞાનેશ્વરી નામનો ભગવદ્‌ગીતાની વ્યાખ્યારૂપ એનો મુખ્ય ગ્રંથ છે. જ્ઞાનેશ્વરી એ ગીતાનું ભાષાંતર નથી. સાધારણ ટીકા પણ નથી પરંતુ ભાષ્ય જેવો અનેક નવા દાખલાઓ, નવી દલીલો તથા નવા વિચારોથી ભરેલો સ્વતંત્ર ગ્રંથ છે. મરાઠી ભાષાનો એ પ્હેલો જ નહિ પણ સર્વશ્રેષ્ઠ ગ્રંથ છે. ભારતની બીજી દેશી ભાષાઓમાં પણ એનું સ્થાન અપૂર્વ છે અને શ્રી રાનાડે તો કહે છે કે જ્ઞાનેશ્વરીની વ્યાખ્યા શૈલી જગતના સાહિત્યમાં અસાધારણ છે. ગીતામાંથી ઉદ્ભવતા પ્રત્યેક પ્રશ્નનું સ્પષ્ટીકરણ અનેક દાખલાઓ વડે, કલ્પનાની તથા આધ્યાત્મિક અનુભવની મદદથી હૃદયસ્પર્શી રીતે કરેલું છે. પણ આ ઇતિહાસ કરતાં જ્ઞાનમાર્ગના ઇતિહાસમાં જ્ઞાનેશ્વરીનું સ્થાન છે. અહીંતો જ્ઞાનેશ્વર પ્હેલા મરાઠી સન્ત હોવાથી તથા જ્ઞાનેશ્વરીમાં કવચિત્ પણ અભંગોમાં મોટા પ્રમાણમાં વિઠ્ઠલભક્તિનાં વચનો મળતાં

---

૧ એજન પૃ. ૩૫.

હોવાના કારણે જ્ઞાનેશ્વરને સ્થાન આપ્યું છે. જ્ઞાનેશ્વરમાં ગુરૂભક્તિ તો છે જ પણ વિઠ્ઠલભક્તિ પણ છે.

જ્ઞાનેશ્વરનાં ત્રણે ભાંડુઓના થોડા ઘણા અભંગો મળે છે. મરાઠીમાં અભંગોને ભક્તિની ભાષા કહી શકાય. નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાન અને મુક્તાબાઇ એ ચારેયના અભંગોમાં ભક્તિનાં તત્ત્વો દેખાય છે. અને મુક્તાબાઇનો શિષ્ય ચાંગદેવ તો એક અભંગમાં કહે છે કે આ શરીર એ કન્યા છે અને આત્મા એ વર છે અને બીજા અભંગમાં 'ઇશ્વરનું ધ્યાન કરતાં ચાંગદેવ ઇશ્વર થઈ ગયો' એમ કહ્યું છે.[1] નામદેવના સમકાલીન સંતોમાં નીચેના ખાસ ગણાય છે ૧ ગોરા કુંભાર જેનો જન્મ શક ૧૧૮૯ (વિ. સં. ૧૩૨૩)માં થયો હતો. એ એવો મોટો ભક્ત હતો કે નામદેવની ભક્તિની પરીક્ષા એને જ્ઞાનદેવે સોંપ્યાની કથા ચાલે છે (૨) વિશોબા ખેચર, એ વિ. સં. ૧૩૬૫માં બારસીમાં મરી ગયો. (૩) અરણગાંવનો સાંવત માળી જે વિ. સં. ૧૩૫૧માં મરણ પામ્યો. (૪) મૂળ દેવગઢનો નરહરિ સોની જે પ્હેલાં શિવભક્ત હતો પછી નામદેવ વગેરેની અસરથી વિઠ્ઠલભક્ત થયો અને અન્તે શિવવિષ્ણુની એકતા સમજી ગયો. એ વિ. સ. ૧૩૬૯માં મરણ પામ્યો. (૫) મંગલવેઢાનો અસ્પર્શ્ય મહાર ચોખા વિ. સં. ૧૩૯૪માં મરણ પામ્યો. એના અનુયાયીઓ મહાર જાતિમાં ઘણા છે. (૬) નામદેવની દાસી જનાબાઈ. સ્ત્રી સન્તોમાં જનાબાઈનું સ્થાન મહારાષ્ટ્રમાં જ્ઞાનદેવની બેન મુક્તા બાઈથી જ ઉતરતું ગણાય છે. (૭) બીદરનો વાળંદ સેના જે વિ. સં. ૧૪૦૪માં મરણ પામ્યો. (૮) નાચનારી કન્હોપત્રા જે પોતાના જેવું સૌન્દર્ય એક પંઢરપુરના વિઠ્ઠલમાં જ જોઇને તેને જ પરણી ત્યાં જ રહી હતી. અને બીદરના રાજાએ એક વખત તેને તેડી લાવવા માણસો મોકલ્યાં ત્યારે તેણે ત્યાં જવા કરતાં દેહનો ત્યાગ કરવાનું પસંદ કર્યું હતું. આ બધા સન્તોના થોડા ઘણા અભંગો

---

૧ એજન પૃ. ૧૭૬-૧૭૭.

મળે છે. બધામાં નામમહિમા, વિઠ્ઠલભક્તિ વગેરે સામાન્ય લક્ષણો મળે છે. જેઓ હાથમાં તાલ અને જીભ ઉપર વિઠોબાના નામ સાથે ગરૂડારૂઢદેવની પાસે એકઠા થઇ કીર્તન કરે એ બધાય સન્ત. પછી એની નાત, જાત પૂછવાની હોય જ નહિ એમ ગણાય છે.[1]

## નામદેવ

ઉપર પ્રમાણે, ભગવદ્‌ગીતાને મરાઠીમાં ઉતારનાર જ્ઞાનદેવને, તેમણે કદાચ પંઢરપુરમાં કીર્તન કર્યું હશે પણ એમની જ્ઞાનગર્ભ રચના તરફ દૃષ્ટિ રાખી જ્ઞાની સન્ત ગણીએ તો મહારાષ્ટ્રના પ્રથમ વૈષ્ણવ સન્ત નામદેવને ગણવા જોઇએ.

નામદેવનું કુટુમ્બ મૂળ સતારા જીલ્લાના કરહાદ ગામ પાસે આવેલા નારસી વામની નામના ગામમાં રહેતું હતું. એ ગામ હમણાં ભાગે નારસીંગપુર નામથી ઓળખાય છે. નામદેવના પિતાનું નામ દામા શેઠ અને માનું નામ ગોણાબાઇ હતું. તેઓ નાતે દરજી હતાં. દામાશેઠ નારસી વામનીથી પંઢરપુર આવી રહ્યા હતા ત્યાં શક ૧૧૯૨ (ઇ. સ. ૧૨૭૦)માં નામદેવનો જન્મ થયો એમ મનાય છે. પણ આ તારીખ ખરી હોવા બાબત ડા. સર ભાણ્ડારકર શંકા કરે છે. એ કહે છે કે જો આ સમય યથાર્થ હોય તો નામદેવ જ્ઞાનદેવના સમકાલીન ઠરે; જ્ઞાનદેવી ઇ. સ. ૧૨૯૦ માં પૂર્ણ થઇ છે. પણ નામદેવના મરાઠી કરતાં જ્ઞાનદેવની મરાઠી ભાષા પ્રાચીનતર લાગે છે. વળી નામદેવે એક પદ્યમાં તુર્કોએ દેવ મન્દિરોનો નાશ કર્યાનો ઉલ્લેખ કર્યો છે. મુસલમાનોએ ૧૪મા શતકના આરંભમાં દક્ષિણમાં રાજ્ય સ્થાપ્યું છે. ભાષા ઉપરથી તથા ઉપરોક્ત મુસલમાનો વિષેના ઉલ્લેખ ઉપરથી નામદેવ જ્ઞાનદેવથી ૧૦૦ વર્ષ મોડા એટલે ઇ. સ. ૧૪મા શતકના અન્તમાં થયા હોય એમ માનવું વધારે યોગ્ય છે. ડા. ભાંડારકરના આ મતથી

---

1 મીસ્ટીસીઝમ ઇન મહારાષ્ટ્ર પ્ર. ૭ અને ૮.

શ્રી રાનાડેનો મત જુદો છે તેઓ ભાષાની અર્વાચીનતાનું કારણ મૌખિક પરંપરાને ગણે છે અને મુસ્લીમ વિષયક ઉલ્લેખને મુસલમાનોની પહેલી ચડાઈ પછી તરતમાં થયેલો ગણીને પરંપરા પ્રાપ્ત તારિખોને સાચી ગણે છે.[1] મારું વલણ ડા. ભાંડરકરનો મત માનવા તરફ છે.

નામદેવને બાલ્યાવસ્થામાં સાધારણ મરાઠા બાળકને મળે એવી કેળવણી મળી હતી. પણ એનામાં પ્હેલેથી પોતાના કૌટુમ્બિક ધંધાની આવડત બહુ ઓછી દેખાતી હતી. એ વિઠોબાના પરમભક્ત થયા અને વિશોબા ખેકરને એમણે ગુરૂ કર્યા. નામદેવના આ ગુરૂ મૂર્તિપૂજક નહોતા એમ નામદેવે જ કહ્યું છે.

નામદેવે પંઢરીનું માહાત્મ્ય ઘણું ગાયું છે. એ કહે છે કે "સર્વ સુખ ભીમાના તીર ઉપર છે, પંઢરી અમારી કામધેનુ છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર એનાં સ્તન છે અને એ કામધેનુને દોહનારા પુંડલીક છે."

નામદેવે પ્રભુનાં નામનો મહિમા સૌથી વધારે વર્ણવ્યો છે. એ કહે છે કે "ગોવિંદ, રામ, હરે, કૃષ્ણ, વિષ્ણુ, હરે, અચ્યુત, નરહરે, જનાર્દન વગેરે નામનો પાઠ કરતાં સંસારનાં બંધનો છૂટી જશે. એના જેવો બીજો એકેય સહેલો ઉપાય નથી." (૬૦)

નામદેવે કેશવ, નારાયણ, માધવ, ગોવિંદ, વિષ્ણુ, મધુસૂદન, ત્રિવિક્રમ, વામન, શ્રીધર, હૃષીકેશ, પદ્મનાભ, દામોદર, સંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, પુરૂષોત્તમ, અધોક્ષજ, નરસિંહ, અચ્યુત, જનાર્દન, ઉપેન્દ્ર, શ્રીહરિ અને કૃષ્ણ એ કૃષ્ણનાં ૨૪ નામોની સ્તુતિ કરી છે.

'નામદેવાચી ગાથા' નામના નામદેવના અભંગોના સંગ્રહમાં કૃષ્ણની ગોકુલની બાલક્રીડાઓ ઉપર પણ અનેક અભંગો છે. તેમ

---

[1] જુઓ મીસ્ટીસીઝમ ઈન મહારાષ્ટ્ર પૃ. ૧૮૪-૧૮૫.

રામના ચરિત્ર સંબન્ધી અને રામની સ્તુતિના અભંગો પણ મળે છે. પણ નામદેવની ભક્તિનો મુખ્ય પ્રવાહ તો વિઠોબા ઉપર જ ઢળ્યો છે. નામદેવ પ્રભુદર્શનની ઉત્કટ તૃષ્ણાના વેગથી કહે છે કે "હે લક્ષ્મીના પતિ, હવે કેટલી વાટ જોઉં! હે પાંડુરંગા, હવે આવીને મને દર્શન આપો. હવે હું સંસારજળમાં ડુબું છું. તમારે તમારૂં બિરદ સંભાળવાનું છે. હવે તમારે જ શરણે આવ્યો છું. માટે ક્રોધ છોડી દ્યો." (૧૦૨૭).

પંઢરીપુરના વિઠ્ઠલના ભક્ત હોવા છતાં નામદેવ ગીતામાં કહ્યા પ્રમાણે સર્વભૂતસ્થ પરમાત્માને ભજનારા છે.

"સર્વ ભૂતોમાં ખરેખર હરિ છે, સર્વત્ર બ્રહ્મ છે એમ વેદ કહે છે. નામદેવ કહે છે, હરિના સ્મરણથી બધું નારાયણ રૂપ દેખાય છે." (૯૮૩)

ભક્તનાં લક્ષણો નામદેવે નીચે પ્રમાણે ગણાવ્યાં છે. "સર્વ જીવ ઉપર જેણે કરૂણા ધરી હોય, જેની વાણીમાં સત્ય ઉચ્ચાર હોય, હમેશાં જે રામ નામનું સ્મરણ કરતો હોય, તેજ ભગવન્તનો દાસ. એનાથી ભૂમંડળ ધન્ય છે." (૨૨૪).

વળી નામદેવ કહે છે કે "હરિના દાસોનો સંગ, હરિકથામાં અનુરાગ, વિષયોમાં વિરક્તિ, નામમાં નિત્ય પ્રીતિ અને હૃદયમાં કૃષ્ણની મૂર્તિ વસો, સર્વભાવથી સર્વ ઉપર કરૂણા થાવ, અને સર્વત્ર વિઠ્ઠલનું રૂપ દેખાવ, એટલો મારો મનોરથ, નામદેવ કહે છે, કૃપાળુ પૂરો કરશે." (૨૨૫)

ઉપરના બે ઉતારામાં નામદેવની પવિત્ર વૃત્તિનું સ્પષ્ટ દર્શન થશે. નામદેવ આટલેથી ન અટકતાં ભક્તોને ઉપદેશે છે કે "અતિથિ આવ્યો તો એને અન્નદાન આપો, અને પરમાર્થ માટે જીવ પ્રાણ પણ અર્પીદ્યો. નામદેવ કહે છે, જે દીનોનો પણ સરખો આદર કરે છે એના ઉપકારનો પાર નથી, અને સર્વ ભૂતોમાં જે ઐક્ય દેખે એજ ભાવિક." (૨૨૯).

નામદેવની ભક્તિ પ્રેમમય છે. એ કહે છે કે "ત્યાગ વગરની વિરક્તિ, પ્રેમ વગરની ભક્તિ, અને શાન્તિ વગરનું જ્ઞાન શોભતું નથી." (૨૩૯) આ રીતે પ્રેમ વગરની ભક્તિને શોભાવાળી ન ગણનાર અત્યન્ત પ્રીતિના ઉમળકામાં પ્રભુને કહે છે કે "તું જીવ છો, તું પ્રાણ છો, હે વિઠ્ઠલ, તું આત્મા છો, તું જનક છો, તું જનની છો, તું શરીર છો, તું મન છો, હે વિઠ્ઠલ તું જીવન છો, મારો તું ગુરૂ છો, તું મન્ત્ર છો. નામદેવ કહે છે, તું મારૂં સર્વસ્વ છો." (૨૫૩) વળી એ કહે છે કે "મને તારી ભક્તિ નથી ગમતી, તારી મુક્તિ પણ નથી ગમતી, મારી વિશ્રાન્તિ તો જુદી જ છે. મેં તો પ્રેમસુખ જોયું છે" (૨૬૫) વળી "હે પંઢરીનાથ, હવે થવાનું હોય તે થાવ, હું સર્વથા તમારાં ચરણ છોડવાનો નથી. હૃદયમાં તારૂં ધ્યાન, વાણીમાં તારૂં નામ, એજ મારો નિત્ય નિયમ છે. હે પાંડુરંગા, હવે મને ઉદાસ ન કરશો. નામદેવ કહે છે, હે ભક્તજનવત્સલ દેવ, એક ક્ષણ પણ મારા જીવને તારાથી વેગળો કરીશ માં" (૨૭૪). "હે દેવ બહાર અને અંદર હું તને જ દેખું છું અને એ સુખમાં મારૂં ચિત્ત ગાંડું થઈ ગયું છે અને અહન્તા સહિત આનન્દમાં ડુબી ગયો છું. કોઈપણ રીતે એ આનન્દમાંથી મારૂં ચિત્ત નીકળતું નથી, નામદેવ કહે છે, એક જ વાસના બાકી રહી છે અને તે સ્વામી સેવકપણાની છે." (૨૯૩).

નામદેવે પરદારામાં જનનીબુદ્ધિ, અને પરધનમાં પાષાણબુદ્ધિ વગેરે નીતિનો ઉપદેશ પણ આપ્યો છે. અને ઉત્કૃષ્ટ નીતિ ન પાળનાર પ્રભુનાં ચરણ પાસે જઈ શકતો નથી એમ નામદેવ સ્પષ્ટ કહે છે. નામદેવ પ્રભુની કૃપાને જ મુખ્ય સાધન માને છે અને કહે છે કે "હે દેવ, તું જેને પ્રસન્ન થયો તેને કર્મનું બંધન બાધ નહિ કરે. હે અનાથના નાથ, કૃપાવન્ત, જેના ઉપર તારી દષ્ટિ પડે તેને સંસારની વ્યથા નડતી નથી જેને તું અનુ-

કૂળ થયો તે પુરૂષ હોય કે સ્ત્રી હોય પણ, સંસારમાં ધન્ય છે.(૩૨૮)

નામદેવે મરાઠીમાં અભંગો કર્યા છે, તેમજ હિન્દીમાં પણ ભજનો ગાયાં છે. જેમાંનાં થોડાંએક શીખધર્મના ગ્રન્થસાહેબમાં મળે છે. (જગત્‌હિતેચ્છુ છાપખાનાના માલેક ગોંધલેકરે છપાવેલી નામદેવાચી ગાથામાંથી ઉપલા ઉતારા કર્યા છે.)

## હિત હરિવંશજીનો રાધાવલ્લભી સંપ્રદાય

રાધાવલ્લભી સંપ્રદાયના સ્થાપક આચાર્યનું નામ ગોસ્વામી હિતહરિવંશજી છે. તેઓ શ્રીકૃષ્ણચંદ્રની વંશી ( વાંસળી )નો અવતાર મનાય છે. સાધુ સંપ્રદાયમાં હિત હરિવંશજી નિમ્બાર્ક મતના પરમાચાર્ય મનાય છે અને નિમ્બાર્ક પેઠે જ હિતહરિવંશજી પણ રાધા સાથે કૃષ્ણને ભજે છે, એટલો એ માન્યતાને આધાર પણ છે. હિત હરિવંશજીનો જન્મ વિ. સં. ૧૫૫૯ના ચૈત્ર સુદી એકાદશીને દિવસે થયો હતો એવી સંપ્રદાયપ્રસિદ્ધ માન્યતા છે. મથુરાની દક્ષિણે ચાર મૈલ ઉપર આવેલા બાદગાંવ નામના એક ન્હાનકડા ગામડામાં હિતહરિવંશજીનો જન્મ થયો હતો.[1] એના પિતા વ્યાસ કેશવદાસ મિશ્ર ગૌડ બ્રાહ્મણ હતા. એમની માતાનું નામ તારાવતી હતું. તેઓની જીંદગીનો મોટો ભાગ વ્રજમંડલમાં જ વીત્યો હતો. તેઓ પ્હેલાં મધ્વાનુયાયી ગોપાલભટ્ટના શિષ્ય હતા. પણ પાછળથી રાધાજીએ સ્વપ્નમાં મંત્ર આપવાથી તેઓએ નવો સંપ્રદાય ચલાવ્યો એમ કહેવાય છે. પોતાના નવા સંપ્રદાયના ઈષ્ટદેવ શ્રીરાધા-વલ્લભજીની મૂર્તિની સં. ૧૫૮૨માં તેઓએ વૃંદાવનમાં સ્થાપના કરી અને ત્યાર પછીથી ત્યાં જ રહ્યા.

કહેવાય છે કે વિ. સં. ૧૬૨૨માં ઓડછાનરેશ મહારાજ મધુ-કરશાહના રાજગુરૂ હરિરામ વ્યાસજીએ હિતહરિવંશને શાસ્ત્રાર્થ માટે

---

૧ હિતહરિવંશજીના જન્મના સમય તથા સ્થાન બાબત પણ મતભેદ છે. જુઓ હિંદી સાહિત્યનો ઈતિહાસ પૃ. ૧૨૪, પણ ઉપર પ્રસિદ્ધ હિંદી માસિક સુધા વર્ષ ૭ ખં. ૧ સં. ૭માં છપાયેલા 'હિત હરિ-વંશજી કે હિતચૌરાશી પદ" નામના લેખના મતનું અનુસરણ કર્યું છે.

પડકાર કર્યો પણ શાસ્ત્રાર્થમાં હારી જતાં પોતે શિષ્ય થયા. હિતહરિવંશજીના મુખ્ય શિષ્યોમાં હરિરામ વ્યાસજી ઉપરાંત સેવકજી, ધ્રુવદાસજી, ચાચા હિત વૃંદાવનદાસજી વગેરે ભક્તો તથા હિંદી કવિઓ થઈ ગયા છે. હિતહરિવંશજીના ગોલોકવાસની તિથિ પણ ચોક્કસ જાણવામાં નથી અને એમની સંતતિ માટે મતભેદ છે. શ્રી પરશુરામ ચતુર્વેદીએ ચાર પુત્રો અને એક કન્યા એ રીતે પાંચ સંતાન હતાં એમ લખ્યું છે. એમની પોતાની સ્તુતિ કરનારી દા. ત. હિતજીકીસહસ્રનામાવલિ, હિતજૂકોમંગલ વગેરે રચનાઓ પાછળથી થઈ છે અને એ સંપ્રદાયના અનુયાયીઓમાં એનો ઉપયોગ પણ થાય છે.

ગોસ્વામી હિત હરિવંશજીએ રાધાસુધાનિધિ નામનો ૧૭૦ શ્લોકનો એક ગ્રન્થ સંસ્કૃતમાં લખ્યો છે. પણ હિત ચૌરાશી નામથી પ્રસિદ્ધ હિંદી પદોથી તેઓ વધારે પ્રસિદ્ધ છે. વૃંદાવનના ગોસ્વામી વનવારી લાલજીએ બાલચંદ્રપ્રેસ, જયપુરથી પ્રકાશિત "શ્રી હિતચતુરાશી સેવકવાણી" નામના ગ્રન્થમાં ફલશ્રુતિ, શિષ્યોએ રચેલ સેવકબાની વગેરે સાથે ચૌરાશી પદ પણ છે.

હિત હરિવંશજીનાં આ પદોમાં સિદ્ધાન્તની કોઈપણ વાત ભાગ્યે જ મળે છે. પણ શ્રીરાધા કૃષ્ણના પરસ્પર પ્રેમનું વર્ણન, એ યુગલ સ્વરૂપની લીલાઓ, એમનું સૌન્દર્ય તથા હાવભાવ વગેરે વસ્તુ લઇને જયદેવ અને બિલ્વમંગળથી ચાલતા આવેલા ધોરણે સુંદર ભાષા, મધુરભાવ અને ગેયત્વગુણવાળાં પદો એમણે રચ્યાં છે.

ગોસ્વામી હિત હરિવંશજી રાધાને કૃષ્ણની સ્વકીયા માને છે. આ સંપ્રદાયના અનુયાયી શ્રીકૃષ્ણને રાધાના સેવક માને છે એમ ફર્કુહર લખે છે.[૧]

આ સંપ્રદાયનાં મંદિરો ઉત્તરહિંદમાં ઘણે સ્થળે છે; જો કે તેઓનું મુખ્ય ધામ તો વૃંદાવનમાં છે.

---

૧. પૃ. ૩૧૮

## આસામનો મહાપુરૂષ સંપ્રદાય[1]

આસામના આલિપુખોરી નામના ગામડામાં ઈ. સ. ૧૪૪૮માં જન્મેલા કાયસ્થ શંકરદેવે ચલાવેલો મહાપુરૂષ સંપ્રદાય ઉત્તર આસામમાં ચાલતા વૈષ્ણવ માર્ગોમાં સૌથી વધારે પ્રબળ છે. તેણે બાળપણમાં સંસ્કૃત વિદ્યાનો સારો અભ્યાસ કર્યો હતો અને એક વખત નદીઆની યાત્રા કરી હતી અને એ વખતે ચૈતન્ય પાસે વૈષ્ણવ દીક્ષા લીધી હતી એમ કહેવાય છે, પણ જો એની ઉપર આપેલી જન્મ તારીખ સાચી હોય તો એ સંભવિત નથી એમ ભટ્ટાચાર્યે લખ્યું છે. પણ આ શંકરદેવે ભાગવતનું આસામી ભાષાંતર કર્યું છે તથા બીજા પણ વૈષ્ણવ ભક્તિના ગ્રન્થો લખ્યા છે. આસામમાં આ સંપ્રદાયના અનેક મઠો છે. તેઓ સત્ર કહેવાય છે. આ સત્રોમાં નામઘર અને ભૌણાઘર એ મુખ્ય વિભાગો હોય છે. નામઘર કીર્તન માટે વપરાય છે. શંકરદેવને મૂર્તિપૂજાનો વિરોધ હોવાથી નામઘરમાં મૂર્તિ નથી હોતી પણ ઉંચા પીઠ ઉપર ભાગવતની પોથી રાખવામાં આવે છે. વળી દરેક સ્થળે શંકરદેવનાં પાદચિન્હ વાળો પથરો પણ પૂજાય છે. ભૌણાઘર બંગાળી મંદિરોના નટ મંડપ જેવું હોય છે જેમાં શંકરદેવે લખેલાં વૈષ્ણવ નાટકો (રાસો) ભજવાય છે. સૌથી અગત્યનાં સત્રો નવા ગૌગ જીલ્લામાં બારડોવામાં તથા ગૌહટ્ટી જીલ્લાના બારપેટામાં છે. શંકરદેવની સમાધિ પણ છેલ્લા સત્રમાં છે. આ સંપ્રદાયના સાધુઓ કેવલીઆ કહેવાય છે. આ સત્રોમાં સંપ્રદાયની સાધ્વીઓને પણ રહેવાની છૂટ છે.

## કબીર સાહેબ

રામાનંદ જાતે બ્રાહ્મણ હોવા છતાં એના હૃદયની ભક્તિએ એની દૃષ્ટિને એટલી વિશાળ બનાવી હતી કે કોઈપણ નાતજાતનો

---

૧ આ સંપ્રદાયનું વર્ણન યોગેન્દ્રનાથ ભટ્ટાચાર્યના ઈ. સ. ૧૮૯૬માં લખાયેલા હિન્દુ કાસ્ટસ અને સેકટસ નામના માહીતીપૂર્ણ અંગ્રેજી ગ્રન્થમાં આપેલા વર્ણનનો અનુવાદ છે (જુઓ પૃ. ૪૭૮-૭૯)

માણસ એનો શિષ્ય થઇ શકતો હતો. વળી રામાનંદ પોતે સીતારામના ભક્ત હોવા છતાં એના શિષ્યોમાં કોઇ નિર્ગુણવાદી તો કોઈ કૃષ્ણભક્ત પણ મળે છે. જેની ખ્યાતિ સૌથી વધારે થઇ છે તે કબીર સાહેબ પોતે નિર્ગુણવાદી હતા અને એ કારણથી એમને આ ઇતિહાસમાં સ્થાન આપવાની જરૂર નથી. પણ કબીર સાહેબ ભક્ત ગણાય છે, અને જો કે એના ઉપદેશમાં યોગ, વૈરાગ્ય અને જ્ઞાનની તથા બાહ્ય આચારના ત્યાગની વાત વધારે આવે છે. છતાં અંતરની ભક્તિનો કબીર સ્વીકાર કરે છે તેમજ પરમ તત્ત્વને ઘણીવાર રામ નામથી સંબોધે છે. પણ કબીરનો નિર્ગુણવાદ એટલો સ્પષ્ટ તથા ઉગ્ર–સંપ્રદાય માત્રને તિરસ્કારનારો, હિંદુ મુસલમાનના ભેદની પણ અવગણના કરનારો છે કે માત્ર રામ નામનો કે અંતરની સાચી ભક્તિનો મોક્ષ સાધન તરીકે સ્વીકાર કરે છે એટલા જ કારણથી એમનો વૈષ્ણવ ભક્તિના ઇતિહાસમાં સમાવેશ કરવાની જરૂર ન ગણાય પણ ભક્તિના પ્રકારોનો ઉલ્લેખ કબીરે કર્યો છે અને એ ઉલ્લેખ ખાસ ઐતિહાસિક મૂલ્ય યુક્ત હોવાથી કબીર સાહેબની ટુંકી નોંધ અહીં લેવાનું યોગ્ય ધાર્યું છે.

## કબીર સાહેબ

અહીં કબીરનું જીવનચરિત્ર કબીરસાહબકી શબ્દાવલી (બેલ્વેડીયર પ્રેસ) વગેરે પ્રસિદ્ધ સાધનોમાંથી ટુંકામાં નીચે આપ્યું છે.

કહેવાય છે કે એક વિધવા બ્રાહ્મણીના ઉદરમાંથી સ્વામી રામાનન્દના આશીર્વાદથી કબીરનો જન્મ થયો હતો. એની માએ શરમાઇને નવાં જન્મેલાં બાળકને કાશીના લહરતારા તળાવને કાંઠે નાખી દીધું. તળાવમાં સૂતર ધોવા આવેલા નૂરઅલી નામના મુસલમાન વણકરે બાળકને જોઇને લઇ લીધું અને પોતાની સ્ત્રી નીમાને ઉછેરવા આપ્યું. કેટલાક ચરિત્ર લેખકો આ નૂરઅલી અને નીમાનેજ કબીરનાં ખરાં માતા પિતા માને છે. કબીર સાહેબનો હિંદુ મુસલમાન ઉપરનો સમભાવ જોતાં તો એમ લાગે છે કે પહેલી વાત

ખરી હશે. તેઓ જન્મેલા બ્રાહ્મણી પેટે અને ઉછરેલા મુસલમાનને ઘેર.[1] કબીર જાતે પણ એજ વણકરનો ધંધો કરતા, અને ગૃહસ્થ હતા. કબીર પોતે પોતાને જુલાહા (વણકર) કહે છે—
"મેરે રામકી અભૈપદ નગરી કહે કબીર જુલાહા"
એની સ્ત્રીનું નામ લોઇ હતું અને એના છોકરા તથા છોકરીનાં નામ કમાલ અને કમાલી હતાં; એમ કેટલાક કહે છે (જુઓ ભક્તમાલ). પણ કબીરપન્થીઓ કબીર સાહેબ પરણેલા હોવાની તથા એમને પ્રજા હોવાની વાત નથી માનતા.

કબીર રામાનન્દના કેવી રીતે શિષ્ય થયા એને માટે એક વાત એમ કહેવાય છે કે પોતે મુસલમાન હોવાથી રામાનન્દ પ્રત્યક્ષ રીતે પોતાને શિષ્ય નહિ કરે એમ ધારીને કબીરે એક યુક્તિ કરી.ગંગાના ઘાટ ઉપર જવાના રામાનન્દના રસ્તામાં કબીર સવારે વ્હેલા જઇને સુતા. અંધારામાંજ ઉઠીને રામાનન્દ ઘાટ તરફ ચાલવા લાગ્યા ત્યાં કબીરના શરીર ઉપર પગ આવી ગયો એટલે રામાનન્દે ભડકીને "રામ રામ આ શું?" એમ કહ્યું. કબીર તો 'રામ રામ' શબ્દ કાને પડયો એ ઉપદેશ મળ્યો ગણીને ઉઠીને ચાલી નીકળ્યા અને

---

૧ કબીર સાહેબ જન્મે ગમે તે હો પણ ધર્મે મુસલમાન નહોતા પણ હિન્દુજ હતા અને રામાનન્દના શિષ્ય હતા એમ એના પોતાના તથા મુખ્ય શિષ્ય શ્રીધર્મદાસજીના શબ્દોથી નક્કી થાય છે:—

सुनत कराय तुरक जोहोना औरतको क्या कहिये।
अरध शरीरी नारी बरवाने ताते हिन्दू रहिये॥

(શબ્દ ૮૪ કબીર બીજક પૃષ્ઠ ૬૩)

भक्ति लागर उपजी लाये रामानंद।
परगट करी कबीरने सात दीप नौखंड॥

ચૌરાસી અંગકી સાખી ભક્તિકા અંગ

काशीमें प्रगटे दास कहाये नीरुके गृह आये।
रामानन्दके शिष्य भये भवसागर पंथ चलाये॥

કબીર કસૌટી

ત્યારથી પોતે રામાનન્દના શિષ્ય છે એમ માનવા તથા કહેવા લાગ્યા. રામાનન્દને કાને આ વાત જતાં તેને આશ્ચર્ય લાગ્યું અને કબીરને બોલાવીને પૂછતાં કબીરે બનેલી હકીકત કહી એટલે રામાનન્દ પ્રસન્ન થયા અને એને છાતી સાથે ચાંપીને શિષ્ય તરીકે કબૂલ કર્યો. આ દન્તકથા ખરી હશે કે કેમ એ કહેવાતું નથી, પણ એટલું ખરૂં છે કે કબીર રામાનન્દના શિષ્ય થયા હશે તો પણ નામના જ, ગુરૂ જોઇએ માટે ગુરૂ કર્યા હશે. કારણકે કબીરના ઉપદેશમાં વિશિષ્ટાદ્વૈતની કે બીજા કોઈ સંપ્રદાયની અસર દેખાતી નથી અને કબીરપન્થીઓ કબીરને રામાનન્દથી શ્રેષ્ઠ માને છે. જો કે કબીરે પોતે ગુરૂ મહિમા ઘણો ગાયો છે. અને રામાનન્દનો ગુરૂ તરીકેનો વારંવાર ઉલ્લેખ કર્યો છે. કબીર મોટે ભાગે કાશીમાં જ રહ્યા છે અને ત્યાંજ ઉપદેશ કર્યો છે. એમના ચમત્કારની, એમણે બ્રાહ્મણોને હરાવ્યાની અનેક વાતો કહેવાય છે.

**કબીરનો સમય**–કબીરના સમય માટે લેખકોમાં મતભેદ છે મી. વેસ્ટકોટ ઈ. સ. ૧૪૪૦ થી ૧૫૧૮ નો સમય માને છે. મી. મેકલીફ ૧૩૯૮ થી ૧૫૧૮ નો સમય કહે છે. એજ ગ્રન્થકાર શીખધર્મના ગ્રન્થમાંથી એક સ્થળે ટિપ્પણીમાં ૧૩૭૦ થી ૧૪૪૮ નો સમય ઉતારે છે. આ છેલ્લો વિકલ્પ તો અસંભવિત છે. કારણ કે કબીર સીકન્દર લોદીના સમયમાં વિદ્યમાન હતા. સીકન્દર લોદીનો સમય ૧૪૮૮ થી ૧૫૧૭ નો છે. વળી કબીર સાહેબની મરણ તારિખ કબીર કસૌટીમાં, વિ. સં. ૧૫૮૫ ના માઘ સુદિ એકાદશી, આપી છે, એ ખાસ ખોટી હોવાનું કારણ નથી; માટે એમનું મરણ ઇ. સ. ૧૫૧૮ માં થયેલું એ તો ખરૂં જ. હવે કબીર કસૌટીમાં કબીર સાહબ ૧૨૦ વર્ષ જીવ્યા હતા એમ લખ્યું છે એ જો ખરૂં હોય તો એમનો ઇ. સ. ૧૩૯૮માં જન્મ થયો હોવો જોઇએ.

કબીર, એના શિષ્ય ધર્મદાસના કહેવા પ્રમાણે મગહરમાં

જઇને મરી ગયા. એ વખતે એમના શરીરની વ્યવસ્થા માટે હિંદુ મુસલમાનો વચ્ચે ઝગડો થયો હતો. કહે છે, કે, છેવટે એમના શરીર ઉપર ઓઢાડેલું કપડું ઉપાડતાં નીચેથી ફુલનો ઢગલો નીકળ્યો જે હિંદુ મુસલમાનોએ વહેંચી લીધો. હિંદુઓએ એ ઉપર સમાધિ ચણાવી અને મુસલમાનોએ કબર ચણાવી. જે આજ પણ મગહરમાં મૌજુદ છે. કહે છે કે મગહરમાં દેહ પડવાથી ગધેડાનો અવતાર આવે એની માન્યતા હોવા છતાં પોતાનો ભજન ઉપર વિશ્વાસ બતાવવા માટે કબીરે ખાસ મગહર જઇને શરીરને તજ્યું,

કબીર પ્હેલા સન્ત સતગુરૂ ગણાય છે. કબીરે પોતાની વાણીમાં 'નામ'નો મહિમા ગાયો છે. એણે કોઇ પણ પ્રચલિત હિંદુ કે મુસલમાન પન્થનો પક્ષ કર્યો નથી. પણ બેયને સરખો ઉપદેશ કર્યો છે. કબીર કહે છેઃ—

**हिन्दू कहतहे राम हमारा मूसलमान रहमाना**
**आपसमें दोउ लडे मरत है दुबिधामें लपटाना**
**घरघर मंत्र जो देत फिरत है महिमा के अभिमाना**
**गुरुवा सहित शिष्य सब बूडे अंतकाल पछताना**

કબીરે મૂર્તિપૂજા, દેવદેવીની ઉપાસના, જાતિભેદ, અને મદ્ય માંસ વગેરેનું જોરથી કાંઇક તીખી ભાષામાં ખંડન કર્યું છે. એઓ જાતે ગૃહસ્થ છતાં વૈરાગ્યવાન હતા અને વૈરાગ્યનો ઉપદેશ કરતા.

**बिन सतगुरु नर फिरत भुलाना, चलसत गुरुकी हाट ज्ञान बुध लाईये, सतगुरु चरन भजन मन मूरख कांजड-जन्म गंवावसरे,** વગેરે અનેક શબ્દોમાં કબીરે સાચા ગુરૂનો મહિમા પણ ગાયો છે. તેમજ:

**जो निगुरा सुमिरन करै दिनमें सौ सौ बार**
**नगर नायका सत करै जरै कौनकी लार.**

એ પદમાં ગુરૂ વગરનું સ્મરણ નાયકાના સતીત્વ જેવું ખોટું કહ્યું છે.

કબીર જીવાત્મા અને પરમાત્માની એકતા માને છે અને પરમતત્ત્વને મોટે ભાગે શબ્દ કહી એ શબ્દને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશથી પર અને અગમ અપાર કહે છે અને આ શબ્દ–નામની જ ભક્તિ કરવાનો ઉપદેશ કબીર આપે છે. આનેજ એ સત્તનામ કહે છે. કોઈવાર એનેજ રામ પણ કહે છે. સત્ત નામના જપ સિવાય પૂજા, તીર્થ, વ્રત વગેરે વ્યર્થ છે એમ કબીર કહે છે.

'રામ ભગતિબિન નિહ ફલસેવા' જેવા શબ્દોમાં જે રામ ભક્તિની કબીર વાત કરે છે તે ભક્તિ ધ્યાનયોગ પ્રધાન છે. પણ કબીરનાં અમુક પદો એવાં પણ મળ્યાં છે કે જેમાં સખીભાવ કે દાસીભાવ જોવામાં આવે છે,[1] આ સખીભાવના વિકાસનો જે ઇતિહાસ મને દેખાય છે,[2] તે પ્રમાણે કબીરમાં એ ભાવ હોવો સંભવિત નથી. કબીરનાં ભજનોમાં નરસિંહ મહેતાનાં કાવ્યો પેઠે મૌખિક પરંપરાને અંગે પાછળથી પુષ્કળ ફેરફાર થયો છે એટલું જ નહિ પણ શિષ્યોદ્વારા કબીરની છાપવાળી પુષ્કળ રચના થઇને કબીર ભજનોના સંગ્રહમાં ઉમેરાઈ છે એમ ઘણાનું માનવું છે.[3] નાગરી પ્રચારિણી સભાએ છેક સં. ૧૫૬૧ની હાથપ્રત ઉપરથી સંપાદિત કબીર ગ્રન્થાવલિમાં તથા ઇ. સ. સત્તરમી સદીમાં ગ્રન્થ સાહેબમાં સંગ્રહાયેલાં કબીરનાં પદોમાં સખીભાવવાળાં પદો છે કે નહિ એની તપાસ થયા પ્હેલાં આ વિષયમાં છેલ્લો નિર્ણય નહિ થઇ શકે.

---

૧ જુઓ બુદ્ધિ પ્રકાશ પૂ. ૮૦. અં. ૧ પૃ. ૮૯માં સોરઠના ભજનિક સંતો તથા કબીર સંપ્રદાયના પરિશિષ્ટમાં છપાયેલાં સખી ભાવવાળાં પદો.

૨ જુઓ ૧૧મા શતકથી પંદરમા શતક સુધીની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ નામનો નવા ગુજરાત માસિકના પ્હેલા પાંચ અંકમાં પ્રસિદ્ધ થયેલો મારો લેખ.

૩ હિન્દી ભાષા ઔર ઈસકે સાહિત્યકા વિકાસ પં. અયોધ્યા સિંહ ઉપાધ્યાય કૃત પૃ. ૧૫૭.

કબીર સાહેબનો મુખ્ય મઠ કાશીમાં છે અને તેની શાખા ગોરખપુર જીલ્લાના મગહર ગામમાં છે. આ મઠ મુસલમાન મહન્તના હાથમાં છે. કબીરપન્થના બીજા પણ અનેક મઠો છે. કબીરના મુખ્ય શિષ્ય ધર્મદાસે સ્થાપેલો મઠ છતીસ ગઢમાં છે કબીરના અનુયાયીઓના ઇશ્વર પૂજનમાં માત્ર પ્રાર્થના હોય છે.

વળી કબીરની પરંપરામાંથી અનેક ન્હાનામોટા પંથો નીકળ્યા છે. ફર્કુહરે નીચે પ્રમાણે નામો આપ્યાં છે.[1]

| પન્થનું નામ | ચલાવનારનું નામ | સાલ | મુખ્યસ્થળ |
|---|---|---|---|
| કબીર પન્થી | કબીર | ૧૪૭૦ | કાશી |
| શીખ | નાનક | ૧૫૦૦ | પંજાબ |
| દાદુપન્થ | દાદુ | ૧૫૭૫ | રજપૂતાના |
| લાલદાસી | લાલદાસ | ૧૬૦૦ | અલવર |
| સતનામી | | ૧૬૦૦ | દીલ્હીની દક્ષિણેનારનાલ |
| બાબાલાલી | બાબાલાલ | ૧૬૨૫ | દેહાનપુર સરહિન્દ |
| સાઢ | બીરભન | ૧૬૫૮ | દીલ્હી |
| ચરણદાસી | ચરણદાસ | ૧૭૩૦ | દીલ્હી |
| શિવનારાયણી | શિવનારાયણ | ૧૭૩૪ | ગાઝીપુર |
| ગરીબદાસી | ગરીબદાસ | ૧૭૪૦ | રોહતક |
| રામસનેહી | રામચરણ | ૧૭૫૦ | શાહાપુર રાજપુતાના |

હિંદુ અને મુસલમાન બધા આ પન્થોમાં દાખલ થઈ શકે છે. બધી નાતો પણ. મૂર્તિપૂજા બોલકુલ નથી. સાહિત્ય ભાષામાં છે. આ પન્થોમાં પણ પાછળથી મૂળના વિચારો તદ્દન તજી દેવાયાના દાખલા છે.

## તુલસીદાસ

રામભક્તિ રામાનન્દથી ચાલી એમ કહેવાય છે. રામાનન્દના શિષ્ય કબીર પણ રામભક્ત મનાય છે. પરંતુ રામભક્તિનો ખરો

૧ આઊટ લાઈન ઓફ ધી રીલીજીઅસ લીટરેચર ઓફ ઈન્ડીઆ પૃ. ૩૩૪.

પ્રચાર કરનાર ખાસ કરીને હિંદી ભાષા બોલનારા ઉત્તર પૂર્વ હિંદમાં તો તુલસીદાસજી જ છે. તેઓ પણ મૂળ રામાનન્દી હતા.

બાંદા જીલ્લાના મઉ પરગણાના રાજાપુર ગામમાં તુલસીદાસજીનો વિ. સં. ૧૫૮૯ (ઇ. સ. ૧૫૩૨)માં જન્મ થયો હતો. એમને માટે એવી કથા કહેવાય છે કે યુવાવસ્થામાં એમને પોતાની સ્ત્રી સાથે ગાઢ સ્નેહ હતો. એક વખત એ પ્રિય પત્ની પોતાને પીયર ગઇ હતી. તુલસીદાસજીથી વિરહ સહન થયો નહિ; અને એ પોતાને સાસરે જવા નીકળ્યા. રસ્તામાં નદીમાં પૂર આવ્યું હતું. તુલસીદાસજી નદી ઉતરવા માટે લાકડું શોધતા હતા ત્યાં એક શબ તણાતું આવતું દીઠું, તુલસીદાસજી, એને લાકડું ધારી એને ઝાલીને નદી ઉતર્યા. સામે કાંઠે ગયા પછી મધરાતે સાસરાના ઘરમાં જવાનો રસ્તો ન જોઇને તથા દ્વાર ઉઘડાવવું ઠીક ન લાગવાથી બારીએ લટકતા સર્પને દોરી માની, એ ઝાલીને, બારીએથી ઘરમાં પેઠા. તુલસીદાસજીની પત્નીએ પ્રાણનાથ મધ્યરાત્રીએ કેવી રીતે આવ્યા હતા એ જાણ્યા પછી કહ્યું કે "જો તમારો આટલો પ્રેમ રામમાં હોત તો માટીનું સોનું બની જાત." મૂળ સંસ્કારના બળથી તુલસીદાસજીના મન ઉપર એ વાક્યની બરાબર અસર થઇ અને એ ઘર છોડી ચાલી નીકળ્યા—ગુંસાઈ થઈ ગયા.

તુલસીદાસજી કાન્યકુબ્જ બ્રાહ્મણ હતા એમ સંતબાની સંગ્રહમાં લખ્યું છે. બીજાઓ કહે છે એ સરવરીયા બ્રાહ્મણ હતા, એના પિતાનું નામ આત્મારામ શુકલ અને માતાનું નામ હુલસી અને એનું પોતાનું બાળકપણનું નામ રામબોટા હતું. એઓ દીનબન્ધુ પાઠકની રત્નાવલી નામની કન્યાને પરણ્યા હતા, જેનાથી એમને એક તાર નામનો પુત્ર થયો હતો. કેટલાક કહે છે કે બાળકપણમાં તુલસીદાસને માબાપે તજી દીધા હતા, જ્યાંથી એક સાધુએ એને ઉપાડી લીધા. આ સાધુ સાથે તુલસીદાસે હિંદુસ્થાનનાં જુદાં જુદાં તીર્થોમાં યાત્રા કરી હતી. તુલસીદાસજીના જીવનચરિત્ર

સંબંધી આ વાતોમાં કેટલું સત્ય છે, એ કહી શકાય એમ નથી. શબને વળગીને નદી પાર ઉતર્યાની તથા સર્પ ઝાલીને ઉપર ચડયાની વાત બિલ્વમંગળ માટે પણ કહેવાય છે. સંતબાની સંગ્રહમાં લખ્યું છે કે તુલસીદાસજી રામાનન્દના શિષ્ય નરહરિદાસના શિષ્ય થયા હતા. એઓ ૩૧ વર્ષ સુધી સૂરદાસજીના સમકાલીન હતા. ભક્તમાળના કર્તા નાભાજી તો એમના પરમ મિત્ર હતા. એક વખત તુલસીદાસ બાબા મલૂકદાસને પણ મળ્યા હતા. તુલસીદાસજી મથુરા, વૃન્દાવન, કુરૂક્ષેત્ર, પ્રયાગ, ચિત્રકૂટ, જગન્નાથપુરી વગેરે તીર્થોમાં ઘણું ફર્યા છે. પણ એમના સત્સંગનું મુખ્ય સ્થાન તો કાશીમાંજ હતું. તુલસીદાસનો મુખ્ય ગ્રન્થ હિંદીમાં રામચરિતમાનસ અથવા રામાયણ છે. એ ગ્રન્થને ઉદ્દેશીને તુલસીદાસજી વાલ્મીકિનો અવતાર ગણાય છે. આ ઉપરાંત એમણે વિનયપત્રિકા વગેરે ન્હાના ન્હાના ૧૧ ગ્રન્થો લખ્યા છે. પણ એના નામને અમર કરનાર તો ઉપર કહેલું રામચરિતમાનસ જ છે. હિંદીમાં તો શું પણ હિંદુસ્થાનની બીજી કોઇ ભાષામાં ગીતા સિવાય એટલો લોકપ્રિય બીજો ગ્રન્થ નહિ હોય. યૂરોપમાં બાઈબલ જેટલું વંચાતું હશે તેટલું જ હિંદી ભાષા જાણનારાઓમાં તુલસીકૃત રામાયણ વંચાય છે. વાલ્મીકિએ રામનું ચરિત્ર એક ઉદાત્ત, ઉન્નત, ગુણશાળી, વીરપુરૂષ તરીકે વર્ણવ્યું છે. જ્યારે તુલસીદાસે ઈશ્વરાવતાર તરિકે પરમભક્તિથી રામનું ચરિત્ર આલેખ્યું છે. તુલસીદાસજીના સ્વભાવમાં રહેલી સરલતા, નમ્રતા, મધુરતા, કોમળતા અને એમની ઊંડી ભક્તિ રામાયણના પદેપદમાં દેખાય છે. તુલસીદાસજીએ ઇ. સ. ૧૫૭૪ માં અયોધ્યામાં રામાયણ રચવા માંડયું અને કાશીમાં પૂરૂં કર્યું. તુલસીદાસ ૯૧ વર્ષની ઉમ્મરે કાશીના જ અસિઘાટ ઉપર વિ. સં. ૧૬૮૦ (ઇ. સ. ૧૬૨૩)માં ગુજરી ગયા.

તુલસીદાસજીએ કોઈ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો નથી. સાદી રામભક્તિ જ એમના ઉપદેશનો વિષય છે. રામ નામનો મહિમા

એમણે બહુ ભાવથી ગાયો છે, સંતબાની સંગ્રહમાંથી તુલસીદાસની થોડી સાખીઓ નીચે ઉતારી છે; જેથી એમનો મત શું હતો એ સ્પષ્ટ દેખાશે.

रामनाम मनि दीप धरु जीह देहरि द्वार
तुलसी भीतर बाहिरो जो चाहसि उजियार
रामनामको अंक है सब साधन है सून
अंक गये कछु हाथ नहिं अंक रहे दसगून

આ પદમાં તુલસીદાસજીએ રામનામ સિવાય સર્વ સાધનોની નિષ્ફળતા સ્પષ્ટ કહી છે.

तुलसीके मत चातकहिं केवल प्रेमपियास
पियत स्वांतिजल जानजग याचक बारह मास
रटत रटत रसना लगी तृषा सुखी गई अंग
तुलसी चातक प्रेमको नित नूतन रुचिरंग

ઉપરના પદમાં ચાતક પેઠે પ્રભુ ઉપર પ્રેમ કરવાનું કહે છે.

बिनु विश्वासै भक्ति नहिं तेहि बिनु द्रवहि न राम
रामकृपा बिन सपनेहू जीव न लहि विश्राम
बढि प्रतीत गठि बन्धनें बडो योग तें क्षेम
बडो सुसेवक सांई ते बडो नेम तें प्रेम

આ પદમાં તુલસીદાસજીએ પ્રભુમાં વિશ્વાસ; વિશ્વાસથી કૃપા અને કૃપાથી વિશ્રામ, (મોક્ષ) એમ ક્રમ બતાવ્યો છે.

सबै कहावत रामके सबही रामकी आस
राम कहै जेहि आपनो तेहि भजु तुलसीदास

આ રીતે રામના ભક્તોને પણ તુલસીદાસ માન આપે છે અને નીચલા પદમાં સત્સંગનો મહિમા ગાય છે.

बिनु सत्संग न हरिकथा तेहि बिनु मोह न भाग
मोह गये बिनु रामपद होय न दृढ अनुराग

**साहिबतें सेवक बडो जो निज धर्म्म सुजान**
**राम बाँधि उतरे उदधि नांघि गयो हनुमान**

તુલસીદાસે કામ, ક્રોધ, લોભ, કપટ, પરદ્રોહ, પરદારરતિ, પરધન હરણ, પરનિન્દા વગેરે દુર્ગુણોને તજવાનો તથા ધીરજ, ધર્મ, વિવેક, સત્યવ્રત અને રામ ભરોસો રાખવાનો ઉપદેશ આપ્યો છે. રામમાં વિશ્વાસ રાખવાનું તો તુલસીદાસે બહુ જોરથી કહ્યું છેઃ—

**एक भरोसा एक बल एक आस विश्वास**
**स्वांति सलिल गुरु चरन है चातिक तुलसीदास**
**कोटि बिघन संकट बिकट कोटि शत्रु जो साथ**
**तुलसी बल नहि कर सकै जो सुदृष्टि रघुनाथ**
**लगन महूरत जोगबल तुलसी गनत न काहि**
**राम भये जेहिं दाहिने सबै दाहिने नाहि**
**मसकहिं करहिं बिरंचप्रभु अजहिं मसकते हीन**
**अस बिचारी तजि संसय रामहिं भजहिं प्रबीन**

કબીરનું કહેવાનું વચન 'સાહેબ રાઇનો પર્વત કરે અને પર્વતનો રાઈ કરે,' અને તુલસીદાસનું 'પ્રભુ મચ્છરનો બ્રહ્મા કરે અને બ્રહ્માનો મચ્છર કરે' એ વચન સંતપ્રણાલીની દીનતાની ભાવનાનું સૂચક છે. કબીર પછી તુલસીદાસ થયા છે.

તુલસીદાસજીની ભક્તિમાં રામચરિત્રનું શ્રવણ, એનુંજ સ્નેહપૂર્વક મનન, રામનામનું નિશદિન રટણ, રામ ઉપર આત્યન્તિક વિશ્વાસ, વિનયવાળી અધીનતા, અને રામ ઉપર ગાઢ પ્રેમ મુખ્ય છે. રામ નામના રટણ માટે નીચેનું પદ જોવા જેવું છેઃ—

**रामनाम आधी रतिं पापके कोटि पहार**
**तुलसी जस रंजक अगिन जारि करै तेहिं छार**
**तुलसी रसना राम कहु पापके तिक अनुमान**
**जिमि पनिहारी जेवरी खीचै कटत पषान**

तुलसी जाके मुखन ते धोखेहु निकरहि राम
ताके पगकी पैंतरी मेरे तनको चाम
निरगुनतें इहि भांति बड नाम प्रभाव अपार
कहउं नाम बड राम तें निज बिचार अनुसार
मिटहिं पाप परिपंच सब अखिल अमंगल भार
लोक सुजस परलोकसुख सुमिरत नाम तुम्हार
તુલસીદાસજી આ જગતના પ્રપંચને સ્વપ્ન જેવો કહે છે.
सुपने होय भिखारी नृप रंक नाकपति होय
जागे लाभ न हानि कछु यिमि प्रपंच जिय जोय.

તુલસીદાસજી પ્રભુની કૃપાથીજ પ્રભુમાં સ્નેહ થાય છે એમ માને છે.

नाथ एक वर मागहुं मोहिं कृपा करी देहु
जन्मजन्म प्रभुपदकमल कबहुं घटै जनि नेहु
प्रनतपाल रघुवंशमनि करुणासिंधु खरारि
गये सरन प्रभुं राखि है सब अपराध बिसारी
स्रवन सुजन सुनि आयहुं भयभंजन प्रभुवीर
त्राहि त्राहि आरत हरन सरन सुखद रघुवीर
एक मंद मैं मोहवस कुटिल हृदय अज्ञान
पुनि प्रभु मोहिं बिसारेउ दीनबंधु भगवान
नहिं विद्या नहिं बाहुबल नहिं खरचनको दाम
मो सम पतित पतंगकी तुम पत राखो राम
भक्तकल्पतरु प्रनतहित कृपासिन्धु सुख धाम
सोइ निजभक्ति मोहिं प्रभु देहुं दया करि राम
अर्थ न धर्म न काम रुचि गति न चहौं निरबान
जन्मजन्म रति रामपद यहि बरदान न आन

તુલસીદાસજી ઉપલા પદમાં મોક્ષ નથી માગતા પણ જન્મે-જન્મ રામપદમાં રતિ માગે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

હિંદી સંતોમાંથી નિર્ગુણ ભક્તો અને રામ ભક્તોનો ઉલ્લેખ ઉપર આવી ગયો. કૃષ્ણ ભક્તો એ કાળે નથી થયા એમ નથી પણ વ્રજ ભાષામાં કૃષ્ણભક્તિનાં કાવ્યો રચનારા સુરદાસાદિ ભક્તો મોટે ભાગે વલ્લભ સંપ્રદાયના અનુયાયી હોવાથી આ ઇતિહાસમાં એનો જુદો ઉલ્લેખ આવશ્યક નથી ગણ્યો. નિમ્બાર્કાદિ બીજા સંપ્રદાયના એ કાળના ભક્તોનો તથા ચૈતન્ય સંપ્રદાયી બંગાળી ભક્તોનો પણ આજ દષ્ટિથી અહીં ઉલ્લેખ નથી કર્યો.

## રામદાસ

શિવાજીના ગુરૂ તરીકે પ્રખ્યાત રામદાસ જો કે કર્મયોગ તથા જ્ઞાનયોગ પરાયણ સન્ત કોટિના છે છતાં ગુરૂ ભક્તિ, સંતપ્રેમ, નામ મહિમા તથા રામભક્તિ જેવાં ભકતગણનાં સામાન્ય લક્ષણો તેનામાં હોવાથી તથા મહારાષ્ટ્રના સન્તોમાં શિવાજીને પ્રેરણા આપનાર આ સન્તનું સ્થાન મોટું હોવાથી આ ગ્રન્થમાં તેમની ટુંકી નોંધ લેવી આવશ્યક લાગે છે.[૧] રામદાસ શાકે ૧૫૩૦ (ઈ. સ. ૧૬૦૮)માં જન્મ્યા હતા. અને બાર વર્ષની ઉમ્મરે ઘેરથી ભાગીને નાશિક પાસે ટાકળી ચાલ્યા ગયા. ત્યાં બાર વર્ષ સુધી તપ કર્યું અને રામે દર્શન આપ્યાં એમ કહેવાય છે. તેઓ પોતે જ કહે છે કેઃ—

**साह्य आम्हांसी हनुमंत आराध्य दैवत श्री रघुनाथ**
**म्हणोनि आम्हीं रामदास रामचरणीं आमचा विश्वास**
**कोसळोनि पडोरे आकाश आणिकाची वास न पाहूं ॥**

બાર વર્ષો (શક ૧૫૫૪થી૧૫૬૬) એમણે જાત્રામાં

---

૧ શિવાજીને રામદાસે કઇ સાલમાં ઉપદેશ આપ્યો એ બાબતમાં મહારાષ્ટ્રી પંડિતોમાં પુષ્કળ મતભેદ છે પણ ઉપલી તારિખ માનવા તરફ શ્રી. રાનાડેનું વલણ છે અને તેણે પોતાના મતનાં કારણો આપ્યાં છે. મીસ્ટીઝમ ઈન મહારાષ્ટ્ર પ્ર. ૧૮

ગાળ્યા પછી કૃષ્ણાના કાંઠા ઉપર તેઓ સ્થિર થયા. અને શીંગણવાડીમાં શક ૧૫૭૧માં (ઇ. સ. ૧૬૪૯)માં શિવાજીને ઉપદેશ આપ્યો.

શ્રી. રામદાસના ગ્રન્થોમાં સૌથી અગત્યનો અને મોટો ગ્રન્થ દાસબોધ છે. સંસારના અતિ બ્હોળા અનુભવ સાથે આધ્યાત્મિક અનુભવવાળા સન્ત પુરૂષનાં વચનોનો એ સંગ્રહ છે. એનો મોટો ભાગ શક ૧૫૮૧માં લખાયો છે. દાસબોધમાં તીક્ષ્ણબુદ્ધિ સાથે ભક્તિની ઉંડી આર્દ્રતા પણ ભરેલી છે. દાસબોધ ઉપરાંત કરૂણાષ્ટકે, મનાચેં શ્લોક અને જન સ્વભાવ ગોસાવીં નામના ત્રણ ન્હાના ગ્રન્થો પણ રામદાસે રચેલા છે. જનસ્વભાવ ગોસાવીંમાં ખોટા સાધુઓની ઘણા સચોટ શબ્દોમાં નિન્દા કરી છે. રામદાસ કહે છે કે "લોકો જે સાંભળે તે માની લે છે, તેઓ ઝવેરાત ફેંકી દે છે અને છાણાં વીણી લે છે, આવાં લોકો આંધળાં ઢોર પેઠે ભટકે તો એમાં કોઇ શું કહે? જ્યાં જુઓ ત્યાં ખોટા સાધુઓ મળે છે. કોઇ કહે છે કે મારા ગુરૂ તો છાણ ખાય છે, કોઇ કહે છે મારા ગુરૂ રાફડા ઉપર પડયા રહે છે, કોઈ કહે છે મારા ગુરૂ શ્મસાનમાં રહે છે, કોઇ વળી મારા ગુરૂ તો સાપને નચાવે છે એમ કહે છે, કોઈ કહે છે મારા ગુરૂ જડ વસ્તુઓને ચલાવે છે, બીજા વળી કહે છે કે મારા ગુરૂ તો અદશ્ય થઇ જાય છે, કોઇના હજાર વર્ષના હોય છે, કોઇના ગુરૂ દીકરી જણશે કે દીકરો એ કહે છે. કોઈના ગુરૂ તો છોકરીનો છોકરો બનાવી દે છે, કોઇના ગુરૂ ગમે તેટલું ખાય પણ હગે નહિ, કોઇના શેર-વાઘ થઇને બીજાવાઘને ખાઇ જાય, કોઇના જીવતા દટાય અને પાછા વર્ષો પછી જીવતા નીકળે."

રામદાસ ખરૂં જ કહે છે કે આવી વાતોથી આધ્યાત્મિક મહત્તા ન મપાય. ચમત્કારો એ સાધુતાનું લક્ષણ નથી. આધ્યાત્મિક મોટાઇ તો આત્મજ્ઞાનમાં છે.

રામદાસના મોટા ભાઇ શ્રેષ્ઠ કે રામી રામદાસે ભક્તિ રહસ્ય, અને સુલભોપાય નામના બે ગ્રન્થો લખ્યા છે. રામદાસના શિષ્યોમાં કલ્યાણ ગોસાવી, દિવાકર ગોસાવી, ઉદ્ધવ ગોસાવી, વાસુદેવ ગોસાવી, દિનકર ગોસાવી (જેણે સ્વાનુભવ દિનકર નામનો ગ્રન્થ લખ્યો છે.) મુખ્ય હતા. તથા વેણુ બાઇ અને અક્કા નામની બે સ્ત્રી શિષ્યાઓ પણ હતી. રામદાસ શક ૧૬૦૩ (ઇ. સ. ૧૬૮૧)માં મરણ પામ્યા. રામદાસથી રામદાસી સંપ્રદાય ચાલ્યો છે અને એના વખતમાં તથા પછીથી મઠો સ્થપાયા છે.

## તુકારામ

મહારાષ્ટ્રના સંતોમાં છેલ્લા મોટાસન્ત તુકારામ ગણાય છે. ખરી રીતે એ શિવાજી-રામદાસના સમકાલીન છે. તુકારામનો જન્મ પૂણાથી ઉત્તર પૂર્વમાં ૧૪ મૈલ દૂર આવેલા દેહૂ ગામમાં થયો હતો. તુકારામનું કુટુંબ મરાઠા કુણબી જાતિનું હતું અને વેપાર ધંધાથી નિર્વાહ કરતું હતું. મરાઠાઓ મૂળ ક્ષત્રિયમાંથી કદાચ નીકળ્યા હશે, પણ હાલમાં શૂદ્ર ગણાય છે. તુકારામની મરણ તારિખ શક ૧૫૭૧ (ઇ. સ. ૧૬૪૯) છે અને એની ૨૧ વર્ષની ઉમ્મર ને અર્ધી જીંદગી ગયા પછી તુકારામે દીવાળું કાઢયું હતું એમ મહીપતિ કહે છે એ ઉપરથી ડા-ભાંડારકર એ ૪૨ વર્ષ જીવ્યાનું, અર્થાત્ ૧૬૦૭-૮માં જન્મ્યાનું અનુમાન કરે છે. **तुकारामाची गाथा** માં પણ એજ સાલ આપી છે. તુકારામના વડવાઓ પંઢરીના વિઠોબાના પરમભક્ત હતા અને દર વર્ષે વિઠોબાની યાત્રા કરતા હતા. કહે છે કે તુકારામના આઠમા પૂર્વજ વિશ્વંભરની અત્યન્ત ભક્તિનું એને એવું ફળ મળ્યું કે વિઠોબાની એક મૂર્તિ એને જમીનમાંથી મળી. આ મૂર્તિની દેહૂમાં એણે સ્થાપના કરી. તુકારામના બાપનું નામ બોલ્હોબા હતું. એમની પણ વિઠોબા ઉપર પરમ શ્રદ્ધા હતી. બોલ્હોબાની પત્નીનું નામ

કનકાઈ હતું. એને ત્રણ પુત્રો હતા. શાવજી, તુકારામ અને કાન્હોબા. આ ત્રણે પુત્રોને પરણાવ્યા પછી પોતે ઘરડા થયેલા હોવાથી ધંધો મોટા પુત્રને સોંપી દેવાની બોલ્હોબાની ઇચ્છા થઈ. પણ શાવજીને ધંધામાં ગુંથાવાની ઇચ્છા ન હતી. એટલે ૧૩ વર્ષની ઉમ્મરે ઘરનો અને ધંધાનો બોજો તુકારામને માથે પડયો. આ વખતે બોલ્હોબાએ તુકારામની પ્હેલી સ્ત્રી માંદી હોવાથી એને બીજી સ્ત્રી પરણાવી. તુકારામની ૧૭ વર્ષની ઉમ્મરે પિતાનો કાળ થયો. થોડા વખત પછી મોટાભાઇની સ્ત્રી ગુજરી ગઈ અને મૂળથી વિરક્ત વડીલ બન્ધુ છૂટા થતાં જ ઘર છોડી ચાલી નીકળ્યા. આ રીતે તુકારામ તદ્દન એકલા પડી ગયા—નિરાધાર થઇ ગયા. આ દુઃખોના આઘાતને લીધે મન મુંઝાઇ જવાથી કે પોતે મૂળથીજ ભોળા હોવાથી ધંધામાં પણ ખોટ જવા લાગી. એટલામાં દુકાળ પડયો; અને કુટુંબ પોષણની પણ પંચાત પડવા લાગી. પ્હેલી સ્ત્રી અન્ન અન્ન કરતાં મરી ગઈ. તુકારામનો મ્હોટો દીકરો પણ મરી ગયો. આ પ્રમાણે એકાએક, એક પછી એક પડેલી આફતોથી તુકારામની વૃત્તિ સંસારમાંથી ઉઠી જઈને પ્રભુ તરફ વળી અને તેઓ વારંવાર દેહૂ પાસેના ભાંબનાથ નામના ડુંગરા ઉપર જઇને પ્રભુનું સ્મરણ કરવા લાગ્યા. એના સંબંધીઓએ ધંધામાં મન લગાડવા બહુ સમજાવ્યા, ત્યારે એણે દેહૂ આવીને બધાં ખતપત્રોના બે ભાગ કરી એક ભાગ પોતાના ન્હાનાભાઈ કાન્હોબાને આપ્યો અને પોતાના ભાગના કાગળો ઇંદ્રાયણી નદીમાં નાખી દીધા; અને દુકાન પોતાના ન્હાનાભાઈને સોંપી દીધી. પછી તુકારામે પોતાનો જીવનક્રમ એવો રાખ્યો હતો કે સવારે ઉપરોક્ત ટેકરી ઉપર કે વિઠોબાના મન્દિરમાં પરમેશ્વરનું નામ સ્મરણ ભજન કરવું. બપોરે નજીકમાં કોઈ ઠેકાણે મળે તો થોડો આહાર કરી લેવો નહિ તો ભિક્ષા માગી લેવી. અને બાકીનો સર્વ કાળ અમૃતાનુભવ, યોગવાસિષ્ઠ વગેરે ગ્રન્થોના વિચારમાં

ગાળવો; આ ગ્રન્થો ઉપરાંત જ્ઞાનેશ્વર, નિવૃત્તિનાથ, મુક્તાબાઈ નામદેવ વગેરે મહારાષ્ટ્રી સન્તોના અભંગો જે એમને બાળકપણથી પ્રિય હતા તેનું પણ મનન ચાલતું. આ ઉપરાંત બીજાઓની નિઃસ્વાર્થ સેવા, જે બને તે–ખેતર સંભાળવાની કે સંદેશો લઇ જવાની–કરવામાં ઘણી વાર પ્રવૃત્ત થતા. તથા કોઇ પણ પ્રાણી ઉપર દયા દર્શાવવાનો પ્રસંગ જવા દેતા નહિ. તુકારામ વારંવાર કીર્તનો પણ કરતા, ધીમે ધીમે કીર્તનો માટે, માત્ર ભક્તિની પ્રેરણાથીજ, મરાઠીમાં સુંદર પદો–અભંગો રચવા માંડયા. આ બધો વખત ઘરનો વહીવટ તુકારામની બીજી સ્ત્રી આવલી ચલાવતી. એને ઘણી મુશ્કેલી પડતી હશે અને કોઇ વખત આ ભક્તને કડવા શબ્દો પણ સાંભળવા પડતા હશે.

કવિતા કરવાની અને કીર્તન કરવાની તુકારામની શક્તિ વધતી જતી હતી અને ધીમે ધીમે એનાં કીર્તનો એવાં આકર્ષક થવા લાગ્યાં કે એમાં ઘણા લોકો એકઠાં થવા લાગ્યાં અને કલાકોના કલાકો સુધી તલ્લીન થઇ રહેતાં. તુકારામની કીર્તિ થોડા વખતમાં ઘણી વધી ગઈ અને દૂર દૂરથી લોકો એનાં દર્શન કરવા તથા એનાં કીર્તનો સાંભળવા આવવા લાગ્યાં. તુકારામની આ કીર્તિથી દંભી સાધુઓ અને બીજા એવાજ બ્રાહ્મણોને અદેખાઈ આવવા લાગી અને તેઓએ તુકારામને બહુ પજવ્યા. પણ આ સન્ત પુરુષે પોતાનો ટેક છોડયો નહિ. પોતાના શત્રુઓને ગાળો દેવામાં વખત ન ગુમાવતાં એમણે પોતાનાં કીર્તનો ચાલુ રાખ્યાં. આ કીર્તનોની કીર્તિ મહારાષ્ટ્રના ભાવિ રાજા શિવાજીના કાન સુધી પહોંચી. શિવાજીએ આ વિખ્યાત ભક્તશિરોમણિને તેડી લાવવા માટે મસાલ, છત્ર, ચામર વગેરે સાથે દૂતો મોકલ્યા. પણ તુકારામે જવાની ના પાડી અને અભંગમાં પત્ર લખી મોકલ્યો. તુકારામની આ નિઃસ્પૃહતાથી શિવાજીનો એને મળવાની આતુરતા વધી અને એક પ્રસંગે લોહ ગામમાં તુકારામનાં કીર્તનોનો શિવાજીએ

લાભ લીધો અને કીર્તનાન્તે મ્હોરોનો થાળ ભેટ તરીકે આપવા માંડયો. તુકારામે દ્રવ્યનો સ્વીકાર ન કર્યો અને મ્હોરો ત્યાં બ્રાહ્મણોને વ્હેંચી દેવામાં આવી. શિવાજીએ રાજ્ય છોડીને શિષ્ય થવાનું કહ્યું ત્યારે એને રાજધર્મ પાળવાનો ઉપદેશ આપ્યો.

આ પ્રમાણે પોતાનાજ અભંગોમાં ભજન કીર્તન કરતાં તુકારામે આયુષ્યક્રમ પૂરો કર્યો. એના અવસાન વિષે એવું કહેવાય છે કે જ્યારે અંતકાળ પાસે આવ્યો ત્યારે પોતાના અનુયાયીઓ સાથે અભંગો ગાતા ગાતા તુકારામ ઇંદ્રાયણીને કાઠે ગયા. બધા એકતાનથી ઈશ્વરભજન કરતા હતા, એવામાં નદી પાસે આવી ત્યારે એકાએક તુકારામ અદશ્ય થઈ ગયા. તુકારામના અવસાન વિષે આથી વધારે કાંઈ હકીકત મળતી નથી.

તુકારામનો એક મ્હોટો દીકરો પ્હેલાં મરી ગયો હતો એ કહ્યુંજ છે; એ સિવાય એને મહાદેવ અને વિઠ્ઠોબા નામના બે દીકરા હતા. અને કાશી, ભાગીરથી અને ગંગા નામની ત્રણ કન્યાઓ હતી. એ ઉપરાંત એના અવસાન વખતે એની પત્નીને પાંચ માસનો ગર્ભ હતો, તે પુત્ર આવ્યો; જે મહાભગવદ્‌ભક્ત નીકળ્યો. આ પુત્રનું નામ નારાયણ બાવા હતું. તુકારામના મુખ્ય શિષ્યો ૧૪ હતા. (તુકારામનું ઉપરોક્ત ચરિત્ર અને નીચેના સિદ્ધાન્તો નિર્ણયસાગર પ્રેસમાંથી ૧૯૧૨માં બ્હાર પડેલી તુકારામાચી ગાથામાંથી લીધાં છે).

તુકારામને અભંગ બહુ ફાવી ગયા હતા એ ઉપર કહ્યુંજ છે. એ બોલતા પણ અભંગમાં, એટલે તુકારામે રચેલા અભંગોનો સમૂહ ઘણો મોટો હશે, પણ આવી રીતે રચાતા અભંગો બધા લખી શકાય નહિ એ સ્વાભાવિક છે. અને બન્યું છે પણ તેમજ. જુદા જુદા શ્રોતાઓએ જુદા જુદા અભંગો યાદ રાખ્યા હશે અને એ કારણથી એના અભંગોના જુદા જુદા સંગ્રહો એક સરખા નથી.

નિર્ણય સાગરની તુકારામાચી ગાથામાં ૪૫૯૦ અભંગો છે. ત્યારે એક બીજા પુસ્તકમાં ૮૪૦૦ છે.

તુકારામે કૃષ્ણની બાલક્રીડાનું ઘણું વર્ણન કર્યું છે. એ વર્ણનના પદેપદમાં કૃષ્ણ ઉપરની ભક્તિ ઉભરાય છે. ભાગવતના દશમસ્કન્ધ ઉપર આધાર રાખીને કૃષ્ણ અને ગોપીઓની પ્રીતિ સંબન્ધે તુકારામે અનેક અભંગો રચ્યા છે આમાં રાધાનું પણ નામ આવે છે. ( જુઓ ૧૨૧ ) વળી કૃષ્ણની અનેક રમતોનું આધ્યાત્મિક રૂપક સાથે વર્ણન કર્યું છે. રામચરિત્રના પણ થોડા અભંગો તુકારામે રચ્યા છે. પણ તુકારામની ભક્તિનો મુખ્ય પ્રવાહ તો પંઢરપુરના વિઠ્ઠલ ઉપરજ વહે છે. તુકારામ વિઠ્ઠલને અનન્ત, પદ્મનાભ, નારાયણ, જનાર્દન સકલ દેવાધિદેવા વગેરે અનેક નામોથી સંબોધીને કહે છે કે “ હે દેવ તું કૃપા કરૂણાનો સમુદ્ર છો, તું અમારો માબાપ અને બન્ધુ છો, તું અભય આપનાર છો, હે પન્ઢરીનાથ, તારા બળથી હું નિર્ભય થયો છું, મારી પીડા તુટી ગઇ છે. ”

“ મેં તારે માથે ભાર નાખી દીધો છે. હવે બીલકુલ ભય નથી. ” (૪૨૮); “ વિઠ્ઠલ અમારૂં જીવન છે, આગમનિગમનું સ્થાન છે, વિઠ્ઠલ સિદ્ધિનું સાધન છે, વિઠ્ઠલ પુણ્ય પુરૂષાર્થ છે, વિઠ્ઠલ મનુષ્યોમાં વ્યાપક છે, વિઠ્ઠલ સાત પાતાળમાં ભરેલો છે, વિઠ્ઠલ ત્રિભુવનમાં વ્યાપક છે, વિઠ્ઠલ મુનિઓના મનમાં છે, વિઠ્ઠલ પ્રેમનું પૂતળું છે, વિઠ્ઠલ બાપ, મા, બ્હેન, અને ભાઈ છે. ” (૪૩૧) આવા પ્રેમપાત્ર પ્રભુને તુકારામ કહે છે કે “ તારા ગુણોનો પાર નથી, અને હે નારાયણ, મારી મતિ થોડી છે. હું દીન તારી ભક્તિનાં લક્ષણો શું જાણું ! માટે તું તારા પ્રકાશથી મને ચલાવ મેં આ મારૂં શરીર તને સોંપ્યું છે. માટે કૃપાથી છાયા કરીને સંભાળજે. ” (૪૫૭)

તુકારામ શરીરનું વર્ણન એક અભંગમાં નીચે પ્રમાણે કરે છે

"શરીર દુઃખનો કોઠાર છે. શરીર રોગનો ભંડાર છે. શરીર દુર્ગન્ધીનું સ્થાન છે. શરીર જેવું બીજું અપવિત્ર કાંઇ નથી. શરીર કાળથી વ્યાપ્ત છે, માયા મોહની જાળમાં પતન શરીરથીજ થાય છે. છતાં શરીરજ ઉત્તમ છે. શરીરથી પરબ્રહ્મ સધાય છે, શરીર સકળ શુદ્ધ છે, શરીરથીજ ભવબન્ધ તુટે છે, શરીર નિધિનો પણ નિધિ છે." (૪૩૮)

તુકારામ પ્રભુનાં નામકીર્તન સિવાય બીજાં કોઇ સાધનોને માનતા નથી. સર્વ સાધનો નામ કીર્તનમાં સમાઇ જાય છે. એ ભક્ત કહે છે કે "એજ મારૂં તપ છે, એજ મારૂં દાન છે, તારૂં નામ એજ મારૂં અનુષ્ઠાન છે, એજ મારૂં તીર્થ છે, એજ વ્રત છે, એજ ધર્મ છે, એજ કર્મ છે, એજ યોગ છે, એજ યજ્ઞ છે, તારૂં નામ એજ જપ અને ધ્યાન છે, એજ મારૂં જ્ઞાન છે, શ્રવણ, મનન અને નિદિધ્યાસન, એ તારૂં નામજ છે. એજ કુળાચાર, એજ વિચાર; અને એજ મારો નિશ્ચય છે. તુકારામ કહે છે કે બીજું કાંઈ કહેવાનુંજ નથી." (૫૨૪)

અનેક અભંગોમાં તુકારામ પ્રભુને દર્શન દેવાની વિજ્ઞપ્તિ કરે છે. એમાંથી એકનું ભાષાન્તર અહીં આપ્યું છે "મને આ તમારૂં બ્રહ્મ-જ્ઞાન લાગતું નથી, મારે સગુણરૂપ બસ છે. હે પતિતપાવન હવે ઘણું મોડું થયું છે. હે વિઠ્ઠલ, તુકારામ કહે છે કે, ક્રોધ ન કરતાં હવે તો ઉઠીને મને દર્શન આપો." (૫૮૪)

તુકારામને પ્રભુના પ્રેમ સિવાય બીજા કોઈ સુખની ઇચ્છા નથી. એ કહે છે કે "હે રખુમાઈ (રૂકમણી)ના પતિ, હમેશાં મારા ડોળા આગળ તારી મૂર્તિ રહો. તારૂં રૂપ મીઠું છે, તારૂં નામ પણ મીઠું છે, મને હમેશાં પ્રેમ આપો. અને તમે મારા હૃદયમાં રહો. તુકારામને બીજું કાંઇ માગવું નથી; તારા ચરણમાં સર્વ સુખ છે." (૯૩૬)

વૈષ્ણુવોનો કુળધર્મ તુકારામે નીચે પ્રમાણે બતાવ્યો છે. "અમારો વૈષ્ણુવોનો કુળ ધર્મ એવો છે કે નામનો એક ભાવે વિશ્વાસ જોઇએ. તોજ હરિનો દાસ કહી શકાય, પહેલાં હરિના દાસે ચિત્તને નિર્વાસન કરવું જોઈએ. પછી પ્રેમથી, આનન્દથી કીર્તનમાં ગાવું અને નાચવું અને ભોગ કે મોક્ષ પ્રભુપાસે માગવો નહિ. તુકારામ કહે છે કે હે દેવ એવી સેવા જન્મોજન્મ આપજે." (૯૬૯)

તુકારામે પ્રભુ સાથેના પ્રેમ કલહના અનેક અભંગો રચ્યા છે. (જુઓ ૯૮૦ થી ૧૨૫૨).

"બ્રહ્મ સર્વગત તથા સર્વદા સમાન છે, એનું જ્ઞાન દુર્લભ છે, માટે બ્રહ્મજ્ઞાનીઓનો સમાગમ એ તો પરમ ભાગ્ય છે. જેના દર્શનથી ભવબન્ધ તુટી જાય છે, જે સદા સમાન બુદ્ધિવાળા છે, જેનાં મન, બુદ્ધિ, કાયા, વાચા એ સર્વ શુદ્ધ છે, જેણે સર્વ ભાવથી લઘુત્વ ધારણ કર્યું છે એ સન્તો સમજવા." આ રીતે તુકારામે સાધુ–સન્તોનો પુષ્કળ મહિમા ગાયો છે,

તુકારામે સૌથી વધારે અભંગો લોકોને ઉપદેશ આપવા માટે રચ્યા છે. જેમાં અનીતિ તજી દેવાનો, દેહમાં અહન્તાને તથા ધન, સ્ત્રી, પુત્રાદિમાં મમતાને છોડી દેવાનો અને સર્વાત્મભાવથી પ્રભુ ઉપર તથા એના નામસ્મરણ ઉપર વિશ્વાસ રાખવાનો ઉપદેશ છે.

તુકારામ અમુક જાતનું અદ્વૈત માને છે. એ કહે છે કે "હે દેવા, તારો અને મારો ભેદ નથી, સહજ વિનોદ કર્યો છે, તું મારો આકાર છો, હું તો નિશ્ચિન્ત છું" (૩૪૯૪) "તરંગ જેવો સાગરમાં છે તેવો તારો મારો સંબન્ધ છે." (૩૪૯૫)

અહીં જે સન્તોનો સવિસ્તર ઉલ્લેખ કર્યો છે, તે દાખલા તરીકેજ સમજવાનો છે. મહારાષ્ટ્રમાં અને હિંદુસ્થાનના બીજા ભાગોમાં અનેક સન્તો થઇ ગયા છે. સન્તબાની સંગ્રહ, હિંદી ભાષા ઔર સાહિત્યકા ઇતિહાસ તથા લાલા સીતારામનું સીલેકશન્સ

ફ્રોમ હિન્દી લીટરેચર જેવા સંગ્રહ ગ્રન્થોમાં ઘણા ભક્તોનાં પદો મળે છે. પણ અહીંતો પ્હેલાં કહ્યું તેમ વૈષ્ણવ ભક્તિના ઈતિહાસને જેણે કાંઈક અર્પણ કર્યું છે તેનીજ નોંધ કરી છે. એક બીજી વાત પણ અહીં નોંધવા જેવી છે અને તે એ કે અનેક હિંદી સન્તો ઉપર મુસ્લીમ અસર થઈ છે એ સ્પષ્ટ છે અને તેથી મૂર્તિપૂજાનો ત્યાગ, શીખ પેઠે ગુરૂના શબ્દોના સંગ્રહનો પાઠ, નાતજાતના ભેદનો ત્યાગ વગેરે લક્ષણો અનેક સન્તપન્થોમાં જોવામાં આવે છે.

# પ્રકરણ ૨૬ મું

## ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનો પ્રચાર.

ભક્તિયોગના મૂળ ઉપદેશક ભગવાન કૃષ્ણ મથુરા છોડી સર્વે યાદવો સાથે દ્વારકા જઇ રહ્યાની કથા મહાભારતમાં, હરિવંશમાં અને ભાગવતાદિ પુરાણોમાં છે. જો આ કથામાં ઐતિહાસિક તથ્યાંશ હોય તો ભગવાન વાસુદેવના અનુયાયીઓ ૨૪૦૦ વર્ષ પ્હેલાં દ્વારવતી—દ્વારકા-ની આસપાસના પ્રદેશમાં—આનર્ત દેશમાં—હોવા જોઇએ. પણ એટલા જૂના કાળમાં એ પ્રદેશમાં ભાગવતો-વાસુદેવના અનુયાયીઓ-હોવાનો કોઇ સ્વતન્ત્ર પુરાવો મળતો નથી. મેગેસ્થીનસે (ઈ૦ સ૦ પૂર્વે ચોથું શતક) પણ મથુરાની આસપાસના પ્રદેશમાં વસતા શૂરસેનોમાં વાસુદેવપૂજા પ્રચલિત હોવાનું લખ્યું છે. તેમ તે પછી ઘણા કાળ સુધી લગભગ ઈ૦ સ૦ ૧૧૦૦ સુધી દ્વારકા વૈષ્ણવ તીર્થ તરિકે પ્રસિદ્ધ થયું જણાતું નથી. તે પ્હેલાંના કોઇ લેખોમાં કે સાહિત્યમાં વૈષ્ણવ ધામ તરીકે દ્વારકાનો ઉલ્લેખ મળતો નથી. પુરાણોમાં અને શિશુપાલવધ જેવા કૃષ્ણકથાત્મક અન્ય સાહિત્યગ્રન્થોમાં કૃષ્ણ મથુરાથી દ્વારકા જઈને રહ્યા એ પ્રસંગમાં દ્વારકાનું વર્ણન મળે છે; પણ એ ગ્રન્થો રચાયા ત્યારે દ્વારકા વૈષ્ણવ તીર્થસ્થળ હતું એમ સાબીત કરે એવું કાંઈ વર્ણન નથી. પુરાણોમાં પણ કૃષ્ણના પરલોકગમન વખતે જ દ્વારકા ડૂબી ગયાનું અને યાદવો અન્યોન્ય લડીને નષ્ટ થયાનું લખ્યું છે. એટલે એ કારણથી પણ આનર્તદેશમાં વાસુદેવના અનુયાયીઓ કોઈ ન રહ્યા હોય તો એ સ્વાભાવિક છે. મતલબ કે વાસુદેવપૂજા-વૈષ્ણવ ધર્મ-મહાભારત કાળમાં ગુજરાતમાં આવ્યો હશે તો પણ એ જીવતો રહ્યો નહિ પણ દ્વારકાના અને યાદવોના નાશ સાથેજ અસ્ત થઇ ગયો, એટલે ગુજરાતના

વૈષ્ણવ ધર્મના ઈતિહાસમાં એ સમયનું સ્થાન નથી. છતાં ગુજરાતને અતિ નિકટ મેવાડમાં ઇ. સ. પૂર્વે બીજા ત્રીજા શતકમાં વૈષ્ણવ મન્દિર હોવાનો પુરાવો મળે છે એ સ્મરણમાં રાખવાનું છે. અને એ ધર્મ એ સમયમાંજ મેવાડથી ગુજરાતમાં આવ્યો હોય તો અસંભવિત નથી; પણ ગુજરાતમાં વૈષ્ણવ ધર્મના પ્રચારનું ચોક્કસ ઐતિહાસિક સૂચન તો ઈ. સ. ના પાંચમા શતકમાં મળે છે. એ વખતના પ્રખ્યાત ગુપ્ત રાજાઓ ભાગવત હતા એ તો આપણે જોઈ ગયા છીએ. તેઓએ પોતાના રાજ્યમાં ભાગવત ધર્મનો પ્રચાર કરવાનો ઘણો યત્ન કર્યો હોય એમ માનવાનાં સબળ કારણો છે. ગુપ્ત રાજાઓનું રાજ્ય સુરાષ્ટ્રમાં પણ હતું એ પ્રસિદ્ધ છે. એથી સુરાષ્ટ્રમાં વૈષ્ણવ–ભાગવત ધર્મ એ વખતે આવ્યો હોય એ સંભવિત છે. પણ આ સંભવના આધાર ઉપરાંત શિલા લેખનો ચોક્કસ પુરાવો મળે છે. જૂનાગઢ–એ વખતના ગિરિનગર–પાસેના સુદર્શન તળાવની સ્કન્દગુપ્તની પ્રશસ્તિ ગુપ્ત સંવત્ ૧૩૭ ઇ. સ. ૪૫૬માં અશોકના લેખવાળી શિલા ઉપર જ લખાયેલી મળે છે. એજ પથ્થર ઉપર મહાક્ષત્રપ રુદ્રદામનો ઇ. સ. ના બીજા શતકનો લેખ છે. જેમાં સુદર્શન તળાવનો ઈતિહાસ આપ્યો છે. ચંદ્રગુપ્ત મૌર્યે (ઇ. સ. પૂર્વે ચોથું શતક) બંધાવેલું, અશોકે નહેરો કરીને સુધારેલું, સુદર્શન સરોવર બન્ધ ત્રુટી જવાથી ખાલી—દુર્દર્શન થઇ ગયેલું તે રૂદ્રદામે સુધારા વધારા સાથે સમરાવ્યું હતું. એ પાછું ગુપ્ત સંવત્ ૧૩૬ના ભાદ્રપદની છઠ્ઠે રાતમાં ઘણો વર્ષાદ થવાથી બન્ધ ત્રુટી જતાં ફરી દુર્દર્શન થઇગયું. ત્યારે સ્કન્દ ગુપ્તના સુરાષ્ટ્રના પ્રશાસ્તા (હાકેમ) પર્ણદત્તના પુત્ર, ગિરિનગરના પ્રશાસ્તા ચક્રપાલિતે ગુપ્ત સં. ૧૩૭ ના ઉનાળામાં મજબુત બન્ધ બાંધીને સમરાવ્યું, અને એ તળાવના કાંઠા ઉપર ગુપ્ત સં. ૧૩૮માં ઘણો પૈસો ખરચીને ગોવિન્દના પદમાં જેણે જીવિત અર્પણ કર્યું છે એવા એ

ચક્રપાલિતે સ્વતન્ત્રતાથી મનુષ્યરૂપે અવતરેલા ચક્રધર (કૃષ્ણ)નું ગૃહ (મન્દિર) કરાવ્યું.[૧] સુરાષ્ટ્રમાં અને કદાચ ગુજરાતમાં વિષ્ણુનું આ પ્હેલું મન્દિર હશે.

ઈ. સ. ૬ઠ્ઠું શતક—ઉપરના મન્દિરની હકીકત પછી ગુજ-જરાતમાં વૈષ્ણુવ ધર્મના પ્રચારને લગતું કાંઈ સૂચન એ શતકમાં મળતું નથી; સ્કન્દગુપ્તના રાજ્યકાળમાંજ ગુપ્તોની સત્તા ઘટવા માંડી હતી. અને સ્કન્દગુપ્ત પછી તો એ એવી ક્ષીણ થઇ ગઇ કે સુરાષ્ટ્ર એના હાથમાં રહ્યું નહિ. ઇ. સ. ના ૬ઠ્ઠા શતકમાં વલભીપુરમાં સેનાપતિ ભટ્ટાર્કના વંશજો શત્રુઓને નમાવીને રાજાઓ થયા. આ રાજાઓ મૈત્રકવંશી હતા અને સાધારણ રીતે વલભી નામથી જ ઓળખાય છે આ વલભી રાજાઓમાં એકાદ આદિત્યભક્ત અને બાકીનાઓ માહેશ્વર હતા, પણ એમાંનો ભટ્ટાર્કનો ત્રીજો પુત્ર ધ્રુવસેન પ્હેલો પરમ ભાગવત હતો એમ ગુપ્ત સંવત્ ૨૦૭ ઇ. સ. ૫૨૬નાં તથા બીજાં પોતાનાં દાનપત્રોમાં એ પોતે કહે છે. અને એ વંશના બીજા લેખો ઉપરથી પણ જણાય છે.[૨] આ પરમ ભાગવત ધ્રુવસેનનો સમય ઇ. સ.ના ૬ ઠ્ઠા શતકના પૂર્વાર્ધમાં હોવાનું એના પોતાના લેખોથી ચોક્કસ જણાય છે. ધ્રુવસેન પ્હેલા પછી એ કુળનો કોઇ રાજા ભાગવતધર્મી થયો હોય એવું જણાતું નથી.

ધ્રુવસેન પ્હેલા (ઇ. સ. ૫૨૬) પછીનાં ત્રણસો વર્ષોમાં જ્યારે અન્યત્ર અનેક વૈષ્ણુવ સ્થાનો ઉભાં થતાં દેખાય છે, ત્યારે ગુજ-રાતમાં વૈષ્ણુવધર્મની કોઇ નિશાની મળતી નથી. ફક્ત ઈ. સ.ના આઠમા શતકમાં ગુજરાતના એક કવિએ કૃષ્ણ ચરિત્ર સંબંધી એક

---

૧ કાર્પસ ઈન્સ્ક્રીશીઓનમ ઈન્ડીકેરમ ગ્ર. ૩ પૃ. ૫૬ તથા ગુજરાતના ઐતિહાસિક લેખો ભા. ૧ નં-૧૫

૨ ગુજરાતના ઐતિહાસિક લેખો નં. ૨૧ થી ૩૨ તથા પાછળના વંશજોનાં નં. ૩૯ વગેરે તામ્રપત્રો

કાવ્ય લખ્યું છે. શ્રીમાળ અથવા ભિન્નમાળના વતની માઘ કવિએ[1] મહાભારતોકત કૃષ્ણની કથાને વિસ્તારીને શિશુપાલવધ નામનું મહાકાવ્ય લખ્યું છે. મહાકાવ્યના વિષય તરિકે કૃષ્ણની પૂજ્યતા–મહત્તા વધારનારો શિશુપાલવધનો પ્રસંગ મહાભારતમાંથી ખાસ પસંદ કરવાનું કારણ કૃષ્ણ ભકિત–વૈષ્ણવધર્મ–ની અસરજ હોવી જોઇએ; એમ માનીએ, તો શિશુપાલવધ કાવ્ય લખાયું ત્યારે ભિન્નમાળમાં વૈષ્ણવધર્મનો કાંઇક પ્રચાર માનવો પડે. કદાચ એ વખતે જ નવો ઉદય થયો હોય અને માઘ જેવા સમર્થ કવિએ નવા ધર્મનો પ્રચાર કરવામાં આ રીતે મદદ કરી હોય એ સંભવિત છે. માઘનો સમય, જો કે ચોક્કસ નથી પણ સાધારણ રીતે ઈ. સ. ના આઠમા શતકના ઉત્તરાર્ધમાં મનાય છે.

૧૦ મું શતક—ઈ. સ. આઠમા શતકમાં ઉપલા અનુમાન પ્રમાણે ગુજરાતમાં ઉદય પામેલો વૈષ્ણવધર્મ દશમા શતકમાં બદ્ધમૂલ દેખાય છે. એ વખતની ગુજરાતની રાજધાની અણહિલપુર પાટણથી ઉત્તરે ૧૫ મૈલ ઉપર કસ્રા ગામમાં ત્રિમૂર્તિનાં મંદિરોનું એક ખંડેર (ભગ્નાવશેષ) છે. આ સ્થળે પૌરાણિક ત્રિમૂર્તિના ત્રણે દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનાં જુદાં જુદાં મન્દિરો હતાં, જેના ભાંગેલા અવશેષો હજી દેખાય છે. આમાંથી ઉત્તર તરફનું મન્દિર વિષ્ણુનું જણાય છે. ગર્ભાગારના આસન ઉપરથી વિષ્ણુની મૂર્તિ ઉખડી ગઈ છે. એ મન્દિરની બ્હાર વિષ્ણુની ચતુર્ભુજ બેઠેલી ભાંગેલી મૂર્તિ દેખાય છે, તે કદાચ અહીંથી ઉખેડી નાખેલીજ હશે. આ મન્દિરની દિવાલોમાં, એ સમયના રિવાજ પ્રમાણે, ગરૂડ, વરાહ વામન અને લક્ષ્મીનારાયણની મૂર્તિઓ છે. આ મન્દિર મોઢેરાના ઈ. ૧૦૨૬–૨૭ની આસપાસના સૂર્ય મન્દિરથી ૫૦ વર્ષ જૂનું,

---

૧ માઘ કવિના સમય માટે જુઓ પ્રબંધ ચિંતામણિનો મારો ગુજરાતી અનુવાદ પૃ. ૮૦ ટિ. ૨૪

અર્થાત્ દશમા શતકનું હશે એમ એની રચના, કારીગરી વગેરે ઉપરથી બર્જેસ સાહેબ અનુમાન કરે છે.[1]

ઇ. સ. ૧૧મું શતક—કસ્રાના મન્દિરના સમકાલીન અથવા તે પછીના શતકના દેલમાલના લીમ્બોજી માતાના મન્દિરની દક્ષિણ પશ્ચિમમાં એજ જાતનું એક ન્હાનું મન્દિર છે. એની પૂર્વ તરફની દિવાલમાં ગરૂડ ઉપર બેઠેલી વિષ્ણુની મૂર્તિ છે. આ મન્દિરમાં હાલમાં લક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા કરેલી દેખાય છે. જે લક્ષ્મીનારાયણની મૂર્તિ નીચે વિ. સંવત ૧૫૩૨નો લેખ છે.[2] આ ઉપરથી એવું અનુમાન થાય છે કે લગભગ ૧૧મા શતકના જૂના વિષ્ણુના મન્દિરમાંથી કસ્રાના મન્દિર પેઠે કોઈએ મૂળ મૂર્તિ કાઢી નાખેલી હોવાથી સં. ૧૫૩૨માં કોઈએ નવી પ્રતિષ્ઠા કરી હશે.

મોઢેરાના મહાન સૂર્ય મન્દિરની પાસેના કુંડ ઉપર ન્હાનાં ન્હાનાં કેટલાંક વૈષ્ણવ મન્દિરો છે. જેમાંથી પૂર્વ તરફના સૂર્ય મન્દિરની સામે આવેલા ન્હાના મન્દિરમાં વિષ્ણુની શેષશાયી મૂર્તિ છે. આ મૂર્તિ શિલ્પકળાની દૃષ્ટિએ ૭મા અને આઠમા શતકની મૂર્તિઓને મળતી છે. મોઢેરાના સૂર્ય મન્દિરમાં વિ સં. ૧૦૮૫ (ઇ. સ. ૧૦૨૬-૨૭) નો લેખ છે. માટે એ અગ્યારમા શતકથી અર્વાચીન નથી[3]

ઇ. સ. ૧૦ મા શતકના ઉત્તરાર્ધમાં અને અગ્યારમાના પૂર્વાર્ધમાં, ગુજરાતમાં, જેમ વૈષ્ણવ ધર્મના પ્રચારની-મન્દિરો, મૂર્તિઓ વગેરે નિશાનીઓ મળેછે, તેમ લેખી પૂરાવો પણ મળ્યોછે, નવસારી અને બીલીમોરીયાની વચ્ચે આવેલા અમલસાડ સ્ટેશનથી

---

૧ આર્કીઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડીઆ ગ્ર. ૩૨ (૧૯૦૩) પૃ. ૧૦૫.

૨ લેખ માટે જુઓ એ. ઇ. ગ્ર. ૨ પૃ. ૨૬ અને મન્દિરના વર્ણન માટે ટિ. ૧ વાળું પુસ્તક પૃ. ૮૮-૮૯.

૩ એજન

પૂર્વમાં એક ગાઉ ઉપર ધમડાછા નામનું ગામ છે. એ ગામમાંથી મળી આવેલા તામ્રપત્રમાં ૐ **નમો ભગવતે વાસુદેવાય** એ પ્રમાણે ભાગવતોનો મન્ત્ર આરંભમાં લખીને પછી ભગવાન ક્રોડાકૃતિ વરાહની સ્તુતિ કરી છે. છેવટ નારાયણને પૂજીને ધમડાછા ગામ દાનમાં આપ્યાનો ઉલ્લેખ છે એ લેખ શક સંવત ૯૯૬-ઈ. સ. ૧૦૭૪ નો છે. એ વખતે ગુજરાતમાં "પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી ભીમદેવના પુત્ર કર્ણદેવ કલ્યાણવિજયનું રાજ્ય હતું" એમ લેખમાં લખ્યું છે.[1]

૧૦ મા અને ૧૧ મા શતકની વૈષ્ણવ ધર્મના પ્રચારની ઉપરોક્ત નિશાનીઓ સામાન્ય પૌરાણિક ભાગવત ધર્મની છે. એ ઉપરથી એવું દેખાય છે કે એ સમયે લોકોમાં સાધારણ રીતે પૌરાણિક ત્રિમૂર્તિ પૂજાતી હતી તથા વિષ્ણુના અનેક અવતારો પણ પૂજાતા હતા. બ્રહ્મા, વિષ્ણુ, મહેશના જુદા જુદા ભક્તોમાં પરસ્પર દ્વેષ ન હતો. વિષ્ણુના મુખ્ય મન્દિરની આસપાસ બ્રહ્મા, શિવ, સૂર્ય વગેરેનાં મન્દિરો ચણાતાં અને એજ પ્રમાણે બ્રહ્મા કે શિવના મુખ્ય મન્દિરની આસપાસ બાકીના દેવોનાં મન્દિરો બંધાતાં. કવચિત્ ત્રણે દેવોનાં એકજ સ્થળે જુદાં જુદાં મન્દિરો થતાં તો કવચિત્ એકજ મૂર્તિમાં ત્રણે દેવોની કલ્પના થતી. (જુઓ એલાપુરીની શિવ ત્રિમૂર્તિ તથા ગુજરાતમાં મોઢેરામાં સૂર્ય નારાયણની ત્રિમૂર્તિ) ૧૧ મા શતકમાં દક્ષિણમાં સંપ્રદાયોનો ઉદય થવા લાગ્યો હતો, પણ ગુજરાતમાં સંપ્રદાયોની અસર આ પછીનાં ૪૦૦ વર્ષ સુધી-૧૫ મા શતક સુધી થઈ નથી. એટલે ૧૦ મા ૧૧માથી ૧૫ મા શતક સુધીમાં વૈષ્ણવધર્મની જે નિશાનીઓ મળે છે, તે સામાન્ય પૌરાણિક વૈષ્ણવ ધર્મની છે.

**૧૨ મું શતક**—બારમા શતકની બે જ નિશાનીઓ મને

---

૧ ગુ. ઐ. લે. ભ. ૧૪૧-૧૪૨

મળી છે. એક વિ. સં. ૧૧૯૫નો ચૌલુક્ય જયસિંહનો ઉજ્જેનનો લેખ જેમાં કીર્તિ નારાયણનો ઉલ્લેખ છે;[1] અને બીજો દોહદનો સિદ્ધરાજનો લેખ છે. એ લેખ વિ. સં. ૧૧૯૬ ઈ. સ. ૧૧૪૦નો છે. શરૂઆત ધમડાછાના લેખની પેઠે ૐ **नमो भगवते वासुदेवाय** થી કરેલી છે. એ લેખમાં ગોગ્ગનારાયણની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ મળે છે. એ વખતે મરી ગયેલાં પ્રિય મનુષ્યોનાં નામથી દેવની પ્રતિષ્ઠા કરવાનો રિવાજ સાધારણ હતો. એ રિવાજને અનુસરી દોહદ પાસે ગોગ્ગ નામના માણસ પછવાડે એના કોઇ સંબન્ધીએ એ નામથી નારાયણની મૂર્તિની પ્રતિષ્ઠા કરી છે.[2]

વેરાવળના એક શિલાલેખમાં જગદેવે ભીમદેવ બીજાને મદદ કર્યાનું તથા વિષ્ણુ પૂજાનો પ્રચાર કર્યાનું લખ્યું છે. આ લેખમાં કહેલો ભીમદેવ બીજો ઇ. સ. ૧૧૭૯ થી ૧૨૪૩ સુધી રાજ્યગાદી ઉપર હતો. માટે આ લેખ બારમા શતકના અન્તનો કે તેરમા શતકની શરૂઆતનો હોવો જોઇએ.[3]

આ ઉપરાન્ત સાહિત્યમાંથી પણ એ સમયમાં, ગુજરાતમાં વૈષ્ણવ મન્દિરો હતાં એવા પુરાવા મળે છે.

કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્ર (ઇ. સ. ૧૦૮૮ થી ૧૧૭૨) દ્વયાશ્રય કાવ્યની શરૂઆતમાં અણહિલપુર પાટણના વર્ણનમાં લખે છે કે "જૂના રાજાઓએ એ નગરમાં સ્વયંભૂ (અર્હત્), વિષ્ણુ, શંભૂ, સૂર્ય, સોમ અને કાર્તિકેયનાં મન્દિરો ચણાવ્યાં હતાં. [**સર્ગ ૧ શ્લો. ૪૬**] એજ રીતે રાજા ભીમદેવના તથા ધોળકાના લવણપ્રસાદના પુરોહિત તથા વિ. સં. ૧૨૮૭માં આબુમાં પ્રશસ્તિ લખનાર સોમેશ્વર કીર્તિકૌમુદીમાં અણહિલપુર પાટણના વર્ણનમાં લખે છે કે પાટણના "સરોવરને કાંઠે ચારે તરફ હરનાં તથા ઉપેન્દ્ર

---

૧ પુરાતત્ત્વ પુ. ૪ અં. ૧-૨

૨ ઇ. એ. ગ્ર. ૧૦ પૃ. ૧૫૯.

૩ ભાવનગર ઈન્સ્ક્રીપશન્સ પૃ. ૨૦૮. ગુ. ઐ. લે. નં. ૨૦૪

(વિષ્ણુ) નાં મન્દિરો હતાં (सर्ग १ श्लो. ૭૨)" આ પ્રમાણો ઉપરથી જણાય છે કે હેમચન્દ્ર અને સોમેશ્વરના વખત પ્હેલાં ઘણા વખતથી પાટણમાં વિષ્ણુ વગેરે દેવોનાં મન્દિરો હતાં.

૯ માથી ૧૨મા શતક સુધીની, વૈષ્ણવ ધર્મના પ્રચારની વિશેષ નિશાનીઓ ન મળવાનું કારણ મને નીચે પ્રમાણે લાગે છે. સ્વાભાવિક રીતે લેખો રાજાઓના વખારે મળે છે; હવે ગુજરાતના ઇતિહાસમાં જોઇએ તો ચાપોત્કટ-ચાવડા વંશના વખતના લેખો જ નથી મળ્યા. અને એ સમયના રાષ્ટ્રકૂટ વગેરે વંશોના જે લેખો ગુજરાતમાંથી મળ્યા છે તેમાં બ્રાહ્મણોને પંચમહાયજ્ઞ માટે દાનો આપ્યાની વાત જ જોવામાં આવે છે. અને એ પછીના સમયનું જે સાહિત્ય મળ્યું છે તે મોટે ભાગે જૈનોએ લખેલું છે. જ્યારે સોલંકી વંશના ગુજરાતના રાજાઓ શૈવ હતા; એ સ્થિતિમાં વૈષ્ણવ ધર્મની આટલી પણ નિશાનીઓ મળે છે એ આશ્ચર્ય છે.

ઈ. સ. ૧૩ મું શતક—ઇ. સ. ૧૩ મા શતકમાં વૈષ્ણવ ધર્મ કાંઇક જોરમાં આવ્યો જણાય છે. એ વખતના રાજાઓ ઉપર પણ વૈષ્ણવ ધર્મની અસર થઇ છે. ભીમદેવ બીજાના વખતના વિ. સં. ૧૨૭૩ (ઇ. સ. ૧૨૧૭)ના પ્રભાસ પાટણના એક શિલાલેખમાં, ભીમદેવના નાગર સેવક શ્રીધરે પોતાની માતાના કૈવલ્યની ઇચ્છાથી મુરરિપુ (વિષ્ણુ) નું રોહિણી સ્વામી નામથી એક મન્દિર બન્ધાવ્યાનો ઉલ્લેખ કરેલો છે.[1] કવિ રાજશેખર વિ. સં. ૧૪૦૫માં રચેલા ચતુર્વિંશતિ પ્રબન્ધમાં કહે છે કે રાજા વીરધવલે વીરનારાયણનું મન્દિર ચણાવ્યું હતું જેની પ્રશસ્તિ ઉપરોક્ત સોમેશ્વરે ૧૦૮ શ્લોકમાં લખી હતી. વળી વિ. સં. ૧૩૧૭ ના વીશલદેવના વખતના એક લેખમાં બલ્લાલ નારાયણ અને રૂપનારાયણ દેવના પંચોપચાર પૂજા નૈવેદ્ય માટે દાન આપ્યાનો ઉલ્લેખ છે.[2]

૧ ભાવનગર ઈન્સ્ક્રીપ્શન્સ પૃ. ૨૦૪

૨ ઇ. એ. અ. ૬ પૃ. ૨૧૦

વેરાવળમાં હર્ષદ માતાના મન્દિર બ્હાર એક ગોવર્ધનધારી વિષ્ણુની મૂર્તિ છે. એ મૂર્તિના મધ્યમાં વલભી સં. ૯૨૭ ઈ. સ. ૧૨૪૬ નો એક ટુંકો લેખ છે.[1] વિ. સં. ૧૩૨૦ ઇ. સ. ૧૨૪૬ના પોરબંદર પાસે આવેલાં કાંટેલા ગામના મહાકાળેશ્વરના મન્દિરના લેખમાં સૌરાષ્ટ્રના અધિકારી સામન્ત મન્ત્રીએ પોતાના ન્હાના ભાઇ સલક્ષના કલ્યાણ માટે સલક્ષનારાયણ નામથી હરિની પ્રતિમાની પ્રતિષ્ઠા કર્યાનો ઉલ્લેખ છે. આ સલક્ષ પ્હેલાં સૌરાષ્ટ્ર અને પછી લાટ દેશમાં ગુજરાતના રાજા વીશલદેવે નીમેલો અધિકારી હતો; અને ત્યાં નર્મદાને તીરે એ મરી ગયો. આ ઉપરથી "સલક્ષ નારાયણ નામે વિષ્ણુ મન્દિર લાટ દેશમાં બંધાવ્યું હશે એમ અનુમાનાય છે." આજ લેખમાં એ સૌરાષ્ટ્રાધિકારી સામન્ત મન્ત્રીએ "પોતાની માતાના કલ્યાણ માટે દ્વારવતી સ્વામીના માર્ગમાં એ સ્થળે (કાંટેલા ગામ પાસે) રેવતી કુંડ જર્જરિત થઈ ગયેલો હોવાથી સમરાવ્યો, અને ત્યાં નવું મન્દિર કરાવીને તેમાં બીજી મૂર્તિઓ સાથે મહેશની તથા જલશાયી (વિષ્ણુ)ની અને રેવતી બલદેવની મૂર્તિઓ સ્થાપ્યાનો" ઉલ્લેખ કર્યો છે.[2] આ લેખ ઉપરથી એમ જણાય છે કે એ વખતે જૈનો પણ હિંદુઓના દેવોનાં મન્દિરો પુણ્યકાર્ય ગણીને બંધાવતા.

વળી વિ. સં. ૧૩૪૪માં પરમાર પ્રતાપસિંહના બ્રાહ્મણ મન્ત્રી દેલ્હણે આબુમાં પટ્ટ નારાયણનું પ્રાચીન મન્દિર સમરાવ્યાની પ્રશસ્તિ અજમેરના સંગ્રહસ્થાનમાં છે.[3]

આ શતકનો વૈષ્ણવધર્મના પ્રચારને સૂચવનારો વાઘેલા સારંગદેવના વખતનો એક લેખ ઘણો મહત્ત્વનો છે. અનાવડાના

---

૧ એ. ઈ. ગ્ર. ૩ પૃ. ૩૦૩

૨ જુઓ બુદ્ધિ પ્રકાશ ૧૯૧૫ પાનું ૯–૧૦ શ્લો. ૮,૧૫, ૧૬

૩ ઈ. એ. ૧૯૨૯ મે

વિ. સં. ૧૩૪૮ ઈ. સ. ૧૨૯૨ના સારંગદેવના લેખમાં પાલ્હણપુરમાં મુદ્રાવ્યાપારમાં નિયુક્ત અધિકારી મહન્તપેથડે દેવ શ્રીકૃષ્ણપાદનાં પૂજા, નૈવેદ્ય અને પ્રેક્ષણક નિમિત્ત દાન આપ્યાનો ઉલ્લેખ છે.[1] આ લેખમાં શરૂઆતનો સ્તુતિનો શ્લોક ગીત ગોવિન્દમાંથી લીધેલો **वेदानुद्धरते जगन्ति वहते भूभारमुद्बिभ्रते** એ છે. આ લેખ ઉપરથી બારમા શતકમાં ઉડીઆમાં રચાયેલું ગીતગોવિન્દ તેરમા શતકમાં, ગુજરાતમાં, આવીને લોકપ્રિય થઇ ગયું જણાય છે. બીજું દેવ કૃષ્ણના નૈવેદ્ય વગેરે માટે દાન કર્યું છે એટલે એ સ્થળે કૃષ્ણનું મન્દિર હોવું જોઇએ. વિષ્ણુ અને નારાયણના નામનાં જૂના કાળમાં અનેક મન્દિરો ગુજરાતમાં તથા અન્યત્ર ઉભાં થયાં હોવાના પુરાવા છે પણ કૃષ્ણના નામનું આટલું જૂનું મન્દિર હોવાનો આ દાખલો કીમતી છે.

વડનગરના પૂર્વ તરફના દરવાજાની બ્હાર એક પુરાણું મન્દિર છે, જે ૧૩મા શતકના પ્હેલા ભાગનું હોય એમ જણાય છે. એ મન્દિરના એક દ્વાર ઉપરની વરાહ અને વામનની મૂર્તિઓ ઉપરથી એ વૈષ્ણવ મન્દિર હશે એમ અનુમાન થાય છે.[2]

રસપ્રકાશ સુધાકર નામના વૈદ્યક ગ્રન્થના કર્તા યશોધર ૧૩મા શતકમાં થઇ ગયા છે. તેઓ જાતે શ્રીગોડ બ્રાહ્મણ અને 'સુરરાષ્ટ્ર'માં જૂનાગઢના નિવાસી હતા એમ એ પોતેજ કહે છે. આ યશોધરે પોતાના પિતા પદ્મનાભને 'વિષ્ણુપદારવિન્દ રતિકૃત્' (વિષ્ણુના ચરણ કમળમાં પ્રીતિમાળા) એવું વિશેષણ લગાડયું છે. એ ઉપરથી એ વિષ્ણુભક્ત હતા એમ નિશ્ચય થાય છે. (જુઓ રસપ્રકાશ સુધાકર. નિ. પ્રે. થી પ્રકાશિત આ.)

૧૩ મા શતકની ઉપરોક્ત વૈષ્ણવ નિશાનીઓ ઉપરથી એમ લાગે છે કે એ વખતે ગુજરાતના લગભગ ઘણા ભાગમાં

---

૧ ઈ. એ. ૧૯૧૨ પૃ. ૨૦

૨ આર્કીઓલોજીકલ સર્વે ઓફઈન્ડીઆ ગ્ર. ૩૨ (૧૯૦૩)પૃ. ૮૬

(ભરૂચ, વેરાવળ, પોરબંદર, જૂનાગઢ, પાલ્હણપુર, વડનગર વગેરે તદ્દન ભિન્ન ભિન્ન સ્થળોમાં નિશાનીઓ મળે છે.) વૈષ્ણવધર્મનો પ્રચાર થઈ ગયો હતો.

**૧૪ મા શતકમાં** રાજ્યક્રાન્તિને લીધે ગુજરાતમાં અન્ધકાર અને અવ્યવસ્થાનું સામ્રાજ્ય સ્થપાયું હતું એટલે ધર્મ દાનની આશા વ્યર્થ છે. એ યુગ મન્દિરોના સ્થાપનનો નહિ પણ વિધ્વંસનો હતો; છતાં એ શતકની છેલ્લી વીશીમાં વૈષ્ણવધર્મ જીવતો રહ્યાની બે નિશાનીઓ મળે છે.

વિ. સં. ૧૪૩૭ (ઈ. સ. ૧૩૮૧)નો શિલાલેખ ધમલજના વિષ્ણુગયા અથવા ચક્રતીર્થ નામના તળાવ પાસેથી મળ્યો છે. આ લેખમાં હરિની સ્તુતિથી આરંભ કર્યો છે.[૧]

ધંધુસર પાસેની હરિવાવની વિ. સં. ૧૪૪૫ ઈ. સ. ૧૩૮૯ની પ્રશસ્તિમાં "જળશાયી–વિષ્ણુનો પ્રબોધ જય માટે થાવ" એ રીતે વિષ્ણુની સ્તુતિથી લેખનો આરંભ કર્યો છે.[૨]

હિંદુ મૂર્તિઓ અને હિંદુ મન્દિરોના અવિચારી નાશના સમયનાં આથી વધારે શી આશા રાખી શકાય?

**૧૫ મું શતક**—૧૫ મા શતકમાં ગુજરાતમાં કાંઇક શાન્તિ પથરાઇ હશે. એ સૈકામાં ગુજરાતમાં વૈષ્ણવ ધર્મનો પ્રવાહ પૂર જોરમાં આવ્યો જણાય છે. વિષ્ણુભક્તિચન્દ્રોદય નામના એક વૈષ્ણવ ગ્રન્થની પ્રત પાટણના ભંડારમાંથી મળી છે.[૩] હાલમાં ભાંડારકર ઇન્સ્ટીસ્ટયુટ (પૂનામાં) જે પ્રત છે તે ઘણું કરી આ પાટણમાંથી મળેલી હોવી જોઇએ. આ ગ્રન્થ વિ. સં. ૧૪૬૯માં

---

૧ કઝન્સ એન્ટીકવેરીએન રીમેન્સ ઇન બોમ્બે પ્રેસીડન્સી પૃ. ૨૪૮

૨ એજન પૃ ૨૪૫

૩ રિપોર્ટ ઓફ ધી સર્ચફોર સંસ્કૃત મેન્યુસ્ક્રીપ્ટસ ઇન ધી બોમ્બે પ્રેસીડન્સી ૧૮૮૪ થી ૮૭ નં ૭૩૯.

લખાયેલો છે. ગ્રન્થકર્તાનું નામ નૃસિંહારણ્ય મુનિ છે. આ ગ્રન્થની એક પ્રતનું છેલ્લું પાનું તળાજામાં મળેલું ભાવનગરના પ્રાચીન લેખોમાં[1] છપાયું છે. જેમાં વિ. સંવત ૧૪૬૯ (ઇ. સ. ૧૪૧૩) ફાગણ સુદિ ૧૨ની તિથિ લખી છે. આ રચ્યા સાલ છે કે લખ્યા સાલ છે એ કહેવાતું નથી; તેમ ગ્રન્થકાર ગુજરાતી હશે કે કેમ એ નિશ્ચિત નથી. આ ગ્રન્થમાં કળાઓ નામથી ૧૬ પ્રકરણો છે. આમાં વર્ણવેલી ભક્તિ વલ્લભ કે ચૈતન્ય મતની નથી. એ ઉભયના જન્મ પ્હેલાંનો આ ગ્રન્થ છે. આ ગ્રન્થમાં વિષ્ણુપૂજાનો વિધિ, વિષ્ણુભક્તિનો મહિમા વગેરે સામાન્ય પૌરાણિક વિષ્ણુભક્તિની વાત છે.

વિ. સં. ૧૪૭૩–ઇ. સ. ૧૪૧૭ ના જૂનાગઢ—ગિરનારના રેવતીકુંડ ઉપરના એક લેખમાં નવનીતચોર દામોદરની સ્તુતિથી આરંભ કર્યો છે. એ શ્લોકનો ભાવાર્થ નીચે પ્રમાણે છે. " જે ભક્તિવશ ભગવાનને યોગીઓ અને મુનિઓ ધ્યાનથી, યજ્ઞથી અને તપથી હૃદયમાં ધારણ કરી શકતા નથી તે, ગાયોને બાંધવાનાં દોરડાંથી ગોપીએ બાંધેલા, નવનીત ચોરે વૃક્ષોનું સ્થાણુપણું મુકાવ્યું. એ દામોદર જગતનું રક્ષણ કરો.[2]

મહુવાનાં લક્ષ્મીનારાયણના મન્દિરમાં વિ. સં. ૧૫૦૦ ઈ. સ. ૧૪૪૪ નો એક લેખ છે. જેમાં મોકલ નામના એક શ્રેષ્ઠીએ વાવ કરાવીને તેમાં લક્ષ્મી સહિત જલશાયી પુરાણ પુરૂષ (નારાયણ)ને પધરાવ્યાનો ઉલ્લેખ છે. એજ લેખમાં વાવ બંધાવનારના કુળમાં ઘણા વિષ્ણુભક્તો થયા હતા એમ કહ્યું છે.[3]

દેલમાલના લક્ષ્મીનારાયણના મન્દિરમાં મૂર્તિ નીચે વિ; સં. ૧૫૩૨ નો (ઇ. સ. ૧૪૭૬)નો લેખ છે, એ ઉપર કહ્યું છે. એ લેખ ઉપરથી એમ લાગે છે કે વિ. સં. ૧૫૩૨માં જૂની મૂર્તિના

---

૧ ભાવનગર ઇન્સ્ક્રીપ્શન્સ પૃ. ૧૬૧

૨ કઝન્સ એન્ટીકવેરીએન રીમેન્સ પૃ. ૩૬૧

૩ ભાવનગર ઇન્સ્ક્રીપ્શન્સ પા. ૬૯

આસન ઉપર કોઈએ નવી મૂર્તિ બેસારી હશે. જૂની મૂર્તિ કદાચ ૧૪ મા શતકમાં મુસલમાનોએ ભાંગી ઉખેડી નાખી હશે.

લાઠી પાસે ખોદતાં વિષ્ણુની એક ચતુર્ભુજ મૂર્તિ મળી છે. જેના ઉપર વિ. સં. ૧૫૫૫ (ઇ. સ. ૧૪૯૯)નો લેખ છે.[૧] અડાલજાની વાવના વિ. સં. ૧૫૫૫ ઇ. સ. ૧૪૯૯ ના લેખમાં વાઘેલા મોકલસિંહે ભાગવતોના સમૂહની રક્ષા કર્યાનો ઉલ્લેખ છે.[૨]

આ રીતે ૧૫ મા શતકના અન્ત સુધીની વૈષ્ણવ ધર્મની જે નિશાનીઓ મને મળી તે અહીં લખી છે. તે પછીનો વૈષ્ણવ ધર્મનો પ્રવાહ જુદે જુદે ત્રણ ચાર સ્વરૂપે હજી સુધી અવિચ્છિન્ન ચાલે છે. પ્હેલું તો ૧૦ માથી ૧૫ મા શતક સુધી પૌરાણિક વષ્ણવ ધર્મનો જે પ્રવાહ ગુજરાતમાં વહેતો હતો તે બન્ધ પડયા વગર હજી સુધી વહે છે. કોઈ પણ સંપ્રદાયને ખાસ ન અનુસરનારા ઘણા લોકોનાં હૃદયમાં પૌરાણિક ત્રિમૂર્તિમાંના એક વિષ્ણુ પ્રતિ ભક્તિ હોય છે. એ ભક્તિને વહેવા માટે હાલમાં ગુજરાતમાં બે મુખ્ય સ્થાનો છે. દ્વારકા અને ડાકોર. એ બેય તીર્થ સ્થળોનાં મન્દિરો કોઈ પણ સંપ્રદાયનાં નથી; સંપ્રદાયના તાબામાં નથી; એની પૂજા વલ્લભ કે બીજા સંપ્રદાયને અનુસરીને થતી નથી. ત્યાં વલ્લભસંપ્રદાયી વૈષ્ણવો નથી જતા એવું નથી, પણ ગુજરાતની સાધારણ વસ્તી ત્યાં બહુ ભક્તિથી જાય છે. એ બે તીર્થ સ્થળો ઉપરની લોકોની ભક્તિ પૌરાણિક ભક્તિ છે.

**દ્વારકા**—સમુદ્રના કાંઠા ઉપર હોવાથી દ્વારવતી કહેવાતું શહેર ઘણું જૂનું છે. મહાભારતમાં એનું નામ અનેક સ્થળે છે. એને પુણ્યસ્થળ કહ્યું છે. (**पुण्या द्वारवती यत्र म. वन. अ. ८६** ૨૦) ટોલેમી (ઇ. સ. ૧૫૦) બારેકી (Baryke) નામના

---

૧ એજન.

૨ કઝન્સ એન્ટીક્વેરીઅન રીમેન્સ પૃ. ૩૧૦

દ્વીપનો ઉલ્લેખ કરે છે, તે દ્વારકા બેટને ઉદ્દેશીને છે એમ મનાય છે. છઠ્ઠા શતકના તથા તે પછીના કેટલાક લેખોમાં પણ દ્વારકાનું નામ છે. પણ વૈષ્ણવ તીર્થ તરિકે દ્વારકાની પ્રસિદ્ધિ મોડી થઇ જણાય છે. સ્વ. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીના શબ્દોમાં "દ્વારકા આશરે સં. ૧૨૦૦ પછી વૈષ્ણવ તીર્થરૂપે સવિશેષ પ્રસિદ્ધિ પામ્યું હોય એમ જણાય છે." (બુદ્ધિપ્રકાશ. ૧૯૧૫)

અને વિ. સં. ૧૨૮૮ ઈ. સ. ૧૨૨૨ માં સોમેશ્વરદેવકૃત ઉલ્લાસ રાઘવ નાટકની પ્રસ્તાવનામાં **श्री द्वारकालंकरनीलमणेः श्री कृष्णदेवस्य पुरतः** (બુદ્ધિ પ્રકાશ ૧૯૧૫ પા. ૪૮) એ રીતે દ્વારકાના કૃષ્ણનો ઉલ્લેખ કર્યો છે અને ૧૫ મા શતકથી તો વૈષ્ણવ તીર્થ તરીકે દ્વારકાએ ઘણું મોટું સ્થાન પ્રાપ્ત કર્યું જણાય છે. ચૈતન્ય દ્વારકાની યાત્રા કરવા આવ્યા હતા એમ કહેવાય છે, જો કે ઐતિહાસિક પુરાવો એથી વિરૂદ્ધ છે. છતાં એ વખતના વૈષ્ણવો વૃન્દાવન પેઠે દ્વારકાની યાત્રાને ઘણી આવશ્યક ગણતા, એ ચોક્કસ છે. વર્તમાનમાં દ્વારકા ગુજરાતનુંજ નહિ પણ આખા ભારતવર્ષનું એક મ્હોટું તીર્થ ગણાય છે સાત મોક્ષદાયક પુરીઓમાં એ એક છે. જેવી પૂર્વમાં જગન્નાથપુરી તેવી પશ્ચિમમાં દ્વારકાપુરી.

દ્વારકાના વિશાળ મન્દિરમાં મુખ્ય મૂર્તિ રણછોડજીની છે. એની બે બાજુએ ત્રિવિક્રમજી અને પ્રદ્યુમ્નજીનાં મન્દિરો છે. એક બાજુમાં રૂકિમણી સત્યભામા વગેરે પટરાણીઓનાં મન્દિરો અને એજ સ્થળે શંકરાચાર્યની ગાદી છે. મન્દિરના ઉત્તરના દરવાજા તરફ એક ન્હાનું કુશેશ્વર મહાદેવનું મન્દિર છે. રણછોડજીના મન્દિરનું શિખર ૧૭૦ ફુટ ઉચું છે અને તેની આગળ પાંચ માળનો વિશાળ મંડપ છે. ખૂબ ઉંચી ઉભણી ઉપર ઉભેલું આ મન્દિર ગોમતીના કાંઠા ઉપરથી ખરેખર ભવ્ય દેખાય છે. દ્વારકાના મન્દિરમાં પૂજાનો અધિકાર ગુગળી બ્રાહ્મણોના હાથમાં છે. જ્યારે શારદામઠના શંકરારાચાર્ય ત્યાં હોય ત્યારે એકાદ વખત એ પોતે

દેવની આરતી ઉતારે છે. હમેશાં હજારો યાત્રાળુઓ દેશના જુદા જુદા ભાગમાંથી અહીં આવે છે. ગુજરાત ઉપર વૈષ્ણવધર્મની અસરનું દ્વારકા એક મ્હોટું સ્મરણચિહ્ન છે.

ડાકોરજી—ગુજરાતનું બીજું અસાંપ્રદાયિક વૈષ્ણવ ધામ ડાકોરજી છે. ડાકોરજીમાં પણ રણછોડજીનું મન્દિર છે. અને ડાકોરની રણછોડની મૂર્તિ દ્વારકાથી આવી છે એમ માન્યતા છે. એ માટે એવી દન્તકથા પ્રચલિત છે કે વજેસિંગ અથવા બોડાણા નામનો એક રજપૂત ડાકોરમાં રહેતો હતો; તે દ્વારકાધીશ રણછોડનો એવો ભક્ત હતો કે એણે રણછોડજીને ચડાવવા માટે હાથમાં તુળશી ઉગાડયાં હતાં એમ કહેવાય છે. એ બોડાણો દર છ મહિને દ્વારકા જતો હતો. એમ કરતાં એ વૃદ્ધ થયો ત્યારે એની ભક્તિ જોઇને દેવને દયા આવી અને રણછોડજીએ કહ્યું કે 'તારે હવેથી અહીં સુધી ન આવવું, હું તારી સાથે તારે ગામ આવીશ.' બોડાણાએ, આ ઉપરથી રાતમાં દેવની મૂર્તિને ઉપાડીને ભાગવા માંડયું. સવાર થતાં ગુગળીઓને ખબર પડી અને તેઓ કાબાઓને લઇને બોડાણાની પાછળ પડયા. ડાકોર આવતાં બોડાણાને ગુગળીઓએ પકડી પાડયો. બોડાણાએ મૂર્તિ તળાવમાં નાખી દીધી. અને પાછળ પડનારા કાબાઓના બાણનો ભોગ થઇને એ ભક્તે વૈકુંઠવાસ કર્યો. દ્વારકાથી રણછોડજીને પાછા લઇ જવા આવેલા બ્રાહ્મણો તળાવ કાંઠે લાંઘવા બેઠા. છેવટ ભગવાને સ્વપ્નામાં બોડાણાની સ્ત્રીને કહ્યું કે તું 'મારા વજન જેટલું સોનું આપીને બ્રાહ્મણોને વિદાય કરી દે.' ગરીબ રજપૂત સ્ત્રી પાસે એટલું સોનું કયાંથી હોય! પણ ભક્તવત્સલ ભગવાન એની સોનાની વાળી બરાબર વજનમાં થયા અને બ્રાહ્મણો વ્હીલે મોઢે દ્વારકા ગયા. પછી એક બ્રાહ્મણને દામોદરકુવામાંથી રણછોડજીની એક મૂર્તિ મળી અને એ દ્વારકામાં જૂની મૂર્તિને સ્થળે પધરાવવામાં આવી. ડાકોરની મૂર્તિ મૂળ દ્વારકાથી આવી હશે એટલું સત્ય આ દન્તકથામાં હોવાનો

સંભવ છે. પણ આ બનાવ ક્યારે બન્યો? એ પ્રશ્નનો ઉત્તર આપવો મુશ્કેલ છે. સ્વ. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ સં. ૧૮૦૦ ની સાલ આપી છે (કાવ્યદોહન ભાગ ૭ પાનું ૩૮) પણ એમણે શા ઉપરથી એ સાલ આપી છે, એ સમજાતું નથી. ખેડા ગેઝીટીયર (પા. ૧૬૭) માં ૧૧૫૫ ની સાલ લખી છે તે ઇસ્વી સન હશે. શા ઉપરથી એ સાલ લખી છે તે એમાં જણાવ્યું નથી. પણ કવિ ગોપાલદાસે (કે શામળ ભટ્ટે?) સં. ૧૭૮૧માં રચેલા બોડાણા આખ્યાનમાં—

"સંવતસે વિક્રમહે બારોતરાબાર, પુષ્ય નક્ષત્ર જોગ સીધો વાર; કારતક શુદી પુનમને ગુરૂવાર, અમૃત ચોઘડીયે પ્રભુજી પધાર્યા નિરધાર" (કાવ્યદોહન ભા. ૭ પા. ૮૦૧) એ રીતે વિ. સં. ૧૨૧૨ ની સાલ આપીછે; તે ઉપરથી ગેઝીટીયરમાં ૧૧૫૫ લખી હશે એમ અનુમાન થાયછે. આટલા જૂના કાળમાં દ્વારકાથી આ મૂર્તિ ડાકોર આવી હોય એમ માનવા માટે આ દન્તકથા ઉપરાંત બીજાં ચોક્કસ પ્રમાણની જરૂર છે. બોડાણા આખ્યાન સં. ૧૭૮૧માં રચાયું છે એ જોતાં ડાંકોર એ પ્હેલાંનું તો ખરૂંજ પણ કવિ નાકર સં. ૧૫૭૨માં ઉમરેઠ ભણી રણછોડરાયજીનાં દર્શન કરવા ગયા હોવાનું તેણે પોતે કહેલ છે.[1] (હરિશ્ચન્દ્રાખ્યાન કડવું ૩૧ મું) એ જોતાં ડાકોરનું સ્થાન ૧૬મા શતક પ્હેલાંનું તો છેજ. ડાકોરનું હાલનું મન્દિર તો પેશ્વાના શરાફ, ગોપાળ જગન્નાથ તાંબેકરે ઇ. સ. ૧૭૭૨ માં બંધાવ્યું છે. (ખેડા ગેઝીટીયર પા. ૧૬૮) ડાકોરનું મન્દિર અસાંપ્રદાયિક હોઇને જૂના કાળના પૌરાણિક વૈષ્ણવ ધર્મના અવશેષરૂપ છે એ ઉપર કહ્યું છે. પણ ડાકોરની પ્રખ્યાતિ દ્વારકા જેટલી નથી. દ્વારકા ભારતવર્ષનું તીર્થસ્થળ છે ત્યારે ડાકોર ગુજરાતનું તીર્થ સ્થળ છે. ડાકોરજીમાં આશ્વિન પૂર્ણિમાએ તથા કાર્તિક પૂર્ણિમાએ મોટા મેળાઓ ભરાય છે.

---

૧ જુઓ શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં પુસ્તકોની સવિસ્તર નામાવલિ ભા. ૨ પૃ. ૧૬૬–૧૬૮

# પ્રકરણ ૨૭ મું

## ગુજરાતી સાહિત્ય ઉપર વૈષ્ણવ અસર

ઇ. સ. ૧૫ મા શતકથી વૈષ્ણવ ધર્મની અસરવાળી ઘણી સાહિત્ય પ્રવૃત્તિ ગુજરાતમાં થઇ છે અને એ સાહિત્યે પુનઃ વૈષ્ણવ ધર્મના પ્રચારને મદદ કરી છે; માટે એ અસરને કાલાનુક્રમમાં જોઇએ. ગુજરતમાં ૧૫ મા શતકમાં અનેક વૈષ્ણવ કવિઓ થયા છે. આ કવિઓ કોઇ સંપ્રદાયના અનુયાયી ન હતા, એમની વિષ્ણુભક્તિનું મૂળ ભાગવત જેવાં પુરાણોમાં અને ગીત ગોવિન્દ જેવાં કાવ્યોમાં મળે છે. શ્રીમદ્ભાગવતને પ્રચાર ગુજરાતમાં ઘણો વ્હેલો થયો હતો[1] શ્રીધરકવિ જેણે પ્ર. સ. ૧૩૯૮ (સં.૧૪૫૪)માં રણમલ્લ છન્દની રચના કરી છે તેણે ભાગવત દશમ સ્કંધની પણ રચના કરી છે. એ ગ્રન્થની અધુરીહાથ પ્રત સદ્ગત મણિલાલ બકોરભાઇ વ્યાસને મળી હતી, એમ દિ. બ. કેશવ હર્ષ ધ્રુવે પ્રાચીન ગુર્જર કાવ્યની પ્રસ્તાવના (પૃ. ૬)માં લખ્યું છે.

મૂળ ભાગવતના રાસ પંચાધ્યાયી જેવા પ્રકરણથી ચાલેલી શૃંગારભક્તિના પ્રચારને ખાસ બળ આપનાર ગીતગોવિંદ અને કૃષ્ણકર્ણામૃત જેવા ગ્રન્થો પણ ગુજરાતમાં ૧૪ મા ૧૫ મા શતકમાં

---

૧ ગુજરાતમાં ભાગવતની પ્રસિદ્ધિ મૂળરાજ સોલંકીના સમયથી મનાય છે અને મૂળરાજ પ્હેલાએ ભાગવતની ૧૧૦૮ સુંદર પ્રતિઓ લખાવીને શ્રી સ્થળના બ્રાહ્મણોને દાનમાં આપી હતી એમ શ્રી. નટવરલાલ ઇચ્છારામ દેશાઈ એ કૃષ્ણલીલા કાવ્યના નિવેદન (પૃ. ૩) માં લખ્યું છે પણ કાંઈ પુરાવો આપ્યો નથી. અને પત્રથી પૂછતાં તા. ૧-૫-૩૪ના પત્રમાં લખે છે કે " અમારા પિતાશ્રીએ પદ બંધ ભાગવતની પ્રસ્તાવનામાં એ ઉલ્લેખ બે ઠેકાણે કર્યો છે પણ તે મૂળરાજ નહિ પણ સિદ્ધરાજ વિષે છે. શા ઉપરથી તે ઉલ્લેખ કરાયલો છે, તે પકડી શકાતું નથી. "

પ્રસિદ્ધ થઈ ગયા હતા. વિ. સં. ના ૧૪ મા શતકમાં ગીત-ગોવિંદનો શ્લોક સારંગદેવના તામ્રપત્રમાં ઉતારેલો હોવાનો પુરાવો ઉપર નોંધ્યો છે.[1] પછી આશરે સં. ૧૪૯૫ માં ગીત ગોવિંદની અસર નીચે કૃષ્ણગોપીના ઉલ્લેખવાળું એક ફાગુકાવ્ય રચાયું છે અને ૧૬ મા શતકમાં તો ગીતગોવિંદનો ગદ્ય અનુવાદ પણ ગુજ-તીમાં મળે છે.[2] અને બિલ્વમંગળના ગ્રન્થોની ૧૫ મા શતકની સચિત્ર પોથીઓ ગુજરાતમાંથી મળી છે.[3]

વળી બારમા શતકમાં ગુજરાતમાં થઈ ગયેલા જૈન વિદ્વાન હેમચન્દ્રના વ્યાકરણમાં આપેલાં પ્રાકૃત ઉદા-હરણોમાં રાધા-કૃષ્ણની પ્રીતિના ઉલ્લેખો વાળી ગાથાઓ છે, એ ઉપરથી રાધા-કૃષ્ણની પ્રીતિ તો જયદેવે ગાઈ તે પહેલાં પણ ગુજરાતના કવિઓએ અપભ્રંશમાં ગાઇ હતી એમ સમજાય છે.[4] અલબત્ત રાધાકૃષ્ણની શૃંગાર ક્રીડા સંબંધી કાવ્યો રચવાના આ જૂના વલણને જયદેવ અને બિલ્વમંગળની લોકપ્રિય રચનાઓએ ઘણું જોર આપ્યું એ દેખીતું છે. આ રીતે મૂળ ભાગવતની અને પછી ગીતગોવિંદ, કૃષ્ણ કર્ણામૃત, બાલગોપાલ સ્તુતિ, વિષ્ણુભક્તિ કલ્પલતા વગેરે એ વખતે ગુજરાતના વૈષ્ણવોમાં ખૂબ વંચાતા ભક્તિના સંસ્કૃત ગ્રન્થોની અસર નીચે ગુજરાતના જ જૂના અપભ્રંશ કવિઓની પરંપરામાં ઉછરેલા ૧૫ મા ૧૬ મા શતકના ગુજરાતી કવિઓમાં નરસિંહ મહેતા તારાઓમાં ચંદ્ર પેઠે સર્વથા અગ્રસ્થાને વિરાજે છે. નરસિંહ મહેતા કેવળ કવિ નથી પણ ભક્ત કવિ અથવા નામદેવાદિ જેવા સંત

---

૧ જુઓ ઉપર પૃ. ૩૫૭

૨ જુઓ શ્રી મુનશીનાં થોડાંકરસદર્શનો પૃ. ૧૫૦ થી ૧૫૩

૩ જુઓ. વડોદરાની ઓરીએન્ટલ કોન્ફરન્સના કલા વિભાગમાં આવેલો શ્રી મંજુલાલ મજમુદારનો લેખ, રિપોર્ટ પૃ. ૮૨૯

૪ જુઓ બીજી સાહિત્ય પરિષદનો રિપોર્ટ-પ્રમુખનું ભાષણ

કવિ છે. એની ભક્તિ, એની કવિતા અને અન્ય ગુજરાતી કવિઓ ઉપર એની અસર વિલક્ષણ છે.

**નરસિંહ મહેતાનો સમય**—નરસિંહ મહેતાનો 'વૃદ્ધ માન્ય' સમય લગભગ વિ. ૧૪૭૦ થી સં. ૧૫૩૬ સુધીનો મનાય છે એ પ્રસિદ્ધ છે. આ માન્યતા મૂળ તો હારમાળામાં સં. ૧૫૧૨ની સાલ તથા જુનાગઢના રા. મંડલિક (ઇ. સ. ૧૪૫૧ થી ૧૪૭૨) ના દરબારમાં હારમાળાનો પ્રસંગ બન્યાનું કથન એ બેના તથા સ્વ. નર્મદાશંકર, ઇચ્છારામ સૂર્યરામ, હરગોવિંદાસ કાંટાવાળા વગેરે જૂના સાહિત્યકારોને જે કાંઇ દંતકથા એ વખતે મળી તેના આધારે બંધાઇ છે. પણ 'નરસિંહ મહેતાના હૃદયમાં પ્રગટેલી ભક્તિની જ્વાલાનું મૂળ શું?' એ પ્રશ્ન ૧૯૦૫ની સાહિત્ય પરિષદમાં પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં સ્વ. ગો. મા. ત્રિપાઠીએ પૂછ્યો અને "ગુજરાતના આ આદિ કવિઓમાં આ જ્વાળાઓ ગુજરાત બ્હારના કોઇ પ્રસિદ્ધ નવા ધર્મપ્રવર્તકોમાંથી નથી આવી" એવો જવાબ આપ્યો[1] અને એ જવાબની સમીક્ષા કરતાં આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવે મહેતાજીને ચૈતન્ય સંપ્રદાય સાથે સંબંધ થયો હોય એવી શંકા કરી, એ શંકાના કારણરૂપે રાધાની ચંદ્રાવલી, વિશાખા, લલિતા વગેરે સખીઓનાં નામો, નરસિંહ મહેતાને ભવિષ્યોત્તર, સ્કંદગત પ્રલ્હાદસંહિતા વગેરે પુરાણોમાંથી મળ્યાં હોવા કરતાં ચૈતન્યના શિષ્યો રૂપગોસ્વામી, જીવગોસ્વામી વગેરેના ઉજ્વલનીલમણિ, વિદગ્ધમાધવ વગેરે ગ્રન્થોમાંથી મળ્યાં હોવાનો વધારે સંભવ રજુ કરી "લોકોક્તિ સિવાય અધિક

---

૧ જુઓ પહેલી સાહિત્ય પરિષદનો રિપોર્ટ–પ્રમુખનું ભાષણ પૃ પ૧થી૧૨ શ્રી. ગો. મા. ત્રિપાઠીના જવાબમાં નિમ્બાર્ક જેવા આચાર્યને તથા રામાનંદ, નામ દેવાદિ સંતોને ધ્યાનમાં લીધા નથી એટલી ત્રુટી તો શ્રી. અં. બુ. જાની પણ સ્વીકારે છે. જુઓ હરિલીલા ષોડશ કલાનો એમનો ઉપોદ્ઘાત પૃ. ૭૪

પ્રમાણ ન હોય તો નરસિંહ મહેતાની આજ સુધી મનાતી તારિખમાં થોડાંક વર્ષનો ફેરફાર કરવો ઉચિત છે" એ રીતે વૃદ્ધ માન્ય તારિખને ચલિત કરી.[1] આચાર્યશ્રી ધ્રુવની આ ન્હાની સરખી પણ અગત્યની શંકાને શ્રી. મુનશીએ નવું બળ આપીને પ્રફુલ્લ કરી. એ પોતે કહે છે તેમ ઈ. સ. ૧૯૨૫માં 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય' એ નિબંધ લખવો પડતાં[2] આચાર્ય આનંદશંકરભાઇનો સંશય એમને વ્યાજબી લાગ્યો અને એમણે 'ગુજરાત'ના ૧૯૮૨ના શ્રાવણ અંકમાં 'નરસિંહ મહેતાનો કોયડો' લખ્યો અને તેમાં આચાર્ય આનંદશંકરભાઈવાળી દલીલમાં નરસિંહ મહેતાની ભક્તિમાં 'શુદ્ધ કે વૃંદાવનીય ભાવ' છે તે ચૈતન્યની અસર છે' એવી નવી દલીલ ઉમેરી અને તેને નરસિંહ મહેતાના જીવન કે કવન વિષે સં. ૧૬૦૦ પહેલાંનો કોઇ ઉલ્લેખ-મળતો નથી એ આનુષંગિક દલીલનો ટેકો આપી નરસિંહ મહેતાનો સમય—નરસિંહના કવનકાળની મર્યાદા સં. ૧૫૬૦—૬૫ પ્હેલાં અને સં. ૧૬૩૫-૪૦ પછી ન હોઈ શકે એવો નિર્ણય આપ્યો.[3]

શ્રી મુનશીનો આ લેખ પ્રગટ થવાને પરિણામે ઘણી—કેટલીક તીખી પણ ચર્ચા ઉત્પન્ન થઈ અને સામસામો પુષ્કળ ઉહાપોહ થયો.[4] આ ઉહાપોહમાં બન્ને પક્ષ તરફથી થયેલી સર્વ સબળ

---

૧ વસંત સં. ૧૯૬૧ શ્રાવણ અને ભાદ્રપદ પૃ. ૨૪૧ થી ૨૫૦ તથા ૨૮૧ થી ૨૮૮

૨ ગુજરાતી સાહિત્ય-મધ્યકાલનો સાહિત્ય પ્રવાહમાં શ્રી મુનશીનો ઉપર કહેલો લેખ પૃ. ૩૫૭

૩ જુઓ શ્રી મુનશીના 'નરસૈયો ભક્ત હરિનો' એ પુસ્તકમાં નરસિંહ મહેતાનો કોયડો.

૪ આ ઉહાપોહને અંગે જે સાહિત્ય પ્રગટ થયું તેમાં ખાસ તો નીચેનાં લખાણો ગણાવી શકાય—કૌમુદી કાર્તિક ૧૯૮૩માં શ્રી. 'અંબાલાલ

—નિર્બળ દલીલોનો વિચાર કરવાની અહીં જરૂર નથી. ફક્ત મુખ્ય મુદ્દાઓ વિષે મારો મત જ ટુંકામાં લખી દઉં (૧) નરસિંહ મહેતાએ આપેલાં રાધાની સખીઓનાં નામો મેં પ્હેલાં (પ્રસ્થાનના લેખમાં) કહ્યું છે તેમ ભવિષ્યોત્તર વગેરે પુરાણોમાંથી કે લોકપ્રસિદ્ધિ—સંત મંડળીઓની કથા વાર્તાઓ—માંથી નરસિંહને મળ્યાં હોવામાં કશું અસંભવિત નથી. ચૈતન્યના શિષ્યોને પણ એજ મૂળમાંથી મળ્યાં છે અને જૂના ગુજરાતી કવિઓએ આખ્યાનો વગેરે માટે ઘણાં પુરાણોનો ઉપયોગ કર્યો છે.[૧] અને આચાર્ય આનંદશંકરભાઇ પણ પુરાણો મૂળ હોવાનો વિકલ્પ સ્વીકારે છે.[૨] (૨) વૃંદાવનીય કે સખીભાવવાળી ભક્તિ ચૈતન્ય સંપ્રદાયમાંથી નરસિંહના કાવ્યોમાં આવી છે, કે સ્વતંત્ર રીતે? આ પ્રશ્નનો મેં ઘણો વિચાર કર્યો અને સખીભાવ કે ગોપીભાવના વિકાસનો

---

જાનીનો નરસિંહ મહેતાનો કાલ નિર્ણય ' પ્રસ્થાન વૈશાખ અને અષાઢ સં. ૧૯૮૩ ' નરસિંહના કોયડાનો વિચાર ' નામનો મારો લેખ, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી પ્રકાશિત હરિ લીલા ષોડશ કલાનો શ્રી. અંબાલાલ જાનીએ લખેલો ઉપોદ્‌ઘાત સં. ૧૯૮૯, પછી ગુજરાતીના અનેક અંકોમાં પ્રગટ થયેલા લેખોનો 'નરસિંહ મહેતાના કોયડાનો ઉકેલ ' નામથી ગુજરાતી પ્રેસે પ્રકાશિત સંગ્રહ (ઈ. સ. ૧૯૩૩), એજ પ્રેસે પ્રગટ કરેલ ત્રિકમદાસનાં કાવ્યો અને ચરિત્ર, તથા રા. જગજીવન બધેકાનો નરસિંહ મહેતો અને મીંઠો કવિ નામનો સંગ્રહ તથા 'નરસૈયો ભક્ત હરિનો (૧૯૩૩)માં શ્રી મુનશીએ હારમાળા તથા આ કોયડા વિષે પોતે જ કૌમુદીમાં એજ વર્ષમાં પ્રગટ કરેલા લખાણનું કાંઇક સુધારા વધારા સાથે કરેલું પુનઃ પ્રકાશન વગેરે વગેરે

૧ જુઓ ગુજરાતી સાહિત્ય—મધ્ય કાલનો સાહિત્ય પ્રવાહમાં મારૂં સંસ્કૃત સાહિત્યનાં આંદોલનો નામનું પ્રકરણ પૃ. ૪૮ થી ૬૫.

૨ જુઓ વસંત ૧૯૯૧ ભાદ્રપદ પૃ. ૨૮૮નું છેલ્લું વાક્ય જે શ્રી. અંબાલાલ જાનીએ હરિ લીલા ષોડશકલાના ઉપોદ્‌ઘાતમાં કાળા ટાઈપમાં મૂક્યું છે.

ઇતિહાસ ઉકેલવાનો પ્રયત્ન કર્યો[1] તો અત્યારે ઉપલબ્ધ બધી સામગ્રી તપાસ્યા પછી મને નિશ્ચય થયો છે કે ચૈતન્યના સમય પહેલાં સખીભાવવાળી ભક્તિનો એક પણ નિઃસંશય પુરાવો મળતો નથી.[2] અને જો એ હકીકત કબુલ રાખવામાં આવે તો કાંતો નરસિંહ મહેતાને શ્રી. મુનશી માને છે તેમ ચૈતન્યના સમય પછી થયા માનવા પડે અથવા તો જેમાં સખીભાવનો સ્પષ્ટ ઉલ્લેખ હોય એવાં પદો–મુખ્યત્વે શૃંગારમાળાનાં પદો પાછળથી રચાઇને નરસિંહને નામે ચડયાં છે એમ માનવું પડે. આ બીજા વિકલ્પમાં કશું અયુક્ત નથી અને આપણા જૂના સાહિત્યમાં પાછળથી ઉમેરા થયા હોવાની તો કોઈથી ના પડાય એમ નથી.

પણ ખરી વાત તો એ છે કે નરસિંહનાં કાવ્યોની જૂની હાથ પ્રતો મળતી નથી એટલે આ પ્રશ્નનો છેવટનો નિર્ણય તો મુલતવી જ રાખવો પડશે; કારણ કે મૌખિક પરંપરામાં મૂળની ભાષામાં મોટા ફેરફારો અને પદોમાં પુષ્કળ ઉમેરા થાય છે એ સુવિદિત છે.[3]

જે સ્થિતિ નરસિંહ મહેતાનાં પદોની છે તે જ સ્થિતિ એના જીવનની છે. ખરી રીતે તો નરસિંહ મહેતાના જીવન વિષે આપણે કશું જ જાણતા નથી.[4] જેમ બીજા ભકતોનાં પરચાવાળાં ચરિત્રો

---

૧ જુઓ નવા ગુજરાતના પહેલા પાંચ અંકોમાં પ્રસિદ્ધ થયેલો 'અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ' નામનો મારો લેખ.

૨ એજન ગુજરાત ડીસેમ્બર ૧૯૩૫ પૃ. ૩૨૫.

૩ નરસિંહનાં ગણાતાં કોઇ કોઇ પદો પ્રક્ષિપ્ત હોવાનો તો બધા પક્ષવાદીઓનો મત છે. શ્રી. મુનશીની રાસસહસ્ર પદીનાં પદો સંબંધી શંકા માટે જુઓ નરસૈયો ભક્ત હરિનો ઉપોદ્‌ઘાત પૃ. ૧૦

૪ જુઓ આ સ્થિતિને સચોટ રીતે દર્શાવતું શ્રી. બ. ક. ઠાકોરનું 'નરસૈયાંને લગતા કેટલાક પ્રશ્નો' એ મથાળા નીચે સાહિત્ય પુ. ૨૨ અં. ૨ માં છપાયેલું ભાષણ.

પાછળથી ભકતમાલાદિ ગ્રન્થોમાં સંગ્રહાયાં છે તેમજ નરસિંહ મહેતાના જીવનના અનેક પરચાવાળા પ્રસંગો વિશ્વનાથ જાની, વલ્લભદાસ વગેરે વિ. સં. ૧૭૦૦ પછી થયેલા કવિઓએ ગાયા છે. આ પ્રકારનાં દંતકથામૂલક સાહિત્ય ઉપરથી તથા પ્રચલિત દંતકથાઓ ઉપરથી નરસિંહ મહેતા કૃત કાવ્ય સંગ્રહમાં તેના સંપાદકે એ ભકત કવિનું જે જીવન ચરિત્ર લખ્યું છે તેનો સાર નીચે ઉતાર્યો છે.

નરસિંહ મહેતાનો જન્મ વિ. સં. ૧૪૬૯–૧૪૭૧ માં જૂનાગઢ પાસે તળાજામાં થયો હતો, અને એમના જીવનનો મોટો ભાગ જૂનાગઢમાં ગયો હતો. આ બેય સ્થળોએ એમના જન્મ વખતે વૈષ્ણવ ધર્મનો પ્રચાર હતો. નરસિંહ મહેતાના પિતાનું નામ કૃષ્ણદામોદર, પિતામહનું વિષ્ણુદાસ, એની માતાનું દયાકોર અને એક ભાઈનું નામ બંસીધર કે વણસીધર હતું. વિષ્ણુદાસ ઘણું કરી નાગર ગૃહસ્થ હતા અને જૂનાગઢ પાસે કુતિયાણામાં મુત્સદ્દીનું કામ કરતા હતા. પણ વિષ્ણુદાસના મરણ પછી કૃષ્ણદાસને ધંધા વગર રખડવું પડયું હતું. કૃષ્ણદાસની પાછલી ઉમ્મરમાં નરસિંહ મહેતાનો જન્મ થયો હતો. કૃષ્ણદાસની હયાતીમાંજ તેના બીજા પુત્રો અને એક પુત્રી મરણ પામેલાં. કૃષ્ણદાસને કેટલા પુત્રો હતા એ બાબત તથા નરસિંહ સિવાય બીજાનાં નામ બાબત કાંઇક મતભેદ છે. તેમજ નરસિંહ મહેતા જે ભાઈ સાથે રહેતા તે સગો ભાઇ હતો કે પિત્રાઈ એ પણ નક્કી નથી. નરસિંહની ત્રણ વર્ષની ઉમ્મરે એનો બાપ મરણ પામેલો જણાય છે. એથી એની મા પોતાના બાળક પુત્ર સાથે નરસિંહના કાકા પર્વતદાસની સાથે જઇ રહી હતી.[1] નરસિંહ બાલ્યાવસ્થામાં બહુ ભણ્યા હોય એમ જણાતું નથી.

૧ આ પર્વતદાસ મહેતા વિષે જુઓ ગુજરાતી પ્રેસ તરફથી બહાર પડેલ ત્રિકમદાસનાં કાવ્યો અને ચરિત્ર.

નરસિંહનો, અગ્યારમે વર્ષે, તે વેળાના મંડલિક રાજાના દિવાનની દીકરીની દીકરી સાથે વિવાહ થયો હતો પણ નરસિંહ સાધુ સન્તોમાં પડયા રહેતા હોવાથી એ સાટું તૂટયું. અને એજ વર્ષમાં-વિ. સં. ૧૪૮૭ માં મજેવડીના એક નાગર ગૃહસ્થ રઘુનાથ પુરૂષોત્તમની દીકરી માણેક સાથે એનાં લગ્ન થયાં. પછી વિ. સં. ૧૪૮૮ માં નરસિંહના કાકા પર્વતદાસ મરણ પામ્યા. હવે નરસિંહને કાંઈ આધાર રહ્યો નહિ. છતાં નરસિંહ જોઇએ તેવા ઉદ્યમી થયા નહિ અને સાધુ સન્તોના ટોળામાં ફર્યા કરતા અને એના ભાઈ (સગા કે પિત્રાઈ) સાથે રહેતા. જેથી એની ભોજાઈનાં મેણાં એને ઘણીવાર સાંભળવાં પડતાં. કોઇ ધન્ય પળે ભાભીનું મ્હેણું નરસિંહ મહેતાથી સહન ન થયું અને એ જંગલમાં ચાલ્યા ગયા અને કોઇ સાધુએ બતાવેલા ક્રમ પ્રમાણે. જૂનાગઢથી દૂર ગોપનાથ મહાદેવમાં ૧૭ વર્ષની ઉમ્મરે તપશ્ચર્યા કરવા મંડયા. કહે છે કે નરસિંહની શુદ્ધ નિષ્ઠાથી અને તપશ્ચર્યાથી મહાદેવ પ્રસન્ન થયા અને મહાદેવની કૃપાથી નરસિંહ મહેતાએ દ્વારિકેશ કૃષ્ણનાં દર્શન કર્યા તથા એની રાસક્રીડા જોઇ. પછી, એક મહિને નરસિંહ મહેતો પાછા ઘેર આવ્યા અને ફરી ભાઇ ભોજાઈ સાથે રહેવા લાગ્યા. અને એની સ્ત્રી માણેક પણ હવે વયમાં આવેલી હોવાથી મહેતાજીનાં ભાઇ ભોજાઇને ઘેર રહેવા આવી. બેય માણુસ ધંધા વગર બેઠાં બેઠાં ખાય એ ગરીબ ભાઇ ભોજાઇને પરવડે એમ ન હતું અને અન્તે પોતાની સાધ્વી સ્ત્રીના અને અન્ય સંબન્ધીઓના આગ્રહથી નરસિંહ મહેતાએ જુદું ઘર માંડયું હતું. મહેતાજી તો જુદું ઘર માંડયા છતાં એની ચિન્તા કરતા નહોતા પણ સંસારનો સર્વ ભાર પ્રભુ ઉપર નાખી દઇને પોતે જાતે પ્રભુ ભક્તિમાં મગ્ન રહેતા તથા સાધુ સન્તોની ભજન મંડળીમાં ફરતા અને કીર્તનો કરતા. આ વખતે એમનો નિભાવ બહુ મુશ્કેલીથી થતો હશે. પણ શ્રી. ક્રીકાણી કહે છે કે "છેલ્લા મંડલિકની માતા વૈષ્ણવ ધર્મ પાળતી હતી, રાજા શિવમાર્ગી હતો

પણ તે કાચા કાનનો હતો એટલે બીજાના ભંભેરવાથી વૈષ્ણવોનો દ્વેષીલો બન્યો હતો. આવા કટોકટીના સમયમાં નરસિંહની ભક્તિ-ભાવના સાંભળીને રાજમાતાએ તેને મળવા બોલાવ્યા હશે અને તે પોતે તેના અન્નવસ્ત્રની તપાસ લેતી હશે. " નરસિંહ મહેતાને ૨૫ મે વર્ષે એક પુત્રી થઇ જેનું નામ કુંવરબાઇ પાડયું અને વિ. સં. ૧૪૯૭ માં શામળશાહનો જન્મ થયો. કુંવરબાઇનાં લગ્ન વિ. સં. ૧૫૦૩ માં થયાં જણાય છે. એને ઘણું કરી ઉના ગામના શ્રીરંગ મહેતાના પુત્ર સાથે પરણાવી હતી. વિ. સં. ૧૫૦૬-૭ માં મહેતાની સાધ્વી સ્ત્રી માણેક મહેતી મરણ પામી અને તે પછી થોડે વખતે એનો પુત્ર શામળદાસ મરણ પામ્યો. આમ સર્વ સાંસારિક સંબન્ધો કાળબળથી છૂટી જતાં નરસિંહ પોતાના ઇષ્ટ કાર્ય માટે સર્વથા સ્વતન્ત્ર થયા અને કૃષ્ણ ભક્તિનાં પદો રચતા વિ. સં. ૧૫૩૭ (ઇ. સ. ૧૪૮૧) માં મરણ પામ્યા.

નરસિંહ મહેતા વૈષ્ણવ ધર્મના આચાર્ય ન હતા પણ વિષ્ણુ-ભક્ત હતા એ ઉપર કહ્યું છે. એમણે ભક્તિના આવેશમાં ગુજરાતી ભાષામાં પદો રચ્યાં છે અને ગાયાં છે. એની ભક્તિનો પ્રવાહ ક્યા મૂળમાંથી આવેલો એની પણ ઉપર ચર્ચા કરી છે; નરસિંહ રામાનુજાદિ કોઈ મતના અનુયાયી નથી. એની પહેલાંના મરાઠી સન્ત નામદેવ પેઠે અને એના સમકાલીન કાશીના કબીર સાહેબ પેઠે નરસિંહ મહેતા નાત જાતનો ભેદ ગણતા નથી. અહીં એટલું યાદ રાખવાની જરૂર છે કે નામદેવ અને કબીર બેય જાતે હલકા વર્ણમાં જન્મ્યા હતા, એટલે આ માન્યતાથી એમને ખાસ કાંઇ નુકસાન ન હતું, પણ નરસિંહ મહેતો ઉંચ વર્ણના નાગર હોવાથી આ મતને વળગી રહેવામાં એમને ઘણું શોષવું પડયું હશે. બીજા નાગરો તરફથી એને ઘણી કનડગત થતી હશે, છતાં મહેતા, ઢેઢ હો કે ગમે તે હો પણ જે ભક્ત હોય તે પોતાનો બન્ધુ છે એમ માનતા જણાય છે. ઢેઢને આંગણે આખી રાત દ્રઢ ભક્તિવાળા

ઢેઢો સાથે કીર્તન કરીને સવારે પાછા વળતાં, પોતાને ઠપકો આપતા નાગરોને એ કહે છે કે:

એવારે અમો એવારે એવા તમે કહો છો વળી તેવારે
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવારે.
હળવાં કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વ્હાલારે.
હરિજનથી જે અંતર ગણશે તેના ફોગટ ફેરા ઠાલારે.
(નરસિંહ મહેતા કૃત કાવ્ય સંગ્રહ પા. ૪૭૧).

તથા,–દૂર મતિયાં ડાહ્યાં થઇ આવે, શાણું થઈ સમજાવે રે
પ્રેમ ભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવે રે
આપણા કુળમાં કોઈએ ન કીધું, તે આપણ કેમ કરીએ રે.
કુળને તજશે ને હરિ ભજશે, સેહેશે સંસારનું મેહણું રે
(પા. ૪૯૦)

આ પદ નરસિંહ મહેતાએ, કીર્તન માટે ગમે તે વર્ણના વેરાગીઓ સાથે ન ભળવા સમજાવતા પોતાના સંબન્ધીઓને કહ્યાં હોય એમ મનાય છે. નરસિંહ મહેતાનાં કાવ્યોનું શ્રી. મુનશીએ ‘ભાગવતના દશમસ્કંધનો અનુવાદ જેમાં બાળલીલા, રાસલીલા, સુદામાચરિત્ર વગેરેનો સમાવેશ થાય છે. (૨) ગીત ગોવિંદથી પ્રેરાયલાં ચાતુરી છત્રીસી, ચાતુરી ષોડશી વિગેરે (૩) આત્મલક્ષી–(૧) ગોપીભાવ દર્શાવતાં પદો, મામેરૂં, લોકોના આક્ષેપોનો જવાબ, વૈરાગ્ય જ્ઞાનનાં પદો વગેરે એ રીતે વર્ગીકરણ કર્યું છે પણ આ વર્ગીકરણ પુરૂં સંતોષકારક નથી. બાકી નરસિંહ મહેતાની કવિતાનો મુખ્ય વિષય કૃષ્ણની ગોકુલ ક્રીડાનો છે. ભાગવતમાં કહેલા કૃષ્ણની બાલક્રીડાના પ્રસંગોને જે રીતે બ્રહ્મવૈવર્ત પુરાણમાં અને તે પછી જયદેવે ગીત ગોવિન્દમાં કલ્પનાથી વિસ્તાર્યા છે તે રીતે વિસ્તારીને નરસિંહ મહેતાએ ગોકુળની, ગોપીઓ સાથેની અને અન્ય ક્રીડાઓનાં ઘણાં કાવ્યો કર્યાં છે. નરસિંહ મહેતા, આ વિષયમાં પોતે જયદેવના ઋણી હોવાનું સ્વીકારે છે. એ કહે છે કે:—

"એક જાણોછો વ્રજની ગોપી, કે રસ જયદેવે પીધોરે,
ઉગતો રસ અવની ઢળતો નરસૈંયે તાણીને લીધોરે."

(કાવ્ય સંગ્રહ પા. ૨૬૬)

લોકસમૂહ ઉપર આ કાવ્યોએ ઘણી અસર કરી છે. હૃદયની કોમળ સ્નેહવૃત્તિઓને કેળવવા માટે તથા અગમ્ય, અગોચર છતાં ભક્ત માટે, મનુષ્યરૂપે ગોચર થતા પ્રભુ તરફ એ વૃત્તિઓને વાળવા માટે, નરસિંહ મહેતાએ, ઉપર કહેલી વૈષ્ણવ ભક્તિમાર્ગની પરંપરાને અનુસરીને આ માર્ગ લીધો છે. બંગાળામાં ચૈતન્યે અને તેના શિષ્યોએ પણ એજ માર્ગ લીધો છે. વલ્લભાચાર્યે અમુક તત્ત્વજ્ઞાન અને પ્રભુની તનુસેવાનો પ્રકાર સ્વીકારેલ છે ખરો, પણ કૃષ્ણભક્તિના વિકાસ માટે વ્રજલીલાનું આ રીતે કીર્તન એમને પણ માન્ય છે.

નરસિંહ મહેતાએ આ ઉપરાંત જ્ઞાન વૈરાગ્યનાં ઉંચી કવિત્વ શક્તિ દર્શાવતાં પદો પણ રચ્યાં છે.[1] આ પદો શ્રી. ક. મા. મુનશી કહે છે તેમ મહેતાની વૃદ્ધાવસ્થાની રચના છે એમ ચોક્કસ કહેવું મુશ્કેલ છે પણ એ ભાગવતોક્ત અદ્વૈત વેદાંતના ઉત્તમ નમુના રૂપ છે એમ કહેવામાં વાંધો નથી. દા. ત.

"અખિલ બ્રહ્માંડમાં એકતું શ્રી હરી, જૂજવેરૂપે અનન્ત ભાસે.
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે.
વિવિધ રચના કરી અનેક રસલેવાને, શિવ થકી જીવ થયો એજ આશે.
વેદ તો એમ વદે શ્રુતિ સ્મૃતિ શાખદે, કનક કુંડળ વિષે ભેદ ન્હોય.
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જુજવાં, અંતે તો હેમનું હેમ હોય."

તથા—

જળ હળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં હેમની કોર જ્યાં નીસરે તોલે.

---

૧ નરસિંહ મહેતાના વેદાન્ત માટે જુઓ શ્રી. આ. બા. ધ્રુવનું 'જાગીને જોઉં તો જગતદીસે નહીં.' ઈત્યાદિ પદનું દિવ્ય પ્રભાત નામનું આખ્યાન (આપણો ધર્મ પૃ. ૯૯)

સચ્ચિદાનન્દ આનન્દ ક્રીડા કરે સોનાનાં પારણામાંહી ઝૂલે.
બત્તિ વિણુ તેલ વિણુ સૂત્ર વિણુ જો વળી, અચળ ઝળકે સદા અનળ દીવો.
નેત્ર વિણુ નીરખવો, રૂપ વિણુ પરખવો, વણુ જીહ્વાએ રસ સરસ પીવો.
અકળ અવિનાશી એ નવજ જાએ કળ્યો, અરધ ઉરધની માંહે મહાલે
નરસૈયાનો સ્વામી સકલ વ્યાપી રહ્યો પ્રેમના તંતમાં સન્ત ઝાલે"

(નરસિંહ મહેતા કૃત કા. સં. પા. ૪૮૪)

સકલમાં વ્યાપી રહેલા આ અવિનાશી ઇશ્વરને પ્રાપ્ત કરવાનું સાધન ભક્તિજ છે એમ ઉપરના પદમાં તથા બીજાં અનેક પદોમાં નરસિંહ મહેતાએ સ્પષ્ટ કહ્યું છે. વર્ણાશ્રમના ધર્મ, નિત્ય નૈમિત્તિક કર્મ એ બધું જ્યાં સુધી ભક્તિ હૃદયમાં ન પ્રગટે ત્યાં સુધીજ કરવાનું છે.

વર્ણના ધર્મને, કર્મ કરવાં ટળ્યાં, મર્મ જાણ્યો ત્યારે ભર્મ ભાગ્યો.
શ્રી રાધિકા કૃષ્ણુ ભજ સચ્ચિદાનન્દ, તેથી નથી કાંઈ ધર્મ આઘો
મનુષ્યને કર્મ કરવાં ઘટે ત્યાં લગી, જ્યાં લગી ભક્તિનો ભેદ અળગો.
સકલ સાધનનું શ્રીહરિ નામ છે, પાર પામ્યા કોઈ સન્ત પૂરા,

... ... ... ... ...

ભણે નરસૈયો એ નામને આશરે, નામને મૂર્તિમાં લીન રહીએ."

(પા. ૪૮૩)

ભક્તિ માટે મહેતા દેહને પણ ગણુતા નથી—

"ભક્તિ કારણુ મારો દેહ દુર્બલ હજો, દેહ કારણુ રખે સ્નેહ જાયે."

(પા. ૪૮૦)

ભક્તિ પ્રભુની કૃપાથી પ્રાપ્ત થાય છે; એ આપે છે ત્યારે હૃદયમાં પ્રગટે છે; મતલબ કે પોતાના બળથી પ્રાપ્ત થતી નથી એમ મહેતા માને છે.

"મારા નાથજી મુજને ભક્તિ દેજો સદા, દીન જાણીને સંભાળ લેજો,
ભક્તિ આપી ભલા ભાવથી ભુદરા, અંતે આવી અહોનિશ રહેજો."

(પા. ૪૮૩)

નરસિંહ મહેતા નવધાભક્તિ (શ્રવણુ, કીર્તન વગેરે ભાગવતો-

ક્ત ) થી પર જે પ્રેમલક્ષણા ભક્તિ તેના ઉપર બહુ જોર આપે છે અને હૃદયમાં એ પ્રગટાવવાની ઇચ્છાથી જ ગોપીઓના પ્રેમનું પરિશીલન, હૃદયમાં તથા કાવ્યોમાં, કરે છે. ગોકુલની ક્રીડાનાં કાવ્યો એ દૃષ્ટિથી જોવાનાં છે.

"સત્ય અનન્તજ જેહને કહીએ, તે નવધાથી ન્યારો રે,
નવધામાં તો નહિં નરવેડો દશધામાં દેખાશે રે,
અચવો રસ છે એહની પાસે તે પ્રેમી જન પાસેરે."

( પા. ૪૯૧. )

પરમાત્માનું સ્વરૂપ પીછાણ્યા વગર ટીલાંટપકાં તથા તુલસી-માળા ધારણ કરીને ભક્ત-હરિજન ગણાવા ઇચ્છનારાઓને મહેતા પિંડમાં રહેલા પ્રભુને પારખવાની જરૂર સબળ રીતે દર્શાવે છે.

હરિને જાણ્યા વિના હરિ કેરો જન થયો, વાત પકવાનથી ભૂખ ન ભાગે

... ... ... ... ...

પિંડમાં પ્રભુ પણ પ્રગટ પેખે નહિં, ફોગટ ભમે તે દૂર ભાળે.

(પા. ૪૮૪. )

ભક્તિની વાસના મુક્તિ માટે નહિ પણ ભક્તિ માટેજ હોય છે એ જૂનો સિદ્ધાન્ત નરસિંહ મહેતા નીચેના શબ્દોમાં સ્વીકારે છે.

" ચતુરધા મુક્તિ તે જૂજવી જુક્તિની, તાહરા તેહને તે નવ રાચે,
એહુ કરજોડીને નરસૈંયો વીનવે જન્મોજન્મ તારી ભક્તિ રાચે."

( પા. ૪૭૭. )

૧૫ મા શતકને ઉજ્જવળ કરનાર તો નરસિંહ મહેતાજ છે પણ એ શતકમાં બીજા અનેક કવિઓએ સીધી કે આડકતરી રીતે વિષ્ણુ ભક્તિના પ્રચારમાં સહાય કરી છે.

**ભાલણ**—વિ. સં. ૧૪૯૫ માં[1] પાટણમાં જન્મેલા ત્રિવેદી

---

૧ આ તારિખ ચોક્કસ નથી શ્રી. રા. ચુ. મોદી ૧૬ મા શતકમાં ભાલણ વિદ્યમાન હતો; એનું અવસાન ૧૫૭૦ ના સુમારે થયું હશે એટલું ચોક્કસ માને છે. (જુઓ ભાલણ-પરિચિય પૃ. ૧૫૧-૧૫૫).

મોઢ બ્રાહ્મણ કવિ ભાલણ નરસિંહ મહેતાના સમકાલીન છે. એઓના ધાર્મિક મન્તવ્ય માટે કાંઈક મતભેદ છે. છતાં પ્રમાણોનો ઝોક એમને (ઉત્તરકાળમાં) વૈષ્ણવ માનવાની ફરજ પાડે છે. પણ નરસિંહ મહેતા જ્યારે કૃષ્ણભકત હતા ત્યારે ભાલણ રામભકત હતા.[1] ભાલણે રામવિવાહ, રામબાળચરિત તથા ધ્રુવાખ્યાન વગેરે લખેલ છે તથા ભાગવતના દશમસ્કન્ધનો અનુવાદ કર્યો છે. સંસ્કૃત ન જાણનારા સાધારણ લોકોને સંસ્કૃત ગ્રંથોના તત્ત્વનો રસ ચખાડવો એને એ વખતના વિદ્વાનો તથા કવિઓ પોતાનું કર્તવ્ય માનતા. તદનુસાર ભાલણે ઉપરોકત ગ્રંથો લખ્યા છે. પણ ભકિતને પુષ્ટ કરનારા ગ્રંથો પસંદ કર્યા; એટલું ગુજરાતના વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં એમનું સ્થાન ગણાય.

૧૫ મા શતકના જ એક બીજા કવિ કેશવદાસે પણ ભાગવતનો દશમ સ્કન્ધ ગુજરાતી કવિતામાં લખ્યો છે. દશમ સ્કંધના આ અનુવાદને પ્રેમાનંદના દશમ સ્કંધ કરતાં શ્રી. રા. ચુ. મોદી ચઢીઆતો ગણે છે[2] આ કવિ કેશવદાસ જાતે કાયસ્થ હતા અને વેરાવળ પાસે પ્રભાસ પાટણમાં રહેતા હતા. કેશવદાસે વિ. સં. ૧૫૨૯ માં[3] દશમ સ્કન્ધ લખ્યો છે. (આ ગ્રંથ શ્રી ફાર્બસ

---

૧ જુઓ સમાલોચક સપ્ટેમ્બર ૧૯૧૫ તથા શ્રી. રા. ચુ. સંપાદિત ભાલણકૃત બે નળાખ્યાનનો પ્ર. પૃ. ૫

૨ જુઓ કૌમુદી જુલાઈ ૧૯૩૫ પૃ. ૭૫ માં શ્રી. રા. ચુ. મોદીનું શ્રી કૃષ્ણલીલા કાવ્યનું અવલોકન.

૩ શ્રી. રા. ચુ. મોદી જ્યોતિષની ગણતરીને આધારે સં. ૧૫૯૨ માને છે. મને હાથપ્રતમાં તો ૧૫૨૯ મિતિ જ સ્પષ્ટ દેખાય છે. અને જ્યોતિષની ગણતરી ઉપર કેટલો આધાર રાખવો એ જરા વિકટ પ્રશ્ન છે. આ વિષયમાં પણ ગુજરાતીના તંત્રી અને રા. ચુ. મોદી વચ્ચે ઠીક વાદવિવાદ થયો છે. જુઓ. ગુજરાતીનો ૧૯૩૫ નો દીપોત્સવી અંક. આ વિષય ઉપર છેલ્લો લેખ ગુજરાતી ૧૯૩૫ ડીસેમ્બર તા. ૨૨ ના અંકમાં પૃ. ૧૮૩૫ ઉપર છપાયો છે.

ગુજરાતી સભા આશ્રિત ગ્રંન્થમાળાના અંક તરિકે રા. રા. અંબાલાલ બુ. જાનીએ સંશોધી સં. ૧૯૯૦ માં પ્રગટ કર્યો છે.) આ અરસામાં કર્મણ મંત્રીએ પણ દશમસ્કંધનાં પદોની રચના કરી છે.

આજ અરસામાં વિ. સં. ૧૫૪૧ (ઈ. સ. ૧૪૮૫) માં ભીમ નામના કવિએ બોપદેવ કૃત હરિલીલા ષોડષકલાનો,[1] સિદ્ધપુરમાં રહીને ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. હરિલીલા ષોડષકલા, એ મૂળ ભાગવતની અનુક્રમણિકા જેવો બોપદેવે રચેલો ગ્રંથ છે. જેની નોંધ ભક્તિ મીમાંસાના પ્રકરણમાં આવી ગઈ છે. અલબત્ત ભીમે બોપદેવનાં મૂળ કરતાં ગુજરાતી અનુવાદમાં વધારે વિસ્તાર કર્યો છે.[2] આ ભીમ પોતાના ગ્રંથમાં દરેક કળાને અંતે પોતાને વિષ્ણુદાસ કહે છે.

વિ. સં. ના પંદરમા સોળમા શતકોમાં બીજા વૈષ્ણવ કવિઓ થયા હશે પણ એમાંથી કોઇની બ્હોળી અસર દેખાતી નથી. ખરી રીતે નરસિંહ મહેતાનાં વ્યાપક તેજમાં બધા તારાઓ તિરોહિત થઈ ગયા છે. વળી સોળમા શતકથી ગુજરાતમાં વલ્લભી સંપ્રદાયનો પ્રચાર થવાથી વિષ્ણુ ભક્તિ તરફ વલણવાળાં ચિત્તો

---

૧ આ ભીમકવિ સિદ્ધપુરનો નહિ પણ પ્રભાસ પાટણનો વતની છે એમ શ્રી. અંબાલાલ બુ. જાની કહે છે (જુઓ એમનો શ્રી હરિલીલા ષોડશ કળાનો ઉપોદ્‌ઘાત પૃ. ૯૮ થી ૧૦૪) પણ શ્રી. રામલાલ ચુનીલાલ મોદી ભીમને સિદ્ધપુરનો જ વતની માને છે (જુઓ કૌમુદી ૧૯૩૧ ના ફેબ્રુઆરીમાં છપાયેલો "ભાલણ અને ભીમ ઉપર થોડોક પ્રકાશ" નામનો તેમનો લેખ, તેમજ ભીમના પ્રબોધ પ્રકાશની ગુ. વ સો. એ પ્રકાશિત આવૃત્તિમા શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીનો ઉપોદ્‌ઘાત તથા બુદ્ધિપ્રકાશ ૧૯૩૬ અં. ૪ માં આવેલું અવલોકન.)

૨ જુઓ ગુજરાત વર્નાકયુલર સોસાઇટી તરફથી પ્રકાશિત અને શ્રી. અં. બુ. જાની સંપાદિત શ્રી હરિલીલા ષોડશકલા જેમાં બોપદેવનો ગ્રન્થ પણ સરખામણી માટે આપેલ છે.

એ સંપ્રદાય તરફ ખેંચાય અને એમાં ભળી જાય એ સ્વાભાવિક છે. છતાં ભક્તિના આવેગથી કે તેના પ્રચારની વાસનાથી પ્રેરાઇને નહિ પણ કથા આખ્યાનના શ્રવણની લોકરૂચિને સંતોષવાની ઇચ્છાથી નાના મોટા અનેક લેખકોએ પૌરાણિક વસ્તુને ગુજરાતી પદ્યમાં ઉતારવાના પ્રયત્નો કર્યા છે. અને આ પ્રયત્નમાં હરિવંશ ભાગવત જેવાં વૈષ્ણવ પુરાણોનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. વૈષ્ણવ ધર્મના ઇતિહાસમાં ખરી રીતે આ પ્રકારની રચનાઓનું સ્થાન અતિ અલ્પ છે. અને ઘણી રચનાઓને તો ગુજરાતી સાહિત્યમાં પણ મહત્ત્વનું સ્થાન નથી. છતાં કૃષ્ણબાલચરિત્રનાં પદો કે કૃષ્ણરામાદિ અવતારોની અને ધ્રુવ, પ્રલ્હાદાદિ ભક્તોની ચરિત્ર કથાઓને લગતાં કાવ્યો અસાંપ્રદાયિક વૈષ્ણવ કુટુમ્બોમાં ગવાતાં વંચાતાં હોવાનો તથા તેની વિષ્ણુભક્તિપોષક કાંઇક અસર થતી હોવાનો સંભવ છે. આ દષ્ટિથી પૌરાણિક વૈષ્ણવ ધર્મની અથવા ખરી રીતે પૌરાણિક વૈષ્ણવ સાહિત્યની ગુજરાતી સાહિત્ય ઉપર કેટલી અસર થઇ છે એ દર્શાવવા પુરતી નીચેની યાદી આપી છે.

ઓખાહરણ જેવા હરિવંશ–ભાગવતના કથા પ્રસંગો જો કે શિવથી વિષ્ણુનો ઉત્કર્ષ દર્શાવવા મૂળ યોજાયા જણાય છે પણ ગુજરાતની જનતાને એમાં રસ આવવાનું કારણ જુદું હોવાથી વીરસિંહ (સં. ૧૫૨૦–૨૫), જનાર્દન (સં. ૧૫૪૮), નાકર (સં. ૧૬૦૪) વગેરેનાં ઉષાહરણોને તથા એજ કારણોથી કાશીસુત મેધજી (સં. ૧૬૪૭) દેવીદાસ (સં. ૧૬૬૦) નાં રૂક્મિણી હરણોને તેમજ વસ્તાકૃત સુભદ્રાહરણ (સં. ૧૬૦૬) વગેરેને પણ અહીં નોંધવાની જરૂર નથી. પણ ચતુર્ભુજ (સં. ૧૫૭૬) તથા બ્રેહેદેવ (સ. ૧૬૦૯) કૃત ભ્રમરગીતા, સુરદાસ (સં. ૧૬૧૧) કૃત પ્રલ્હાદાખ્યાન, હરિદાસ (સં. ૧૬૩૭) કૃત ભાગવતસાર અને ધ્રુવચરિત્ર, મેગલ (સં. ૧૬૩૭) કૃત ધ્રુવાખ્યાન, વિષ્ણુદાસ

(સં. ૧૬૩૭ અને ૧૬૬૦) કૃત ધ્રુવાખ્યાન અને સુદામાચરિત્ર લક્ષ્મીદાસ (સં. ૧૬૩૯) કૃત ગજેન્દ્રમોક્ષ, વાસણુદાસ (સં. ૧૬૪૮) કૃત રાધારાસ, રામદાસસુત મુન્ય (સં. ૧૬૪૯) તથા રામભક્ત નારાયણ ભટ્ટ (સં. ૧૬૬૦) નાં અંબરીષાખ્યાનો, એ નારાયણ ભટ્ટના તૃતીયસ્કંધ અને એકાદશસ્કંધ (સં. ૧૭૦૦), દેવીદાસ (સં. ૧૬૬૦) કૃત રાસપંચાધ્યાયી, શિવદાસ (૧૬૬૭) કૃત બાલચરિત, કૃષ્ણુદાસ (સં. ૧૬૭૩) કૃત સુદામો, નરહરિ (સં.૧૬૭૭) ની ભગવદ્ગીતા, અવિચલદાસ (૧૬૮૮) કૃત ભાગવતષષ્ટસ્કંધ, પરમાનન્દ (૧૬૮૯) કૃત હરિરસ, વૈકુંઠ (૧૬૯૪) કૃત ધ્રુવાખ્યાન અને વૈકુંઠદાસ (સં. ૧૭૦૦) કૃત રાસલીલા, કહાન (સં. ૧૭૦૦) કૃત ગોવર્ધનરાસ, ગંગાદાસ (૧૭૦૦) કૃત સુદામાખ્યાન, કાયસ્થ માધવદાસ (સં. ૧૭૦૫) કૃત ગોવર્ધનલીલા, કંસવધ, ભ્રમરગીતા, રાસપંચાધ્યાયી, નાગદમન વગેરે, કાયસ્થ કવિ ભગવાનદાસ (સં. ૧૬૪૮થી૧૭૪૬)નાં ભગવદ્ગીતા તથા ભાગવત એકાદશસ્કંધ, સંતમહારાજ (સં. ૧૭૨૫) કૃત ભાગવત, પ્રેમાનંદ (સં. ૧૭૩૦) કૃત વામનકથા, રત્નેશ્વર (સં. ૧૭૪૦ થી ૧૭૫૦) કૃત ભાગવત, વીરજી (સં.૧૭૪૫) કૃત દશાવતારની કથા, જગન્નાથ (સં. ૧૭૫૦) કૃત સુદામો, વિશ્વનાથ જાની (૧૭૬૨) કૃત પ્રેમપચીસી, વલ્લભ ભટ્ટ (સં. ૧૭૬૩, ૧૭૭૦) કૃત ભાગવત, તુળજારામ (સં. ૧૭૬૫) કૃત દશમસ્કંધ, ભાણુદાસ (સં. ૧૭૬૬) કૃત પ્રલ્હાદાખ્યાન, પ્રેમાનંદ (૧૭૭૫) કૃત ભ્રમર પચ્ચીસી, વ્રજવેલ, પ્રલ્હાદાખ્યાન અને દશમસ્કંધ જેસુન્દર મેવાડાએ પૂરો કર્યો (સં. ૧૭૯૬), મોતીરામ (સં. ૧૮૦૦) કૃત સુદામાચરિત્ર, પ્રાગદાસ (સં. ૧૮૦૦) કૃત ભાગવતસાર, રૂઘનાથ (સં. ૧૮૦૦ અને ૧૮૬૨) કૃત ધ્રુવાખ્યાન, દશમસ્કંધ અને પ્રલ્હાદાખ્યાન, કાલિદાસ (સં ૧૮૧૭) કૃત પ્રલ્હાદાખ્યાન, રામકૃષ્ણ (સં. ૧૮૪૩) કૃત ગજેન્દ્ર મોક્ષ, કવિ દયારામ (સં. ૧૮૩૩ થી ૧૯૦૯) કૃત દ્વાદશસ્કંધ ભાગવતાનુક્રમણિકા, અજામિલાખ્યાન વગેરે

અને વિઠ્ઠલભટ્ટ (સં. ૧૮૫૨થી૧૯૧૮) કૃત રાસપંચાધ્યાયી વગેરે કૃતિઓ ગુજરાતી સાહિત્ય ઉપર વૈષ્ણવ પૌરાણિક કથા આખ્યાનાદિની અસરનો વિસ્તાર દર્શાવે છે. ઉપરની યાદી[1] જોવાથી ગીતાના અનુવાદ જેવા એકાદ અપવાદ સિવાય ભાગવતમાંથી કૃષ્ણચરિત્રના તથા ધ્રુવ, પ્રલ્હાદ જેવા ભક્તોના ચરિત્રના પ્રસંગો લઈને ગુજરાતમાં કેટલી બધી રચના થઈ છે એ દેખાશે. વળી ભાગવતના જુદા જુદા સ્કંધોના અનુવાદો, તેમજ સમગ્ર ભાગવતના સળંગ અનુવાદો પણ રત્નેશ્વર, વલ્લભ અને સન્ત મહારાજના મળે છે, એ ઘણું સૂચક છે. ભાગવતના આ ત્રણ અનુવાદોમાં ઉત્તમ રત્નેશ્વરનો અનુવાદ છે. ડભોઈના વતની શ્રીમાળી બ્રાહ્મણ મેઘજીના પુત્ર રત્નેશ્વરે શ્રીધરી ટીકાને શબ્દશઃ અનુસરી આખા ભાગવતનો પદ્યાનુવાદ દેશીમાં આપવાનો પ્રયત્ન કર્યો છે અને એ પદ્યાનુવાદ ઘણી રીતે બીજા અધુરા કે આખા ગુજરાતી અનુવાદોથી જુદો પડે છે.[2]

ભાગવતનાં વસ્તુને જેમ ગુજરાતના અનેક કવિઓએ ગુજરાતીમાં ઉતાર્યું છે. તેમ રામાયણનાં વસ્તુને ગુજરાતીમાં ઉતારવાનો પણ અનેક કવિઓએ યત્ન કર્યો છે. દા. ત. કર્મણમંત્રી (સં ૧૫૫૪)

---

૧ ઉપરની યાદી સુરતની સાહિત્ય પરિષદનો રિપોર્ટ, ગુ. વ. સો. તરફથી પ્રકાશિત રત્નેશ્વરના ભાગવતના ઉપોદ્‌ઘાતમાં તેના સંપાદક શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીએ પૃ. ૧૩–૧૪ માં આપેલી યાદી તથા ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક (પુ. ૨ અં. ૧ પૃ. ૨૦૬)માં શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ વીરસિંહના ઉષાહરણના પરિશિષ્ટ રૂપે આપેલી હરિવંશ અને ભાગવત ઉપરથી રચાયેલાં ગૂજરાતી કાવ્યોની યાદી એ ત્રણેય ઉપરથી ઉતારી છે. સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ વિષે જુદો વિચાર કરેલો હોવાથી અહીં તેઓનાં કાવ્યોની નોંધ નથી કરી.

૨ જુઓ રત્નેશ્વરના શ્રીમદ્‌ભાગવત ગુજરાતી પદ્યાનુવાદનો શ્રી. કે. કા. શાસ્ત્રીનો ઉપોદ્‌ઘાત તથા રત્નેશ્વરની વિશિષ્ટતા માટે શ્રી. ક. મા. મુનશીનાં થોડાંક રસદર્શનો પૃ. ૨૨૩ થી ૨૨૭

ની રામકથા, માંડણ (સં. ૧૫૭૫) નું રામાયણ, મીઠાભક્તનો સીતાસંદેશ, ભાલણપુત્રો ઉદ્ધવ અને વિષ્ણુદાસનું રામાયણ, તથા ગિરધર (૧૯ મું શતક) નું રામાયણ વગેરે નોંધવા જેવા મુખ્ય ગ્રન્થો છે.

ઉપર નોંધી છે તે પ્રકારની સાહિત્ય પ્રવૃત્તિનું પ્રેરકબળ વિષ્ણુ-ભક્તિ હોય અથવા આથી વૈષ્ણવધર્મનો કશો પણ પ્રચાર થયો હોય એમ મને લાગતું નથી. એકજ કવિએ મહાભારતમાંથી તેમ અનેક વૈષ્ણવ અને શાક્તપુરાણોમાંથી પ્રસંગો લઇને આખ્યાનો રચ્યાં છે, એ ઘણું સૂચક છે. આ બાબતમાં પ્રેમાનંદનો દાખલો ખાસ નોંધવા યોગ્ય છે.

**મહાકવિ પ્રેમાનંદે** (વિ. સં. ૧૬૯૨થી૧૭૯૦) પૌરાણિક આખ્યાનો ગુજરાતીમાં રચવાની ભારે પ્રવૃત્તિ કરી છે.[૧] કવિ પ્રેમાનંદ, રામાનુજ કે વલ્લભ કોઇ પણ સંપ્રદાયના અનુયાયી હોય એવું માનવાનું કારણ નથી. અને એની પ્રવૃત્તિ જેમ વૈષ્ણવ ભક્તિથી પ્રેરિત નથી તેમ ભક્તિની પ્રેરક પણ નથી. એટલે ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં આ કવિને અગ્રસ્થાન હોવા છતાં આ ઇતિહાસમાં ભાગવતના દશમસ્કંધ જેવા ભાગનું ભાષાન્તર કરવા પુરતું કે વામનચરિત્ર જેવી અવતાર કથા કહેવા પુરતુંજ સ્થાન છે.

**ભક્ત ચરિત્રો**—પણ આ પૌરાણિક પ્રવૃત્તિ ઉપરાંત આ સમયના ગુજરાતી કવિઓએ જેમ ભાગવત પુરાણમાંથી લઇને ભક્તિપ્રચારક સુદામાચરિત્ર લખ્યું છે. તેમ ગુજરાતના જ પ્રથમ અને પ્રખ્યાત વૈષ્ણવ ભક્ત નરસિંહ મહેતાના જીવનના પ્રસંગોનાં, ભક્તોને ભગવાન ભીડને વખતે ચમત્કારિક રીતે સહાય કર્યા વગર રહેતો નથી એ માન્યતાના દષ્ટાંતરૂપ,

---

૧. પ્રેમાનંદ કવિએ આ રીતે મહાભારત પુરાણમાથા કેટલા પ્રસંગો લીધા છે તેની નોંધ માટે જુઓ ગુજરાતી સાહિત્ય ખં. ૫ માં સંસ્કૃત સાહિત્યનાં આંદોલનો નામનો મારો નિબંધ વિ. ૩ પૃ. ૬૧–૬૨

આખ્યાનો રચ્યાં છે. આ પ્રકારની પ્રવૃત્તિનો ભક્તિ માર્ગમાં લાંબો ઇતિહાસ હોવાથી એની ટુંકી નોંધ આ ઇતિહાસમાં આવશ્યક ગણાય. મીરાંબાઈનું નરસિંહ કા માહ્યરા મળી ન આવે ત્યાં સુધી તેને સંદિગ્ધ ગણીએ તો હારમાળા એ કદાચ આ જાતનો પ્હેલો પ્રયત્ન છે. એનું કર્તૃત્વ હજી સંદિગ્ધ છે.[1] પછી વિશ્વનાથ જાની (સં. ૧૬૮૧થી૧૭૩૧) એ સં. ૧૭૦૮ માં મોસાળા-ચરિત્ર અને હુંડી લખ્યાં છે પછી, કૃષ્ણદાસ કવિએ હુંડી કાવ્ય (સં. ૧૭૧૩ માં) લખ્યું છે અને હરિદાસ કવિએ ૧૭૨૫ માં શામળદાસનો વિવાહ લખ્યો છે. પછી તો મહાકવિ પ્રેમાનંદે શામળદાસ નો વિવાહ, કુંવરબાઈનું મામેરૂં, હુંડી, નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ, વગેરે અનેક પ્રસંગો સંબંધી આખ્યાનો લખ્યાં અને તેની આકર્ષક શૈલીને પ્રતાપે ખૂબ લોકપ્રિય બનાવ્યાં. આ જાતની છેલ્લી રચનાઓ તરીકે ૧૯ મા શતકના ત્રિકમદાસનું પર્વત પચ્ચીસી અને કવિ દયારામનું નરસિંહ મહેતાની હુંડી ગણાવી શકાય.

આ ઉપરાંત ડાકોર જેવાં ગુજરાતનાં તીર્થસ્થાનોના ભક્તો પણ થઇ ગયા છે. દા. ત.

હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનું કામ જોને
પરથમ પેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને
સુત વીત દારા શીશ સમરપે તે પામે રસ પીવા જોને

વગેરે અતિ લોકપ્રિય કાવ્યનો લેખક ભાટ કવિ પ્રીતમદાસ (વિ. સં. ૧૭૮૩ થી ૧૮૫૫) ડાકોરના ઠાકોરનો પરમ ભક્ત હતો. તેણે કૃષ્ણની બાળલીલાનાં પદો રચ્યાં છે જેમાંથી—

---

૧ હારમાળાની ચર્ચા માટે જુઓ શ્રી. ક. મા. મુનશીનું નરસૈયો ભક્ત હરિનો. ૧૯૩૩ તથા શ્રી. ફા. ગુ. સભા ત્રૈમાસિકના પુ. ૨. ૩ માં શ્રી. કેશવરામ કાશીરામ શાસ્ત્રીનો હારમાળાનો ઉપોદ્‌ઘાત તથા નરસિંહ ચરિત્રનાં કાવ્યોની ચર્ચા માટે પુ. ૧ અં. ૩ પૃ. ૩૩૬ શ્રી. ન. ધ. દેશાઇનો લેખ.

હો જસોદાજી, આવડો લાડકવાયો લાલ ન કીજે
અને હો વાંસલડી વેરણ થઇ લાગી રે વ્રજની નારને
વગેરે ગુજરાતી સ્ત્રીઓને મોઢે ચડી ગયાં છે.

પ્રીતમદાસનો સમકાલીન મોઢ બ્રાહ્મણ નરભેરામ (વિ. સં. ૧૮૨૪ થી ૧૯૦૮) પણ ડાકોરના રણછોડરાયનો ભક્ત હતો; તેણે બોડાણાની મૂછોનાં પદો લખીને ભક્તિ પ્રચાર માટે ભક્ત ચરિત્રના લેખકોની પરંપરામાં પોતાનું નામ ઉમેર્યું છે.

ધીરો ભક્ત, ભોજો ભક્ત વગેરે કવિઓ ભક્ત કહેવાય છે પણ ખરી રીતે તેઓએ વિષ્ણુ ભક્તિનો નહિ પણ નીતિ, વૈરાગ્ય, ત્યાગ, સાધુ સેવા વગેરેનો બોધ કર્યો છે. એટલે તેઓની કવિતાનો ઇતિહાસ જુદો જ છે.

# પ્રકરણ ૨૮ મું

## ગુજરાતી પ્રજા અને સાહિત્ય ઉપર વૈષ્ણવ સંપ્રદાયોની અસર

**ગુજરાતની વૈષ્ણવ વસ્તીઃ**—સમગ્ર ભારત વર્ષમાં વૈષ્ણવ વસ્તી કેટલી છે એનું ચોક્કસ અનુમાન કાઢવામાં ઘણી મુશ્કેલીઓ છે. કારણ કે હમણાં વસ્તીપત્રકોમાં હિન્દુ વસ્તીના ધાર્મિક વિભાગો જુદા નોંધવામાં નથી આવતા. અને હિન્દુ ધર્મમાં એટલા બધા ધાર્મિક પંથો છે, કે કુલ હિન્દુ વસ્તીના આંકડા ઉપરથી વૈષ્ણવ કે શૈવ વસ્તીનું અનુમાન ન કાઢી શકાય. એટલે એ પ્રયત્ન આ પુસ્તકમાં નથી કર્યો પણ ગુજરાતની વૈષ્ણવ વસ્તીનું અનુમાન કાઢવાનો અહીં યત્ન કરવામાં આવ્યો છે. ઇ. સ. ૧૮૭૨ પછીના વસ્તીપત્રકમાં હિંદુ વસ્તીના ધાર્મિક વિભાગોની દૃષ્ટિથી જુદા આંકડાઓ નથી આપ્યા. એટલે ૧૮૭૨ ના આંકડા જે મુંબઇ ગેઝીટીઅર ગ્ર. ૯ ભા. ૧ માં પ્રસિદ્ધ થયા છે, તે ઉપર જ આધાર રાખવો પડશે. મુંબઇ ગેઝીટીઅર ગ્ર. ૯ ભા. ૧ (પૃ. ૫૩૦)માં ગુજરાતના **ધાર્મિક સંપ્રદાયોનો ૧૮૭૨ ના વસ્તીપત્રક પ્રમાણેનો કોઠો** નીચે પ્રમાણે આપ્યો છે:—

| બ્રીટીશરાજ્ય | શૈવો | | વૈષ્ણવો | | | | | મિશ્ર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | સ્માર્તો | લિંગાયતો | વૈષ્ણવો | રામાનુજી | વલ્લભી | સ્વામી નારાયણી | કબીર પન્થી | સાધુઓ | અચોક્કસ મતો | કુલ |
| સુરત | ૪૭૩૫૧ | ૩૨ | ૨૦૬૬૪ | ૧૩૨૭૨૧ | ૧૯૩૪૩ | ૩૭૨૪ | ૪૭૪૬ | ૯૪૨ | ૩૦૦૮૮૪ | ૫૩૦૪૦૬ |
| ભરૂચ | ૨૧૯૦૩ | ૨૦૨ | ૮૩૮૭ | ૭૨૬૯૫ | ૧૨૫૬૯ | ૩૮૬૯ | ૧૨૬૮૭ | ૨૧૫૯૩ | ૧૧૯૧૪૧ | ૨૭૩૦૪૬ |
| ખેડા | ૪૭૧૭૫ | | ૬૩૫૧ | ૨૦૬૯૪૮ | ૧૦૯૩૧૬ | ૨૯૯૯૭ | ૧૧૮૦૦ | ૧૧૫૯ | ૧૫૭૦૦૯ | ૫૬૯૭૫૫ |
| પંચમહાલ | ૬૪૨૧ | | ૨૬૪ | ૩૭૯૯ | ૫૯૦૮ | ૫૩૮ | ૧૪૪ | ૭૯૧ | ૨૧૨૫૦૬ | ૨૩૦૩૭૧ |
| અમદાવાદ | ૬૪૦૮૮ | ૧૦૬૬ | ૨૮૦૦૭ | ૭૨૦૯૨ | ૧૧૦૩૨૩ | ૩૨૪૮૧ | ૫૦૮૨૬ | ૨૭૪૩ | ૩૪૯૫૫૪ | ૭૧૧૧૮૦ |
| કુલ | ૧૮૬૯૩૮ | ૧૩૦૦ | ૬૩૬૭૩ | ૪૮૮૨૫૫ | ૨૫૭૪૫૯ | ૭૦૬૦૮ | ૮૦૨૦૩ | ૨૭૨૨૮ | ૧૧૩૯૦૯૪ | ૨૩૧૪૭૫૮ |

| દેશી રાજ્યો | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વડોદરા | ૨૬૨૮૭૦ | ૩૬૪ | ૧૨૨૩૮૩ | ૪૫૨૩૪૭ | ૧૪૮૦૨૯ | ૪૯૫૦૪ | ૬૮૭૯૮ | ૮૭૯૩ | ૬૬૫૯૫૬ | ૧૭૭૯૦૪૪ |
| કાઠીઆવાડ | ૧૪૭૩૧૨ | ૧૩૬૮૩ | ૩૧૬૯૪૮ | ૧૨૭૧૬૮ | ૧૮૯૧૭૨ | ૧૫૩૮૩૯ | ૪૪૭૨૭ | ૩૧૧૦૦ | ૫૭૧૨૯૮ | ૧૫૯૫૨૪૭ |
| કચ્છ | ૨૭૦૪૮ | | ૩૧૬૦ | ૩૮૧૦૩ | ૩૬૬૨૦ | ૫૮૧૪ | ૪૯૫ | ૩૮૨૬ | ૧૮૮૨૪૫ | ૩૦૩૩૧૧ |
| રેવાકાંઠા | ૨૭૭૪૪ | | ૮૪૫૯ | ૩૩૦૬૮ | ૭૭૪૨ | ૨૨૭૦ | ૪૬૭૧ | ૭૬૭ | ૩૯૯૧૮૭ | ૪૮૩૯૦૮ |
| ખંભાત | ૪૦૧૩ | ૧૬૧૩૪ | ૭૧૨ | ૧૬૪૫૭ | ૮૨૦૯ | ૫૬૪૬ | ૧૪૮૦ | ૫૨૫ | ૧૪૪૬૧ | ૬૭૬૩૭ |
| સુરત એજન્સી | ૨૭૦૯ | ૯ | ૫૪૦ | ૪૫૦ | ૨૫ | ૬ | ૩૮૪ | ૫૨ | ૧૧૫૨૦૯ | ૧૧૬૩૮૪ |
| કુલ | ૪૭૧૬૯૬ | ૩૦૧૯૦ | ૪૫૨૨૦૨ | ૬૬૭૫૯૩ | ૩૮૯૭૯૭ | ૨૧૭૦૭૯ | ૧૨૦૫૫૫ | ૪૫૦૬૩ | ૧૯૫૪૩૫૬ | ૪૩૪૮૫૩૧ |
| | ૬૫૮૬૩૪ | ૩૧૪૯૦ | ૫૧૫૮૭૫ | ૧૧૫૫૮૪૮ | ૬૪૭૨૫૬ | ૨૮૭૬૮૭ | ૨૦૦૭૫૮ | ૭૨૨૯૧ | ૩૦૯૩૪૫૦ | ૬૬૬૩૨૮૯ |
| બ્રીટીશ અને દેશી રાજ્યો બેમનો સરવાળો | ૬૯૦૧૨૪ કુલ શૈવો | | ૨૮૦૭૪૨૪ કુલ વૈષ્ણવો | | | | ૩૧૬૫૭૪૧ કુલ મિશ્ર | | | |

ઉપરનો કોઠો ૧૮૭૨ ના વસ્તીપત્રક પ્રમાણે છે[1] તે પછી ધર્માનુસાર આંકડાઓ વસ્તીપત્રકમાં નોંધાયા જ નથી એટલે અત્યારના આંકડાઓ નહિ મળે. પણ સાધારણ રીતે આપણે ત્યાં દરેક કુટુંબમાં વંશ પરંપરાથી એને એ ધર્મ પાળવામાં આવે છે, એ જોતાં ધર્માનુસાર વસ્તીનું પ્રમાણ લગભગ ૧૮૭૨ વાળું હોવાનો સંભવ છે. બીજું એ જોવાનું છે કે ગુજરાતની લગભગ ૬૬ લાખની કુલ હિંદુ વસ્તીમાંથી લગભગ ૩૧ લાખ જેટલી કોળી, ભીલ વગેરે અસલ વતનની કોમોની ધાર્મિક માન્યતાઓ શૈવ, વૈષ્ણવ કે શાકત ગણાય એવી નથી. એટલે એને તો બાદ કરીને જ બાકીની વસ્તીમાંથી કેટલા શૈવ અને કેટલા વૈષ્ણવ એ વિચારવાનું રહે છે. એટલે શ્રી. થૂથીએ "આ હિન્દુ વસ્તીનો મોટો ભાગ વૈષ્ણવ સંપદાયોમાંથી કોઇકનું અનુસરણ કરે છે." (પૃ. ૧૭) એમ જે કહ્યું છે, તે શિથિલ કથન વસ્તુસ્થિતિનું સાચું ચિત્ર નથી. ખરી રીતે લગભગ ૩૧ લાખ મૂળ વતનીઓ અને સાત લાખ જેટલા શૈવો બાદ કરતાં ઉપરના કોઠામાં બતાવ્યા પ્રમાણે જુદા જુદા સંપ્રદાયના મળીને લગભગ અઠાવીશ લાખ વૈષ્ણવો ૧૮૭૨ માં હતા. પછી ૧૮૯૧ માં ગુજરાતની હિન્દુ વસ્તી એક કરોડ દશ લાખની થઇ હતી પણ ૧૯૦૧ માં ઘણું કરી છપનીઆ દુકાળને પરિણામે પાછી ઘટીને ૯૦ લાખ રહી હતી અને તેમાં તેંત્રીશ લાખ કોળીઓ વગેરે હતા. છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે ગુજરાતની હિંદુ વસ્તી અઠ્ઠાશી લાખ છે એટલે ઈ. સ. ૧૯૦૧ થીયે બે લાખ ઓછી અને ૬૬ લાખની વસ્તીમાં જો વૈષ્ણવો ૨૮ લાખ હતા, તો હવે અઢી લાખ જૈનો બાદ કરતાં[2]

---

૧ ગુજરાતની હિંદુ વસ્તીના ઉપલા આંકડાઓમાં જૈનો જેઓ ૩૩૪૬૪૫ ઇ. સ. ૧૮૭૨ માં હતા તેઓ નથી ગણાયા. તેમજ પાલણપુર મહીકાંઠાના આંકડા નથી આવ્યા.

૨ જૈનોની સંખ્યાનો ઉપલો આંકડો ૭૨ ના આંકડા સાથે સરખાવતાં કાંઇક ભૂલ એમાં લાગે છે.

હાલની ૮૬ લાખની વસ્તીમાં લગભગ ૩૬ લાખ હોવા જોઇએ. સાચો આંકડો એથી પણ લાખ બે લાખ વધારે હોવાનો સંભવ છે, કારણ કે મુંબઈ શહેરના ગુજરાતીઓ આમાં નથી ગણાયા અને ૧૯૩૧ ના વસ્તીપત્રકમાં ઘણાઓએ નોંધ નહોતી કરાવી એ પણ સ્મરણમાં રાખવાનું છે.

હવે ગુજરાતમાં જુદા જુદા સંપ્રદાયનો પ્રચાર જોઈએ.

## ગુજરાતમાં વૈષ્ણુવ સંપ્રદાયો.

પૌરાણિક વૈષ્ણુવ ભકિતનો પ્રચાર ગુજરાતમાં જૂના કાળથી છે એ આપણે જોયું છે અને ગુજરાતી સાહિત્યમાં પણ એની અસર છે. ઉપરના કોઠામાં જે પાંચ લાખ જેટલા સંપ્રદાયના નામ વગરના વૈષ્ણુવો નોંધાયા છે તેમાંના કેટલાક કોઈ સંપ્રદાયના હોવાનો–મુખ્યત્વે વલ્લભ સંપ્રદાયના–હોવાનો સંભવ છે. પણ ઘણા કોઇ સંપ્રદાયના અનુયાયી નહિ એવા એટલે કે પૌરાણિક વૈષ્ણુવો હશે.

**રામાનુજ સંપ્રદાય**—રામાનુજ સંપ્રદાયની ગુજરાતમાં જૂના કાળમાં વિશેષ અસર થઈ હોય એવું દેખાતું નથી. પણ એ સંપ્રદાયના અનેક ગ્રન્થો ચારસો–પાંચસો વર્ષ ઉપર લખાયેલા ગુજરાતમાંથી મળ્યા છે, એ ઉપરથી કાંઇક પ્રચાર હોવાનો સંભવ જણાય છે. પણ ઇ. સ. ૧૮૭૨ના વસ્તીપત્રકમાં લગભગ અગીઆર લાખ રામાનુજી વૈષ્ણુવો નોંધ્યા છે.[1] પણ ગેઝીટીઅરમાં જ એ કોઠા ઉપર વિવેચન કરતાં કહ્યું છે કે રામાનુજીના આંકડામાં દેખીતી રીતે રામાનન્દી, રામસનેહી અને સાધારણ રામભક્તોનો સમાવેશ છે. મતલબ કે ગેઝેટીઅરનો આંકડો રામાનુજ સંપ્રદાયના અનુયાયીઓની સંખ્યાનો સાચો આંકડો નથી. અલબત્ત બ્રાહ્મણ વાણીઆમાં થોડા રામાનુજાનુયાયીઓ છે અને વડોદરા, ડભોઈ, અમદાવાદ, સુરત વગેરેમાં તેઓનાં મંદિરો છે, એમ ગેઝીટીઅરમાં

૧ જુઓ ઉપરનો કોઠો. હરિલીલા ષોડશકલાના ઉપોદ્ઘાતમાં શ્રી. અં. બુ. જાનીએ પણ એ આંકડો ગેઝીટીઅરમાંથી ઉતાર્યો છે. (પૃ. ૨૬ ટિ. ૩)

લખેલું છે. આ ઉપરાંત વિક્રમની વીસમી સદીના આરંભમાં રામાનુજ સંપ્રદાયના એક આચાર્ય કાઠીઆવાડમાં કેટલીક વખત રહી ગયેલા અને તેઓના ઉપદેશથી જૂનાગઢ, બીલખા વગેરે કેટલાંક ગામોમાં રામાનુજ સંપ્રદાયનો થોડો પ્રચાર થયો છે.

રામાનુજ પછી નિંબાર્ક સંપ્રદાયના બે ગ્રન્થો ગુજરાતના ભંડારોમાંથી મળ્યા છે. અને જો કે ગેઝીટીઅરમાં નિંબાર્કના કોઈ અનુયાયી ગુજરાતમાં નથી એમ કહેલું છે.[1] પણ બારડોલી તાલુકામાં હાલમાં નિંબાર્કાનુયાયી ભક્તમંડળ છે, અને શ્રી. રામચરણજી પૂજારી વૈષ્ણવે સં. ૧૯૬૭માં વેદાન્તકામધેનુ સટીક ગુજરાતીમાં છપાવેલ છે, એમ શ્રી. અં. બુ. જાનીએ નોંધ્યું છે.[2]

પછી મધ્વના ઘણા થોડા અનુયાયીઓ ગુજરાતમાં છે એમ ગેઝીટીઅરમાં લખેલું છે. અલબત્ત એના બે ગ્રન્થો ગુજરાતમાંથી મળ્યા છે. અને દરજી, ગરાશીઆ, પાટીદારમાં હજી મધ્વાનુયાયીની ઠીક સંખ્યા છે; એમ શ્રી. અં. બુ. જાનીએ લખ્યું છે.

પછી બંગાળાના શ્રી કૃષ્ણચૈતન્ય યાત્રા કરતા કરતા ગુજરાતમાં આવ્યા હતા એમ એના એક જીવનચરિત્ર લેખકે લખ્યું છે અને શ્રી દિનેશચંદ્ર સેન તથા શ્રી. ક. મા. મુનશી એ લેખને ખાસ વિશ્વાસપાત્ર ગણે છે. પણ ચૈતન્ય સંપ્રદાયના અભ્યાસી બીજા ઇતિહાસવિદ: તથા એ સંપ્રદાયના ગોંસાઇંઓ એ કડચા ગ્રન્થને બનાવટી ગણે છે.[3] મતલબ કે ચૈતન્યની જૂના કાળમાં ગુજરાતમાં અસર થઈ નથી. અલબત્ત આ જમાનામાં જે બંગાળી અસર

---

૧ જુઓ મું. ગે. ગ્ર. ૯ ભા. ૧ પૃ. ૫૩૩

૨ હરિલીલા ષોડશકલાનો ઉપોદ્‌ઘાત પૃ. ૨૯ ટિ. ૯૭

૩ જુઓ ઉપર પૃ. ૨૮૨ ટિ. ૧ તથા ઢાકા મ્યુઝીઅમના ક્યુરેટર આર. સી. મઝમુદારના તા. ૮-૧-૩૬ના અમૃતબઝાર પત્રિકામાં છપાયેલા લેખનો 'બંગાળી બધેકાશાઈ બનાવટ' મથાળાથી તા. ૧૮-૧૦-૩૬ના પ્રજાબંધુમાં છપાયેલો અનુવાદ.

બધે ફેલાઈ છે તેને પરિણામે ગુજરાતમાં કેટલાક ચૈતન્યના અનુયાયીઓ જોવામાં આવે છે ખરા.

**વલ્લભ સંપ્રદાય**—ગુજરાતમાં સૌથી વધારે પ્રચલિત વૈષ્ણવ સંપ્રદાય તો વલ્લભ સંપ્રદાય છે. આખા ગુજરાત કાઠીઆવાડમાં પુષ્ટિમાર્ગનાં મન્દિરો જોવામાં આવે છે. વાણીઆ, ભાટીઆ, લુહાણા, ભણશાલી વગેરે ગુજરાતની વેપારી કોમો વલ્લભાચાર્યની અનુયાયી છે. બ્રાહ્મણોમાંથી પણ પુષ્ટીમાર્ગીય મહારાજોનાં આશ્રિત કુટુમ્બો એ સંપ્રદાયનું અનુસરણ કરે છે. ઇ. સ. ૧૮૭૨ના વસ્તીપત્રક વખતે વલ્લભમતના વૈષ્ણવો લગભગ સાડાછ લાખ નોંધાયા છે. પણ પાંચ લાખ સામાન્ય વૈષ્ણવોમાંથી કેટલાક આ મતના હોવાનો સંભવ છે, અને તે પછી આજ સુધીમાં વસ્તી વધી છે અને મુંબઈ શહેર જેનો ગુજરાતના ઉપલા આંકડામાં સમાવેશ નથી તેમાં વલ્લભમતના વૈષ્ણવોની મોટી સંખ્યા છે; એ જોતાં આઠ–નવ લાખની આસપાસ વલ્લભમતના ગુજરાતી વૈષ્ણવોની સંખ્યા હોવી જોઇએ.

વલ્લભાચાર્ય અનેકવાર ગુજરાતમાં આવ્યા હતા. અને એના પુત્ર વિઠ્ઠલનાથજી પણ ગુજરાતનાં અનેક મોટાં શહેરો અને નાનાં ગામડાંઓમાં ફર્યા હતા. ૧૫મા શતકની વેગવાળી અનેક વૈષ્ણવ હીલચાલોથી ગુજરાત વૈષ્ણવમાર્ગ સ્વીકારવા તત્પર થઈ ગયું હતું. ૧૦મા શતકથી જોરમાં આવતી વિષ્ણુભક્તિ ૧૫મા શતકમાં પૂરજોરમાં આવેલી અને અનેક રસ્તે ઉભરાતી હતી એ આપણે આગળ જોઈ ગયા છીએ. ભાગવત જેવાં પુરાણોએ, ગીતગોવિંદ જેવાં કાવ્યોએ કે નરસિંહ મહેતા જેવા ભક્ત કવિઓએ માત્ર ભક્તિને જગાડી હતી, પણ એને ચાલવા માટે સામાન્ય લોકોને પણ અનુકૂળ આવે એવો કોઈ રસ્તો—ચીલો બનાવ્યો નહોતો. વલ્લભાચાર્યે એ રસ્તો બનાવ્યો. ગુજરાતની વેપારી વસ્તીને એ રસ્તો ફાવી ગયો. વલ્લભાચાર્યના વખતમાં જ ૧૬મા શતકના

આરંભમાં જ ગુજરાતમાં વલ્લભાચાર્યને અનેક અનુયાયીઓ મળ્યા હતા અને પછી પણ બહુ ઝડપથી ગુજરાતમાં, વલ્લભમત પ્રસરી ગયો, અને એકાદ શતકમાં જ વલ્લભમતનું ગુજરાતમાં એવું જોર થઈ ગયું કે વૈષ્ણવમતનો પર્યાય જ વલ્લભમત મનાવા લાગ્યો. સ્થળે સ્થળે વલ્લભમતનાં મન્દિરો ઉભાં થયાં. ન્હાનાં ન્હાનાં ગામડાંમાં પણ મહાપ્રભુજીની બેઠક અને ન્હાનું પણ વલ્લભી મન્દિર દેખાવા લાગ્યાં. ટુંકામાં વલ્લભમતનું ધામ જ ગુજરાત થઇ ગયું. આ રીતે ગુજરાતના વૈષ્ણવધર્મે નિશ્ચિતરૂપ પકડી લીધું. તે પછીના એના ઇતિહાસમાં વલ્લભમતનાં મન્દિરો, અને વલ્લભાચાર્યના ગુજરાતવાસી વારસોએ તથા એ મતના બીજા વિદ્વાન અનુયાયીઓએ કરેલી સાહિત્ય પ્રવૃત્તિ મોટું સ્થાન રોકે છે, પણ એનું સવિસ્તર વર્ણન કરવાનું આ સ્થળ નથી. માત્ર ગુજરાતી સાહિત્ય ઉપર વલ્લભ સંપ્રદાયે કરેલી અસર જોઇએ તો વલ્લભાચાર્યના સંપ્રદાયના અનુયાયી ગુજરાતી કવિઓમાં સૌથી જુના અને કદાચ સૌથી વધારે પ્રખ્યાત તો કવિ ગોપાલદાસ છે. આ ગોપાલદાસ વલ્લભાચાર્યના શિષ્ય ભાઈલાકોઠારીના જમાઈ થાય અને વિઠ્ઠલનાથજીની કૃપાથી તેઓમાં કવિત્વશક્તિ આવી અને તેણે વલ્લભાખ્યાન નામનું વલ્લભાચાર્યના ચરિત્રનું કાવ્ય લખ્યું. આ વલ્લભાખ્યાન વૈષ્ણવોમાં અતિલોકપ્રિય છે અને એનું મહત્ત્વ એટલું મનાયું છે કે એના ઉપર ગોસ્વામી શ્રી જીવનજી મહારાજે વ્રજભાષામાં વ્યાખ્યા લખી છે. આ ગોપાળદાસે પોતાના ગુરૂ શ્રી વિઠ્ઠલનાથને પુરૂષોત્તમનો અવતાર કહેલ છે. જુઓ:—

પૂર્ણબ્રહ્મ શ્રી લક્ષ્મણસુત પુરૂષોત્તમ શ્રી વિઠ્ઠલનાથ

(આખ્યાન ૧ શ્લો. ૨૪)

આ ગોપાળદાસને વલ્લભ સંપ્રદાયી ગુજરાતી કવિઓમાં પ્રથમ અને શ્રેષ્ઠ કહી શકાય. તે પછી ગોકુળનાથના શિષ્ય બ્યારાવાળા ગોપાળદાસે તથા કેશવદાસે પણ વલ્લભાચાર્યનું ચરિત્ર ગુજરાતીમાં

લખ્યું છે. આ ઉપરાંત વલ્લભાચાર્યના પંથના બારેક કવિઓ અઢારમા શતકમાં થઇ ગયા છે. પણ તેઓની કવિતાને માલ વિનાની શ્રી. કૃ. મો. ઝવેરી કહે છે.[૧] પછી રામાયણ અને કૃષ્ણચરિત્ર લખનાર કવિ ગિરધર (૧૯મું શતક) વલ્લભમતના અનુયાયી હતા એ નોંધવું જોઇએ. પણ વલ્લભમતના ગુજરાતી કવિઓમાં શ્રેષ્ઠ અને ગુજરાતી કવિઓમાં પ્રથમપંક્તિના કવિ દયારામ જ સવિસ્તર નોંધને યોગ્ય છે.

**કવિ દયારામ**—ગુજરાતમાં વૈષ્ણવ શૃંગારભક્તિનાં પદો રચવાની શરૂઆત તો નરસિંહ મહેતાએ કરી છે. અને એની પૂર્ણાહૂતિ વલ્લભમતના અનુયાયી કવિ દયારામે કરી છે એમ કહી શકાય. આ બે કવિઓ વચ્ચે ઘણું મળતાપણું છે. બેય ભક્તકવિઓ છે. બેય કવિઓએ શૃંગારભક્તિ ગાઇ છે. નરસિંહ મહેતાએ ભાગવત અને ગીતગોવિંદમાંથી પ્રેરણા લીધી છે, ત્યારે કવિ દયારામે પ્રેરણા તો એ ગ્રન્થોમાંથી જ લીધી છે. પણ પોતે પુષ્ટિમાર્ગના અનુયાયી છે. દયારામ કવિએ વૈષ્ણવભક્તિનો કોઇ નવો પ્રકાર ઉપદેશ્યો નથી પણ વલ્લભમતનું વિવરણ કર્યું છે. જો કે એની જે રચના ખૂબ લોકપ્રિય થઇ છે તે તો એની શૃંગારભક્તિવાળી કવિતા-ખાસ તો કૃષ્ણ ગોપીની શૃંગારક્રીડા સંબંધી ગરબીઓ છે. સખી ભક્તિનો ઉલ્લેખ નરસિંહ મહેતાનાં કેટલાંક પદોમાં મળે છે. એ પદોનાં સંદિગ્ધ કર્તૃત્વસંબંધી ચર્ચા આગલા પ્રકરણમાં કરી છે પણ દયારામની સખી ભક્તિ વિષે સંદેહનું કારણ જ નથી. કવિ દયારામ પહેલાંજ પુષ્ટિમાર્ગમાં સખીભાવવાળી ભક્તિનો સ્વીકાર થઇ ગયો હતો.

કવિ દયારામનો જન્મ વિ. સં. ૧૮૩૨માં ડભોઇમાં મામાને ઘેર થયો હતો.[૨] તેઓ સાઠોદરા નાગર હતા. તેઓના પિતાનું

---

૧ ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો પૃ. ૧૨૧ ટિ.

૨. કવિ દયારામનાં ચરિત્ર માટે જુઓ શ્રી. શંકરપ્રસાદ છગનલાલ રાવળનું લખેલું ભક્તકવિશ્રી દયારામભાઈનું જીવનચરિત્ર ૧૯૨૦ પ્રકાશક નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઈવાળા, સી. પી. ટેંક, લાડનીવાડી, મુંબઈ

નામ પ્રભુરામ ભટ્ટ અને માતાનું નામ રાજકોર હતું. કવિનું મૂળ વતન ચાંડોદ હતું. કવિનાં માતાપિતા ધર્મનિષ્ઠ હતાં, પણ કવિની બાલ્યાવસ્થામાં જ તેઓ સ્વર્ગવાસી થયાં હતાં એટલે તેઓ પોતાના મામાને ઘેર મોટા થયા હતા. કવિએ બાલ્યાવસ્થામાં બહુ વિદ્યા પ્રાપ્ત કરી હોય એમ જણાતું નથી. પણ જુવાનીનો સમય સ્વચ્છંદપણે ચાંડોદની જુવાન સ્ત્રીઓ તરફ તોફાનમસ્તી કરવામાં ગાળેલો એમ કહેવાય છે. કેટલાકને મતે તેઓ મોટી ઉંમરે પણ શૃંગારી રહ્યા હતા.[૧] એ ગમે તેમ હો પણ એની કવિતા ઉપરથી એને શૃંગારી ગણવા એ તો ખોટું જ છે. કારણ કે એ કવિતા તો શૃંગારભક્તિના સ્વીકૃત પ્રકારની છે. એમનાં માતાપિતા વૈષ્ણવ હોવાથી દયારામભાઈમાં પણ વૈષ્ણવ સંસ્કારો પહેલેથી ખરા અને પછી ડાકોરવાળા ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ થતાં કવિ ચુસ્ત વલ્લભસંપ્રદાયી વૈષ્ણવ થયા. આ ઇચ્છારામ ભટ્ટજીએ શ્રીમદ્વલ્લભાચાર્યના અણુભાષ્ય ઉપર પ્રદીપ નામની સંસ્કૃત ટીકા લખી છે. આવા વિદ્વાન વૈષ્ણવ પાસેથી કવિએ વિદ્યા તથા પુષ્ટિમાર્ગનું રહસ્ય મેળવ્યું. દયારામભાઇએ આ ઇચ્છારામ ભટ્ટજીની પ્રેરણાથી ભારતવર્ષનાં અનેક તીર્થસ્થળોની યાત્રા કરી હતી અને યાત્રામાં જ એમણે ગોસ્વામી શ્રી વલ્લભલાલજી પાસેથી બ્રહ્મસંબન્ધ સ્વીકાર્યો. કવિ પરણ્યા નહોતા પણ એક રતનબાઈ નામની વૈષ્ણવ સોનારણ પાછલી ઉમ્મરમાં એમની સેવા કરતી. એઓ ૭૬ વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવી વિ. સં. ૧૯૦૯માં વિદેહ થયા. દયારામભાઇએ વ્રજભાષામાં તથા ગુજરાતીમાં કાવ્યો કર્યાં છે. વ્રજભાષાની કવિતાનો મોટો ભાગ હજી છપાયો નથી. દયારામભાઇનાં કેટલાંક કાવ્યોમાં ભાગવતોક્ત કૃષ્ણલીલાનું વર્ણન છે. આ કાવ્યોનો પ્રધાનભાવ શૃંગારભક્તિ છે. તેઓ સખીભાવવાળી ભક્તિને શ્રેષ્ઠભક્તિ ગણતા

---

૧ જુઓ શ્રી. કૃ. મો. ઝવેરીનું ગુજરાતી સાહિત્યના માર્ગસૂચકસ્તંભો સને ૧૯૨૩ પૃ. ૨૦૯.

હોય એમ જણાય છે. રૂક્મિણી વિવાહાખ્યાન, અજામિલાં-ખ્યાન વગેરે ભક્તિપોષક આખ્યાનો પણ પ્રેમાનન્દ વગેરે ગુજરાતી કવિઓની રૂઢીને અનુસરીને દયારામે રચ્યાં છે. અને રસિકવલ્લભ, પુષ્ટિપથરહસ્ય, ભક્તિપોષણ, વગેરે પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો દર્શાવતા ગ્રન્થો રચ્યા છે. જ્યારે અજામિલાખ્યાન, મીરાંબાઇ ચરિત્ર, કુંવરબાઈનું મામેરૂં, પુષ્ટિભક્ત રૂપમાલિકા, ભક્તિવેલ વગેરેમાં પૌરાણિક વૈષ્ણવભક્તો, પુષ્ટિમાર્ગના ૮૪ વૈષ્ણવો, વલ્લભાચાર્ય અને તેના વંશજો વગેરેનાં ચરિત્રો છે. પ્રેમ-પરીક્ષા આદિ અને રાધાજીનો ખેલ, રાધિકાનાં વખાણ વગેરે રાધાકૃષ્ણની ક્રીડાને લગતાં કાવ્યો છે. ગુજરાતી ઉપરાંત દયારામ કવિએ વ્રજભાષામાં પણ પુષ્કળ સાહિત્ય લખ્યું છે.[૧] ઉપર કહ્યું છે તેમ દયારામભાઇ વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયી હોવાથી વૈષ્ણવ-ધર્મનું કોઇ નવું તત્ત્વ એમનાં કાવ્યોમાંથી મળે એમ નથી. દયારામભાઇએ સંસ્કૃત ભાષા ન જાણનારા સામાન્ય લોકવર્ગમાં વલ્લભમતની ભક્તિ ગુજરાતી ભાષાદ્વારા ફેલાવવાનું કાર્ય કર્યું છે. કવિ તરીકે દયારામભાઈનું નામ ગુજરાતમાં ઘણું મોટું છે. અને આવી ઉજ્જવળ કવિત્વશક્તિનો અસંખ્ય કાવ્યોદ્વારા ભક્તિના પ્રચારમાં એમણે ઉપયોગ કર્યો એટલે અંશે ભક્તિમાર્ગના ઇતિહાસમાં પણ એમનું સ્થાન છે. કવિ દયારામના ભક્તિવિષયક વિચારો વલ્લભ સંપ્રદાયમાંથી ઉતરી આવેલા હોઇને એ સિદ્ધાંતદર્શક એમનાં કાવ્યોમાંથી અહીં કશું ઉતારવાની જરૂર નથી, પણ એની જે શૃંગારરસપૂર્ણ ગરબીઓએ ગુજરાતની સ્ત્રીઓનાં ચિત્ત હરી લીધાં હતાં તેમાંથી એકાદ બે નમુનાની નીચે ઉતારી છે.

---

૨. દયારામ કવિના ગ્રન્થોની યાદી માટે તથા દયારામ કવિના ભક્તિ-સિદ્ધાન્તના સવિસ્તર વિવરણ માટે જુઓ પ્રો. જે. ગો. શાહનો રસિક વલ્લભનો ઉપોદ્ઘાત—પ્રકાશક ગુ. વ સો.

(૧) ગરબે રમવાને ગોરી નિસર્યાં રે લોલ રાધિકા રંગીલી અભિરામ વ્રજવાસણી રે લોલ.
તાળી દેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ. ૧
સંગમાં સાહેલી બીજી છે ઘણી રે લોલ;
કાંઇક કહું તેહ તણાં નામ; વ્રજ૦ તાળી. ૨
ગિડ્ ગિડ્ ગિડ્ તામ્ છુમ્ છુમ્ છુમ્ કે બાજે ઘૂઘરારે લોલ,
તાળી લેતાં વાગે ઝાંઝર ઝૂમખાં રે લોલ. ૩
ચંદ્રભાગા ને ચંદ્રાવળી રે લોલ, ચંપકલતા ચારૂ રૂપ;
લલિતા વિશાખા વ્રજ મંગલા રે લોલ,
માધવી ને માલતી અનૂપ; વ્રજ૦ તાળી. ૪
વિવિધ વાજિંત્ર વાજે છંદમાં રે લોલ,
તાલસ્વરે મળી કરે ગાન; વ્રજ૦ તાળી. ૫
લોલ કહેતાં અધર અરૂણ ઓપતા રે લોલ,
લટકે નમી મેળવે સહુ માન; વ્રજ૦ તાળી. ૬
ખેલ મચ્યો તે વૃંદાવનમાં રે લોલ,
બંસીવટ ચોક રસ રૂપ; વ્રજ૦ તાળી. ૭
ગરબો જોવાને ગિરધર આવિયા રે લોલ,
મોહ્યા નિરખી શ્યામાનું સ્વરૂપ; વ્રજ૦ તાળી. ૮[૧]

(૨) ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે
ત્હને ત્હારો કાન બોલાવે, ત્હને ઘનશ્યામ બોલાવે.
સરસ સમય સાધે-સાધે; પ્યારી રાધે.

દયારામ કવિએ ગાયેલો શૃંગાર ભલે લૌકિક ન હોય પણ ઉઘાડો છે એની ના પડાય એમ નથી જુઓઃ—

---

૧ આ ગરબીનું શ્રી. ન. ભો. દીવેટીઆએ કરેલું સૌન્દર્યદર્શન જુઓ ગુજરાતી લેંગ્વેજ અને લીટરેચર (મૂળ) માં ભા. ૨ પૃ.૨૬૪

આવોની મારે ઘેર માણવા, હોજી, રાજ આવોની મારે ઘેર માણવા.
પ્રમરસ પ્યાલો પીવાને પાવા, જોબન તુરીને પલાણવા. હોજીરાજ
પડતી રાતે પધારજો પ્રીતમ, કોઈ નથી એહું જાણવા.
અથવા

કઈ સંગે લપટાણા વાલમજી, કઇ સંગે લપટાણા ?

અથવા

હેત ધરી હૈડાંસું લીધાં મંદિરમાં પધરાવ્યાં રે
પ્રેમ સહિત પર્યંકે પોઢયાં ઉમગ્યો રતિ રસ ભારીરે
એ જુગલ રૂપતણી લીલા પર જાય દયો બલિહારીરે.

વગેરે વગેરે

દયારામનું—જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે
સિંહણ કેરૂં દુધ હોય તે, સિંહણ સુતને જરે
કનકપાત્ર પાખે સહુ ધાતુ ફોડીને નીશરે—પ્રેમરસ-૦

... ... ... ... ...

સોમવેલી રસપાન શુદ્ધ જે બ્રાહ્મણ હોય તે કરે.
વગળ વંશીને વમળ કરાવે, વેદવાણી ઉચરે—પ્રેમરસ-૦—

એ કાવ્ય પ્રેમરસ જીરવવો કેટલો કઠણ છે તે સુંદર રીતે દર્શાવે છે.

ચિત્ત તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે

એ પ્રમાણે ગાનાર કવિએ પોતાના જીવનમાં નિર્વાહની ચિંતા કદિ કરી નહોતી.

દયારામે સંસારમાં અનીતિ આચરવાનો ઉપદેશ આપ્યો છે અથવા અનીતિનો ઉપદેશ આપ્યો છે એમ કહેવું મુશ્કેલ છે. તેણે સ્પષ્ટ કહ્યું છે કેઃ—

દુષ્ટસંગ પહેલો પરનારીજી નિજની પણ બહુ પ્રિય નહિ સારીજી
કામ દામ બે માયા ધામજી સદા અવિદ્યા ત્યાં વિશ્રામજી.

અને આગળ ચાલતાં સ્ત્રીસંગના તથા ધનના દોષો બતાવ્યા છે.[1]

---

૧ જુઓ રસિકવલ્લભ પદ ૭૫-૭૬

મતલબ કે દયારામ જે શૃંગાર ગાય છે તે જયદેવાદિની પરંપરાને અનુસરીને ગાય છે અને પોતે સખી ભક્તિ અથવા જાર ભક્તિને ઉત્તમ માને છે એમ સ્પષ્ટ કહે છેઃ—

હુંભાવ પુંભાવ નોછાવર કરીને રે શ્રીવલ્લભવરજીને વરજે રે

... ... ... ... ...

રમું રમાડું પ્રેમે પોઢું, જારી કૃષ્ણ સું, નહિ તો ઉદાસી
એ વ્યભિચાર નિત કરીએ રે એથી ભવસાગર તરીએ રે.

આ જારભક્તિનું મૂળ ગોપીઓની ભાગવતોક્ત ભક્તિ જ છે. દયારામ પણ ભાગવતમાંથી લીધેલા મૂળ વિચારને બહલાવી ઉદ્ધવને ગોપીઓ પાસે કહેવરાવે છે કેઃ—

ઓધવજી છે અળગીરે વાત એક પ્રેમ તણી.
કોઈ અનુભવી જાણે રે, કહેતાં તો ન આવે બણી.
પ્રસૂતાની પીડા રે વંઝા તે શું જાણે
જાણ્યું કેમ આવે રે માણ્યાને પરમાણે
મુંગે સાકર ખાધી રે ગુંગાને સ્વપ્ન થયું
સર્વે મન જાણે રે બીજાને ન જાય કહ્યું
ઘાયલના દુઃખને રે કાયર તે શું પ્રીછે.
અજ્ઞાની લહે નહિ રે રતિની ગતિ શી છે.

દયારામ કવિ આ ભક્તિ માર્ગની પરંપરાને અનુસરી મુક્તિ કરતાં ભક્તિને વધારે ગણી કહે છે કેઃ—

વ્રજ વહાલું રે વૈકુંઠ નથી જાવું
ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું.

અથવા ઢોકળાં સરખી મુક્તિથી જન પ્રેત થાય પ્રસન્ન
જે ભક્તિ ઘેબર ભોગિયા તેનું ન માને મન.

કવિ દયારામના રસિકવલ્લભ જેવા ભક્તિસિદ્ધાન્તો વર્ણવતા ગ્રન્થો કરતાંઃ—

કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે
ભોળું ભાંખમાં રે—કામણ—૦
મંદ હસીને ચિત્તડું ચોર્યું કુટિલ કટાક્ષે કાળજ કોર્યું
અદપડિયાળી આંખે ઝીણું ઝાંખમાં રે કામણ—૦

... ... ... ... ...

દયા પ્રીતમ નિરખે જે થાયે તે મેં મુખથી નવ કહેવાયે
આ વિનતિ આતુરતા આવડું સાંખમાં રે— કામણ—૦

વગેરે કૃષ્ણ પ્રતિ ગોપીનું આકર્ષણ વર્ણવતાં શૃંગારરસ પૂર્ણ કાવ્યોએ ગુજરાતી રસિકજનોના મન ઉપર વધારે અસર કરી છે, એ તો નિઃસંશય છે.

## એક ભ્રમનિરાસ

અહીં જ જ્ઞાની કે વેદાન્તી ભક્ત અખા ( વિ. સં. ૧૬૫૨ થી ૧૭૧૫ ) ની નોંધ કરવી ઠીક છે. ગુજરાતી સાહિત્યમાં સર્વાનુમતે શાંકરવેદાન્તી તરીકે પ્રસિદ્ધ કવિ અખાને વૈષ્ણવ ઠરાવવાનો શ્રી. એન. એ. થૂથીએ પ્રયાસ કર્યો છે.[૧] સદ્ગુરુની તથા ઈશ્વરની ભક્તિની વાત અખાએ જરૂર કરી છે "જે સેવે હરિગુરુ સંતને" એ અખે ગીતાનાં કડવાંઓનું સમાપ્તિ વચન ઘણું પ્રસિદ્ધ છે. વળી અખાએ તત્ત્વોનું વર્ગીકરણ પણ શ્રી. ન–દે–મહેતા કહે છે તેમ ભાગવતને અનુસરીને કર્યું છે.[૨] તથા નવધા ભક્તિનું જે નિરૂપણ કર્યું છે તે પણ ભાગવતને અનુસરીને છે.[૩] પણ આ જાતના વેદાન્તી ભક્તોની એક પરંપરા ભાગવતની તથા શાંકરઅદ્વૈતની અસર નીચે જૂના વખતમાં વિદ્યમાન હતી. દા. ત. મધુસૂદન સરસ્વતી શાંકર વેદાન્તી હોવા છતાં કૃષ્ણભક્ત છે[૪]. અખો પણ એવો વેદાન્તી

---

૧ જુઓ એન. એ. થૂથીનું વૈષ્ણવસ ઓફ ગુજરાત ૧૯૩૫ પૃ. ૨૩૭ થી ૨૪૩

૨ જુઓ અખાકૃત કાવ્યો ભા. ૧ માં પ્રસ્તાવના પૃ. ૯૦

૩ જુઓ ઉપર પૃ. ૧૨૪

૪ જુઓ ઉપર પ્ર. ૧૨૧

ભક્ત છે. મતલબ કે શ્રી. થૂથી અખાને વલ્લભી સંપ્રદાયનો વૈષ્ણવ ઠરાવવાનો પ્રયત્ન કરે છે તે કાંતો શાંકરવેદાન્તના તથા વલ્લભમતના અદ્વૈતવાદો વચ્ચે અમુક મળતાપણું છે તેના ભ્રમનું પરિણામ હોય અથવા હરિગુરૂ સંતની ભક્તિ શાંકરવેદાન્તની વિરોધી નથી અને ગુરૂભક્તિ તો આ દેશના સર્વ સંપ્રદાયોમાં સમાન છે, એ ઐતિહાસિક હકીકત ન સમજાયાનું પરિણામ હોય કે બધાને વલ્લભી વૈષ્ણવ ઠરાવવાનો આગ્રહ હોય, ગમે તેમ હોય પણ:—

સાંભળ સંમત કહું તુજ અંગ શાંકરભાષ્ય તણો જે રંગ

ગુરૂશિષ્યસંવાદ ત્રીજો ખંડ ૩–૩૧

જેવાં સ્પષ્ટ વચનો કેમ ધ્યાનમાં નહિ લીધાં હોય એ સમજાતું નથી અખાએ વલ્લભાચાર્યનો આવો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી તેમજ અખાના કાવ્યોમાંથી જે ગ્રન્થોનાં નામો મળે છે તેમાં વલ્લભ સંપ્રદાયના એક પણ ગ્રન્થનું નામ નથી. વળી ભક્તિનો ઉલ્લેખ તથા ભાગવતાનુસારી વર્ગીકરણ જે શાંકરવેદાન્તનાં વિરોધી નથી તેને બાદ કરતાં બધી પ્રક્રિયા શાંકરવેદાન્તની છે એ શ્રી. ન–દે–મહેતાએ સવિસ્તર બતાવ્યું છે.[1] ખરી રીતે શ્રી. થૂથીની બેહુદી વાતનું ખંડન કરવાની પણ જરૂર નથી[2] જેઓ શાંકરવેદાન્તના તથા વલ્લભાચાર્યના સિદ્ધા-

---

૧ જીવ ઈશ્વર અને બ્રહ્મ સ્વરૂપ માટે જુઓ અખાના નીચેના શબ્દો:–કાર્યોપાધિતણું નામ જીવ કારણોપાધિ ઈશ્વર સદૈવ,
જીવેશ્વરનું કારણ જેહ પર બ્રહ્મ ત્યાં કહીએ તેહ.

(ગુરૂ શિષ્ય સંવાદ ત્રીજો ખંડ)

૨ અખાને વલ્લભસંપ્રદાયાનુયાયી વૈષ્ણવ ઠરાવવા માટે શ્રી થૂથીએ જે જે દાખલા આપ્યા છે તે તે અખાને વલ્લભ સંપ્રદાયી નહિ પણ શાંકર વેદાંતી ભક્ત સિદ્ધ કરે છે. થૂથીએ જેના ઉપર વધારે જોર આપ્યું છે તે જગતનું સ્વરૂપ અખો કેવું માને છે તે માટે નીચેનાં વચનો જુઓ:

(૧) તેમ માયાનું આ જગત નિરમ્યું કાળયોગે સર્વ વૃથા.

અખે ગીતા કડવું ૮–૮

ન્તોનો ભેદ બરાબર સમજે છે તેઓને તો, અખાનાં કાવ્યોમાં શુદ્ધાદ્વૈતવાદ નથી પણ કેવલાદ્વૈતવાદ છે, એમાં જરા પણ શંકાનું કારણ દેખાતું નથી. દયારામનાં કાવ્યો સાથે અખાનાં કાવ્યોને સરખાવવાથી પ્હેલામાં શુદ્ધાદ્વૈત રહેલો છે અને બીજામાં કેવલાદ્વૈત વાદ રહેલો છે એ સ્પષ્ટ સમજાય છે. ટુંકામાં મારૂં વક્તવ્ય એ છે કે શ્રી થૂથી કહે છે 'તેમ અખાનાં કાવ્યોમાં વલ્લભમતમાં શાંકર મતની છાંટ' નથી પણ શાંકરવાદમાં ભક્તિની અને તે પણ પુષ્ટિમાર્ગીય ભક્તિની નહિ પણ ભાગવત પુરાણોક્ત ભક્તિની છાંટ છે અથવા અખો મધુસૂદન સરસ્વતી જેવો જ્ઞાની ભકત છે. આ વેદાન્તી કવિનાં લોકોને મોઢે ચડી ગયેલાં નીચેનાં વચનો કોઇ પણ સાચા જ્ઞાની ભકતને શોભા આપે એવાં છે:—

આભડછેટ અન્ત્યજની જણી બ્રાહ્મણ વૈષ્ણવ કીધા ધણી

... ... ... ... ...

બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શૂદ્ર હરિનો પિંડ અખા કોણ શૂદ્ર.

## મહારાજ લાયબલ કેસ—

શૃંગારભક્તિ અને ગુરૂભક્તિની અનિષ્ટ અસરની નોંધ પ્ર. ૨૩ માં કરી છે. અને આત્મનિવેદન અનાચારને ઉત્તેજન આપે છે એવો આરોપ જૂના વખતમાં વલ્લભ સંપ્રદાય ઉપર મૂકવામાં પણ આવ્યો છે. દામોદર સ્વામીએ વિ. સં. ૧૬૯૫ માં રચેલા પાખંડધર્મખંડન નામના સંસ્કૃત નાટકમાં 'ગુરૂને સ્ત્રીઓ આત્માર્પણ કરે છે; એ માર્ગમાં દીકરી, દીકરાની વહુ અને પોતાની સ્ત્રીનું સમર્પણ થાય છે; સ્ત્રીઓ સાથે અહર્નિશ રતિક્રીડા થાય છે' વગેરે આક્ષેપો કરેલા છે. વળી આ વસ્તુ એ વખતે ગોકુલેશજીની

(૨) મનોમય આ ચૌદે લોક મને રચિત છે સર્વે ફોક
મન થકી ઈશ્વર મન થકી જીવ મન જેમ ઘાટ ચડે ચકીવ.
ગુરૂ શિષ્ય સંવાદ દ્વિતીય ખંડ ૫૨-૫૩

પાદુકા પૂજનાર (હાલમાં જેને પાવડીઆ પંથ કહેવામાં આવે છે તે)માં પ્રચલિત હોવાનું એ કવિ કહે છે.[1]

પ્રખ્યાત ગુજરાતી કવિ શામળભટ્ટે પણ એજ અરસામાં સુડા બહોતેરીમાં નીચે પ્રમાણે આક્ષેપ કર્યો છેઃ—

ગોસાઈજી ગુરૂ જેહના સમરપણી સરદાર,
તન મન ધન સોંપે તેહને નિરમળ પોતાની નાર;
વૈષ્ણવ વૈષ્ણવમાં આચરે રાસ મંડળની રીત,
વસંત રમે છે વૈષ્ણવો પરસપરે બહુ પ્રીત.
વ્યભિચારે વેસ વગોવતા ફરે કામનિયોના કાળ,
નરનારો મળે છે એકઠાં કરે છે કુડાં કરમ.

વાર્તા ૨૪ મી[2]

આ પછી ઇ. સ. ૧૮૨૦માં કેપ્ટન મેકમર્ડોએ ટ્રાન્ઝેકશન્સ ઓફ ધ લીટરરી સોસાઈટી ઓફ બોમ્બેમાં કચ્છના લોકો વિષે લખતાં લખેલું છે કે "તેઓ વેપારીઓ છે અને ગોસાંઇ મહારાજોને પૂજે છે, તેઓની મિલ્કતના માલીક આ મહારાજો છે એટલું જ નહિ પણ એમાંના અતિશય પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ તેઓની વહુઓ અને દીકરીઓ સાથે મહારાજો વ્યભિચાર કરે તેમાં પોતાનું માન સમજે છે."

(ગ્ર. ૨ પૃ. ૨૩૦-૨૩૧)

આ પુરાવાઓ જોતાં સ્પષ્ટ દેખાય છે કે અજ્ઞાન લોકોમાં શ્રીકૃષ્ણને બદલે આચાર્યને સ્ત્રી વગેરેનું સમર્પણ ચાલતું હતું.

અને છેવટ ઇ. સ. ૧૮૬૧માં મહારાજ લાયબલ કેસમાં મહારાજના વૈષ્ણવ સ્ત્રીઓ સાથેના વ્યભિચારના જે પુરાવા રજુ

---

૧ જુઓ હીસ્ટરી ઓફ ધ સેક્ટ ઓફ વલ્લભાચાર્યસ ૧૮૬૫ પૃ. ૧૩૪ માં કરેલો ઉતારો.

૨ એજન

થયા હતા અને જે તટસ્થ[1] અંગ્રેજ ન્યાયાધીશ સરજોસેફ આર્નોલ્ડે ઉંડા વિવેચન પછી સાચા માન્યા છે તેને અવગણી શકાય એમ નથી.[2]

આ બધા પુરાવા ઉપરથી સમર્પણને નામે મહારાજો અને ભોળી તથા અજ્ઞાન વૈષ્ણવ સ્ત્રીઓ વચ્ચે તથા રાસમંડળીને નામે વૈષ્ણવ સ્ત્રીપુરૂષોમાં પરસ્પર વ્યભિચાર ફેલાયો હોવામાં શંકા નથી.

પણ પ્રસ્તુત વિષયમાં એક વસ્તુ સ્પષ્ટ કરવાની જરૂર છે કે સંપ્રદાય પ્રવર્તક આચાર્યનો ઉપદેશ અનીતિપ્રેરક હતો એવું ઉપરના કોઈ પુરાવામાંથી નીકળતું નથી. બ્રહ્મસમર્પણ મંત્રની ગોકુળનાથજીની ટીકાના અમુક શબ્દોમાંથી વૈષ્ણવે પોતાની સ્ત્રીને પણ પરણ્યા પછી મહારાજને અર્પણ કરવી જોઈએ એવો અર્થ કરસનદાસ મૂળજીએ સત્ય પ્રકાશના જે લેખ[3] માટે લાયબલ કેસ માંડવામાં આવ્યો તે લેખમાં કાઢયો હતો. પણ એ સંસ્કૃત કટકો અતિ અશુદ્ધ છે. લાયબલ કેસમાં જ ગોકુળનાથજીના શબ્દોમાંથી સત્ય પ્રકાશમાં કાઢેલો અર્થ નીકળતો નથી એવો વિદ્વત્તાપૂર્વક વિસ્તારથી બચાવ કરવામાં આવ્યો હતો અને સરજોસેફઆર્નોલ્ડ ગોકુળનાથજીના વચન ઉપર મત આપવાની ના પાડે છે.[4] 'શ્રીકૃષ્ણ'ને બદલે લાયબલ કેસમાં રજુ થયેલા બ્રહ્મસમર્પણના મંત્રમાં મુકવામાં આવેલા 'આચાર્ય' શબ્દથી ઘણો અનર્થ થાય છે અને મૂળમંત્રમાં આચાર્ય શબ્દ નથી એ આપણે જોયું છે. એ જ રીતે ગોકુળનાથજીની ટીકાની કોર્ટમાં રજુ થયેલી પ્રતમાં કોઈ વિલાસી મહારાજ કે અનુયાયીને હાથે ગડબડ થઈ હોય એ સંભવિત છે. બાકી સિદ્ધાંત

૧ એજન પૃ. ૧૩૯

૨ એજન એપેન્ડીક્સ.

૩ ૧૮૬૦ના અક્ટોબરની ૨૧મી તારિખના સત્યપ્રકાશમાં એ લેખ છપાયો હતો; એ આખા લેખનું અંગ્રેજી ભાષાન્તર લાયબલ કેસમાં છપાયું છે.

૪ જુઓ હીસ્ટરી ઓફ્ધસેક્ટ ઓફ વલ્લભાચાર્યસ એપેન્ડીક્સ પૃ. ૭૩

રહસ્યની ગોકુળનાથજીની ટીકામાં સ્રીને ભગવાનને અર્પણ કરવાની વાત છે તે પણ ગદ્યમંત્રના અનુવાદરૂપે છે. અને અર્પણ ભગવાનને જ કરવાનું છે. અલબત્ત ગુરૂને ભગવાનરૂપ માની એનો અનર્થ થવાનો સંભવ છે. મહારાજ લાયબલ પછી આટલે વખતે તટસ્થ ઐતિહાસિક દૃષ્ટિથી બધું જોતાં એમ લાગે છે કે છેક વિ. સં. ૧૬૯૦-૯૫થી વલ્લભ સંપ્રદાયમાં જારભાવવાળી શૃંગારભક્તિ અને ગુરૂમાં દેવબુદ્ધિ એ બે તત્ત્વોની અનિષ્ટ અસરને પરિણામે સડો પેઠો હતો એ કબુલ કર્યા વગર છુટકો નથી. પણ શ્રીવલ્લભાચાર્યનો મૂળ ઉપદેશ જ અનીતિ પોષક હોવાની કરસનદાસ મૂળજી વગેરે એ વખતના અતિ ઉત્સાહી સુધારકોની માન્યતા આ સંપ્રદાયના પ્રમાણભૂત ગ્રન્થોના અભ્યાસ વગર બાંધવામાં આવેલી અને ભૂલભરેલી છે.[૧]

स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम्
इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत् त्रयम् ॥

એ શ્રીવલ્લભાચાર્યના નિબંધના વચનમાં ઇન્દ્રિયોના નિગ્રહનો જે ઉપદેશ આપ્યો છે તેનું પોતાની ટીકામાં વિવરણ કરતાં એ માર્ગના સમર્થ વિદ્વાન અને પ્રમાણભૂત મનાતા પુરૂષોત્તમજી મહારાજ (જ-સં-૧૭૨૪) લાંબા વિવેચનને અન્તે સ્પષ્ટ કહે છે કે "ભગવાનની લીલાના દૃષ્ટાન્તથી લૌકિકમાં તેવી પ્રવૃત્તિ કરાનારા બહિર્મુખ છે એમ નિશ્ચય કરીને તેઓનો સંગ ત્યજવો અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો.[૨]"

---

૧ જુઓ સિદ્ધાન્ત રહસ્યનું તાત્પર્ય નામનો સટીક સિદ્ધાન્ત રહસ્યની આવૃત્તિમાં શ્રી તેલીવાળાનો અંગ્રેજી ઉપોદ્ઘાત તથા તેના ભાષાન્તરરૂપ વેણુનાદ વર્ષ ૨ સં. ૧૦-૧૧-૧૨ના પરિશિષ્ટરૂપે છપાયેલો લેખ અને ડા. થૂથીનું ધી વૈષ્ણવસઑફ ગુજરાત ૧૯૩૫ પૃ. ૯૬ થી ૯૮

૨ જુઓ સિદ્ધાન્ત રહસ્યના અંગ્રેજી ઉપોદ્ઘાતમાં પૃ. ૯ માં કરેલો ઉતારો.

બધું જોતાં એમ લાગે છે કે વિલાસી સ્વભાવનાં સ્ત્રીપુરૂષોને વલ્લભસંપ્રદાયે વિલાસ માણવાની તક આપી અને ધર્મને નામે થતી દુષ્ટતા જોઇને કવિ નર્મદાશંકર અને શ્રી. કરસનદાસ જેવા સુધારક વીરો ઉશ્કેરાઈ ગયા એ વાત સાચી છે. પણ મૂળ ઉપદેશકનો ઉદ્દેશ વિલાસને ઉત્તેજન આપવાનો ન હતો. મહારાજ લાયબલ પછીના સમયમાં કાંઈક મહારાજ લાયબલકેસની અસરથી, કાંઈક એ માર્ગમાં વિદ્યાનો પ્રચાર વધવાથી અને કાંઇક જમાનાની અનુયાયી વર્ગ ઉપર થયેલી અસરથી અત્યારે પુષ્ટિમાર્ગની નૈતિક સ્થિતિ ઈ. સ. ૧૮૬૦માં જેવી આક્ષેપપાત્ર હતી તેવી નથી. વળી એ મતનું ઘણું મૂળ સાહિત્ય પ્રગટ થયું છે. ઘણાનો ગુજરાતી અનુવાદ થયો છે, શ્રી. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી, શ્રી. મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાળા વગેરે એ માર્ગના વિદ્વાનોએ માર્ગની સારી અક્ષર સેવા કરી છે. વળી પ્રચારક દષ્ટિથી પણ, પુષ્ટિમાર્ગીય સભાઓ સ્થપાઇને તથા ભાષણો પત્રિકાઓ વગેરે પ્રવૃત્તિદ્વારા સમાજમાંથી અંધકાર ઓછો કરવાનો જમાનાને અનુસરતો પ્રયાસ થાય છે.

# પ્રકરણ ૨૯ મું

## સન્તોની ગુજરાતી સમાજ અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર

જેમ પૌરાણિક વૈષ્ણવધર્મે અને વૈષ્ણવ સંપ્રદાયોએ ગુજરાતના સમાજ ઉપર અને ગુજરાતી સાહિત્ય ઉપર અસર કરી છે તેમ જ સન્તોએ ઘણી અસર કરી છે. ગુજરાતની બ્રાહ્મણ, વાણીઆ, ભાટીઆ વગેરે કોમો શિવાયની વસ્તી ઉપર રામાનન્દી, કબીરપંથ, બીજમાર્ગ, પ્રણામીપન્થ, રામસનેહી, દાદુપન્થ, રવિપન્થ રાધાવલ્લભી, પીરાણા, ઉદાસી વગેરે પન્થો જ ઘણા પ્રચલિત છે એમ ગેઝીટીઅરમાં લખ્યું છે અને તે યથાર્થ છે.[1] રામાનુજીની વસ્તીની જે મોટી સંખ્યા ૧૮૭૨ની વસ્તીમાં નોંધાઈ છે તે ખરી રીતે રામાનન્દી, રામસનેહી વગેરેની છે એ પણ ઉપર લખ્યું જ છે.

**રામાનન્દી પન્થ**—ગુજરાત કાઠીઆવાડનાં ગામડાંઓમાં રામાનન્દી મન્દિરો છેજ અને કણબી, લુહાર, કુંભાર, કડીઆ, દરજી, અન્ત્યજો વગેરે કોમોમાં રામાનન્દીપન્થનો પ્રચાર છે. રામાનન્દી સાધુઓ પણ આ દેશમાં પુષ્કળ દેખાય છે.

**કબીરપન્થ**—આપણે ઉપર નરસિંહ મહેતાને પૌરાણિક વૈષ્ણવધર્મના ભક્તકવિ ગણ્યા છે, કારણકે કબીર વગેરેના જેમ પંથો ચાલ્યા છે, તેમ નરસિંહ મહેતાનો પંથ નથી ચાલ્યો પણ બીજી બધી રીતે જોઇએ તો નરસિંહ મહેતામાં એક સંતનાં સર્વ લક્ષણો હતાં એમાં શંકા નથી; માત્ર પ્રચારકતા નહોતી. પરિણામે નરસિંહ મહેતાનો પંથ ન ચાલ્યો, ત્યારે એના વૃદ્ધ સમકાલીન કબીરસાહેબનો પંથ ગુજરાતમાં સારી રીતે ફેલાયો છે. ઉપર નોંધ્યું છે તેમ ઇ. સ. ૧૮૭૨માં કબીરપંથીઓની સંખ્યા ગુજરાતમાં

---

૧. મું. ગે. ગ્ર. ૯

એ લાખની હતી અને. લુહાણા, સોની, સુતાર, કુંભાર, હજામ, ધોબી, કડીઆ, ખત્રી, કાછીઆ, કણબી, કોળી વગેરે કોમોમાં રામાનંદીપંથ પેઠે કબીરપંથ વધારે ફેલાયો છે. છતાં બ્રાહ્મણો ઉપર એની અસર નથી થઈ એમ નથી.[૧]

કબીરસાહેબ જાતે સં. ૧૫૬૪માં ગુજરાતમાં આવ્યા હતા, એવું શ્રી. કિસનસિંહ ચાવડાનું અનુમાન છે અને તેને એક જૂનું પદ ટેકો આપે છે,[૨] છતાં કબીર સાહેબનું ગુજરાતમાં આવવું સંદિગ્ધ છે. ગુજરાતમાં કબીર સંપ્રદાયની સ્થાપના તો કબીર-સાહેબના મૃત્યુ પછી અને તે ધર્મદાસી સાધુઓના પ્રયત્નથી થઇ છે, એટલું તો એ લેખક પણ સ્વીકારે છે. ગુજરાતમાં કબીર સંપ્રદાયનો વિશેષ પ્રચાર વિ. ના ૧૭મા ૧૮મા શતકમાં થયો છે.[૩]

સુરતનું કબીર મંદિર એ જૂનામાં જૂનું કબીર સંપ્રદાયનું સ્થાન છે. ગુજરાતમાં આજે આ સંપ્રદાયનાં ધામ સુરત, ભરૂચ, વડોદરા, ખંભાત, અમદાવાદ, નડીઆદ, મોરબી, ભાવનગર, જામનગર, રાજકોટ અને જૂનાગઢમાં છે.[૪]

કબીર સંપ્રદાયનો ગુજરાતમાં પ્રવેશ થયા પહેલાં જ ઘણું કરી કબીરવાણીનો ગુજરાતમાં પ્રચાર થયો હોવાનો અને તેની સીધી કે આડકતરી અસર ગુજરાતી સાહિત્ય ઉપર પણ થઈ હોવાનો

---

૧ દ્વારકાના ગુગળી બ્રાહ્મણ કવિ મુકુંદે અઢારમી સદીમાં એક કબીર ચરિત્ર લખ્યું છે એ દાખલો કબીરની અસર ક્યાંસુધી પ્હોંચી હતી તે દર્શાવે છે.

૨ જુઓ કબીર સંપ્રદાય ૧૯૩૭ પૃ. ૧૪૦ તથા પૃ. ૧૫૫માં વસંતમાંથી કરેલો ઉતારો.

૩ એજન ૧૪૧

૪ ગુજરાતમાં કબીર સંપ્રદાયના પ્રચારના વિશેષ વર્ણન માટે જુઓ શ્રી. ફા. ગુ. સભાએ પ્રકાશિત શ્રી. કિસનસિંહ ચાવડાનું કબીર સંપ્રદાય નામનું પુસ્તક પ્ર. ૬

સંભવ છે. શ્રી. આનંદશંકર ધ્રુવે છેક સં. ૧૯૬૧ના વસન્ત (શ્રાવણ)માં શ્રી. ગો. મા. ત્રિપાઠીએ પહેલી સા. પ.ના પ્રમુખસ્થાનેથી કરેલાં અમુક વિધાનોનું વિવેચન કરતાં "નરસિંહ મહેતામાં જયદેવ, કબીર અને શંકરાચાર્યની અને કદાચ ચૈતન્યની? અસર સ્પષ્ટ નજરે પડે છે" એમ કહ્યું છે. તેઓના વિચારે "સાધુઓ દ્વારા યા બીજી કોઈ રીતે કબીરનો ઉપદેશ નરસિંહ મહેતા સુધી પહોંચ્યો હતો." નરસિંહ મહેતાનાં જ્ઞાનવૈરાગ્યનાં પદો ઉપર કબીરની અસર આચાર્યશ્રી માને છે અને દા. ત. 'જાગીને જોઉં તો જગત દીસે નહીં ઉંઘમાં અટપટા ભોગ ભાસે' એ પદનાં
'જ્યાં લગી આત્માતત્ત્વ ચીન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી'
'અકળ અવિનાશીએ નવજ જાએ કળ્યો અરધ ઉરધની માંહે મહાલે'
'શું થયું તપને તીરથ કીધા થકી શું થયું માળ ગ્રહી નામ લીધે'
વગેરે વચનોને કબીરની નીચેની વાણી સાથે સરખાવે છેઃ—

"આતમ તત્ત્વ ચીના બિના સબ હે જૂઠી સેવ
કરે સો તો ભ્રમણા, કયા તીરથ કયા દેવ.
કહે કબીરા પરિબ્રહ્મકી ચલકે જ્યોત અખંડ
અરધ ઉરધકે ઘાટ પર ભાઈ નિશદિન ખોજો પંડ."

નરસિંહ મહેતાનાં સંભવિત રીતે વૃદ્ધાવસ્થાનાં જ્ઞાન વૈરાગ્યનાં પદો ઉપર કબીરની અસર માનવા માટે શ્રી. આનંદશંકર ધ્રુવની દલીલ મને તો સચોટ લાગે છે.[1]

કબીરનાં 'આતમતત્ત્વ ચીના', 'અરધ ઉરધ' વગેરે વચનો નરસિંહે ઉતાર્યાં છે એ સ્પષ્ટ છે એટલું જ નહિ પણ મૂર્તિપૂજા, તીર્થયાત્રા વગેરે ધાર્મિક મનાતાં બાહ્યકર્મોની નિંદા અને તત્ત્વ-

---

૧ શ્રી. કિસનસિંહ ચાવડાએ ઉપર કહેલા શ્રી. આ. બા. ધ્રુવના વસંતના લેખનો અનુમતિ સાથે ઉતારો કર્યો છે. જુઓ કબીર સંપ્રદાય પૃ. ૭

જ્ઞાનના મહત્ત્વ ઉપર ભાર વગેરે વિચારો શાંકરવેદાંતની આડકતરી અને કબીર આદિ નિર્ગુણવાદી સંતોની સીધી અસરના સૂચક છે.

નરસિંહ મહેતા પછી સોળમા અને સત્તરમા શતકના સાહિત્યમાં કબીરની અસરનો દાખલો મળતો નથી. અલબત્ત નિર્ગુણ ભક્તિ અને જ્ઞાન વૈરાગ્યની કવિતા રચાઈ છે. પણ એ પ્રવાહનું મૂળ તો કબીર કરતાં ઘણું પ્રાચીન છે, અને એ પ્રકારનો શ્રેષ્ઠ કવિ અખો તો પોતાના વિચારો શાંકરવેદાંતના છે એવું સ્પષ્ટ કહે છે. અઢારમી સદીમાં ગુગળી કવિ મુકુંદે કબીર ચરિત્ર લખ્યું છે.

વળી જોકે શ્રી. કિસનસિંહ ચાવડાએ નોંધેલ નથી પણ શ્રી. મેઘાણીના કહેવા પ્રમાણે રામ કબીરિયા અને સત કબીરિયા નામના બે કબીરપંથો કાઠીઆવાડમાં ચાલ્યા છે. આમાંથી રામ કબીરિયા ભગવાંવસ્ત્રો પહેરે છે, માથે ટોપો ઓઢે છે, કાનમાં શ્રવણિયો નાખે છે અને ડોકમાં માળા નાખે છે. આ પંથના સોરઠી આદ્ય ભક્ત ભાણસાહેબ (સં. ૧૭૫૪) ગણાય છે.[૧] આ પરંપરાના ભક્તકવિઓના શબ્દમાં વૈરાગ્ય સાથે એક પ્રકારનું આત્મજ્ઞાન મુખ્યત્વે જોવામાં આવે છે પણ એ સાથે નમ્રતા, ગુરૂભક્તિ અને પ્રભુનો પ્રેમ પણ ઝળકે છે. અલબત્ત કોઈ કોઈ તો પોતાનામાં સ્ત્રીભાવ પણ જુએ છે. દા. ત. પોતાને દાસી જીવણ કહેતા જીવણદાસનાં પદો જુઓ. આ જીવણદાસ તો રાધાનો અવતાર મનાતા.[૨] આ પંથમાં ત્રિકમ સાહેબ અને હાથી સાહેબ જેવા અસ્પૃશ્યો પણ સંતપદધારી થઈ ગયા છે.[૩] અલબત્ત

---

૧ આ ભાણસાહેબ, એના પુત્ર ખીમસાહેબ, શિષ્યરવિ સાહેબ, તેના શિષ્ય મોરારસાહેબ વગેરે આ પંથના ભજનિક સંતો વિષે જુઓ શ્રી. મેઘાણીનો સૌરાષ્ટ્રના ભજનિક સંતો નામનો લેખ બુદ્ધિપ્રકાશ પુ. ૭૯ અં. ૧૦-૧૨

૨ જુઓ એજન બુદ્ધિપ્રકાશ પુ. ૮૦ અં. ૧ પૃ. ૮૭થી આગળ

૩ એજન

એક વખત પ્રવાહ ચાલ્યા પછી સંતોનું જીવનકવન અનેક મૂળનાં વહેણોમાંથી પ્રેરણા લઈ મૂળથી તદ્દન સ્વતંત્ર થઈ જાય છે. સંત પરંપરામાં આચાર્ય પરંપરા કરતાં વધારે સ્વતંત્રતા હમેશાં દેખાય છે. સંતપરંપરાની આ વિલક્ષણતા જ એની એક વિશિષ્ટતા છે.

આ ઇતિહાસની દૃષ્ટિથી જોઈએ તો વૈષ્ણવભક્તિ કહેવાય એવું કાઠીઆવાડના આ સંતોનાં ભજનોમાં થોડું જ જોવામાં આવે છે. માત્ર સખીભાવને વૈષ્ણવ ભક્તિમાર્ગની અસર માન્યા સિવાય છુટકો નથી. રાધાનો અવતાર હોવાની માન્યતા પણ વૈષ્ણવ અસર છે.

**મીરાંબાઈ**–મીરાંબાઈ જો કે રાજપૂતાનાનાં વતની હતાં પણ એની રચનાને હિંદી અને ગુજરાતી બન્ને સાહિત્ય પોતાનું ધન ગણે છે. મીરાંબાઈ પણ ભક્ત કવિ કે સંત છે. મીરાંબાઈ મેડતાનાં રાઠોડ રવિસિંહનાં પુત્રી હતાં. એનો જન્મ વિ. સં. ૧૫૬૦ (ઈ. સ. ૧૫૦૪)માં થયો હતો. એમને ચીતોડના રાણા સંગ્રામસિંહના પુત્ર ભોજરાજાને પરણાવ્યાં હતાં. બાલ્યકાળમાંજ એ વિધવા થયાં અને પછી ભજન કીર્તનમાં કાળ ગાળતાં. એનાં પીયરનાં નિકટ સંબન્ધીઓ વૈષ્ણવ હોવાથી મીરાંબાઇ પણ વૈષ્ણવ ધર્મી થયાં હતાં. મીરાંબાઇ રામાનન્દના શિષ્ય રૈદાસનાં શિષ્ય હતાં એમ એના એક શબ્દ ઉપરથી મનાય છે.[1] અને આપણે ઉપર

---

૧ रैदास संत मिले मोहिं सत्गुरु दीन्ह सुरत सहदानी
मैं मिली जाय पाय पिय अपना तब मोरी पीर बुझानी ॥
મીરાબાઇકી શબ્દાવલિ પૃ. ૧૦૭

શ્રી. આ. બા. ધ્રુવ મીરાનાં રામભક્તિ દર્શક પદોમાં રામાનન્દની અસર જુએ છે. (વસંત શ્રાવણ સં. ૧૯૯૧) તે ઉપલી પરંપરાની માન્યતાને અનુકૂળ છે.

ગુજરાતી ભાષામાં પણ ઉપર કહેલો મીરા રૈદાસનો સંબંધ સૂચવતું ભજન મળે છે. (જુઓ સૌરાષ્ટ્રના ભજનિક સંતો–બુદ્ધિપ્રકાશ પુ. ૭૯ અં. ૧૦–૧૨ પૃ. ૩૫૮)

માનેલી તારિખને એ વાત પ્રતિકૂળ નથી; જો કે મીરાંબાઇએ રામભક્તિ નહિ પણ કૃષ્ણભક્તિ વધારે ગાઈ છે. અને તેના ઉપર મધ્વની અસર હોવાનો સંભવ એક આધુનિક લેખક માને છે અને બીજા ચૈતન્યની અસર હોવાનો સંભવ માને છે.[૧] મીરાંની સાધુ સંગત તથા એની વૈષ્ણતાને લીધે એનાં શૈવ સાસરીયાં તરફથી વારંવાર કનડગત થતી હશે. મીરાબાઇ યાત્રાર્થે વૃંદાવન, મથુરા તથા દ્વારકા ગયાં હતાં, અને દ્વારકામાંજ રણછોડજીની સારૂપ્ય-મુક્તિ પામ્યાં એમ કહેવાય છે. (મીરાંના ચરિત્ર[૨] માટે જુઓ કાવ્યદોહન ભા. ૭માં છપાયેલું સ્વ. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ લખેલું મીરાંનું ચરિત્ર.) મીરાંએ કૃષ્ણ ભક્તિનાં-કૃષ્ણની ગોકુલ ક્રીડાનાં અનેક પદો રચ્યાં છે. કેટલાંક બીજાનાં કાવ્યો પણ ભ્રમથી મીરાંના નામ ઉપર ચડી ગયાં છે. મીરાંનો વૈષ્ણવધર્મ નરસિંહ મહેતાને મળતો છે. મીરાંબાઈ સ્ત્રી હોઇને કૃષ્ણને પોતે વર્યા છે એમ માનતાં. ચૈતન્યના શિષ્ય જીવ ગોસ્વામીને મીરાંબાઇ વૃંદાવનમાં મળેલાં કહેવાય છે. પણ એટલા ઉપરથી એ ચૈતન્યનાં અનુયાયી હોય એમ માનવાનું કાંઇ કારણ નથી. મારા મતે નરસિંહ મહેતાંની અને મીરાંની ભક્તિનો પ્રભવ એકજ મૂળમાંથી છે. ગુજરાતના સાધારણ જનસમાજની કૃષ્ણભક્તિ ઉપર મીરાંનાં, અને મીરાંનાં કહેવાતાં, પદોએ ઘણી અસર કરી છે. મીરાંનીભક્તિ શૃંગાર ભક્તિના પ્રકારની છે, પણ એની કેટલીક કવિતામાં ભક્તિના ઉંડા ભાવો સરસ વાણીમાં ગવાયા છે. દા. ત. અતિશય લોકમુખે ચડેલું નીચેનું પદ જુઓ.[૩]

---

૧ ડા. થૂથીનું વૈષ્ણવસઍાંફ ગુજરાત પૃ. ૨૨૯ તથા તેણેજ આપેલો પુષ્ટિ ભક્તિ સુધા ગ્ર. ૫ પૃ. ૧૬૯માં મૂલચન્દ્ર તેલીવાળાનો હવાલો.

૨ જુઓ ક્ષિતિમોહનસેનના કલકત્તા યુનિવર્સિટીમાં ૧૯૨૯માં અપાયેલા વ્યાખ્યાનનું બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૨ અં. ૧ માં છપાયેલું ભાષાન્તર.

૩ શ્રી. આનંદશંકર બા. ધ્રુવે આ પદનું આત્મનિવેદન મથાળાથી

અબતો મેરા રામ નામ દૂસરા ન કોઈ (ટેક)
માતા છોડી પિતા છોડે છોડે સગા સોઈ
સાધુ સંગ બેઠ બેઠ લોક લાજ ખોઇ. અબતો. ૧
સંત દેખિ દોડ આઈ જગત દેખી રોઈ
પ્રેમ આંસુ ડાર ડાર અમરવેલ બોઇ અબતો. ૨
મારગમેં તારણુ મિલે સંતરામ દોઇ
સંત સદા શિશ ઉપર રામહ્રદય હોઇ અબતો. ૩
અંત મેંસે તંત કાઢયો પિછે રહી સોઈ
રાણે મેલ્યા વિખના પ્યાલા પીને મસ્ત હોઇ અબતો. ૪
અબતો બાત ફેલ ગઇ જાણે સબકોઈ
દાસ મીરાં લાલ ગિરધર હોની તો સો હોઇ અબતો. ૫

**રાધાવલ્લભી** પંથનો પણ ગુજરાતની કણબી વગેરે કોમોમાં થોડો પ્રચાર છે. દ્વારકાદાસ નામનો એક પ્રેમાનંદનો શિષ્ય વિક્રમની અઢારમી સદીમા થઇ ગયો છે; તેણે કૃષ્ણલીલાનાં પદો રચ્યાં છે. શ્રી. કે. હ ધ્રુવ અને શ્રી. અં. બુ. જાની તેને રાધાવલ્લભી સંપ્રદાયનો માને છે.[1]

**પ્રણામીપંથ**—પ્રણામીપંથ કે ખીજડાપંથ કાઠીઆવાડમાં તથા પન્ના તરફ ચાલે છે. આ સંપ્રદાય રામાનુજી સંપ્રદાય છે એમ કેટલાક માને છે અને એ સંપ્રદાયનું તિલક રામાનુજી તિલકને મળતું છે.[2] પણ બીજી રીતે જોતાં આ ખીજડાપંથનો રામાનુજીમાં તો શું પણ વૈષ્ણવ માર્ગમાં પણ સમાવેશ કરવો મુશ્કેલ છે. એ સંપ્રદાયમાં શીખધર્મ પેઠે કુલજમ નામનો ગ્રન્થ પૂજાય છે. આ ગ્રન્થમાં કુલ ૧૪ ભાગ છે જેમાંથી ૪ ગુજરાતીમાં, ૧ સિન્ધીમાં

---

જે સુંદર વ્યાખ્યાન સુદર્શનમાં ૧૮૯૯માં કરેલું તે જોવાથી એના સ્વારસ્યનો સારો ખ્યાલ આવશે. (જુઓ આપણો ધર્મ પૃ. ૧૨૭ થી ૧૩૮)

૧ જુઓ સાક્ષર જયન્તી પૃ. ૧૯૧ અને સુભદ્રાહરણની પ્ર. ૮૮

૨ હરિલીલા ષોડશકલાનો ઉપોદ્ઘાત પૃ. ૨૬

અને ૯ ભાગ હિન્દીભાષામાં છે. એ સંપ્રદાયના અનુયાયી વર્ગમાં હિંદુ મુસલમાન બેય હોય છે અને બન્ને વર્ગના લોકો સાથે બેસી ભોજન કરે છે એમ શ્રી ક્ષિતિમોહનસેન કહે છે.[૧] આ સંપ્રદાયના મૂળ આચાર્ય શ્રી દેવચંદ્ર કે નિજાનંદસ્વામીનો સં. ૧૭૧૨ માં જામનગરમાં દેહ પડ્યો હોવાથી અને તેના શિષ્ય તથા આ પંથના મુખ્ય પ્રચારક પ્રાણનાથ સ્વામીનો સં. ૧૬૭૫ માં જામનગરમાં જન્મ થયો હોવાથી[૨] જામનગરમાં આ સંપ્રદાયનું મોટું મંદિર છે.

ગુરૂભક્તિ, ઈશભક્તિ અને સ્ત્રીભાવવાળી ભક્તિનો સ્વીકાર વગેરે તત્ત્વો આ માર્ગ ઉપર વૈષ્ણવ ભક્તિમાર્ગની અસર દર્શાવે છે. એ માર્ગના અનુયાયીઓ તો પોતાને બાલ કૃષ્ણના ઉપાસક કહે છે.[૩]

પાટીદાર, કાયસ્થ, વાણીઆ, રજપૂત, ભાટ, સુતાર, દરજી, ગોલા, કડીઆ અને કોળી વગેરે લોકોમાં આ પન્થનો વિશેષ પ્રચાર છે.

**રવિપન્થ**—ઈ. સ. ૧૭૫૦ માં જન્મેલા રવિસાહેબ કે ભાણ સાહેબથી ચાલેલો આપન્થ લોહાણા, કાછીઆ, સુતાર ગઢવી, ચારણો વગેરેમાં ચાલે છે. રવિસાહેબની પૂજા જો કે આ લોકો કરે છે પણ તે શિવાય આ પન્થના અનુયાયીઓ વૈષ્ણવ છે. રવિસાહેબ શાપુર (કાઠીઆવાડ)થી વડોદરે આવેલા અને ત્યાં ચમત્કારો કરી આ પન્થ સ્થાપેલો. આ પન્થની ચાર ગાદી છે. જેના આચાર્યો પોતાના અનુયાયીઓને કંઠી બાંધે છે.[૪]

---

૧ જુઓ બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૨ અં. ૧ પૃ. ૩૭-૩૮
૨ જુઓ પ્રણામી ધર્મપત્રિકા વિ. સં. ૧૯૯૦ નિજાનંદાંક પૃ. ૧૨૪
૩ જુઓ પ્રણામી ધર્મપત્રિકા વિ. સં. ૧૯૯૦ નિજાનંદાંક
૪ મું. ગે. ગ્ર. ૯ ભા. ૧ પૃ, ૫૪૭

# પ્રકરણ ૩૦ મું

## સ્વામીનારાયણ કે ઉદ્ધવ સંપ્રદાય.

ગુજરાત બ્હાર અને ગુજરાતમાં પ્રચલિત અનેક પન્થોનું આપણે અવલોકન કર્યું પણ માત્ર ગુજરાતમાંજ પ્રચલિત હોય એવો તો આ સ્વામીનારાયણ સંપ્રદાય જ છે. એ પન્થ ચલાવનાર પણ ગુજરાત બ્હારથી આવ્યા હતા. પણ પછી ગુજરાતને જ પોતાનું ઘર કર્યું અને ગુજરાતમાં જ પોતાનો પન્થ ચલાવ્યો. સ્વામીનારાયણ પન્થના પ્રવર્તક આચાર્ય સહજાનન્દસ્વામીના જીવનક્રમની નીચેની તારિખો એનાં છપાયેલાં વચનામૃતમાંથી લીધી છે.[૧]

સરવારય દેશમાં છપૈયા (અયોધ્યાથી સાત ગાઉ દૂર ન્હાનું લખનૌથી ચંપારણ્ય તરફ જતી ગાડીનું સ્ટેશન છે.) નામે શહેરમાં શ્રીધર્મદેવના ભુવનમાં સંવત્ ૧૮૩૭ના ચૈત્ર શુદિ ૯ની રાત્રી દશ ઘડી ગઈ ત્યારે ભક્તિ નામની માતાથી શ્રીહરિકૃષ્ણ મહારાજ પ્રગટ થયા.[૨] આ ધર્મદેવનું મૂળ નામ હરિપ્રસાદ પાંડે અને તેની પત્નીનું નામ પ્રેમવતી હતું. આ હરિકૃષ્ણ મહારાજ (પાછળના સહજાનન્દ સ્વામી) ૧૧ વર્ષ, ૩ માસ પોતાનાં માતાપિતા પાસે રહ્યા. પછી સં. ૧૮૪૯ના અષાઢ શુદિ ૧૦ ને દિવસે અયોધ્યા પુરી[૩] થકી વનમાં પધાર્યા. અને સાત વર્ષો સુધી અનેક તીર્થ

---

૧ સહજાનંદ સ્વામીના સવિસ્તર ચરિત્ર માટે કિશોરલાલ ધ. મશરૂવાળાનું સહજાનંદ સ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાય–નવજીવન પ્રકાશન મન્દિર, સારૂં પુસ્તક છે.

૨ માતાપિતાએ તો આ બાળકનું નામ ઘનશ્યામ પાડેલું.

૩ છપૈયાથી અયોધ્યા આવીને માબાપ રહેલાં અને મા બાપ બેયનું ઘનશ્યામની ૧૧ વર્ષની ઉમ્મરે મરણ થયા પછી પોતે વનમાં ગયા.

સ્થળોમાં ફર્યા.[૧] સં. ૧૮૫૬ના શ્રાવણ વદિ ૬ ઠ્ઠને દિવસે સોરઠ દેશમાં લોજ ગામમાં મુક્તાનન્દ સ્વામીને મળ્યા. સં. ૧૮૫૬ના જેઠ વદિ ૧૨ ને દિવસે પીપલાણા ગામમાં શ્રીરામાનન્દ સ્વામીને મળ્યા. અને સંવત્ ૧૮૫૭ની કાર્તિક શુદિ ૧૧ ને દિવસે રામાનન્દ સ્વામી પાસેથી ભાગવતી દીક્ષા લીધી. સં. ૧૮૫૮ના માગશર શુદિ ૧૩ને દિવસ શ્રીરામાનન્દ સ્વામીએ એક મહીના પ્હેલાં સ્વામીનારાયણને ઉદ્ધવ સંપ્રદાયના આચાર્યપદે સ્થાપીને દેહ ત્યાગ કર્યો. ત્યાર પછી સહજાનન્દ સ્વામીએ ધર્મ પ્રચારનું કામ શરૂ કર્યું, તે ૨૮ વર્ષ ૫ માસ અને ૨૭ દિવસ સુધી ચાલુ રાખ્યું. આટલા વખતમાં તેઓ મોટે ભાગે કાઠિયાવાડ ગુજરાતનાં ગામોમાં ફર્યા છે. એમનાં વચનામૃતોમાં ગઢડા, સારંગપુર, લોયા, વરતાલ, કરિયાણિ, અમદાવાદ, અને પંચાલા એટલાં ગામોનો ઉલ્લેખ છે. આથી વધારે ગામોમાં તેઓ ફર્યા હશે, પણ વધારે નિવાસ આ ગામોમાં કર્યો હશે. સં. ૧૮૮૬ના જેઠ શુદિ ૧૦ ને દિવસે ૪૯ વર્ષ ૨ માસ અને એક દિવસનું આયુષ્ય ભોગવી આ પૃથ્વી ઉપરથી તેઓ અન્તર્ધાન થઈ ગયા.

પ્હેલાંના આચાર્યો પેઠે સહજાનંદ સ્વામીના પણ અનેક ચમત્કારોની વાતો ચાલે છે, જે અહીં નોંધવાની જરૂર નથી. પણ તેઓએ કેવી રીતે ઉદ્ધવ સંપ્રદાયનો પ્રચાર કર્યો તે ટુંકામાં જોઈએ. રામાનંદ સ્વામીના અક્ષરવાસ પછી સ્વામીનારાયણે પોતાના સાધુઓનાં જુદાં જુદાં મંડળો બાંધ્યાં અને એક એક મંડળને ભિન્ન ભિન્ન દિશામાં ઉપદેશ કરવા મોકલ્યું. પોતે પણ એક મંડળ લઈ કચ્છ તરફ ગયા. શરૂઆતની સહજાનંદસ્વામીની દિનચર્યા નીચે મુજબ વર્ણવાયેલી છે. " ભોજપુરમાં મહારાજ સદાવ્રત આપતા. તે સદાવ્રતમાં જે કોઈ ભિક્ષુજન આવે તેને જમાડવા

---

૧ આ યાત્રા દરમિયાન સ્વામીનારાયણસ્વામીએ પોતાનું નામ નીલકંઠ રાખ્યું હતું.

સારૂ પોતે તંગીયો પેરીને ખંભે કાવડ મેલીને એક દિવસ મહારાજ ભિક્ષા માગવા જાતા ને એક દિવસ મુક્તાનંદ સ્વામી ભિક્ષા માગવા જાતા...અને વારાફરતી રોટલા કરીને તીર્થવાસીને જમાડતા ને કોઈક હરિજન પાકું સીધું લાવે તેના રોટલા કરીને તેને મોઘરિયે ભાંગીને તેમાં ઘી ગોળ મેળવીને તીર્થવાસીને જમાડી દેતા. ને પછે પોતાના સાધુ સર્વેને જમાડીને પોતે જમીને ચોકો પાણી કરીને કથા કરવા બેસે. તે દિવસના બે વાગ્યા સુધી કરે. પછે વળી પોતાની સ્નાનાદિ દૈહિક ક્રિયા કરીને સાંઝ સમે કોઈ સદાવ્રત લેવા સારૂ આવ્યા હોય તેને જમાડીને કથા વાર્તા કરવા મંડે તે રાત્રે બાર વાગ્યા સુધી કરે ને પછી સુઇ જાય ને રાત્રીના વળી બે વાગ્યે ઉઠે ને સર્વેને ઉઠાડીને ધ્યાનમાં બેસારે. ને પોતે સોટી લઇને ફરે તે જે નિદ્રાયે કરિને ડોલાં મારે તેને તડાક લઇને સોટી મારે ને ધ્યાન કરાવે. ને ચાર વાગે એટલે નાઈ ધોઇને પૂજા કરીને ત્યાર થઇને ભિક્ષા માગીને રોટલા કરીને તીર્થવાસીને જમાડીને પછે પૂર્વે કયું એવી રીત્યે ભજન બેસારે એમ નિત્યે કરતા, ને જે ભેલા રહે તેને થાક તો ઉતરે નહિ ને નિદ્રા તો પૂરી થાય જ નહિ ને મુક્તાનંદ સ્વામીના મનમાં પણ એમ થાય જે આપણ ભેલું કેમ નભાશે. એવો પોતાનો તીવ્ર સ્વભાવ હતો. તોપણ સર્વે ભેલા હલીમલીને રહ્યા."[1]

ઉપર પ્રમાણે આ મંડળો જ્યાં જ્યાં જાય ત્યાં ભિક્ષાવૃત્તિ કરી તેમાંથી પોતાને જોઇતું પોતે વાપરી, બાકીનાનું સદાવ્રત ખોલી દાન કરી દે અને સવારના વખતમાં આ કામ કરી બાકીના વખતમાં ભજન, કીર્તન, ઉપદેશનું કામ કરે. ઉપદેશમાં મુખ્ય વસ્તુ દારૂ ન પીવો, માંસ ન ખાવું, ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો, અને વટલવું. વટલાવવું નહિ. એ પાંચ વ્રતો દરેક નવા

૧ સ. નિર્ગુણદાસ સ્વામીની વાતો અં. ૧૪૧માંથી સહજાનંદસ્વામી પૃ. ૩૯માં કરેલો ઉતારો.

શિષ્યને આપવામાં આવતાં. સ્વામીનારાયણના સાધુને ધન અને સ્ત્રીનો સંપૂર્ણપણે ત્યાગ રાખવો પડતો. સ્ત્રીના ત્યાગમાં, સ્ત્રીના સાક્ષાત્ સહવાસનો તો ત્યાગ ખરો જ, પણ સ્ત્રી સાથે કે સ્ત્રીને સંભળાવવાના ઉદ્દેશથી વાત ન કરવી, સ્ત્રીને સંદેશો ન મોકલવો, એને અડકવું નહિ, એની સામે દૃષ્ટિ માંડી જોવું નહિ, માનવ સ્ત્રીનાં ગુણકીર્તન કરવાં કે સાંભળવાં નહિ, સ્ત્રીની મૂર્તિને કે તેના ચિત્રને જોવું કે અડકવું નહિ, સ્ત્રીને ન્હાવાધોવાની જગ્યાએ ન્હાવાધોવા જવું નહિ વગેરે નિયમો હતા. આજ કારણથી સ્ત્રી પુરૂષોને, સભામાં સંન્યાસીઓની નજર ન પડે તે રીતે જુદાં બેસારવાનો નિયમ કર્યો. દેવ દિરોમાં સ્ત્રીઓને દર્શન કરવા માટે જુદો દરવાજો રખાવ્યો અને મંદિરમાં હોય ત્યાં સુધી પરસ્પર સ્પર્શનો વાંધો ન હોય તેવાં સ્ત્રી પુરૂષોએ એકબીજાને અડકવું નહિ એવો પણ નિયમ કર્યો. આ થઈ સ્ત્રીના ત્યાગની વાત. ધનના ત્યાગમાં ધાતુમાત્રનો ત્યાગ આવી જતો. અપવાદમાં વસ્ત્ર સીવવા માટે સોય અને લેખક હોય તો ચપ્પુ અને કાતર રાખવા દેવામાં આવતાં. આહાર માટે પણ આકરા નિયમો હતા.

સ્વામીનારાયણના ચમત્કારોમાં અતિસામાન્ય એક એ હતો કે જે તે સ્વામીનારાયણને જોઈને આકર્ષાતા અને ધબ દઇને પડી જતા તથા સમાધિમાં પોતાના ઈષ્ટદેવનું દર્શન કરતા. સ્વામી-નારાયણની આંખમાં એક જાતનું જાદુ હતું એમ તો ઘણાએ કહ્યું છે.[1] સ્વામીનારાયણને પોતાને તથા એમના શિષ્યોને સહજા-નંદના ઉપદેશથી ચીડાયેલા વિરોધી વેરાગીઓ તરફથી માર પડવાની બીક રહેતી, પરંતુ એમના કાઠીશિષ્યો એમના રક્ષણ માટે બહુ સાવધાન રહેતા.

સ્વામીનારાયણે પોતાના સાધુઓને માટે બહુ કડક નિયમો-(જેને સાંપ્રદાયિક પરિભાષામાં પ્રકરણો કહે છે.) કર્યા હતા. દા. ત. રાત્રે ગામબહાર એકબીજાનો સાદ ન સંભળાય એટલે દૂર પલાંઠી

---

૧ સહજાનંદસ્વામી પૃ. ૪૧

વાળી ધ્યાન ધરવા બેસવું, શરીરે સર્પ વીંછી ચડે તોય બેસી રહેવું, સૂતા પછી જાગી જવાય તો પાછું સૂવું નહિ કે પગ લાંબો કરવો નહિ, રાત્રે જાગરણ કરી ભજન કરવા બેસવું, ઉંઘ આવે તો દળવા બેસવું, પાથર્યા વિના પૃથ્વી ઉપર સૂવું, સહેજ લુગડું દેખાય તો ઉપવાસ કરવો, જોડા ન પહેરવા, માઘ માસમાં રાત્રે પાણીનાં માટલાં ભરી રાખી તે પાણીથી સૂર્યોદય પહેલાં સ્નાન કરવું, અગ્નિને અડકવું નહિ, રાંધેલું અન્ન ખાવું નહિ. રસોઇ બધી ભેગી કરી તેમાં ખોબો પાણી રેડી જમવું. કાચા અન્નની ભિક્ષા ન લેવી વગેરે વગેરે.[1] અલબત્ત જ્યારે જે નિયમો જેટલા વખત માટે નીકળે ત્યારે તે પાળવાના હશે. કારણકે એકબીજાથી ઉલટા દા. ત. દૂધમાંથી નીપજતા પદાર્થો ન ખાવા અને રોજ દૂધપાક ખાવો એવા પણ નિયમો છે.

એક તરફથી સહજાનંદ સ્વામી પોતાના અનુયાયીઓને કઠણ નિયમો પળાવી શરીર અને ઇન્દ્રિયોના દમનની બાબતમાં કેળવતા તો બીજી તરફથી લાડ પણ લડાવતા. દા. ત. સુરતના ભક્તો તરફથી ઉત્તમ કારીગરીનાં વસ્ત્રાલંકારો ભેટ આવે, દિવબંદરના શેઠ તરફથી મોંઘો પોષાક આવે, કાઠીઓ તરફથી ભારે કિંમતનાં ઘોડાં સેવામાં આવે, સુરત ખંભાતથી કેરી, બરફી, સૂત્રફેણી વગેરે આવે એ બધું જેમ પોતે સ્વીકારતા, તેમજ ખેતરમાં ઉગી ગયેલું રૂ ભેગું કરી, કાંતી હાથ પનાનો દોઢ હાથ લાંબો કટકો એક ડોશીએ વણીને ભેટ આપ્યો તે છ મહિના સુધી પેરી રાખ્યો. આણંદના સત્સંગીઓની અતિશય તાણ જોઈ, ત્યાં માર પડવાની ખાત્રી છતાં ગયા અને ધૂળ છાણ અને પથરાનો વરસાદ સહન કર્યો. કાઠી, કણબી અને કોળીના જાડા રોટલા અને છાશ પ્રેમથી આરોગ્યાં. એમને પોતાને સાદું ભોજન અને શ્વેતવસ્ત્રો પ્રિય હતાં એટલે મૂલ્યવાન વસ્ત્રાલંકારોનો સ્વીકાર કરી, થોડીવાર પહેરી, કે પકવાન્નમાંથી પ્રસાદી કરવા જેટલું લઈ કોઇને આપી

---

૧. સહજાનંદ સ્વામી પૃ. ૪૮—૪૯.

દેતા. કાઠીઓએ આપેલો એક ઘોડો બહુ વખણાયો એટલે કોઈ બ્રાહ્મણને દાન કરી દીધો. પણ ભક્તો ઉપરનો સ્વામીનારાયણનો પ્રેમ આથી પણ આગળ વધી, પોતાને હાથે રસોઈ કરી સાધુઓને જમાડવા, પોતાને હાથે પીરસવું, અતિ પ્રેમથી સાધુના મ્હોંમાં કોળીઆ મુકવા સુધી પણ ઘણી વાર જતો.[1]

'કોઈ જણસ સ્વાદુ રે જમતાં જમતાં
પાસે હરિજનરે બેઠા હોય મનગમતા
તેને આપી રે પછી જ પોતે જમે.

મંદવાડમાં સારી રીતે બરદાસ્ત કરાવે, વિદેશથી આવે ત્યારે સામા ઉઠી દંડવત્ પ્રણામ કરી, કોઈવાર પ્રદક્ષિણા પણ ફરી બે હાથથી ખૂબ સ્નેહથી દાબી ભેટે, હોળીમાં રંગે રમાડી શરદમાં રાસ લેવડાવી, આનંદમાં તરબોળ કરી મુકે. સાધુઓને માર પડેલો જોઈ આંખમાં પાણી ભરાઈ આવે.

ટુંકામાં સહજાનંદ સ્વામી મોટા સંસ્થાપક અને યોજના કુશળ વ્યવસ્થાપક હતા. તેઓએ આ દૃષ્ટિથી સંસ્કૃતમાં તથા ગુજરાતીમાં સાંપ્રદાયિક પુસ્તકો રચવાનો પુષ્કળ પ્રયત્ન કર્યો હતો. અને એ માટે જેમ એક લેખક મંડળ તૈયાર કર્યું, તેમ એક ભજન મંડળ તૈયાર કર્યું જેમાં ઉત્તમ ગવૈયાઓ પણ હતા.

સ્વામીનારાયણે પોતાના ઉપદેશથી ગરાશીઆઓ વગેરેમાં થતી બાળહત્યા અટકાવી, કાઠીઆવાડ ગુજરાતમાં કેટલેક ઠેકાણે થતા હિંસામય યજ્ઞોની વિરૂદ્ધ અહિંસામય યજ્ઞનો પ્રચાર કર્યો, વિધવાઓને સતી થવાને બદલે જ્ઞાન, વૈરાગ્ય અને હરિભજનનો માર્ગ ઉપદેશ્યો, લગ્નમાં ફટાણાં ન ગાવાનો તથા હોળીમાં બીભત્સ ન બોલવાનો ઉપદેશ કર્યો. મંત્ર, જંત્ર, મલિન દેવદેવી-દેવીઓનાં બાધા આખડી વગેરે છોડી દઈ કેવળ એક પરમેશ્વર નારાયણમાં શ્રદ્ધા રાખવાનો માર્ગ શીખવ્યો.[2] સ્વામીનારાયણે

૧. એજન પૃ. પર પ૩.

૨ જુઓ સહજાનંદ સ્વામી પૃ. ૬૬માં છાપેલો પત્ર.

એક પારસી—સુરતના અર્દેશર કોટવાલને તથા કેટલાક ખોજા મુસલમાનોને પોતાના સંપ્રદાયમાં લીધા હતા. હજી કેટલાક મુસલમાનો સ્વામીનારાયણ સંપ્રદાયમાં છે. વળી તેઓએ ગુજરાત કાઠીઆવાડની કડીઆ, દરજી, સુથાર, ખારવા, મોચી ઢેડ જેવી હલકી જાતિઓ પાસે માંસ મદ્યનો ત્યાગ કરાવી, કાઠીઓ પાસે હિંસાનો પણ ત્યાગ કરાવી, ન્હાવા ધોવાનો આચાર શીખવી, તથા નીતિના રસ્તા તરફ વાળી તેઓનો ઉદ્ધાર કર્યો; એ મોટું કામ કર્યું છે. એમના સમયમાંજ આ દેશમાં આવેલા અંગ્રેજોએ સ્વામીનારાયણને આ કારણથી જ મોટા કહ્યા છે. અને એ વખતના મુંબઈના ગવર્નર સર જૉન માલ્કમ ખાસ નિમંત્રણ મોકલી રાજકોટ તેડાવી સ્વામીનારાયણને ત્યાં મળ્યા એ એમની આ સુધારક પ્રવૃત્તિથી એમનું મહત્વ વિચારીને જ હશે એ કહેવાની જરૂર નથી.

સહજાનંદ સ્વામીની ઉપદેશ શૈલી બહુ સાદી હતી. લોક પણ સમજે એવી સાદી ભાષામાં પોતે ઉપદેશ કરતા. એમની રીત એવી હતી કે જ્યાં જાય ત્યાં ડેલીએ ખાટલો ઢળાવી બેસે અને ગામના કાઠી, સુથાર વગેરે લોકોને તેઓના નિત્યના વ્યવહારમાંથી દાખલા આપી નીતિનો તથા ધર્મનો તેઓ સહેલાઈથી સમજી શકે એવો ઉપદેશ આપે. વર્ષમાં આઠ મહિના તેઓ આ રીતે પર્યટન કરતા અને ચાર મહિના ગઢડામાં રહેતા.

સહજાનંદ સ્વામીએ કોઈ નવા તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કર્યો નથી. તેઓએ શિક્ષાપત્રીમાં સ્પષ્ટ કહ્યું છે કે પોતાને રામાનુજનો વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત માન્ય છે. मतं विशिष्टाद्वैतं मे. એમ છતાં સહજાનંદીય તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ રામાનુજીય દૃષ્ટિ કરતાં અગત્યની બાબતોમાં ભિન્ન છે એમ કિ. ઘ. મશરૂવાળા માને છે[1] તેમ સ્વામીનારાયણે પોતે કહ્યું છે કે " આ જે વાર્તા છે તે અમે પ્રત્યક્ષ દેખીને કહી છે એમાં કાંઈ સંશય નથી " (વચનામૃત ગ.

---

૧. સહજાનંદ સ્વામી પૃ. ૧૨૯.

પ્ર. ૬૪) એટલે સ્વામીનારાયણના સિદ્ધાન્તો ટુંકામાં નીચે ઉતાર્યા છે. પરબ્રહ્મ પરમાત્મા એ ઇષ્ટદેવ છે. એનો સ્વામીનારાયણ રૂપે આ પૃથ્વીમાં આવિર્ભાવ થયો એવો એમના અનુયાયીઓનો આગ્રહ છે. માટે સ્વામીનારાયણ પ્રગટ પુરૂષોત્તમ કહેવાય છે. પરમાત્મા દિવ્ય સાકાર મૂર્તિ છે. રામાનુજ સંપ્રદાયમાં ચતુર્ભુજ નારાયણ પૂજાય છે. પણ સ્વામીનારાયણ સંપ્રદાયમાં દ્વિભુજ મૂર્તિ પૂજાય છે. વળી સહજાનંદ સ્વામીના કહેવા પ્રમાણે "શ્રીકૃષ્ણ ભગવાન એકરૂપે રહ્યા થકા પોતાની ઇચ્છાએ કરીને જ્યાં દર્શન દેવાં હોય ત્યાં આપે છે. અને એકરૂપ થકા અનંતરૂપ ભાસે છે. અને ભગવાનને ગ્રંથમાં વ્યાપક કહ્યા છે. તે તો મૂર્તિમાન છે તેજ પોતાના સામર્થ્યે કરીને એક ઠેકાણે રહ્યા થકા દર્શન આપે છે. પણ આકાશની પેઠે અરૂપથકા વ્યાપક નથી. (વચનામૃત વ. ૧૩.) એ પરમાત્માની મૂર્તિ ઘનશ્યામ છે. પણ અતિશય તેજને લીધે શ્યામ નથી લાગતી પણ શ્વેત જણાય છે. કયારેક એ મૂર્તિ મંડળથી વીંટાયેલી હોય છે. અને તે સર્વે મુક્ત એક નજરે ભગવાનની મૂર્તિ સામું જોઈ રહે છે. અને કયારેક સર્વે મુક્તને પોતાની મૂર્તિમાં લીન કરી દઈ પુરૂષોત્તમ એકલા જ રહે છે. એ પરમેશ્વરના સ્વરૂપમાં ભાગ ત્યાગ કરી શકાય નહિ. પરમેશ્વરની દયા, પ્રેમ, આદિ અનંત કલ્યાણ ગુણયુક્તતા વગેરે બીજી માન્યતા સામાન્ય રામાનુજી છે.

એ પરમાત્માનું નિવાસસ્થાન—એની ચિત્શક્તિ તે અક્ષર અથવા બ્રહ્મ છે. એને અક્ષર ધામ, અમૃત, પરમપદ અને ચિદાકાશ કહે છે. "એ કોટિ કોટિ સૂર્ય, ચંદ્ર અને અગ્નિ સરખું પ્રકાશમાન છે, દિવ્ય છે, અત્યંત શ્વેત છે ને સચ્ચિદાનંદરૂપ છે."

પરબ્રહ્મ તથા બ્રહ્મ બન્ને આદિ તથા અંત રહિત છે. એનો સંબંધ નિત્ય છે. માયા એ ત્રીજું અનાદિ તત્ત્વ છે. માયા આત્યંતિક પ્રલયકાળે બ્રહ્મમાં લીન રહે છે. ઉત્પત્તિ કાળે પરમાત્માની ઇચ્છાથી બ્રહ્મ પુરૂષરૂપે થઈ પોતામાંથી માયાને ઉપજાવે છે. આ

માયાને પ્રકૃતિ, મૂળમાયા કે મહામાયા કહે છે અને પુરૂષને મહા-પુરૂષ કહે છે. માયામાંથી ઈશ્વર ઉત્પન્ન થાય છે. ઈશ્વર એ જીવ પેઠે ત્રણ દેહ અને ત્રણ અવસ્થા ધારી સત્ત્વ છે.

જીવ–સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ દેહોમાં વ્યાપી રહેલી સત્તા માત્ર ચૈતન્ય વસ્તુ તે જીવ છે. એ વિશેષે કરીને હૃદયાકાશમાં રહ્યો છે. અને સામાન્યપણે આખા શરીરમાં જ્ઞાન શક્તિએ વ્યાપ્યો છે. એ અણુ છે, સૂક્ષ્મ છે, ચિદ્રુપ છે, જ્ઞાતા છે. જીવ દેહ વિના કદી રહી શકતો નથી. બદ્ધ જીવનો કારણ દેહ સાથે નિત્ય સંબંધ છે. જ્યારે જીવ મુક્ત થાય છે ત્યારે એની બે પ્રકારની ગતિ થાય છે. " જે એ ભગવાનને નિરાકાર જાણીને ધ્યાન ઉપાસના કરે છે તે તો બ્રહ્મસુષુપ્તિ વિષે લીન થાય છે. તે પાછો કોઈ દિવસ નિસરતો નથી અને કોઈ ઐશ્વર્યને પામતો નથી " (વચનામૃત ગ. પ્ર. ૬૪)પણ જે જીવ પોતાને બ્રહ્મરૂપ માની સાકાર દિવ્યસ્વરૂપ પર બ્રહ્મની ઉપાસના કરે છે. તે મુક્ત થયા પછી પરમેશ્વરના સાધર્મ્યપણાને પામે છે. એટલે એનું ચૈતન્ય પ્રકૃતિનું બ્રાહ્મ, ભાગવતી કે દિવ્યતનુ બંધાય છે. એ તનુમાં બીજા મુક્તો સાથે પર બ્રહ્મની સેવા કરવા રહે છે. બ્રહ્મ દશાને પામી પર બ્રહ્મની સેવા કરવી એને જ ઉદ્ધવ સંપ્રદાયમાં મુક્તિ માની છે. આ રીતે મુક્તો અનેક છે. મુક્ત જેટલો પરમાત્માને જાણે છે તેટલી શક્તિ તો તે પોતે જ મેળવી લે છે પરંતુ પરમાત્મા તો તેને અપારને અપાર જ રહે છે. જેમ ચકલી કાગડો સમળી વગેરે પક્ષીઓને ગમે તેટલું આકાશમાં ઉડે તો પણ આકાશ અપાર જ રહે છે. તેમજ મુક્તોનું પણ છે.

મુક્તિનાં સાધનોમાં પરમાત્માનું નિશ્ચયના સાક્ષાત્કાર પર્યંત જ્ઞાન પ્રાપ્ત કરવું, એ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પ્હેલાં ઉપાસના કરવી. તે બે જાતની છે સવિકલ્પ અને નિર્વિકલ્પ. જેમાં ભક્ત તેમજ ભગવાનનો પ્રાકૃત તથા દૈહિક ભાવ જ લક્ષમાં રહે તે સવિકલ્પ ઉપાસના, એથી ઉલટું નિર્વિકલ્પ નિશ્ચયમાં દૈહિક ભાવનો

લોપ થતો જાય છે. આ સવિકલ્પ અને નિર્વિકલ્પ બન્નેના કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ એવા ત્રણ ભેદ છે. દા. ત. મનુષ્યના જેવા જ કામાદિક દોષો દેવમાં પણ જોઈને જેઓ ઉપાસના કરે તેઓ કનિષ્ટ ઉપાસના કરે છે. ઉપર જે અક્ષર બ્રહ્મ અને પરબ્રહ્મનુંરૂપ કહ્યું છે તેવું જે જાણી ઉપાસના કરે મતલબ કે સ્વામીનારાયણમતાનુસાર તે ઉત્તમ નિર્વિકલ્પ ઉપાસના કરે છે.

**ભક્તિ**—બીજું સાધન ભક્તિ છે. ભક્તિ એટલે પ્રગટ પરમેશ્વરમાં માહાત્મ્ય જ્ઞાને સહિત સ્નેહ. આ વાક્યમાંના પ્રગટ શબ્દનો અર્થ સંપ્રદાયમાં એવો થાય છે કે પરમેશ્વરના અવતાર અથવા એમના બ્રહ્મનિષ્ઠ સંત નિરંતર પૃથ્વી ઉપર વિચરતા હોય જ. જો એ અવતાર પૃથ્વી ઉપર હોય તો એને ઓળખીને એની ભક્તિ કરવી તે પ્રગટની ભક્તિ છે. એમનો અવતાર ન હોય તો એમના બ્રહ્મનિષ્ઠ સંતને ઓળખી એની ભક્તિ કરવી તે પણ પ્રગટની ભક્તિ છે. એ બન્નેમાંથી કોઈનો પણ જોગ ન થઇ શકે એમ હોય ત્યારે ઇષ્ટ દેવની પ્રતિમામાં પતિવ્રતાના જેવી ભક્તિ કરવી. એમ કરતાં મૂર્તિમાંથી પરમેશ્વર પ્રગટ થાય અને બ્રહ્મનિષ્ટ સંતનો યોગ પણ થાય.

સ્વામી નારાયણીય ભક્તિને સ્ત્રી ભાવ માન્ય છે પણ જારભાવ માન્ય નથી એમ ઉપરના 'પતિવ્રતા જેવી' શબ્દોથી સૂચિત થાય છે. સ્વામી નારાયણના પોતાના શિષ્ય પ્રેમાનંદજી આ સ્ત્રી ભાવની ઉત્કટતાથી પ્રેમ સખી કહેવાના અને તેઓએ એ ભાવથી જ ગાયું છે કે "ત્રિભુવનમાં એવી કોણ છે, જે વશ નવ થાયે નાર" આ નાર શબ્દ ભકત વાચક છે. આ સ્ત્રીભાવ વાળી ભક્તિના ઉદાહરણરૂપે પ્રેમ સખીનું એક પદ નીચે ઉતાર્યું છે.

સાધન તરીકે આ સંપ્રદાયમાં સત્સંગનો મહિમા આદિથી અંત સુધી ઘણો છે એ પ્રસિદ્ધ છે. આ માર્ગના અનુયાયીઓ એ કારણથી સત્સંગી કહેવાય છે. સત્સંગ થતાં જ માણસ ધર્મને માર્ગે એટલે અહિંસા, બ્રહ્મચર્ય, મદ્યત્યાગ, સત્ય, ચોરીનો ત્યાગ,

માંસત્યાગ, દાન, દયા, વગેરે નીતિને માર્ગે ચડે અને ધીમે ધીમે અધિકારાનુસાર વૈરાગ્ય, જ્ઞાન, ભકિત વગેરે સાધનો પ્રાપ્ત કરી મોક્ષનો અધિકારી થાય એવી આ માર્ગની યોજના છે. મોક્ષનાં ધામ તરીકે પુષ્ટિમાર્ગનો ગોલોક સ્વામીનારાયણને માન્ય છે (શિક્ષાપત્રી શ્લો. ૧૨૧)

એમજ સેવાનો વિધિ તથા વ્રતોનો નિર્ણય પુષ્ટિ માર્ગને અનુસરીને કરવાનું સહજાનન્દ સ્વામીએ કહ્યું છે. (જુઓ શિક્ષાપત્રી શ્લો. ૮૧) ઉપર પ્રમાણે વૈષ્ણવ સંપ્રદાયોમાંના બે રામાનુજ અને વલ્લભ સંપ્રદાયમાંથી જુદાં જુદાં તત્ત્વો લઈને સહજાનન્દે પોતાનો સંપ્રદાય ઘડયો છે, એ દેખીતું છે. તેમજ અનીતિ પોતાના પન્થમાં ન પેસે માટે જૂના વૈષ્ણવ પન્થોના અનુભવથી સહજાનન્દ સ્વામીએ 'મન્દિરમાં સ્ત્રી પુરૂષોએ પરસ્પર સ્પર્શ ન કરવો.' (જુઓ શિક્ષાપત્રી) વગેરે નિયમો ઘડયા છે.

ગુજરાતની વસ્તીના જે વર્ગમાં હજી સુધી કોઈ સંપ્રદાયે પ્રવેશ કર્યો ન હતો, તે વર્ગમાં આ નવો પન્થ ચાલ્યો. અને એ પન્થની છાયામાં એ વર્ગ કાંઈક ઉંચે આવ્યો.

ગુજરાતની વસ્તીમાંથી સ્વામીનારાયણ પન્થમાં ૧૮૭૨માં બે લાખ ૮૭ હજાર માણસો હતાં એ ઉપર કોઠામાં નોંધ્યું છે. હાલમાં ત્રણ લાખની ઉપર હશે.

સ્વામીનારાયણ સંપ્રદાયનાં બે મુખ્ય ધામ છે. વરતાલ અને અમદાવાદ અને એ બેની ગાદી વચ્ચે આખા દેશની વ્યવસ્થા વ્હેંચી આપી છે. બેય સ્થળે મોટાં સુન્દર મન્દિરો છે. જે દાદા ખાચરના દરબારમાં બેસીને સહજાનંદે ઉપદેશ કરેલો તે ખાચર તથા એના વારસોએ આપેલી જમીન ઉપર મ્હોટું મન્દિર ગઢડામાં પણ ઉભું થયું છે. આ ઉપરાંત કાઠિયાવાડ ગુજરાતનાં ન્હાનાં મ્હોટાં સર્વ ગામોમાં જ્યાં જ્યાં સ્વામીનારાયણના અનુયાયીઓ હશે ત્યાં ત્યાં એ પન્થનાં મંદિરો પણ હશે. સ્વામીનારાયણ પાસે સ્થાવર જંગમ ઘણી મીલ્કત છે એમ કહેવાય છે. જેની

વ્યવસ્થા છેક પ્રીવીકાઉન્સીલ સુધી ઝગડો ગયા પછી તેના ચુકાદાને અનુસરી હાલમાં આચાર્ય, સાધુઓ અને સત્સંગીઓ એ ત્રણેયના પ્રતિનિધિઓ દ્વારા થાય છે.

સહજાનન્દ સ્વામીને રામપ્રતાપ અને ઈચ્છારામ નામના બે ભાઈઓ હતા. જેને અયોધ્યાપ્રસાદ અને રઘુવીર નામના બે પુત્રો થયા. સહજાનન્દ સ્વામીને કાંઈ સન્તાન ન હોવાથી આ ભત્રીજાઓ એની ગાદીએ આવ્યા અને હાલ સુધી એના સીધા કે દત્તક લીધેલા વારસો ગાદી ઉપર છે; જે આચાર્ય કહેવાય છે.

હાલમાં વડતાલની ગાદી ઉપર શ્રી. આચાર્ય આનંદપ્રસાદજી બીરાજે છે અને અમદાવાદની ગાદી ઉપર દેવેન્દ્રપ્રસાદજી બીરાજે છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયીઓના ત્રણ વર્ગો છે, બ્રહ્મચારી, સાધુઓ અને ગૃહસ્થો. બ્રાહ્મણો જ બ્રહ્મચારી થઈ શકે છે. સાધુઓમાં ગમે તે વર્ણના લોકો હોય છે પણ તેમાં પરમહંસ અને પાળા કે પાર્ષદ એવો ભેદ છે. શૂદ્રો પાર્ષદ જ થઈ શકે છે. અને ત્રીજા ગૃહસ્થો. ઉપરોક્ત આચાર્ય અને બ્રહ્મચારીઓ, સાધુઓ અને ગૃહસ્થ અનુયાયીઓમાંના શ્રેષ્ઠ પુરૂષો, મળીને સ્વામીનારાયણ સંપ્રદાયની સર્વ વ્યવસ્થા વ્યાપારી નીતિને અનુસરીને કરે છે. ઉપરોક્ત ચારેયની ફરજોની મર્યાદા સહજાનન્દ સ્વામીએ પોતે શિક્ષાપત્રીમાં ટુંકામાં કહી છે.

સ્વામીનારાયણ સંપ્રદાયમાં સહજાનન્દે પોતે કરેલા બે ગ્રન્થો પ્રસિદ્ધ છે. એક શિક્ષાપત્રી એમાં ૨૧૨ શ્લોકો છે. જેમાં સ્વામી નારાયણ સંપ્રદાયના મુખ્ય સિદ્ધાંતોનું ટુંકામાં, તથા એ પંથના જુદા જુદા વર્ગના અનુયાયીઓની ફરજોનું નિરૂપણ કર્યું છે. બીજો ગ્રંથ—વચનામૃત જેમાં સહજાનન્દ સ્વામીએ જુદે જુદે સ્થળે પોતાની પાસે આવેલા લોકોને સાદી ગુજરાતી બોલીમાં સામાન્ય ઉપદેશનાં જે વચનો કહેલાં તેનો સંગ્રહ છે. એવાં કુલ વચનામૃતો ૨૬૨ છે. સહજાનંદના પોતાના ચાર શિષ્યો—મુક્તાનંદ સ્વામી, ગોપાલાનંદ સ્વામી, નિત્યાનંદસ્વામી તથા શુકમુનિ. એઓએ આ વચનામૃતોનો સંગ્રહ કર્યો છે. આ ઉપરાંત સ્વામીનારાયણના

પત્રો છે, તેની પણ સ્વતંત્ર ગ્રંથ જેટલી પ્રતિષ્ઠા સંપ્રદાયમાં છે: આથી વિશેષ જ્ઞાનની જે હરિભક્તને આવશ્યકતા હોય તેણે ચાર વેદ, વ્યાસસૂત્ર, શ્રીમદ્‌ભાગવત, વિષ્ણુસહસ્રનામ, ભગવદ્‌-ગીતા, વિદુરનીતિ, સ્કન્દપુરાણના વિષ્ણુખંડમાં કહેલું વાસુદેવ માહાત્મ્ય, મિતાક્ષરા સાથે યાજ્ઞવલ્કય સ્મૃતિ, રામાનુજનું શ્રીભાષ્ય, વગેરે ગ્રન્થો જોવા એમ સહજાનન્દ સ્વામીએ પોતે શિક્ષાપત્રીમાં કહ્યું છે. તેમાં પણ આચાર, વ્યવહાર અને પ્રાય-શ્ચિતના નિર્ણય માટે યાજ્ઞવલ્કય સ્મૃતિ, ભક્તિ વૃત્તિની પુષ્ટિ માટે ભાગવતનો દશમસ્કન્ધ, અધ્યાત્મજ્ઞાન માટે રામાનુજ ભાષ્ય વગેરે વિવેક બતાવ્યો છે.

સ્વામી નારાયણ પન્થમાં સહજાનંદ સ્વામી પોતેજ પૂર્ણ અને પ્રગટ પુરૂષોત્તમ મનાય છે. સ્વામી નારાયણના મન્દિરોમાં દેવની મૂર્તિની પડખેજ સ્વામી નારાયણની મૂર્તિ હોય છે. આ રિવાજમાં પણ રામાનુજ મતની છાયા દેખાય છે. રામાનુજ સંપ્રદાયનાં મન્દિરોમાં દેવની બાજુમાં આલવારોની તથા રામાનુજની મૂર્તિઓ પધરાવવાનું ધોરણ છે.

સાધારણ રીતે આ માર્ગે વિદ્યાના વિકાસમાં કે પ્રચારમાં ઝાઝો ભાગ લીધો નથી. છતાં સ્વામી નારાયણના સમયમાંજ વાસુદેવાનંદ અને દીનાનાથ શાસ્ત્રી જેવાએ અને શ્રી મુક્તાનંદ આદિ ૭ ભક્ત કવિઓએ સંસ્કૃતમાં તથા ગુજરાતીમાં અનેક ગદ્ય પદ્ય ગ્રન્થો લખ્યા છે.

તેમાંથી સ્વામી નારાયણના સમકાલીન ૭ ભક્ત કવિઓની ગુજરાતી કવિતાની આ સંપ્રદાયના સ્વરૂપ તથા પ્રચારની નિદર્શક થોડી વાનગી નીચે ઉતારી છે.[1]

---

૧ સાહિત્ય સંસદ તરફથી પ્રકાશિત ગુજરાતી સાહિત્ય ખં. પ વિ. ૭માં શ્રી ઇશ્વરલાલ ઇ. મશરૂવાળાએ લખેલા 'સ્વામી નારાયણ સંપ્રદાય ગુજરાતી સાહિત્ય' એ લેખમાંથી આ સાર ખેંચ્યો છે. આ છયે ભક્ત કવિઓનાં ચિત્રો સાથે ચરિત્રો માટે જુઓ કલ્યાણનો સંત અંક દુસરા ખંડ પૃ. ૬૭૦થી આગળ 'સ્વામીનારાયણ સંપ્રદાય કે સંત' નામનો લેખ.

(૧) શ્રીમુક્તાનંદ (૨) બ્રહ્માનંદ (૩) પ્રેમાનંદ (૪) નિષ્કુળાનંદ (૫) દેવાનંદ (૬) મંજુકેશાનંદ, એ છએ સ્વામી નારાયણના સમકાલીન હતા.

**શ્રી મુક્તાનંદસ્વામીના** મુકુન્દબાવની, ઉદ્ધવગીતા, સતી ગીતા વગેરે ગ્રન્થો પ્રસિદ્ધ છે. તેઓ વૈરાગ્યવાન જ્ઞાની કવિ હતા. તેમણે કહ્યું છે કે:—

દાસી થઇને રહેજે તું દીનદયાળની
નીચી ટહેલ મળે તો માની મોટું ભાગ્ય જો.
ભવ બ્રહ્માદિકને નિશ્ચે મળતી નથી.
પુરૂષોત્તમ પાસે બેઠાની જાગ્ય જો.

આમાં ગુરૂનાં માહાત્મ્યને તેઓ કેવું જાણતા તે પ્રત્યક્ષ થાય છે. મુક્તાનંદ પોતે સહજાનંદ સ્વામીથી વયે મોટા, રામાનંદ ગુરૂના પટ્ટશિષ્ય હોઇ મોટા બંધુ જેવા, સહજાનન્દ સ્વામી તેમની પાસે એક વર્ષ સુધી શિષ્ય પેઠે રહેલા અને પછી પણ તેમના પ્રતિ ગુરૂપ્રતિ રાખે તેવો ભાવ અને વિનય રાખતા છતાં મુક્તાનંદ સ્વામી તેમની પાસે પગે ઘુઘરા બાંધી, હાથમાં કરતાલ લઈ નાચતા ને કીર્તનો અને પદો બોલી રીઝવતા. આટલું નિર્માનીપણું અને આવો ગુરૂનો મહિમા તેમના મનમાં હતાં.

**બ્રહ્માનંદ સ્વામી** જ્ઞાતિએ બારોટ હતા. તેમનો જન્મ આબુની તળેટીમાં ખાણ નામના ગામમાં સં. ૧૮૨૮માં થયો હતો. તેઓને કચ્છ-ભૂજમાં સ્વામી નારાયણનાં પ્રથમ દર્શન થયાં અને તેજ વખતે એના મનમાં નિશ્ચય થઈ જતાં તેઓએ ગાયું કે:—

આજની ઘડી રે ધન્ય આજની ઘડી.
મેં નિરખ્યા સહજાનંદ ધન્ય આજની ઘડી.
કામ ક્રોધને લોભ વિષે રસ ન શકે અડી.
લાવજીની મૂર્તિ મારા હૃદયમાં ખડી રે. ધન્ય.
જીવની બુદ્ધિ જાણી ન શકે એ મોટી અડી
સમુદ્રની દૃષ્ટિ થતાં વસ્તુ એ જડી.

આ કવિએ સુમતિ પ્રકાશ, વર્તમાન વિવેક, અને બ્રહ્મ વિલાસ વગેરે ગ્રન્થો હિન્દીમાં લખ્યા છે. ગુજરાતીમાં તેઓએ જે થોડું લખ્યું છે તેમાંથી એક બીજો નમુનો નીચે આપ્યો છે.—

હરિજન અત્યારે જે ઉરમાં હિંમત રાખે.
ટેક ન મેલે રે તે મરદ ખરા જગ માંહી.
ત્રિવિધ તાપે રે, કેદી અંતર ડોલે નાહીં.
મસ્તક માયારે સર્વે તૃણ જેવું તોલે.
બ્રહ્માનંદ કહે રે એમ સમજે તે નર શૂરા.
તન કરી નાંખે રે ગુરૂ વચને ચૂરેચૂરા.
સાચાં શૂરાં રે, જેના વેરી તે ઘાવ વખાણે.
જીવન જૂઠું રે મરવું તે મંગળ જાણે,
તેની પેરે રે હરિજન પણ જોઇએ તીખા.
અંતર શત્રુને રે લાગે અતિ વજ્ર સરીખા,
માથું જાતાં રે મુખનું પાણી નવ જાવે.
બ્રહ્માનન્દ કહે રે તે સંત હરિજનભાવે.

**પ્રેમાનંદ સ્વામી**—આનું બીજું નામ પ્રેમ સખો હતું. તેમનાં પદોની વિશેષતા દીનપણામાં, વિશ્વાસમાં અને પ્રેમમાં રહેલી છે. સહજાનંદ સ્વામીના વિરહનાં, બારમાસીનાં અને તિથિઓનાં પદો વાંચનારને તેમની પ્રેમ લક્ષણા ભક્તિ પ્રત્યક્ષ થાય છે. તેઓનાં:—

વંદું સહજાનંદ રસરૂપ અનુપમ સારને રે લોલ.

એ સત્સંગમાં પ્રસિદ્ધ અષ્ટક સાંભળીને સહજાનંદ સ્વામીએ કહેલું કે "જેને આવી રીતે ભગવાનનું સ્મરણ છે, તેને ધન્ય છે. અને તેને તો ઉઠીને અમે દંડવત્ કરીએ." (ગ–પ્ર–વ. ૪૮) આ પ્રેમ સખીની પ્રેમ લક્ષણા ભક્તિ દર્શાવતું એક પદ નીચે ઉતાર્યું છેઃ—

મુને તારા મુખની માયા લાગીરે, સલુણા શ્યામ સોહાગી.
માણીગર હું તો તારા મોલીડામાં મોહી માવાઃ

રસીઆજી રૂપ જોઈ અનુરાગી રે......સલુણા.
સાંભળી સુંદર તારા મુખડાની વાણી વાલા.
હવે મારા મનની ભ્રમણા ભાગીરે......સલુણા
માવા મરમાળી તારી આંખડલીની રેખું રાતી;
આવી મારા ઉરમાં ઉંડી વાગીરે......સલુણા.
પ્રેમાનંદના પ્યારા હાર હૈયાના કહાના વારી,
તમ કારણે થઈ વેરાગીરે ......સલુણા.
વળી;--

પ્રીતમ પ્રાણુ પતિ રે ઓરા આવો નિરખું પ્રીતમ પ્રાણુપતિ.

અથવા--કેશવ કેડેરે ફરે મન કેશવ કેડે. મોહી પાગને છેડે વગેરે વચનો સહજાનંદ સ્વામીને જ પ્રગટ પુરૂષોત્તમ જાણીને તેના ઉપર ઢોળેલી પ્રેમ લક્ષણા ભક્તિનાં સૂચક છે.

**નિષ્કુળાનંદ સ્વામી**--આ વૈરાગ્યમૂર્તિ સ્વામીનાં પદો જન સમાજમાં સર્વથી વધુ જાણીતાં થયેલાં છે. તેમની ભાષા ધરગત્તુ ગુજરાતી છે. ને પદોના રાગો ઘણા ખરા ગરબીઓ અને ધોળોના છે. નીચેનું પદ આ સંપ્રદાયની દૃષ્ટિને બરાબર દર્શાવે છે:—

સહજાનંદ સિંધુરે સખી સદા સેવીયેરે જો સુખ ઇચ્છિયે મન માંય,
ડગમગ કરીરે દિલ ન ડોલાવીએરે જેણે કરી જીત્યો અવસર જાય.
સહજા૦
અવસર આવોરે અવર આવે નહીંરે જેમાં કાંઈ મળીયા સુંદર શ્યામ;
એવાને મુકીનેરે અન્ય ન આરાધિયેરે જેણે કરી જીવિત થાય હરામ,
સહજા૦

સહજાનંદ સ્વામીના અંતર્ધાન થવા પછી તરતમાંજ તેઓએ પ્રવર્તાવેલાં જ્ઞાન, વૈરાગ્ય, બ્રહ્મચર્ય, ત્યાગ, તિતિક્ષા વગેરેમાં સત્સંગમાં શિથિલતા આવેલી જોઈ ને નિષ્કુળાનંદ સ્વામી એ 'શ્રીજી પધાર્યા સ્વધામમાં રે' ધોળમાં જે ભવિષ્યવાણી કહેલી છે તે ઘણે અંશે અક્ષરશઃ ખરી પડતી દેખાય છે એમ કહીને

શ્રીમશરૂવાળાએ લાંબો ઉતારો કર્યો છે તેમાંથી નમુનાની થોડી પંક્તિઓ નીચે ઉતારી છેઃ—

નારી ધનને નિંદશેરે વાતમાં વારમવાર
અંતરે અભાવ તો નહીં કરેરે જેને કેનો ન રહ્યો ભાર

... ... ... ...

છોટા છોટા શિષ્ય રાખશેરે ચાકરી કરવા બે ચાર
મોટાની મહોબત મુકશેરે જેને કેનો ન રહ્યો ભાર.
ત્યાગ ન હોય જો તનમાં રે તેનો અતિ કરશે ઉચ્ચાર
દંભે કરીને દિન કાઢશેરે જેને કેનો ન રહ્યો ભાર.

... ... ... ...

સર્વે દગાનાં સ્થળો દેખાડીયાંરે એવાં બીજાં છે અપાર
તન અભિમાન તે નહિ તજેરે જેને કેનો ન રહ્યો ભાર
આ તો ભાખ્યું છે ભવિષ્યનું રે સૌ સમજી લેજો સાર
નિષ્કુળાનંદ કે એ નહિ ફેરેરે કહ્યું મેં કરી વિચાર.

**મંજુકેશાનંદ સ્વામીનાં** પદોની સંખ્યા ૪૦૦૦ની કહેવાય છે તેમનું મુખ્ય અંગ વૈરાગ્યનું છે. છતાં ગુરૂ પ્રત્યેનો પ્રેમઃ—'ધર્મ કુંવર કયારે આવશેરે મન મળવાને ચ્હાય.' વગેરે પદોમાં દેખાય છે. જ્યારે 'એમ કહી પરનારી સંગ કરે, ચેલાતણું દ્રવ્ય હરે, તેનું પાપ હૈયામાં ન ધરે' વગેરેમાં અનીતિમાન ગુરૂઓને ચાબખા માર્યા છે.

**દેવાનંદ સ્વામીઃ**—એમનાં પદો ગુજરાતમાં ને ખાસ કરીને સ્ત્રી વર્ગમાં તથા ટહેલીયા ભટોમાં બહુ જ પ્રિય થઈ પડી સારી પ્રસિદ્ધિ પામ્યાં છે એમ શ્રી. મશરૂવાળા કહે છે. દા. ત.:—

કર પ્રભુ સંગાથે, દઢ પ્રીતડી રે મરી જાવું મેલી ધનમાલ
અંતકાળે સગું નહિ કોઈનું રે
જનમ સંગાથી વીસાર્યા જગદીશને રે, એળે ખોયો મનુષ્યાવતાર
વગેરે

સ્વામીનારાયણના સમયના આ ૭ કવિઓ તો છે પણ તે

પછીયે ઘણાએ ગુજરાતી ગદ્ય પદ્યમાં રચના કરી છે પણ એનું સ્થાન સંપ્રદાયના ઈતિહાસમાં જ છે. છેવટ એક જ હકીકત નોંધવાની રહે છે કે આધુનિક ગુજરાતી કવિતા સાહિત્યના આદિ કવિ દલપતરામ સ્વામીનારાયણ સંપ્રદાયી હતા.

## ઉપસંહાર

શરૂઆતમાં ઈશતત્ત્વની મહત્તાનું ભાન, પછી એ પરતત્ત્વ પ્રતિ હૃદયની કોમળ વૃત્તિઓનું સ્વતઃ વહન, અને છેવટ અસ્પષ્ટ ભક્તિવૃત્તિનો વિકાસ એટલું ભક્તિમાર્ગનું બીજ, વેદકાળમાં આર્યોએ રોપ્યું હતું. પછી અસ્ફુટ ભક્તિવૃત્તિને સ્ફુટ કરી, એનાં સર્વ અંગોને સ્પષ્ટ દર્શાવી, જ્ઞાન, કર્તવ્યનિષ્ઠા, યોગ, નીતિ વગેરે સાથે ભક્તિનો સુન્દર સમન્વય કરી, ઈશતત્ત્વ, જીવતત્ત્વ અને જગત ત્રણેનાં સ્વરૂપ તથા ત્રણેનો પરસ્પર સંબન્ધ દેખાડી, ભગવાન વાસુદેવે ભક્તિમાર્ગનો અપૂર્વ ઉપદેશ, ૨૫૦૦ વર્ષ પહેલાં કર્યો ત્યારે એ બીજમાંથી વૃક્ષ થયું. એ ઉપદેશનાં સત્ય ઉપરની ભક્તિ ક્રમશઃ ઉપદેશક ઉપરની ભક્તિરૂપે, સામાન્ય જનસમૂહનાં હૃદયોમાં પરિણામ પામી, એટલે ઈશતત્ત્વનું નામ વાસુદેવ, એની ભક્તિથી જ મુક્તિ અને ભગવદ્ગીતા એ ભક્તિનું આદિ શાસ્ત્ર એ સિદ્ધાંતત્રય ઉપર આધાર રાખનારો ભક્તિમાર્ગનો પ્રવાહ પ્રગટ થયો. પછી પ્રાચીનતર કાળમાં આર્યોના હૃદયમાં પ્રગટેલી વૈદિક વિષ્ણુભક્તિ અને સૃષ્ટિના આદિ તત્વરૂપ નારાયણની ભક્તિ એ બન્ને વાસુદેવ ભક્તિમાં મળી જવાથી આર્યોને અતિ વ્હાલો ત્રિવેણી સંગમ થયો. ઇ. સ. પૂર્વેનાં બે શતકોમાં ઉપરોક્ત ત્રિવેણી સંગમથી આગળ ચાલેલો વૈષ્ણવ ધર્મનો પ્રવાહ પાઞ્ચરાત્ર અથવા ભાગવત સંપ્રદાય રૂપે વહેતો હતો. મહાભારતમાં એ સમયના ભાગવત ધર્મનું વર્ણન મળે છે. હેલીઓદોરસ જેવા યવનને આ ભાગવત ધર્મે આકર્ષ્યો હતો. ઇ. સ. ચોથા પાંચમા શતકમાં ગુપ્ત રાજ્યના આશ્રયથી વૈષ્ણવ-

શૈવ ભક્તિ પ્રવાહમાં નવી ભરતી આવી અને અપૂર્વ જોરથી વહેતો એ પ્રવાહ સીક્કાઓમાં, દાનપત્રોના લેખોમાં તત્કાલીન શિલ્પકળામાં, મૂર્તિઓમાં, પાઞ્ચરાત્ર સંહિતાઓમાં, પુરાણોમાં અને આગમોમાં પથરાઇ ગયેલો દેખાય છે. ઈ. સ. ના ૫માથી ૧૦ મા શતક સુધીમાં સર્વત્ર ફેલાઈ ગયેલા એ પૌરાણિક વૈષ્ણવ ધર્મમાંથી ઈ. સ. ના ૧૧ મા શતકથી રામાનુજ વગેરે વૈષ્ણવ સંપ્રદાયોની શાખાઓ ફુટવા લાગી. અને ૫૦૦ વર્ષોમાં તો જુદા જુદા પાંચ સંપ્રદાયો દ્વારા સમસ્ત ભારત વ્યાપી એક મહાન સંસ્થા ઉભી થઈ. પછી વિશાળ હૃદયવાળા દયાળુ સન્તોએ ભક્તિને લોકભાષામાં ઉતારીને શૂદ્રોને પણ એ દિવ્ય સંસ્થામાં પ્રવેશ કરવાનો દરવાજો ઉઘાડી દીધો. પરિણામે શૈવ ચમારો, વૈષ્ણવ અને શૈવ મહારો તથા શૈવ માંગો વગેરે અસ્પૃશ્ય જાતિઓ આજે જોવામાં આવે છે.

મધ્યકાળના મુસલમાની હુમલાઓ વખતે આ સંપ્રદાયોનાં મંદિરોનો નાશ થતો, મૂર્તિઓ ભાંગી જતી, ગામો બળતાં તથા લુંટાતાં અને હજારો માણસો વગર મોતે કપાઈ જતાં કે ગુલામીમાં પકડાતાં છતાં આ વૈષ્ણવ અને શૈવ આચાર્યોએ તથા સન્તોએ ધીરજ છોડી નહિ અને લોકોનાં જીવનમાં ઉત્સાહને અને ધર્મને ટકાવી રાખ્યાં.

વર્તમાનમાં આ દેશનાં કરોડો હૃદયોને દુઃખમાં શાન્તિનું તથા ઈશતત્ત્વમાં આશ્રયનું દ્વાર કેવળ આ વૈષ્ણવ ભક્તિમાર્ગજ છે. આ રીતે ૨૫૦૦ વર્ષથી અનેક રૂપે વહેતો આ વૈષ્ણવ ધર્મનો પ્રવાહ આ દેશના લોક સમૂહનો ઉદ્ધારક બની રહ્યો છે; અને હજી ઘણા વખત સુધી બની રહેશે.

इति विद्यातपोयोनिरयोनिर्विष्णुरीडितः ।
वाग्यज्ञेनार्चितो देवः प्रीयतां जगदीश्वरः ॥
ॐ: शान्तिः शान्तिः शान्तिः

# ઉલ્લિખિત ગ્રન્થો અને ગ્રન્થકારોની સૂચિ

અખાકૃત કાવ્યો (ગુ. વ. સો. એ પ્રકાશિત)

અગસ્ત્યસંહિતા

અગ્નિપુરાણ (આ. સં. સીરીઝ)

અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ.
(ગુજરાત ૧૯૩૫માં દુ. કે. શાસ્ત્રીનો લેખ.)

અણુભાષ્ય તથા તેની ટીકાઓ

અણુભાષ્યના ગુજરાતી ભાષાન્તરમાં શ્રી. જેઠાલાલ ગો. શાહનો
ઉપોદ્ઘાત (શુદ્ધાદ્વૈતસિદ્ધાન્ત)

અધ્યાત્મ રામાયણ

અર્લી હીસ્ટરી ઑફ વૈષ્ણવીઝમ ઇન સાઉથ ઇંડિઆ
૧૯૨૦—શ્રીકૃષ્ણસ્વામી આયંગરકૃત.

અહિર્બુધ્ન્ય સંહિતા તથા તેનો ઉપોદ્ઘાત

આઉટલાઈન ઑફ ધી રીલીજીઅસ લીટરેચર ઑફ ઇંડિયા—ફર્કુહરનું

આઉટલાઇન ઑફ સાઈકોલોજી, ૧૯૨૩, ડૉ. મેક્ડુગલનું

આર્કીઓલોજીકલ સર્વે ઑફ ઇન્ડિયા, એન્યુઅલ રીપોર્ટ,
૧૯૦૫-૦૬, ૧૯૧૧-૧૨, ૧૯૧૩-૧૪, ૧૯૧૪-૧૫

આર્કીઓલોજીકલ સર્વે ઑફ ઈન્ડિઆ, ઇ. સ. ૧૯૦૩, બર્જેસનું

આપણો ધર્મ—આ. બા. ધ્રુવકૃત

ઇન્ડિયન એન્ટીકવેરી

ઇન્ડિયન રીલીસોફી—રાધાકૃષ્ણનનું

ઇન્ડિયન હીસ્ટોરીકલ ક્વોર્ટર્લી—ગ્ર. ૬.

ઇન્સ્ટીંક્ટ ઇન મેન—ડૉ. ડ્રેવરનું

ઈન્ટ્રોડક્ટરી લેક્ચર્સ ઑન સાઈકોઍનાલીસીસ
(અં. ભા. ૧૯૨૧)—ફ્રોઇડનું

ઈન્ટ્રોડક્શન ટુ સોસીયલ સાઇકોલોજી—ડૉ. મેક્ડુગલનું

ઇમ્પીરીઅલ ગેઝેટીઅર—ગ્ર. ૧૪

ઉજ્જ્વલ નીલમણિ—રૂપગોસ્વામીકૃત

ઋગ્વેદ સંહિતા
એ ફરગૉટન એમ્પાયર—સેવેલનું
એથીક્સ ઓફ ઇન્ડિયા—હોપ્કીન્સનું
એનલ્સ ઓફ ભાંડારકર ઇન્સ્ટીટયૂટ
એન્શીઅન્ટ હીસ્ટોરીકલ ટ્રેડીશન—પાર્જીટરનું
એનસાઈક્લોપીડીઆ ઓફ રીલીજીઅન એન્ડ એથીક્સ
એપીગ્રાફીઆ ઈન્ડિકા
એલીમેન્ટસ ઓફ હિન્દુ આઈકોનોગ્રાફી—ગોપીનાથરાવકૃત
ઐતરેય બ્રાહ્મણ
ઓરીએન્ટલ કોન્ફરન્સનો રીપોર્ટ વડોદરા
ઓરીસ્સા એન્ડ ઈટ્સ રીમેઈન્સ
ઔચિત્યવિચારચર્ચા—કવિક્ષેમેન્દ્રકૃત
અંતઃકરણપ્રબોધ—વલ્લભાચાર્યકૃત
કઝન્સ એન્ટીકવેરીઅન રીમેઇન્સ ઇન બોમ્બે પ્રેસીડન્સી
કઠોપનિષદ્
કર્ણભંગ—ભાસ કવિનું નાટક
કબીર કસૌટી
કબીર બીજક
કબીર સંપ્રદાય (શ્રી. કિસનસિંહ ચાવડાકૃત-ફા. ગુ. સ.થી પ્રકાશિત)
કબીર સાહબકી ભક્તાવલિ—બેલ્વેડીઅર પ્રેસ
કલકત્તા રીવ્યુ, ૧૯૧૬, જાનેવારી
કલ્યાણનો ભક્તાંક
„ સંતઅંક
કાવ્યદોહન ભાગ ૭
કાવ્યાનુશાસન—હેમચન્દ્રાચાર્યકૃત
કૃષ્ણકર્ણામૃત—બિલ્વમંગળ અથવા લીલાશુકકૃત
કૃષ્ણચરિત્ર(બંકિમચન્દ્ર)નું શ્રી કૃ. મો. ઝવેરીનું ભાષાન્તર
કેવ ટેમ્પલ્સ ઓફ ઇન્ડિઆ
કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઈન્ડિઆ ગ્ર. ૧

કોર્પસ ઈન્સ્ક્રીપ્શીઓનમ્ ઇન્ડીકેરમ્ ગ્ર. ૩
કૌમુદી ૧૯૩૫, જુલાઈ
કૌમુદી ૧૯૮૩, કાર્તિક
ગાથાસપ્તશતી
ગીતગોવિન્દ—જયદેવ કવિકૃત
ગીતગોવિન્દ—કે. હ. ધ્રુવરચિત ગુજરાતી અનુવાદમાં 'કવિ અને કાવ્ય'
ગીતાની મધુસૂદન સરસ્વતીકૃત ટીકા
ગીતાભાષ્ય—શંકરાચાર્યનું
ગીતારહસ્ય લોકમાન્ય તિલકનું
ગુજરાતના ઐતિહાસિક લેખો—ફા. ગુ. સ.થી પ્રકાશિત
ગુજરાત, ૧૯૮૨ શ્રાવણ
ગુજરાત, ૧૯૩૫
ગુજરાતી, ૧૯૩૨, ૧લી મે.
ગુજરાતી, ૧૯૩૫, સપ્ટેમ્બર તથા દીપોત્સવી અંક.
ગુજરાતી, ૧૯૩૪, પૃ. ૭૨૦, ૭૫૬
ગુજરાતી, ૧૯૮૮, દીપોત્સવી અંક
ગુજરાતી, ૧૯૩૫, ડીસેમ્બર તા. ૨૨નો અંક
ગુજરાતી, ૧૯૯૦નો કૃષ્ણાંક
ગુજરાતી સાહિત્ય, ખં. ૫. વિ. ૭—શ્રી. ઇ. ઇ. મશરૂવાળાનો લેખ—'સ્વામી નારાયણ સંપ્રદાય'
ગુજરાતી સાહિત્ય, ખં. ૫. વિ. ૮. શ્રી. ક. મા. મુનશીનો લેખ
ગુજરાતી લેંગ્વેજ એન્ડ લીટરેચર—ન. ભો. દીવેટીઆકૃત
ગુજરાતી સાહિત્યના માર્ગસૂચક સ્તંભો શ્રી. કૃ. મો. ઝવેરીકૃત
ચૈતન્યચરિતામૃત—કવિરાજ કૃષ્ણદાસકૃત
ચૈતન્ય મુવમેન્ટ—કેનેડીકૃત
ચૈતન્યસ લાઇફ એન્ડ ટીચીંગ્સ—જદુનાથ સરકાર
ચોરાસી વૈષ્ણવોની વાર્તા
ચૌરાસી અંગકી સાખી
જર્નલ ઓફ ધી બોમ્બે બ્રાન્ચ ઓફ રોયલ એશીઆટીક સોસાઇટી, ગ્ર. ૧૧

જર્નલ ઓફ ધી રોયલ એશીઆટીક સોસાઇટી, ૧૯૧૦
જર્નલ ઓફ ધી રોયલ એશીઆટીક સોસાઇટી, ૧૯૨૫

ડીજનરેશન—મેક્સ નોર્ડુનું

તત્ત્વદીપ નિબંધ
તાર્કિકરક્ષાની જ્ઞાનપૂર્ણની ટીકા
તાર્કિકરક્ષાની ડૉ. વેનીસની પ્રસ્તાવના
તામિલ સ્ટડીઝ
તુકારામાચી ગાથા (મરાઠી) નિર્ણયસાગર પ્રેસમાંથી પ્રકાશિત
તૈત્તિરીય આરણ્યક
તૈત્તિરીય ઉપનિષદ્
ત્રિકમદાસનાં કાવ્યો અને તેનું ચરિત્ર—ગુજરાતી પ્રેસ-પ્રકાશિત

થીઝમ ઇન મીડીવલ ઇન્ડિયા—કાર્પેન્ટરનું
થેરાગાથા
થોડાંક રસદર્શનો—શ્રી. ક. મા. મુનશીકૃત

દશરૂપ-કવિ ધનંજય કૃત
દશશ્લોકી નિમ્બાર્કાચાર્યકૃત તથા તેની ટીકા
દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ-ડા. રા. ગો. ભાંડારકર કૃતનું ગુ. ભા. ગુ. વ. સો. એ છપાવેલ

દશાવતાર ચરિત-ક્ષેમેન્દ્રકૃત
દાસબોધ (મરાઠી) રામદાસકૃત-

ધ્વન્યાલોક-આનંદવર્ધનાચાર્યકૃત-
ધી એડોર્નમેન્ટ ઓફ ધી સ્પીરીચ્યુઅલ મેરેજ (અં. ભા. ૧૯૧૬)
ધી વેરાઇટીઝ ઓફ રીલીજીઅસ એક્સપીરીઅન્સ, ૧૯૦૨, વીલીઅમ જેમ્સનું-

ધી સાઇકોલોજી ઓફ રીલીજીઅન, ૧૮૯૯. ઈ. ડી. સ્ટારબુકનું-
ધી સાઇકોલોજી ઓફ રીલીજીઅન, ૧૯૧૬, જી. એ કૂનું-
નરસિંહ મહેતાના કાવ્યડાનો ઉકેલ-ગુજરાતી પ્રેસ-પ્રકાશિત

નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ-ગુજરાતી પ્રેસ પ્રકાશિત
નરસૈયો, ભક્ત હરિનો-શ્રી. ક. મા. મુનશીકૃત-
નામદેવાચી ગાથા (મરાઠી) જગત હિતેચ્છુ પ્રેસમાંથી પ્રકાશિત
નારદ પંચરાત્ર
નારદ ભક્તિસૂત્ર
નારાયણોપનિષદ્
નિજવાર્તા
નિરુક્ત-યાસ્કનું
નિરોધ લક્ષણ-શ્રી. વલ્લભાચાર્યકૃત
નેચર ઓફ રીલીજીઅન, ૧૯૨૫, ડબલ્યુ. પી. પેટરસનનું
પદ્મપુરાણ
પહેલી સાહિત્ય પરિષદ્‌નો રિપોર્ટ
પંચતંત્ર
પાણિનિનાં સૂત્રો-અષ્ટાધ્યાયી-
પુરાતત્ત્વ
પુરાણનિરીક્ષણ-ત્ર્યંબક ગુરુનાથ કાલેનું-
પુરાણવિવેચન-દુ. કે. શાસ્ત્રીનું ગુ. વ. સો. થી પ્રકાશિત
પુષ્ટિમાર્ગનો ઇતિહાસ-શુદ્ધાદ્વૈત ભક્તિ માર્તંડ-વર્ષ. ૮. અં. ૯
પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ-શ્રી વલ્લભાચાર્યકૃત તથા તેની ટીકાઓ-
પ્રબંધચિંતામણિ ફા. ગુ. સ. થી પ્રકાશિત
પ્રણામી ધર્મપત્રિકા
પ્રસ્થાન, સં. ૧૯૯૧
પ્રસ્થાન, ૧૯૯૧, માગશર
પ્રસ્થાન, ૧૯૮૩, વૈશાખ અને અષાઢ
પ્રસ્થાન, પુ. ૧૬
પ્રસ્થાન ભેદના શ્રી. પ્રહ્લાદચન્દ્રશેખર દિવાનજીએ કરેલા ભાષાન્તરનો પ્રવેશક
પ્રાચીન લેખમાળા-નિ-પ્રે.
પ્રેમાવતાર ચૈતન્યદેવ
પ્રોગ્રેસ રિપોર્ટ ઓફ ધી આર્કીઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડીઆ-વેસ્ટર્ન સર્કલ, ૧૯૦૩-૪, ૧૯૧૬-૧૭

ફાર્બસ ગુજરાતી સભા "ત્રૈમાસિક" પુ. ૨. અં. ૧ ને ૩.
ફાર્બસ ગુજરાતી સભા "ત્રૈમાસિક" પુ. ૧. અં. ૩
ફીલોસોફી ઓફ્ પ્લોટીનસ-ડીન ઈન્ગેનું-
બસ્સો બાવન વૈષ્ણવોની વાર્તા
બ્રહ્મપુરાણ
બ્રહ્મવૈવર્તપુરાણ
બ્રહ્મસૂત્રના અણુભાષ્યની રશ્મીટીકા
બ્રહ્મસૂત્ર તથા તેનાં શંકરાચાર્ય, રામાનુજ, વિ. નાં ભાષ્યો
બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્યની વાચસ્પતિકૃત ભામતી ટીકા
બંગાળી બધેકારાઇ બનાવટ, પ્રજાબંધુ-૧૮-૧૦-૩૬
બાલગોપાળસ્તુતિ-બિલ્વમંગળકૃત
બિહાર અને ઓરીસ્સા રીસર્ચ સોસાઈટીનાં જર્નલો
બીજી સાહિત્ય પરિષદ્‌નો રિપોર્ટ
બુદ્ધિપ્રકાશ, પુ. ૮૦ અં. ૧
બુદ્ધિપ્રકાશ, ૧૯૧૫
બુદ્ધિપ્રકાશ, પુ. ૬૯, ૮૦, ૮૨
બૃહત્સંહિતા-વરાહમિહિર-
બૃહત્સ્તોત્ર સરિત્સાગર
બૃહદારણ્યકોપનિષદ્
ભક્તકવિશ્રી દયારામભાઈનું ચરિત્ર, ૧૯૨૦, શ્રી. શં. છ. રાવળરચિત
ભક્તમાળ-નાભાજીકૃત
ભક્તલીલામૃત-(મરાઠી) મહિપતિકૃત-
ભક્તિ-મીમાંસા-શાંડિલ્યકૃત—
ભક્તિ રત્નાવલી-વિષ્ણુપુરીકૃત—
ભક્તિ રસાયન-મધુસૂદન સરસ્વતીકૃત
ભક્તિ વર્ધિની-શ્રી વલ્લભાચાર્યકૃત તથા તેની ટીકાઓ
ભગવદ્ગીતા
ભગવદ્‌ભક્તિ માહાત્મ્ય (સં) ચંદ્રદત્ત મૈથિલકૃત—
ભવિષ્યપુરાણ

ભવિષ્યોત્તર પુરાણ
ભાગવતની શ્રીધરી ટીકા
ભાગવતની સુબોધિની ટીકા
ભાવનગરના પ્રાચીન લેખો
ભાસનાં નાટકો
ભાલણ-શ્રી. રા. ચુ. મોદીકૃત
ભાલણકૃત બે નળાખ્યાનની રા. ચુ. મોદીની પ્રસ્તાવના
મત્સ્ય પુરાણ—
મધ્વવિજય—નારાયણકૃત
મધ્વ સિદ્ધાન્તસાર—પદ્મનાભસૂરિકૃત
મનુસ્મૃતિની મેધાતિથિની ટીકા—
મરાઠી રિયાસત—પૂર્વભાગ—જી. એસ. સરદેસાઈનું
મહાભારત, આદિપર્વ
મહાભારત, આશ્વમેધિક પર્વ
મહાભારત, નારાયણીય પર્વ
મહાભારત, વનપર્વ
મહાભારત, શાન્તિપર્વ
મહાભારત, સભાપર્વ
મહાભારત તાત્પર્યનિર્ણય—મધ્વાચાર્યકૃત—
મહારાષ્ટ્રીય જ્ઞાનકોષ, ૧૮ મો વિભાગ—
માધુરી (હિન્દી) ૧૯૩૬, જાનેવરી-
મીસ્ટીસીઝમ ઇન મહારાષ્ટ્ર-શ્રી. રાનાડેકૃત—
મુક્તાફળ-બોપદેવકૃત
મુંડકોપનિષદ્
મુંબઈ ગેઝેટીઅર ગ્રં. ૧. ભા. ૨
મુંબઈ ગેઝેટીઅર ગ્રં. ૯. ભા. ૧
યતિધર્મસમુચ્ચય
યતિરાજવૈભવમ્—આન્ધ્રપૂર્ણનું
યતીન્દ્રમતદીપિકા-શ્રીનિવાસદાસકૃત
યાદવોનું કુળ-દુ. કે. શાસ્ત્રી, નડિયાદની સા. મ. નો રિપોર્ટ

યોગસૂત્ર
રત્નેશ્વરકૃત ભાગવતનો શ્રી. કે. કા. શાસ્ત્રીનો ઉપોદ્ઘાત
રસપ્રકાશ સુધાકર (નિ. પ્રે. પ્રકાશિત)
રસિક-વલ્લભ—કવિ દયારામકૃત-
રસિકવલ્લભનો ઉપોદ્ઘાત—પ્રો. જે. ગો. શાહકૃત
રાજતરંગિણી
રિપોર્ટ ફોર ધી સર્ચ ફોર સંસ્કૃત મેન્યુસ્ક્રીપ્ટસ્ ૧૮૮૨-૮૩,
ડા. રા. ગો. ભાંડારકર
રિપોર્ટ ફોર ધી સર્ચ ફોર સંસ્કૃત મેન્યુસ્ક્રીપ્ટસ્ ૧૮૮૪
રૂદ્રટના કાવ્યાલંકાર ઉપર નમિસાધુની ટીકા
લ્યુડર્સ લીસ્ટ ઓફ બ્રાહ્મી ઇન્સ્ક્રીપ્શન્સ—
વલ્લભાખ્યાન—કવિ ગોપાળદાસનું-
વલ્લભવેલ—કેશવદાસકૃત-
વલ્લભાષ્ટક-વિઠ્ઠલનાથજીકૃત-
વલ્લભ દિગ્વિજય
વલ્લભીય સર્વસ્વ
વસંત-માસિક સં. ૧૯૬૧, શ્રાવણ, ભાદ્રપદ
વસંત-રજત મહોત્સવ ગ્રંથમાં દે. રા. ભાંડારકરનો લેખ
વ્યાકરણ મહાભાષ્ય
વિદ્વન્મંડન ઉપર તેલીવાળાનો ઉપોદ્ઘાત
વિષ્ણુપુરાણ
વેદાન્તપારિજાતસૌરભ-નિમ્બાર્કાચાર્યકૃત
વેણુનાદ
વૈષ્ણવઝ ઓફ ગુજરાત-પ્રો. એન. એ. થૂથીકૃત-
વૈષ્ણવીઝમ, શૈવીઝમ,-ડા. રા. ગો. ભાંડારકરનું-
વૈષ્ણવ લીટરેચર-દિનેશચન્દ્રસેનકૃત-
વૈષ્ણવાઇટ રીફોર્મર્સ ઓફ ઇન્ડીઆ-શ્રી. રાજગોપાલાચારીઅરનું
શતપથબ્રાહ્મણ
શબ્દકલ્પદ્રુમ
શિશુપાલવધ-માઘકવિકૃત-

શીખ રીલીજીઅન-મેકલીફ કૃત-
શુદ્ધાદ્વૈત ભક્તિમાર્તંડ-વર્ષ ૮. અં. ૯
શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તસાર-ભટ્ટશ્રી રમાનાથશર્માનો-
શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ-દુ. કે. શાસ્ત્રી, ફા. ગુ. સ. થી પ્રકાશિત
શ્રી કૃષ્ણલીલા કાવ્યનું નિવેદન (અં. બુ. જાનીએ સંપાદિત)
શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં પુસ્તકોની સવિસ્તર નામાવલિ
શ્રી નાથજીના પ્રાકટ્યની વાર્તા
શ્રી પુષ્ટિસિદ્ધાન્ત કુસુમાવલી, પુ. ૭
શ્રી મધ્વાચાર્ય—કૃષ્ણસ્વામી રચિત
શ્રી રામાનુજાચાર્ય, એ સ્કેચ ઓફ હીઝ લાઈફ એન્ડ ટાઇમ્સ, શ્રી. કૃષ્ણસ્વામી આયંગરકૃત
શ્રી રામાનન્દ દિગ્વિજય-ભગવદ્દાસજી બ્રહ્મચારીએ લખેલ
શ્રી વલ્લભાચાર્યચરિત-મુરલીધરદાસકૃત
શ્રી વલ્લભાચાર્યચરિત્ર-કે. કા. શાસ્ત્રીએ લખેલું
શ્રી વલ્લભાચાર્યનું ચરિત્ર-લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસે લખેલું
શ્રી વલ્લભાચાર્યનું ચરિત્ર-રશ્મી અને પ્રકાશ સાથે સંપાદિત અણુભાષ્યના ઉપોદ્‌ઘાતમાં તેલીવાળાએ લખેલ-
શ્વેતાશ્વતરોપનિષદ્-
સત્સિદ્ધાન્ત માર્તંડ
સમાલોચક-૧૯૧૫, સપ્ટેમ્બર
સરસ્વતી કંઠાભરણ-ભોજકૃત
સરસ્વતી, ૧૯૩૪
સર્વદર્શન સંગ્રહ—માધવાચાર્યકૃત
સર્વોત્તમસ્તોત્ર—વિઠ્ઠલનાથજીકૃત—
સહજાનંદસ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાય-કિ. ઘ. મશરૂવાળાકૃત
સ્કંદપુરાણ—
સ્તોત્રસંગ્રહ—
સ્પેઈસ, ટાઈમ એન્ડ ડીટી. ૧૯૨૦, એલેક્ઝાન્ડરનું
સ્વામીનારાયણનાં વચનામૃતો—
સાઉથ ઈન્ડીઅન ઈન્સ્ક્રીપ્શન, ૧૮૯૯
સાચું સ્વપ્નનો ઉપોદ્‌ઘાત
સાહિત્ય, પુ. ૨૨. અં. ૨.

સાહિત્યપરિષદ્(સુરત)નોરિપોર્ટ—
સાક્ષર જયન્તી
સિદ્ધાન્તમુક્તાવલી—શ્રી વલ્લભાચાર્યકૃત
સિદ્ધાન્તરહસ્ય—શ્રી વલ્લભાચાર્યકૃત તથા તેની ટીકાઓ
સિદ્ધાન્તરહસ્ય સટીકનો તેલીવાળાનો ઉપોદ્ઘાત
સીલેક્શન્સ ફ્રોમ હિન્દી લીટરેચર—લાલા સીતારામકૃત—
સુડાબહોતેરી—કવિ શામળ—
સુધા (હિંદી માસિક) વર્ષ ૭. ખં. ૧
સુભદ્રાહરણની શ્રી. અં. બુ. જાનીની પ્રસ્તાવના
સમ્પ્રદાય પ્રદીપ—ગદાધરદાસકૃત—
સન્ત બાની સંગ્રહ—
સંન્યાસ નિર્ણય—શ્રી વલ્લભાચાર્યકૃત તથા તેની ટીકાઓ
સાંખ્યકારિકા—ઇશ્વર કૃષ્ણની—
હર્ષચરિત, બાણકવિકૃત—
હરિભક્તિ રસામૃત સિન્ધુ, રૂપગોસ્વામીકૃત
હરિલીલાવિવેક, બોપદેવકૃત
હરિલીલાષોડશકલા, કવિ ભીમકૃત—
હરિલીલા ષોડશકલા, શ્રી. અં. બુ. જાનીનો ઉપોદ્ઘાત
હરિવંશ
હિન્દતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, શ્રી. ન. દે. મહેતાનો—
હિન્દી ભાષા તથા ઉસકે સાહિત્યકા વિકાસ, પં. અયોધ્યાસિંહ ઉપાધ્યાયકૃત—
હિન્દી સાહિત્યનો ઇતિહાસ, શ્રી કિસનસિંહ ચાવડાકૃત
હિન્દુ કાસ્ટસ એન્ડ સેકટસ, ઇ. સ. ૧૮૯૬, યોગેન્દ્રનાથ ભટ્ટાચાર્યકૃત
હીસ્ટરી ઓફ ઈન્ડીઅન લીટરેચર, વીન્ટરનીટ્ઝ
હીસ્ટરી ઓફ ધી બેંગાલી લેંગ્વેજ એન્ડ લીટરેચર, શ્રી. દીનેશચન્દ્રસેનકૃત—
હીસ્ટરી ઓફ ધી વૈષ્ણવસ, ટી. એ. ગોપીનાથરાવકૃત
હીસ્ટરી ઓફ ધી સેકટસ ઓફ વલ્લભાચાર્યસ, ૧૮૬૫
હીસ્ટરી ઓફ ફાઈન આર્ટ ઈન ઈન્ડીઆ એન્ડ સીલોન, વિન્સેન્ટ સ્મીથકૃત
હીસ્ટરી ઓફ સંસ્કૃત લીટરેચર, કીથ—

# શુદ્ધિપત્ર

| પૃ૦ | લી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૨૪-૨૫ | એકએકતા | એકતા |
| ૬ | ૭ | સગીત | સંગીત |
| ૧૦ | ૨૩ | મૂકેલા | મૂકેલો |
| ૧૫ | ૨૨ | તરીકના | તરીકેના |
| ૧૬ | ૯ | ૬૭ | ૬૭ |
| ૨૩ | ૨૨ | भार्गों | भर्गों |
| ૨૪ | ૧૯ | ઋ. ૪-૧-૭ | ઋ. ૪-૧૭-૯ |
| ,, | ૨૬ | ઋ. ૧-૫૭-૧૧ | ઋ. ૧-૬૨-૧૧ |
| ૨૫ | ૨૬ | ઋ. ૧-૧૬૪-૨૧ | ઋ. ૧-૧૬૪-૨૦ |
| ૨૭ | ૧૦ | છે; છે | છે |
| ૨૯ | ૪ | પણુ | પણ |
| ૨૯ | ૯ | એણુ | એમ |
| ૨૯ | ફુટનોટ-૨ | શ્વે. ૪-૧૮ | શ્વે-૬-૧૮ |
| ૩૦ | ફુટનોટ-૧ | બૃ. ઉ. | છા. ઉ. ૩-૧૮-૧ |
| ,, | ,, -૨ | તૈ. ઉ. | છા. ઉ. ૩-૧૪-૧ |
| ૪૬ | ૧૧ | ૪-૪-૯૯ | ૪-૩-૯૯ |
| ૪૭ | ૪ | વાતાવ્રરણુ | વાતાવરણુ |
| ૪૯ | ૨૨ | સૃષ્ટા | સ્રષ્ટા |
| ૫૧ | ૨૫ | પતજલી | પતંજલી |
| ૬૦ | ૧૦ | મનાર્ઈ | મનાય |
| ૬૪ | ૯ | વાર્ષ્ણેવ | વાર્ષ્ણેય |
| ૬૬ | ૩ | વગેર | વગેરે |
| ૬૮ | ૩ | નહિઃ | નહિ, |
| ૭૭ | ૨૨ | તમને; | તમને, |
| ૮૮ | ૫ | પુરાણોણું | પુરાણોમાં |

| પૃ૦ | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૮ | ૧૧ | કથત | કથન |
| ૯૯ | ૭ | માક્ષનો | મોક્ષનો |
| ૧૦૩ | ૧૪ | એસ | એમ |
| ,, | ૨૬ | યાદવાનું | યાદવોનું |
| ૧૦૭ | ૫ | માનવાનુ | માનવાનું |
| ૧૧૧ | ૧ | જગ્વા | જગ્યા |
| ૧૧૨ | ૯ | મષ્ય | મષ્વ |
| ,, | ૧૯ | વસ્તુત; | વસ્તુત: |
| ,, | ,, | બ્રહ્મ | બ્રહ્મ |
| ૧૧૭ | ૧૬ | માત્સ્યર્યને | માત્સર્યને |
| ૧૨૭ | ૨૭ | એકસ્થળ | એકસ્થળે |
| ૧૩૦ | ૧૨ | વિષ્ણુના | વિષ્ણુના |
| ,, | ૧૫ | ભાગતતકારે | ભાગવતકારે |
| ,, | ૧૭ | શ્રીકૃણુચરિત | શ્રીકૃષ્ણુચરિત |
| ૧૩૯ | ૫ | પોચ્યો | પહોંચ્યો |
| ૧૪૦ | ૧૧ | પોચી | પહોંચી |
| ૧૪૪ | ૧૮ | ચાલતા | ચાલતો |
| ૧૫૦ | ૧ | વધારે | ધારે |
| ૧૫૧ | ૭ | મળેમા | મળેલા |
| ૧૫૭ | ૧૭ | પતજલી | પતંજલી |
| ૧૫૯ | ૧ | ઠરવનરો | ઠરાવનારો |
| ૧૬૨ | ૧૦ | અમક | અમુક |
| ,, | ૧૬ | શબ્દાનો, | શબ્દાનો |
| ૧૬૩ | ૮ | તાલીમ | તામિલ |
| ૧૬૪ | ૧૦ | પોચી | પહોંચી |
| ૧૬૭ | ૧૫ | વિષ્ણુ | વિષ્ણુ |
| ,, | ૧૮ | સહસ્રગતિ | સહસ્રગીતિ |

| પૃ૦ | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૧ | ૨ | યામુમમુનિના | યામુનમુનિના |
| ૧૭૫ | ૭ | ઇશ્વદ | ઈશ્વર |
| ,, | ૧૧ | મુમુક્ષના | મુમુક્ષુના |
| ૧૭૭ | ૨૦ | પ્રદ્યુમ્ર | પ્રદ્યુમ્ન |
| ૧૭૯ | ૫ | અવિછિન્ન | અવિચ્છિન્ન |
| ,, | ૨૨ | વિધાઓ | વિદ્યાઓ |
| ૧૮૩ | ૪ | મતતા | મતના |
| ૧૮૫ | ૧૨ | વખી | લખી |
| ૧૮૬ | ૧૧ | બ્રહ્મનું; | બ્રહ્મનું, |
| ૧૮૮ | ૨૧ | વાસુદેહ | વાસુદેવ |
| ૧૯૨ | ૬ | પ્રેમલક્ષણા | પ્રેમલક્ષણા |
| ૧૯૪ | ૬ | થયા. | થયો. |
| ૧૯૬ | ૮ | નિઃસંદહ | નિઃસંદેહ |
| ૨૦૨ | ૫ | વિષ્ણુપરી | વિષ્ણુપુરી |
| ૨૦૨ | ૮ | કૃષ્ણદાસ | કૃષ્ણદાસે |
| ,, | ફુટનોટ ૨ | ગુજરાતનો | ગુજરાતીનો |
| ૨૦૪ | ૬ | માધનાનલ | માધવાનલ |
| ૨૦૬ | ૧૭ | ગ્રન્થો | ગ્રન્થો |
| ,, | ફુટનોટ ૧લી લીંટી | કે | છે |
| ૨૦૭ | ૧૬ | બ્રહ્મવૅવત | બ્રહ્મવૈવર્ત |
| ૨૧૧ | ૪ | સાહિત્યમાં | સાહિત્યમાં. |
| ૨૧૫ | ૧૯ | વિષ્ણુ ભક્તિનાં | વિષ્ણુ ભક્તિનાં |
| ૨૧૬ | ૫ | ઉષાદાનકારણ | ઉપાદાન કારણ |
| ૨૨૧ | ૩ | ઘણી | ઘણે |
| ,, | ૧૬ | તરીક | તરીકે |
| ,, | ૧૯ | શાડિલ્યને | શાંડિલ્યને |
| ૨૩૪ | ૧૫ | વિકાશ | વિકાસ |
| ,, | ૧૭ | શાંડિત્ય | શાંડિલ્ય |

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૩૪ | ૧૯ | ઉજ્જળ | ઉજ્જવલ |
| ૨૩૫ | ફુટનોટ ૯મી લીંટી | અથમતો | પ્રથમતો |
| ૨૩૯ | ૩ | અવિશ્વનીય | અવિશ્વસનીય |
| ૨૪૭ | ૧૨ | દાક્ષણાપથ | દક્ષિણાપથ |
| ,, | ૧૩ | અણુભાષ્ણના | અણુભાષ્યના |
| ૨૫૨ | ૧૮ | અતિહાસિક | ઐતિહાસિક |
| ૨૫૬ | ૨ | બૃહદ્રાષ્ય | બૃહદ્ભાષ્ય |
| ,, | ૨૩ | ૧ | ૨ |
| | | ઉમેરો:–૨ પુષ્ટિમાર્ગનો ઇતિહાસ પૃ. ૬૧. | |
| ૨૬૨ | ૧૬ | સાકર | સાકાર |
| ૨૬૩ | ૩ | આચ્દાદિત | આચ્છાદિત |
| ,, | ૪ | વૈષ્ણવાના | વૈષ્ણવોના |
| ૨૬૭ | ૧૨ | કરયાની | કરવાની |
| ૨૭૦ | ૧૪ | તરી | તરીકે |
| ૨૭૧ | ૧ | ધર્મમાગમાં | ધર્મમાર્ગમાં |
| ,, | ૬ | પોચે | પહોંચે |
| ૨૭૨ | ૧૫ | કૃણના | કૃષ્ણના |
| ૨૭૫ | ૪ | ગોકુનાથજીના | ગોકુળનાથજીના |
| ૨૭૬ | ૧૯ | ભષ્ટ | ભ્રષ્ટ |
| ૨૯૦ | ફુટનોટ | ૨–૩ | ૩–૨ |
| ૨૯૨ | ૧૨ | કર | કરે |
| ૩૦૨ | ૨૩ | વગીકરણ | વર્ગીકરણ |
| ૩૦૫ | ૧૧ | પ્રકણમાં | પ્રકરણમાં |
| ૩૧૧ | ૧૭ | વિટ્ઠલ | વિઠ્ઠલ |
| ,, | ૨૮ | વષ્ણવ | વૈષ્ણવ |
| ૩૧૪ | ૭ | મુકુન્દારાજ | મુકુન્દરાજ |
| ૩૧૫ | ૧૨ | સપ્રદાયના | સંપ્રદાયના |

| પૃ. | લી. | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧૫ | ૧૯ | તરીક | તરીકે |
| ૩૨૦ | ૧૯ | જ્ઞાનદેવી | જ્ઞાનેશ્વરી |
| ૩૩૧ | ફુટનોટ ૧. | પૃ. | પુ. |
| ૩૩૨ | ૬ | ન્હાાનામોટા | ન્હાનામોટા |
| ૩૩૬ | ૧૫ | કહેવાનું | કહેવાતું |
| ૩૪૨ | ૧૧ | ક્ષબ્દો | શબ્દો |
| ૩૫૧ | ૭ | પ્રયાર | પ્રચાર |
| ૩૫૨ | ૧૮ | અર્થાચીન | અર્વાચીન |
| ૩૫૫ | ૭ | વંશના વખતના લેખો | વંશના લેખો |
| ૩૫૭ | ૨૦ | પિના | પિતા |
| ,, | ૨૧ | પ્રીતિમાળા | પ્રીતિવાળા |
| ૩૫૮ | ૧૫ | સમયનાં | સમયમાં |
| ,, | ૨૧ | (પુનામાં) | (પુના)માં |
| ૩૬૦ | ૧૦–૧૧ | અવિછિન્ન | અવિચ્છિન્ન |
| ,, | ૧૨ | વષ્ણુવ | વૈષ્ણુવ |
| ૩૬૧ | ૮ | द्वारकालंकर | द्वारकालंकार |
| ,, | ૨૭ | શંકરારાચાર્ય | શંકરાચાર્ય |
| ૩૬૪ | ૫ | ગુજરતમાં | ગુજરાતમાં |
| ૩૭૭ | ૧૦ | ગ્રથો | ગ્રન્થો |
| ૩૮૮ | ૧૨ | સંપદાયોમાંથી | સંપ્રદાયોમાંથી |
| ૩૯૫ | ૨૭ | ઉપોદઘાત | ઉપોદ્ઘાત |
| ૩૯૭ | ૨ | પ્રમરસ | પ્રેમરસ |
| ૪૦૮ | ૩ | નરરસિંહ | નરસિંહ |
| ૪૧૪ | ૧૦ | હ્રખનૌ | લખનૌ |
| ૪૧૯ | ૨૪–૨૫ | દેવદેવીદેવીઓના | દેવદેવીઓના |
| ૪૨૧ | ૧૭ | કદી | કરી |